# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૧

રતિલાલ 'અનિલ'
જુઆં યેમેનેઝ
હોલ્ડરલિન
શિરીષ પંચાલ
તારિણીબહેન દેસાઈ
ટોમસ માન
સનત્ ભટ્ટ
જયંત પારેખ

# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૧
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૮૯
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬



<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## જન્મદિને બૂકે / રતિલાલ 'અનિલ'

થોકે થોકે સ્મરણો જાગ્યાં,
થર પર થર, આખાં ઉથલાવ્યાં,
સામાને, ખુદને પડકાર્યા,
હાર્યા, જીત્યા, જીત્યા હાર્યા,

સ્મિતો સાથે આંસુ લાવ્યાં,
જિલેટીનનું બખ્તર પહેરી ફૂલો આવ્યાં !

શરમાયો, ખૂબ જ શરમાયો,
જરઠ જીભે શો ફાગણ ગાયો !
ગાંડા કાઢ્યા, હરખ્યો ડા'યો.
કિરણ કિરણ પર શ્યામલ છાયો,

સ્મિતો સાથે આંસુ લાવ્યાં,
જિલેટીનનું બખ્તર પહેરી ફૂલો આવ્યાં !

છૂટે-ન એવી 'લાંઠ' પડી છે,
એંસી એંસી ગાંઠ પડી છે;

ઊર્મિઓ બહુ લડી, રડી છે,
ક્ષણો શું, જાણે 'દીવાસળી' છે !

ઊમટી ઊમટી વેદન રેલ્યાં,
જિલેટીનનું બખ્તર પહેરી ફૂલો આવ્યાં !

એકલતાના લાંબા દિવસ,
'હરિ, હરિ !'નો ઓહ 'ભજનરસ',
- કાળા પથરે સોનાનો કસ !
રસ જ નહીં, ત્યાં કેવો અપરસ ?

ડગમગતા પગ 'અંગદ' લાગ્યા ?
જિલેટીનનું બખ્તર પહેરી ફૂલો આવ્યાં !

બખ્તર કેવું અપારદર્શક,
પુષ્પો તો જાણે કે આશક !
ભેટ બનીને ઓરા આવે,
સુગંધ રાખે નિજની પાસે !

ઝરણાં ખુદ લાવારસ લાવ્યો,
જિલેટીનનું બખ્તર પહેરી ફૂલો આવ્યાં !

થોડાં કાવ્યો / જુઆં યેમેનેઝ

## પ્રિયા

ના, તું મૃત નથી.
પ્રત્યેક વસંતમાં ગુલાબની સાથે સાથે
તું પુનર્જીવિત થાય છે.
જીવનની જેમ
તારામાંય થોડાં સૂકાં પાંદડાં છે ...

પણ પ્રિયા,
તારી ધરતીમાં
ગંભીર વચનો રોપાયાં છે
એ એટલાં જ ભુલાઈ જતાં હોય
તોય એ પાળવાં તો રહ્યાં.

પ્રેમ ન કરવાનો પ્રયત્ન તો મિથ્યા છે.
એક દિવસ મધુર અનિલ હૃદય સુધી આવી પહોંચે છે
તારાભરી રાત્રિ
પ્રિયા તું ઇન્દ્રિયો સુધી અવતરે છે,
પ્રથમ ક્ષણના જેવો પવિત્ર

તું વિશુદ્ધ છે એટલે જ શાશ્વત છે !
તારી ઉપસ્થિતિમાં
આકાશમાંથી, શ્વેત ટોળામાં
નમણાં કબૂતરો ઊતરી આવે છે,
આપણે તેમને મૃત માન્યા હતા.
તું પ્રત્યેક ફૂલને નવાં પાંદડાંથી ખીલવે છે
તું શાશ્વત પ્રકાશને અનેક વાણીથી મઢી દે છે
પ્રિયા, તું વસંતની જેમ
શાશ્વત છે.

<u>ડૂબી ગયેલી કન્યા</u>

તેની નગ્નતા અને સમુદ્ર
બંને એકબીજાના બરોબરિયા
સદીઓથી પાણી
પોતાના વિશાળ સિંહાસન પર
તેને આસનસ્થ કરવા
પ્રતીક્ષા કરતું હતું.
અને ઇલિરિયામાં એ બન્યું.
સાવ સુંવાળા કેપ્રિ બીચ પર
જાણે રમત કરતો હોય તેમ
ઉનાળાનાં મોજાંને ધરી દીધી.
એટલે સ્મિત ઉજ્વાળું બન્યું
પ્રેમ આનંદમય બન્યો.
નાવિકો
સાવધાન,
વીનસ ફરી રાણી તરીકે
અવતરે છે.

## અંતિમ યાત્રા

હું દૂર જતો રહીશ.
પંખીઓ તોય ગાતાં હશે.
લીલાં વૃક્ષવાળો મારો બાગ પણ હશે,
તેના સફેદ કૂવા સમેત.

દરરોજ સાંજે આકાશ ભૂરું અને શાંત હશે.
ટાવરની ઘડિયાળમાંથી
આજે સાંજે રણક્યા હતા તેવા સૂર ફરી રેલાશે.

જેઓ મને ચાહે છે તેઓ મૃત્યુ પામ્યા હશે,
ગામ દર વર્ષે નવેસરથી સજ્જ થાય છે
સફેદ રંગવાળા બાગમાં મેં ઊગાડેલા ક્યારાને ખૂણે
મારો આખો ભૂતકાળ રતિથી ભટક્યા કરશે ...

અને હું દૂર જતો રહીશ;
એકલો ઘર વિનાનો,
કોઈ લીલુંછમ વૃક્ષ નહીં,
કોઈ ચૂને ધોયેલો કૂવો નહીં.

કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૧ :

થોડાં સુવાક્યો / હોલ્ડરલિન

તમારી પાસે મસ્તક હોય અને હૃદય પણ હોય તો બેમાંથી એક જ
કોઈને બતાવજો; જો એકી સાથે બંને દેખાડશો તો બંનેનો તિરસ્કાર થશે.

મારા હૃદયમાં છેક ઊંડે આપખુદો અને cleric માટે તિરસ્કાર છે,
પણ એનાથી વધારે તિરસ્કાર તો એમની સાથે હાથ મિલાવતી પ્રતિભાશાળી
વ્યક્તિ માટે છે.

આટલું ધ્યાન રાખો : એપોલો પત્રકારોનો દેવતા બન્યો છે, જે વફાદારીપૂર્વક
વિગતો આલેખે છે તે માનવી છે.

અરે દુનિયાદારીમાં ડાહ્યો ગણાય છે તે ! શિશુઓની સાથે તે બાળક બનવા
જાય છે પણ વૃક્ષ અને બાળક તો પોતાની પાર જે છે તેને ઝંખે છે.

## બોનાપાર્ટ

કવિઓ તો જીવનનો આસવ અને વીર નાયકોના ઉત્સાહને જેમાં
સાચવવામાં આવે છે તે પવિત્ર પાત્ર જેવાં હોય છે.

પણ આ યુવાનનો ઉત્સાહ એને સંઘરવા માગતા પાત્રને
તોડીફોડી નહીં નાખે ?

પ્રકૃતિના ચૈતન્યની જેમ કવિએ એને અસ્પૃશ્ય જ રાખવો,
કારણ કે એવી બધી સામગ્રી પ્રતિભાશાળીઓને ક્ષુદ્ર બનાવી દે છે.

એ કવિતામાં જીવી શકતો નથી, ટકી શકતો નથી; તે તો આ જગતમાં
જીવે છે અને ટકી રહે છે.

* * *

'તમે આટલું બધું સંક્ષિપ્તમાં કેમ લખો છો ? પહેલાં તમને ગાવામાં જેટલો રસ હતો તેટલો હવે નથી શું ? યુવાન હતા ત્યારે આશાભરેલા દિવસોમાં તો તમે ગાવાનું બંધ કરવા જરાય તૈયાર ન હતા.'
જેવું મારું ભાગ્ય તેવું મારું ગીત. આથમતા સૂરજના અજવાળામાં તમે આનંદપૂર્વક ગાશો ? એ તો આથમી ગયો. પૃથ્વી થીજેલી છે, રાત્રિપંખી તમારી આંખો તરફ વિચિત્ર રીતે આવી રહ્યું છે.

દૂર દૂરના ટાપુઓને ખૂંદીને નદી કાંઠાના પોતાના ઘેર આવતો નાવિક ભાગ્યશાળી છે; હું પણ ફરી ઘેર જવા માગું છું; પણ યાતના સિવાય બીજું તો હું શું કમાયો છું ?

જો તમે મિત્રોને ભૂલી જશો, જો તમે કળાકારની ઠેકડી ઉડાડશો,

જો તમે કોઈ પ્રતિભાશાળીની બુદ્ધિનું અર્થઘટન તુચ્છ રીતે, અભદ્ર રીતે કરશો તો ઈશ્વર તમને માફ કરી દેશે, પણ તમે કદી પ્રેમીઓના એકાંતને આંચ ન પહોંચાડતા.

* * *

ખેડૂત તેની ઝૂંપડી પાસે વૃક્ષ નીચે શાંતિથી બેઠો છે,
પોતાની પાસે જે છે તેનાથી સંતુષ્ટ થઈને ચૂલામાંથી નીકળતા ધુમાડાને જોઈ રહે છે. શાંત ગામડામાં આવતા ramblerને આવકારવાનો ઘંટનાદ થાય છે.
હવે નાવિક પણ બંદરે પાછો ફરે છે, દૂર દૂર નગરોમાં બજારની શોરગુલ ધીમે ધીમે શમી રહ્યો છે; શાંત ઉદ્યાનમાં એકઠા થયેલા મિત્રોને પ્રેમપૂર્વક બોલાવી મિજલસ આપી રહ્યો છે.
પણ હું ક્યાં જઈશ? મર્ત્ય માનવીઓ મજૂરી અને કામથી જીવે છે; ઘડીકમાં કામ ઘડીકમાં આરામ; બધું જ ખુશખુશાલ છે... તો મારે એકલાએ જ શા માટે હૃદયને વીંધતા કાંટાની વેદના ભોગવવી?

સંધ્યાકાશમાં વસંત ખીલી ઊઠી છે; અગણિત ગુલાબ ખીલ્યાં છે અને સોનેરી જગતને શાંતિથી ચમકાવે છે; હે રાતાં વાદળ, મને ત્યાં લઈ જાઓ.
અને ત્યાં ઊંચે પ્રકાશમાં, વહેતા પવનમાં મારા રાગને, મારા શોકને ઓગાળી નાખો, પણ જાણે મારી મૂરખાઈથી આ જાદુ ઓગળી જાય છે; આકાશ નીચે જ્યાં ઊભો છું ત્યાં હમેશની જેમ અંધકાર છવાઈ જાય છે અને એકાંત ઘેરી વળે છે.
તો આછી નિદ્રા આવ. હૃદય બહુ ઝંખે છે; પણ અંતે તો ચંચળ, સ્વપ્નિલ યૌવન પણ પોતાની મેળે જ કજળી જશે. વૃદ્ધાવસ્થા જ્યારે શાંત, સ્વસ્થ બનશે.

## સોય / રતિલાલ 'અનિલ'

ડોશીના મોઢે 'સસ્તો સુકાળ' શબ્દો સાંભળતો ત્યારે એક આનામાં મળતી પચ્ચીસ સોયની સરસ પડીકીનું ચિત્ર આંખ સામે તરવરતું. અઢી આને પાશિંગ શો સિગારેટનું પેકેટ મળે એમાં સુખવાસી માણસ જેવી સિગારેટ ચાંદી જેવી કોઈ ધાતુના કાગળના આચ્છાદનમાં મળે એમ સુંવાળા સોયને પણ એવી રૂપેરી ધાતુનું આચ્છાદન હોય. પેલી રાયણના લાકડામાંથી પોતે બનાવેલી કાંસકી વેચવા આવતી વણઝારણ પણ સોયની એ પડીકી રાખે. કાંસકી સ્ત્રીને ખપે તો સોય પણ સ્ત્રીને ખપે એટલી કોઠાવિદ્યા એનામાં ખરી. આજે પણ ઇજનેરી વિદ્યામાં આપણને અલ્લાયો માર્ક મળે ! તો આ પચ્ચીસ સોય એક આનામાં શીરીતે બને એ બાળકુતૂહલનું સમાધાન કોઈ વડીલ કરે નહીં. એના ધાતુના રૂપેરી લીસા આચ્છાદન પર આંગળીનું ટેરવું ફરે એમ સુંવાળી સોય પર આંગળી ફેરવી જોઉં. એક આનામાં મળે છે તો ખરીદું એવો ઉમળકોયે ખરો, પણ ઘરમાં એવી એક પડીકી કાયમ હોય. તેમાંથી એકાદ સોય એના પર આંગળીનું ટેરવું ફેરવવાનું સુખ મેળવી લેતો. બહેનોના ચોટલા પર નજર જાય તો તેમાં ટૂંકા દોરા સાથે સોય ખોસેલી દેખાય ! ત્યારે ચોટલે શોભાની સસ્તી પીન ખોસવાનો રિવાજ એની સાથે સોયને પણ 'સહિયર' રૂપે સ્થાન મળે. હવે તો શેરીના છોકરાયે ખુલ્લા પગે ફરતા નથી. એમનો દરજ્જો વિકાસયુગમાં વધ્યો છે, તે સસ્તી ચંપલ પગમાં હોય જ. એમ તો મોટપણે આ 'રાજા માણસે' પણ સસ્તી ચંપલ પહેરી છે, અને રબરના પડને વીંધીને ટાંચણીની અણી પગના તળિયે ખૂંપી છે, પણ ત્યારે ખુલ્લા પગમાં

કાચની કટકી કે કાંટો જ પગના તળિયે ઈચ્છા, અનિચ્છાના ભાવ વિના પ્રવેશતો પણ ગાંધીજી પર આવેલો એક હડહડતો કાગળ વાંચી તેમાં રહેલી 'કામની ચીજ' ટાંચણી કાઢી લઈને કાગળ બંને બાજુ લખેલો હશે એટલે પેપર બાસ્કેટના હવાલે કરેલો. અમને તો ઉઘાડા વાંસે ભેરુઓના હાથના પંજા જ મળેલા, હવે તો જાતે વાંસો ખંજવાળવા સિવાય એવી 'તક' મળતી નથી, કાગળનો વાંસો કોરો હોય તો એ 'ભવ્ય ડોસો' તેના પર 'નવજીવન' માટે લેખ લખ્યા વિના રહે નહીં. કામની ચીજ હોય તો તે મારી અણી જ છે એવું કાંટો પણ જાણે ! એટલે એની અણી જ પગના તળિયે રહે, બાકીનાં ભાગ રસ્તે પડ્યો રહે. કાંટાની એ મહત્ત્વની અણી પગમાં અનાયાસ ઘૂસે ત્યારે મા પાસે જવું પડે, તેની પાસે સોય હાજર જ હોય. એ ઓપરેશન કરતા સર્જનની કુશળતાથી કાંટાની અણી પગના તળિયામાંથી કાઢવા સોયની અણીથી પગની, સરખામણીએ જાડી ચામડી પણ સંવેદનશીલ એટલે સોયની અણીથી પગનું તળિયું ધીરજ અને કાળજીથી ખોતરે તોયે આપણને ઝાટકા લાગે. કેવો એ યુગ ! પગના તળિયાની જાડી ચામડી પણ સંવેદનશીલ ! કાંટાની કાળી અણી નીકળે તે પછી વળી પગે પાટો બંધાય. હવે તો શહેરમાં ફૂટપાથની ખાલી જગ્યા પણ સૂનારા માટે રિઝર્વ હોય છે તેમ કાંટાની અણી અને કોતરકામ જેવા ખોતરકામની ખાલી પડેલી જગ્યાએ કાંકરી ન ઘૂસી જાય એ માટે ડોશી ચામડી પર ચૂનો લગાડી પાટો બાંધે ! પાનનો દાબડો પાસે જ હોય, તેમાં હોય ચૂના માટેની ડબ્બી એટલે પ્રાથમિક ઉપચારનું સાધન પણ હાજરાહજૂર ! હવે તો શેરીની ધૂળમાં દાતણની ચીરી પણ નથી અને બાવળનો કાંટો પણ નથી, માત્ર રેઢી પડેલી ટાંચણી અને સ્ટેપલરે નકામો બનાવેલો તાર જ ખુલ્લા પગના તળિયે પ્રવેશવા માટે પડેલો હોય છે.

અરે, એક આનામાં ૧૨૫ ટાંચણી મઢેલો કાગળ મળે. તે કામનો ન હોય તો પણ 'એક આનામાં આટલી બધી ચીજ !' એવા ઉમળકે ખરીદીને રાખતો, શેરીને નાકું (નાકાનો માણસ પણ ખરો !) તેમ સોયને નાકું પણ બધી ટાંચણી 'માથાની !' ડોશીનાં મોઢે 'માથાનો માણસ' શબ્દ સાંભળેલો ! માથું તો સૌને હોય છે પણ ડોશી પેલાને જ કેમ 'માથાનો માણસ' કહે છે એનું કુતૂહલ બાળમાનસમાં સમાય નહીં ! માણસ તો બધા જ પણ અમુકને જ 'બાઈ

માણસ' કહેવાય એવી કોઈ પરંપરા હશે ! મને કે તમને તો 'માથા વગરનો' એવો ઇલકાબ કોઈ વાર મળતો ત્યારે સોય જેવા હોઈશું એટલો જ ખ્યાલ આવે ! આપણે કોઈને ખૂંચીએ ખરા પણ કાંટાની જેમ નહીં, સોયની અણીની જેમ ! સોયના નાકાની આટલી અમથી જગ્યામાં દોરાનું ઘર શી રીતે બન્યું હશે એનો વિસ્મય પણ ત્યારે ખરો. એક ઉખાણું પૂછાતું : 'સાંકડી શેરીમાં નોળિયો દોડે.' અમે રહ્યા વણકર એટલે એ ઉખાણું પ્રચલિત. હાથસાળમાં શટલ કાપડનો તાણો મોઢું ફાડે ત્યારે સામેના નાકે દોડી જાય ! શટલ અને હીંચકાને બે જ દિશા યાદ ! શટલ આ નાકે પહોંચે ! વળી તાણો મોઢું ઉઘાડે કે સામા નાકે પહોંચી જાય. સાંકડી શેરીમાં નોળિયો નાચે એ ઉખાણાનો જવાબ : સાળનો શટલ – લાકડિયો ! પણ શટલ જેટલી જગ્યામાં જેટલી ઝડપથી આવજા કરે એમ સોયના નાકામાં દોરો પાસે જાય ખરો, પણ પ્રવેશે નહીં ! અમારી પાસે દૂરબીન તો હતું નહીં કે એક આંખે જોઈએ. બે આંખ સાથે જુએ એવું દૂરબીન તો કોઈ સાહેબ પાસે હોય, પણ એક આંખે જોવાનું સાધન સોયનું નાકું. હવે તો ધીરજનો ગુણ કેળવવા માટે કોઈને સુરેશ જોષીનું પુસ્તક ધીરવું પડે છે. ધીરવા જેટલાં નાણાં કદી પાસે આવ્યાં નથી. હા, કોઈએ ધીરેલા પૈસા ઘણી વાર અમારી પાસે આવ્યા છે, પણ ધીરનારને દીકરો મોટો થાય, કમાતો થાય એવી તક છે, વળી વર્ષો સુધી ધીરજ કેળવવી પડે એવી, એટલે ફરી ધીરાણ મળે એવી સાખ રહે એ માટે મળેલા પૈસા બનતી ઝડપે પાછા આપવાનું રાખ્યું છે !

આમ તો ત્રીજા ધોરણમાં ફેઇલ જવાનું હશે એટલે બીજા ધોરણમાં બીજા નંબરે પાસ થઈને નિશાળ છોડેલી, પણ સોયમાં દોરો પરોવવામાં કાયમ નાપાસ થયેલો ! હવે તો એવી, નાપાસ થવાની તક પણ મળતી નથી ! ઘરમાં ભાગ્યે જ સોય દેખાય છે ! માને જ વારંવાર સોયનો ખપ પડે. ત્યારે 'રાંધવા સીંધવાનું' એવા શબ્દો સાંભળવા તેમ 'સાંધવા શીવવાનું' શબ્દો યે સાંભળવા મળતા. મકરસંક્રાન્તિએ અમે કનકવી ચગાવવા તફડાવી જતા એ ગેંડા છાપ દોરાની ફીરકી કાયમ ઘરે હોય. અણિયાળી આંખો તો વડીલો ગુસ્સે થાય ત્યારે જોવા મળે પણ સોયની અણી કરતાં એના નાકે એમાં પરોવવા માટે મા-બહેનને દોરાની અણી કાઢતી જોઈ હતી. વળ ચઢેલા દોરાના છેડાને

આંગળાંના ટેરવાં વળ ચઢાવે – અણી કાઢવા, એને મોઢાની ભીનાશનો જોઈતો પાસ અપાય, પણ દોરાની અણી કંઈ સોયની અણી જેવી અક્કડ રહેવા સંકલ્પબદ્ધ નહીં, એટલે એક આંખે એક હાથમાં સોય અને બીજા હાથમાં અણિયાળો દોરો હોય, એને પ્રવેશ માટે કોઈની ભલામણ ખપે નહીં. પરોવનારની નિષ્ફળતાની સ્પર્ધા કરવા પોતે જ સોય દોરો લઈને પ્રયત્ન કરીએ ત્યારે 'રહેવા દે' એટલું જ સાંભળવા મળે. ડોશીને જ છેવટે સોયના નાકામાં દોરાને પ્રવેશ આપવામાં વિજય મળે ! ત્રાટકવિદ્યા વિશે મોટપણે સાંભળેલું પણ સોયમાં દોરો પરોવવાની ત્રાટકવિદ્યા તો વારંવાર, ઘેરબેઠાં કે ઘેર ઊભા જોવા મળે.

હવે કાપડિયાઓ 'એ' ક્લાસના થઈ ગયા છે ! એટલે કોઈ દુકાને 'ગામઠી બરનું કાપડ અહીં મળશે' એવું પાટિયું વાંચવા મળતું નથી એવા બરના જાડા પોતનાં કપડાં જ ઘરમાં વપરાય – વરઘોડે જવા કેરી કિનારનું બારીક મલમલિયા પોતનું ધોતિયું તો ફાગણ, ચૈતર કે કોઈ વાર માગશરમાં તેના પતરાળા ટ્રંક વાસમાંથી બહાર આવે, એવી સાડી પણ ત્યારે જ બહાર આવે! હા, અમે ઉનાળે મલમલના પહેરણ પહેરતા. ત્યારે પેલું બારીક પોતનું ધોતિયું પહેરવા જેટલી ઉમર જ નહીં ! પંચિયાની પોતડી કે થીંગડાવાળી લેંગીના કાપડનું પોત જાડું નહીં, ટકાઉ, તેયે ફાટે એટલે સોયદોરાનો ખપ પડે જ. અમે ત્યારે 'સત્તરસાંધા' શબ્દ વારંવાર સાંભળતા ! કહે છે કે ત્યારે ઘર જ સત્તર સાંધે ચાલતું ! અનાજ કરિયાણાવાળો, દરજી, સોની, કાપડિયા ઉધારે ધીરે એટલે સત્તર સાંધા સાથે ઘર ચાલે તો ખરું જ ! હવે એવા ઘરમાં સોય, દોરાવાળી સોય સ્ત્રીના અંબોડે, વાંસની લીંપેલી ભીંતે શોભતી હોય ! મધ્યમ વર્ગના લગભગ બધા ઘરે વાંધા વગરના સાંધે ચાલે. હવે એવો ચંદરવો દેખાતો નથી. એકસરખા ચોરસ માપના રંગીન કાપલાં સિવીને એ ભાતીગળ ચંદરવો બને. બીજા સાદા ચંદરવા તો ઝોળી જેવા લાગે પણ પેલો કાપલા સીવેલો ચંદરવો જાણે રંગબેરંગી ચોસલાંની બાજી જમીનને બદલે લગનવાળા ઘરે ઝૂલતી લાગે ! સત્તર સાંધા પણ એવા ભાતીગળ, વ્યવસ્થિત, જીવનની એક સરસ વ્યવસ્થાભરી ભાત બને. એ સોય ભલે દરજીના સંચાની પણ માણસની નજર કાપલામાં ભાત જુએ, રચે. હવે એ રંગબેરંગી કાપલાની

ભાતનો ચંદરવો ક્યાં ? એ કુટુમ્બની ભાત ક્યાં ?

સંચે બેઠેલો દરજી અને પાટલે બેઠેલો દરજી જુદો લાગે. એક વેતરે ને કપડાનાં કાપલાં પાડે તે બીજો સીવે ને શરીરનાં ઢાંકણ બને. વેતરે તેના કપડે પેલા હાથકામની સોય ક્યાંક ખોસેલી હોય, કોઈ વળી ખમીસના ગજવે કે કોઈ પહેરેલી ટોપીમાં ખૂંપાવે.

પણ સંચાની સોય વળી જુદી. એ છેવાડે નહીં શરૂઆતે મોઢું અને મોઢામાં દોરો રાખે. ઝટઝટ ચાલે, ઉપરનીચે થયા કરે. એ શી રીતે સીવે ? પેલો મોચી બૂટ ચંપલને થીંગડું મારી સીવે એમ. આ પગસંચાની સિલાઈ કોઈ મોચીની નહીં. તોયે મોચીનો કસબ જોનારે તો નહીં કરી હોય ? ગામઠી બરનાં કપડાં થીંગડે શોભે તે પછી એની 'શોભા' બસ થઈ એવા ખ્યાલે એને ધોઈને સાચવી રખાય અને ઘણાં સાડી-ધોતિયાં ભેગાં થયા પછી એમને પહોળા પથારે પાથરી જૂની સાડી કે ભાતવાળાં કપડાંના ઓળિયામાં ભરી શિયાળે ઓઢવાની ગોદડીયે શિવાય, તે વખતે બે બહેન તો સરખા અંતરે ટાંકા લેતી હોય ત્યારે અમને, છોકરાને કોઈ કોઈ વાર 'મોટો ઢાંઢો' કહેવાય અને હસવું આવે, અરીસા પાસે જઈને ખાતરી કરીએ, બીજાને 'વછેરો' કહેતી જીભ અમને પોતાને 'મોટો ઢાંઢો' કેમ કહે છે એની સમીક્ષા થાય તે ગોદડી શિવાતી હોય ત્યારે કામ કરતા સોયાને જોતાં તાજી થાય ! સોય અને સોયાના લગ્ન થતાં જોયા નથી, બંને સમવયસ્ક છતાં સરખા નહીં તે લગ્ન શી રીતે થાય. 'હવે આ ઢાંઢાને પરણાવવો પડશે' એવું સાંભળેલું પણ કોઈ સોયાને એવું કહેનાર કોઈ હોય એવું લાગે નહીં. આમ તો કોઈ કોઈ વાર ચામડીને સાંધવી પડે એવી કાટે ત્યારે આટલા ટાંકા આવ્યા એવું સાંભળવા મળે. ત્યારે થાય : શું ડૉક્ટર પણ દરજીકામ કરે ? એની સોય અને દોરો કેવા હશે એવી ઉત્કંઠા જાગે પણ જેની ચામડી ફાટી હોય તે સિવાય એ કોણ જોઈ શકે ? આમ તો અમારી ચામડી યે બાળપણમાં ઘણી વાર ફાટેલી – અમારા ગોરખધંધા જ એવા ! તે પેલા જાડાભમ પારસી હાડવૈદને ત્યાં જ લઈ જવાય. સફેદ મલમલિયો ઝભ્ભો, કમરે કસ્તી બાંધેલી ને માથે કાળી, આંગળીનું ટેરવું ફેરવવાનું મન થાય એવી સુંવાળી મખમલિયા ટોપી. 'કાંય ટાબરિયા ! કઈ કસરત કરી ?' એવું કંઈ બોલે અને ચામડીની બહાર માંસે મોઢું કાઢ્યું હોય

અને શ્વાસે શ્વાસે ચસકા ઊઠતા હોય તોયે એને ખોટું ન લાગે એવું આછું હસી પડાય. એ તો મલમ લગાડી ઉપર રૂ પાથરી પાટો બાંધે અને હાડકે તરડ પડી હોય તો વાંસની પાતળી ચીપો ગોઠવી પાટો બાંધે અને વગર સોયે ચામડી અને હાડકાની તરડ સંધાય.

આ લખું છું તે અંગૂઠાને સાથ આપતી બે આંગળીમાંની બીજી આંગળી છાપખાનાના મશીનના ત્રણ ત્રણ રબ્બરિયા રોલ ચઢી જતાં તૂટી પણ પ્રેમાનંદ કહે છે : 'તડાક ટોડલો તૂટ્યો' એમ નહીં. પણ 'ક્ચાક' જેવું થયું. વતનથી દૂર અને પારસી હાડવૈદ્ય રાંદેરમાં એટલે સર્જ્યને બીજી આંગળીને પ્લાસ્ટરે મઢી લીધી, તરાડ તો સંધાઈ પણ આંગળી 'સીધી દોર' થઈ ગઈ ! બહુ મથીએ પણ બાજરાનું ડૂંડું બળે તો એ વળે ! બહુ મહેનતે સહેજ વળતી થઈ તોયે આ લખતી વખતે એનો સાથ તો જોઈએ એટલે થોડી વળે છે, પણ શિયાળે તો એવી દુઃખે કે ... આંગળી વાંકી હતી ત્યારે સાંભળેલું પણ આ તૂટેલી આંગળીના સહકારે પુરુષ શરીરનો લોંચ, વળાંક ન આવે તેમ અક્ષરો અને આંગળીમાં પેલી બીજરેખા જેવો વળાંક આવતો જ નથી. જીવન છે, ટાંકા ટેભા વિના તે પસાર થાય નહીં પણ આ પ્લાસ્ટર વિદ્યા આવ્યા પછી સોયે નવરી તો પડી પણ એમ લાગે છે કે બીજરેખા જેવો વળાંક હોય તો સારું – સીધો દોર કરી નાખીશ કહેનારો જાણતો કે પેલી સોય તો દોરાને ઉપરનીચે બંને બાજી વાળીને સાંધે છે ! પતંગને માટે કાચના ભૂકા અને ગુંદરે કડક કરેલો દોર પણ વળે છે અને પતંગના કન્ના બાંધવા જેટલો વળે છે, એની ગાંઠ પણ મારી શકાય છે. હવે ખાદીના પણ ગાંધીની છાપના માપના નહીં. પોતાના માપના તૈયાર કપડાં આવે છે, પેલો પીંજારોયે અર્જુન ખભે ધનુષ્ય ટાંગીને આવે તેમ ખભે તાંત લઈને રૂ પીંજીને ગોદડાં ભરવા શીવવા ઘરે આવતો નથી. સોયો પુરુષ, જાતભાઈ છતાં ઘરે મળવા આવતો નથી, આમ છતાં ઘરમાં ક્યાંક સોય હશે, પણ એનું પ્રતિનિધિત્વ કરતી માથાવાળી ટાંચણી તો ઓ પેલી ટેબલે પડી છે. હવે તો કાંટાની અણી ચામડીમાં ખૂંપતી નથી તે ટાંચણીને કાગળની ગડીમાં ખૂંપાવું છું. આ સોય પેલા ઈસુ ભગવાન જેટલી તો ખરી એટલે સોયના નાકામાંથી ઊંટ પસાર થાય પણ શ્રીમંત પસાર ન થાય એવું એમણે કહેલું તે સાંભરે છે. કહે છે કે ઊંટના શરીરે ઘા પડે તો

રૂઝાય તો ખરો, પણ બહુ લાંબા શરીરે એટલે ઊંટના ઘાને મરેલ ઊંટના ચામડાનું થીંગડું મારી સાંધી લેવાય છે – જીવતું મરેલું ચામડું ભેદભાવ રાખ્યા વિના દોસ્ત થઈ જાય છે ! એ રીતે જીવતા માણસ અને ભૂતની સંધિ કેમ નહીં થતી હોય ? સોયનો અભાવ કે કોઈ જીવનદાયી રસાયણનો અભાવ ? ચાલો, સોય કેવી સમદર્શી કે તે ઊંટની ફાટેલી ચામડીનેય સાંધી આપે છે !

ભર્યું-ભાદર્યું ઘર. એમાં મોજથી શામ્તાપ્રસાદ રહે. એમની પત્ની નિર્મલા ઘણી સુશીલ. એ પતિની ઘણી કાળજી રાખે. ખવડાવવા પીવડાવવામાં પણ ઘણી ખાતિરદારી કરે. દીકરાઓ – પ્રેમ, શ્યામ, ભાણ, ચાંદ, સોહન, રોહન, સાંજી – ઘણાં લાગણીશીલ અને આજ્ઞાકારી. પિતાજીને કાંઈ પણ કહેતા વ્હાલથી ઊભરાઈ જાય. એમની બા જ્યારે અહીં હોય ત્યારે તો આનંદ વધારે હિલ્લોળે ચઢતો.

બાને સાત છોકરા અને પાંચ છોકરીયું. બા બધાને જ ઘેર સરખું રહે, દરેક છોકરાને ઘેર બે મહિના અને દરેક છોકરીને ઘેર એક એક મહિનો. આમ બરાબર હિસાબ કરો તો પૂરા ઓગણીસ મહિને એક ચક્ર પૂરું થાય. આમ સત્તર મહિને શામ્તાપ્રસાદનાં ઘરનો નંબર લાગતો. પણ ... એમને ત્યાં પૂરા બે મહિના રહીને બા જ્યારે દીકરીને ઘેર જતાં એક મહિનો રહેવા માટે, ત્યારે શામ્તાપ્રસાદના સંસારને છોડતાં ધ્રૂસકે ને ધ્રૂસકે રડતાં. ઘરનાં બધાં જ – એમની પત્ની સુદ્ધાં બાને વળગી પડતી ને તેમને છોડતી જ નહીં. પણ આમ તો બાને માટે તો બધાંય છોકરાઓ સરખા જ હોવા જોઈએ ને ? તેથી મને કે કમને તેઓ બીજા છોકરા-છોકરીને ઘેર જતા જ.

એમને ઘેર બા હોય કે ના હોય ત્યારે પણ... ઘરમાં મેળો જ જામતો. કાકાના દીકરાના દીકરાનો વિવાહ હોય તોયે શામ્તાપ્રસાદને ઘેર જ થતો. એની ફોઈની દીકરીની દીકરીનું સીમંત હોય તોય તે પણ શામ્તાપ્રસાદને ત્યાં જ. વળી એમનાં દીકરાઓ – પ્રેમ, શ્યામ વગેરેનાં દોસ્તદારોની વરસગાંઠ

પણ ઊજવાય તો એમને ઘરે જ. તેમજ પુત્રી શારદાનાં સાસરામાં યજ્ઞોપવિત હોય તોય બધી વિધિ થાય – તે તો એમને ઘેર જ.

આમ શામ્તાપ્રસાદનું ઘર બધાયે કુટુંબોનું મોટું ઘર હતું. તેમનાં ઘરનાં બધા જ માણસોનાં મનમાં કુટુંબ ભાવના હતી. એમની પાસે એવો બધો પૈસો નહોતો પણ... બીજાની પાછળ પૈસો ખરચવામાં પોતાનાં ઘરને માટે ઓછા પૈસા રહે છે, તેની નોંધ સુદ્ધાં ન લેતા. અને કદાચ ઘરનાને પોતાને જ જરૂરિયાતની વસ્તુ માટે પૈસાની ખેંચ રહે તો પણ તેનો વસવસો ઘરની કોઈ પણ વ્યક્તિને રહેતો નહીં.

શામ્તાપ્રસાદને તો બધા.જ સાથે ઘરોબો. કાકા-કાકી તો હોય જ પણ – કાકીનાં બહેનબનેવીને પણ પોતાનાં જ સમજે તેવી જ રીતે માસી-મામા તો પોતાનાં જ પણ... માસાનાં તેમજ મામીનાં ભાઈ-બહેનો તે પણ પોતાનાં જ, અને તેથી બધાને જ વાર તહેવારે જમવા બોલાવે. એટલે ઘાડુને ઘાડુ ગાડીએ ચઢીને આવે જ – શામ્તાપ્રસાદનું મન રાખવા ત્યારે પણ સંકડાશ તો ઘરમાં રહે જ અને પૈસાની ખેંચ પણ તોયે આનંદનાં હીંચકે બેઠેલ અને એમનાં ઘરવાળાને હિલોળે ચઢવામાં જરાયે પાછી પાની નહીં.

આમ શામ્તાપ્રસાદ અને એમનું કુટુંબ સ્વર્ગનું કુટુંબ લાગે. વળી આજુબાજુનાં બધાયને સ્વર્ગનો અનુભવ પણ કરાવે. જોકે જીવતે જીવત કોઈએ સ્વર્ગ જોયું નથી એટલે પૃથ્વી કરતાં કદાચ ઓછું સારું પણ હોઈ શકે. પણ... પૃથ્વીથી વિશેષ જ સારું છે તેવી જ કલ્પના. અને તેનો જ પર્યાય સ્વર્ગ. ઘરમાં આટલાં બધાં કુટુંબીઓ આવતા જતા હોવાથી શામ્તાપ્રસાદ પોતાની પત્ની નિર્મલાને નામથી ના બોલાવે –

'એ ... જી ... ઓ ... જી ...'

એમજ કહીને બોલાવે પણ... એ શબ્દોનાં ભાવમાં ગામડિયાપણું ના લાગે પણ ભાવસભર ઉક્તિ લાગે. અને બધાને એમ જ થયા કરે.

'એ ... જી ... ઓ ... જી ...'

ઘરનાં બધાં જ ઝીલે તો... કેવું સારું ?

આમ શામ્તાપ્રસાદ એટલે પરંપરાગત શૈલીમાં રહેતો પણ જીવન માણતો માણસ. કોઈ વખત બહેનનાં દીકરાને સાધારણ અમસ્તો તાવ આવ્યો હોય

તોય ગાંઠનું ગોપીચંદન કરીને એની પાસે જાય. બહારગામ હોય તો... બહારગામ પણ જાય. એમને પોતાને સ્હેજ અમસ્તી ખબર પડવી જોઈએ... બસ. બહારગામ જઈ જુદા જુદા મોટા ડૉક્ટરોને ભેગા કરે. અને બરાબર દવા કરાવે. બહેનનાં ઘરનાં બધાં આવું બધું કરવાની ના પાડે કારણ તાવ તો મામૂલી જ હોય પછી એટલા બધા પૈસા ખરચવાની અને તકલીફ લેવાની એવી જરૂર નથી. ત્યારે એ ચિઢાઈને કહે –

'તમને લોકોને એવી જરૂર ના લાગતી હોય પણ... મને લાગે છે ને?'

કહી ખિસ્સામાંથી નોટોની નોટો કાઢે. અને ડૉક્ટરોને પૂછી પૂછીને ફી આપી દે.

'પૈસાની જરાકે ચિંતા કરવાની નથી હા...'

આમ પૈસાને પાણીની માફક વહાવે નહીં પણ – પૈસાને પાણી જ સમજે. પૈસો આપણે માટે છે. આપણે પૈસા માટે નથી જ. ભગવાને આપણને મનુષ્ય તરીકે જન્મ આપ્યો છે. તેથી તો આપણે પૈસા ખરચી શકીએ છીએ ને? પ્રાણીઓ બિચારાં પૈસામાં કાંઈ સમજે છે? તેઓ તો નોટોને ફાડી નાંખે છે કે ખાઈ જાય છે. જ્યારે આપણે તો એનો ઉપયોગ કરી શકીએ છીએ. તેથી જ ભગવાને આપણને પૈસા આપ્યા છે તો પછી ખરચવામાં પાછી પાની શેં કરવી?

આવી શાન્તાપ્રસાદની વૃત્તિને લોકો ઈશ્વરીય દેન સમજતા હતા. અને ખુદ ઈશ્વરે જ આ કુટુંબમાં જન્મ લીધો છે એમ બધા માનતા. વળી બધા પાડોશીઓ પણ માનતા હતા કે અમારી બાજુમાં તો ખુદ ઈશ્વર પોતે જ રહેવા આવ્યો છે. નાના છોકરાઓને આછી પાતળી આ વાતની ખબર. એટલે તેઓ ઈશ્વરનો ફોટો લઈ આવી ભગવાનનાં મોઢા સાથે શાન્તાપ્રસાદનાં મોઢાની લગોલગ મૂકી દેતા. જો શંકર ભગવાનનાં મોઢા સાથે શાન્તાપ્રસાદનું મોઢું ના મળતાં આવે તો વળી બીજો છોકરો કૃષ્ણ ભગવાનનો ફોટો લઈ આવે તો વળી ત્રીજો મહાવીરનો ફોટો લઈ આવે. ત્રણેય ભગવાનનાં ફોટામાંથી કોઈના પણ મોઢા સાથે એમનું મોઢું મળતું ન આવતું હોય તો... છેવટે માની લે બધા છોકરાઓ કે કોઈ ચોથા ભગવાન જેવું મોઢું હશે – ચાચાજીનું. અને પછી વિચારે કે બધા ભગવાનનાં મોઢાં તો જુદાં જુદાં જ છે

ને ? પણ... ચાચાજી ચોક્કસ જ કોઈ પણ નામના ભગવાન તો જરૂર છે જ.

એક વખત એવું થયું કે પત્ની નિર્મલાને બહારગામ એનાં ભાઈનાં દીકરાનું લગ્ન હોવાથી જવાનું હતું. અને ઘણું વહેલું જવાનું હતું. કારણ ઘણી જ ધામધૂમથી લગ્ન કરવાનાં હતા. વળી ભત્રીજાનાં ભાણેજનાં લગ્ન ઠાઠથી તેમજ હોંશથી થવાનાં હોવાથી પરદેશથી પણ – ફોઈઓ અને માસીઓ ખાસ આવવાની હતી. વળી ભારતનાં જુદાં જુદાં શહેરોમાંથી તો બધા ખરા જ. અને તેથી જુદી જુદી જગ્યાઓની મીઠાઈઓ આવવાની હતી, અને ફરસાણ પણ...

અલાહાબાદથી રબડી બનારસથી મીઠાઈપાક, સુરતથી માવાની ઘારી તેમજ જુવારનો પોંક, ખંભાતથી હલવાસન તેમજ સુતરફેણી, દિલ્હીથી ખાજાં અને સમોસા, ભુજથી ગુલાબપાક, કલકત્તાથી રસગુલ્લાં અને રસમલાઈ, વડોદરાથી સોલાપુરી ચેવડો અને ભાખરવડી, નડિયાદથી ભૂસું – અને શું નું શુંયે આવવાનું હતું.

આમ મીઠાઈઓ તેમ જ ફરસાણની નદીઓ વહેવાની હતી. એટલે નિર્મલા તો કામમાં ભાગ લેવા તેમ જ વ્હાલમાં ભાગ પડાવવા બેત્રણ મહિના પહેલેથી જવાની હતી. નાનાં બાળકોને તો સ્કૂલમાંથી રજા પડાવી સાથે લઈ જવાની હતી – ત્યાં ભાઈનાં બાળકો લેસન કરાવી લેશે સમજી. અને પ્રેમ અને ચાંદ બંને કૉલેજ તરફથી ટૂરમાં ઉત્તર ભારત બાજુ જવાનાં હતા. હવે રહ્યા – શામ્તાપ્રસાદ...

'પોતે ઘણાં એકલા પડી જશે અને મહિનાઓ, દિવસો, કલાકો, પળો અને વિપળો કેવી રીતે પસાર કરશે ?'

એ વિચારમાં બધા જ પડ્યા. કારણ બા... પણ આ વખતે ઘેર નહોતાં. એ પણ બીજા દીકરાને ઘેર ગયા હતાં. બાને એમણે હમણાં જ અહીંઆ બોલાવી લીધા હોત કે રાખી લીધા હોત તો...

પણ... લગ્ન ઓચિંતું નક્કી થઈ ગયું હતું, અને પાછું બાનું અમુક દીકરાને ત્યાંથી અમુક દીકરીને ત્યાં જવાનું શીડ્યુલ બદલાવવું જોઈએ નહીં ને ? વળી શામ્તાપ્રસાદ કોઈનેય જવાની ના પાડે તેવા હતા જ નહીં. ઊલટું નિર્મલા માટે તો લગ્ન નિમિત્તે ઘણી બધી સાડીઓ તેમજ જણસો લીધી હતી. વળી

સાથે જેનું લગ્ન થવાનું હતું તેની મા માટે એટલે કે નિર્મલાની ભાભી માટે પણ સાડી અને લગ્નમાં સહારો આપવા રૂપિયા પણ ઘણાં બધાં સાથે આપ્યા હતા.

પણ... શામ્તાપ્રસાદને થતું, આટલો બધો વખત પોતે એકલા કેવી રીતે રહી શકશે ? એ જ સવાલ નિર્મલા તેમજ – પ્રેમ, શ્યામ, ચાંદ વગેરેને પણ હતો જ. પણ ... થાય શું ? ઘરનાં બધા જ એક પછી એક જવા માંડ્યા. પછી તો નિર્મલા પણ જતી વખતે...

'એ ... જી ... ઓ ... જી ! તમે તમારું કામ પતે એટલે વેળાસર ત્યાં આવી જજો હોકે.'

એના જવાબમાં –

'એ ... જી ... ઓ ... જી ! તે હું તો આવીશ જ ને ? હજી તો ... આટલા બધા દિવસો તો બાકી છે – પછી ...'

એમ કહેતા કહેતા બધાને જ હોંશથી મોકલ્યા. તેઓ સ્ટેશને મૂકી આવીને શાંતિથી ઘેર સૂઈ ગયા તો ખરા. પણ – પછી બીજે, ત્રીજે, ચોથે – દિવસે ઘરમાં આમથી તેમ, તેમથી આમ – આંટા મારવા માંડ્યા. કામેથી આવીને ઘરમાં પહેલાં તો રસોડામાં જઈ પાણી પીએ પછી પાછા ડ્રોઈંગરૂમમાં જઈને ફોન કરે પછી બાથરૂમમાં જઈ હાથમોં ધૂએ અને પછી બેડરૂમમાં આડા પડે. એટલે કે ઘેર આવતાંની સાથે જ દરેક રૂમમાં એક આંટો તો ... લગાવી જ આવે. એ રૂમમાં જવાની જરૂર ના હોય તો પણ... કારણ એ રૂમની હળવાશ, ભીનાશ હૂંફ – એમને જોઈતી હતી. દરેક રૂમની દિશાઓ સામે જુએ અને એક ખૂણેથી બીજે ખૂણે સુધી દીવાલને અડકીને જ ચાલે. આમ કરતાં કરતાં થાકી જાય ત્યારે પલંગમાં જઈ સૂઈ જાય. અને તોયે ઊંઘ તો આવે જ નહીં. આવી રીતે મહિનાઓ કેવી રીતે પસાર થશે ? આ ઘર તો... સુનકાર વગડો લાગે છે ! વગડામાં જ પોતે બેઠા હોય તેમ –

'આ ... વાઘ ... સિંહ ... વરૂ ... રીંછ ... બધા આવી પહોંચશે તો... અને આ ... સુનકાર ઘરમાં ભરાઈ જશે તો ... અરે ... ઓરે ... હું એકલો થઈ ગયો છું રે ...'

ત્યાં જ અવાજ આવ્યો –

'બેટા શામ્તા ! તું લગ્નમાં નહીં જાય ત્યાં સુધી હું તારી પાસે છું ને ...'

અવાજ સાંભળતાં જ શામ્તાપ્રસાદે કાકીનાં અવાજને ઓળખ્યો. કાકીમા એને બહુ જ વ્હાલ કરતાં હતાં. વળી સંયુક્ત કુટુંબમાં રહેતા હોવાથી કોઈને જ ખબર પડે નહીં કે આ દીકરો કોનો છે – બાનો કે કાકીનો ? કાકીને પણ શામ્તા જેટલી જ ઉંમરનો દીકરો એટલે ઘણી વખત શામ્તા રડતો હોય અને ભૂખ લાગી હોય અને બા કોઈ કામમાં હોય ત્યારે એને ધવડાવ્યો પણ હતો અને પછી તો ઘણીયે વાર એવું બનતું કે એને ભૂખ લાગે ત્યારે બા કામમાં હોય કે ના હોય એ તો કાકીમા પાસે જ પહોંચી જતો અને સ્વાભાવિક રીતે વ્હાલથી એને ધવડાવતા જ. એ બધું એને અત્યારે યાદ આવ્યું. પણ એ તો અત્યારે અલાહાબાદ છે – પોતાનાં દીકરાને ઘેર. તો ... એ ક્યાંથી અહીં આવી પહોંચ્યા હોય અને મારી પડખે ઊભા હોય ! અને જ્યારે આવવાના હોય ત્યારે આગળથી ખબર તો આપે જ ને ?

ત્યાં જ પાછો એને માસીનો અવાજ સંભળાયો –

'પ્રસાદ બેટા ! તું પેલું તને ગમતું કબીરનું ભજન ગાને – 'જનમ તેરા બાતોં હી બીત ગયો' તું એ બહુ જ સરસ ગાય છે ! તને યાદ છે એમાં તો તને પહેલું ઈનામ મળ્યું હતું તે... તું તો સંગીતનો ઘણો શોખીન છે અને ભગવાનમાં પણ શ્રદ્ધા ધરાવે છે. એ ગાવામાં તને ઘણી મઝા પડશે અને તું જરાયે એકલો નહીં પડે – હોં કે બેટા !'

આ સાંભળી એને પોતાનાં માસી યાદ આવ્યાં. માસી દેખાવે બરાબર બા જેવાં જ. એટલે ઘણી વખત એ ભૂલ પણ કરી દેતો – બા પાસે જવામાં, અને માસીનાં સાડીનાં છેડાને પકડીને ઊભો જ રહેતો. જ્યારે એને ખબર પડતી કે માસી અને બામાં એણે ભૂલ કરી છે ત્યારે દોડીને બા પાસે જવા હઠ પકડતો ત્યારે માસી એને પકડી રાખતા – જવા દેતા નહીં જ અને એને ખૂબ બધી બચ્ચીઓ ભરી લેતાં – એ બધું આંખ સામે આવી ગયું. એણે તરત પેલું ભજન શરૂ કર્યું. અને ત્યારે આખેઆખી પોતાનાં જનમની કેસેટ જોવા માંડ્યો. બધાએ એને કેટલો બધો વ્હાલો કર્યો છે ! અને અત્યારે એ કેવો એકલો અટૂલો પડી ગયો છે !

પણ ... માસીનો અવાજ એનાં કાનમાં કેવી રીતે સંભળાયો ? તેઓ

અહીં ક્યાં રહે છે ? તેઓ તો દહેરાદૂનનાં નારીનિકેતનમાં છે. અને બધી સ્ત્રીઓની કાળજી લેવામાં પ્રવૃત્ત હશે. તો પછી અહીં મારી કાળજી લેવા કેવી રીતે આવી ગયાં ? અને એણે આજુબાજુ જોયું તો... ખરેખર જ માસી જ. એણે આંખો ચોળવા માંડી. અને છતાંયે માસી તો ગયાં નહીં જ. અદૃશ્ય કહો કે અલોપ કહો કે ગાયબ કહો – કશું જ નહીં. સામે ને સામે જ. એકબાજુ અલ્હાબાદથી કાકીમા અને બીજી બાજુ દહેરાદૂનથી માસીબા ... મગજ થોડું બહેર મારવા માંડ્યું. એ ક્યારેય આટલો ગૂંચવાયો નહોતો જીવનમાં. ક્યારેય આવું બધું વિચાર કરવાનું તો આવ્યું જ નહોતું. અત્યારે આ બધું શું થઈ રહ્યું છે ? હું ગાંડો તો નથી થઈ ગયો ને ?

પોતાના મગજને શાંત કરવા એણે ભજન તો પાછું ચાલુ જ રાખ્યું. મીઠો અને હલકદાર અવાજ આટલી ઉંમરે પણ એવો જ રહ્યો હતો – એવો અહેસાસ એને થયો. અને એ ગાવામાં તલ્લીન થઈ ગયો. જ્યારે એ નાનો હતો ત્યારે એની ભજન ગાવાની ઉંમર પણ ન હતી છતાં પણ ભજન ગાવામાં રસ રાખતો હતો તો તે પછી જીવનસંધ્યાના રંગો જોતી વખતે તો ભજન ગાવાનું દીપે જ ને ? પહેલાં એ તાનપુરા સાથે ગાતો હતો પણ... અત્યારે પાછો ક્યાં તાનપુરો કાઢવો અને એને સૂરમાં મેળવવો ? એ તો આંખો મીચીને ગાતો જ રહ્યો ... ગાતો જ રહ્યો...

એટલામાં એમની નાનકડી સાળીનો અવાજ આવ્યો –

'જીજાજી ! ઓ ... શામ્તાજીજાજી ! તમે તો રોજ સવારે કસરત કરતા હતા તે કરવાનું કેમ ભૂલી ગયા છો ?'

તંદ્રામાંથી ઊઠ્યો હોય તેમ એ આજુબાજુ જોયા વગર જ બોલ્યો – 'નંદિની ! કસરત નહીં... પણ... યોગા... યોગા એક્સરસાઇઝ ખરું ને ?'

'હા ... ભાઈ હા ! પણ ... એ બધું તો સરખું જ કહેવાયને ? તમારા પેલા અખાડાવાળા ગુરુજી શું શું કરાવતા હતા... તે બધું યાદ કરોને ?'

'હા ... હા ... દંડબેઠક ... લેઝીમદાવ ... લાંબો કૂદકો ... ઊંચો કૂદકો ... અરે પણ આટલી ઉંમરે એ બધું કરવા જાઉં તો ... તો સ્લીપડીસ્ક થઈ જાય... આંબોઈ ખસી જાય તો ...'

'તો ... તમને ફાવે તે કરો બસ. અમુક જ કરવું એવું થોડું જ છે ?'

આવી સામસામી વાતો ચાલતી હતી. શાન્તાપ્રસાદ કાંઈ કહે અને નંદિની કાંઈ કહે ... બંનેનાં સવાલજવાબ ચાલ્યા. પણ... પછી શાન્તાપ્રસાદને વિચાર તો આવ્યો કે પોતે તો ઘરમાં એકલો છે ! ઘરનાં બધાં છોકરાં છૈયા સુદ્ધાં ઘરમાં નથી. તો પછી આ નંદિની સાથે વાતોચીતો કઈ રીતે ચાલી ? મગજમાં હજી સવાલજવાબ ચાલતા હતા. એનો કોઈ જ ઉકેલ મળતો નહોતો. પણ... કસરત કરવા એ તૈયાર તો થયો જ. ત્યાં જ બાનો અવાજ સંભળાયો –

'ઓહ ... મારા વ્હાલા દીકરા ! મારા બનાવેલા પેલા લાડવા ઠાકોરજીને ધરાવીને કેમ ખાતો નથી ? તને તાકાત રહેશે અને ખાવામાં મઝા પણ આવશે...'

બાનો અવાજ સાંભળી એ તો ગદ્‌ગદિત થઈ ગયો. એને લાડવા યાદ આવ્યા. પાંજરામાંથી કાઢી ઠાકોરજીને ધરાવી ખાવા પણ માંડ્યો. એને મઝા પડી.

આ બધાનાં કહેવાથી એણે બધું કર્યું તો ખરું. પણ આ બધા અહીં આવ્યા કેવી રીતે ?

અને એ હાંફળોફાંફળો થઈ આજુબાજુ જોવા માંડ્યો – રઘવાયો થઈ ખૂણેખાંચરે નજર પણ ફેરવવા માંડ્યો. ત્યાં જ એની સામે જ નાનકડી સાળી નંદિની બોબ્ડ કટ સાથે ઊભી હતી, અને હસતી હતી. જે આમ તો અમેરિકા રહેતી હતી. હજી બહેનને ત્યાં લગ્નની તો વાર હતી તો અત્યારે ત્રણ મહિના પહેલેથી કેવી રીતે આવી ગઈ ? વળી અત્યારે તો એ પૂરા ત્રીસ વર્ષની થઈ હશે. અને નિમુ કહેતી હતી કે હવે તો એણે છૂટા વાળ રાખવાને બદલે વાળ વધારી ચોટલો વાળવા માંડ્યો છે. તો પછી અત્યારે એ આઠ વર્ષ નાની અને તે પણ ચોટલાને બદલે બોબ્ડ કટ સાથે કેવી રીતે ?

અને કાકીમા તો હવે ખાસ્સાં ઘરડાં થઈ ગયાં હશે. પણ ... અત્યારે તો થોડાં જુવાન લાગે છે ! બરાબર દસ વર્ષ પહેલાંનાં ... અને માસીબા અત્યારે તો નખરિયાળાં લાગ્યાં. બાકી સાઈઠ વર્ષે કોઈ આવું કરે ? અને તે પણ ... માસીબા ... નારીનિકેતનનાં સુપ્રિન્ટેન્ડન્ટ !

એવું બધું વિચારતા એ તો ડ્રોઈંગરૂમમાં તેમજ બેડરૂમમાં બધે જ ફરી આવી. આજુબાજુના ખૂણામાં જોવા માંડ્યો. એનું મગજ તો ઘુમરીઓ જ

લીધા કરતું હતું. આ બધા તો બહારગામ ઘણે દૂર રહે છે. તો પછી બધા મારી પાસે આવીને કેવી રીતે બોલ્યા ? અને એ જોરશોરથી બધા જ રૂમમાં જઈ વળી બોલી ઊઠ્યો –

'બા ... માસીબા ... કાકીમા ... અને નંદિની ... તમે બધા ક્યાં છો... તમે છો ક્યાં ?'

આમ બરાડ્યે જ રહ્યો ... બરાડ્યે જ રહ્યો. પછી એની નજર દીવાલો ઉપર પડી. દીવાલ થોડી હાલતી લાગી. એના ઉપર જરા સળ પડી ગયેલા લાગ્યા. પછી ખૂણાઓમાં નજર પડી તો ... તેમાં પણ થોડી ચહલપહલ થઈ હોય તેમ લાગ્યું અને બધી જ દિશાઓ એક થઈ રાસ રમવા માંડી અને એ જોરથી કરાંજી ઊઠ્યો –

'ઓહ... મારા વ્હાલાઓ ! મારું ખાલી પડેલું જીવન ભરવા ઘણે દૂરથી તમે બધાં જાતે આવ્યાં કે ?'

બીજો લાંબોચોડો વિચાર કરવાનું છોડીને ઘેલો થઈ એ મજા-મસ્તીમાં આવી ગયો. અને નિત્ય કર્મ પરવારી જુસ્સાભેર કામધંધે જવા નીકળી પડ્યો.

પછી તો લગ્નની તારીખ નજીક આવતાં એ લગ્ન માટે ગયો. ત્યાં જઈને આશ્ચર્યમાં જ પડી ગયો. કારણ ત્યાં એ બધાં જ મળ્યાં – કાકીમા, માંસીબા, નંદિની ... પણ ... થોડા મહિનાઓ પહેલાં ઘેર મળેલા તેનાં કરતાં ઘણી મોટી ઉંમરનાં થઈ ગયેલાં. એ બધાંને જોઈને એ તો વિચારે જ ચઢતો રહ્યો. બધા સાથે બરાબર બોલી પણ શક્યો નહીં – બધા વ્હાલથી એની સાથે બોલવા આવ્યાં હતાં તો પણ ... એ તો ઘરની દીવાલોને જ યાદ કરતો રહ્યો – મનમાં. પાછો મનથી જ ખૂણાઓ તરફ જોતાં ... કાંઈક યાદ આવતાં ... મનમાં જ બત્તી થઈ –

'હા ... બરાબર ... તમે તો બધાં વર્ષોથી મારા ઘરમાં છો જ ને ? મેં જ તો તમને રાખ્યાં છે મારી પાસે. કોઈને દસ વર્ષથી તો કોઈને વીસ વર્ષથી, કોઈને પંદર વર્ષથી, તો કોઈને વળી આઠેક વર્ષથી.'

અને એ જરા સ્વસ્થ થયો. હવે દીવાલો કે ખૂણાઓને યાદ કરવાની જરાયે જરૂર નથી. કારણ એને બરાબર ગડ બેસી ગઈ હતી કે તે વખતે શું કામ હાલતી હતી કે શું કામ એનાં ઉપર સળ પડ્યાં હતા. વળી ખૂણાઓમાં

કેમ ચહલપહલ શરૂ થઈ ગઈ હતી ને બધી જ દિશાઓ કેમ રાસ રમવા માંડી હતી ?

એને હવે પોતાની આખી જિંદગીનો નિચોડ મળી ગયો હતો. હવે તો એ લગ્નમાં બરાબર મહાલી શકે એટલો સ્વસ્થ થઈ ગયો હતો. તેથી બધાને જ એ વ્હાલથી આવકારવા માંડ્યો – કાકીમા, માસીબા, નંદિની અને સાથેસાથે બીજાં બધાંને પણ...

મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

અને આમ બંને આગળ ચાલ્યા; બંને પોતપોતાનાં કામને લીધે ભિન્ન ભિન્ન દિશામાં ફંટાઈ ગયા. જ્યારે તેઓ અસંખ્ય સઢ લહેરાતાં હોય એવી યમુના નદી પાસે આવી પહોંચ્યા અને ક્ષિતિજે કુરુક્ષેત્ર નગરની સીમા જોઈ ત્યારે શ્રીદામને અનેક બળદગાડાંથી ઊભરાતો ધોરી માર્ગ પસંદ કર્યો અને જેમની પાસેથી તે બળતણ અને ડાંગર છડવાની સામગ્રી ખરીદવા માગતો હતો તે વ્યાપારીનું ઘર શોધવા માટે નગરની સાંકડી શેરીઓમાં પ્રવેશ્યો. નંદ ગરીબ લોકોની માટીની ઝૂંપડીઓવાળા માર્ગે વળી ગયો, ત્યાંથી તે પોતાના પિતાની લોખંડની ભઠ્ઠી માટે કાચું લોખંડ ખરીદવા માગતો હતો. છૂટા પડતાં પહેલાં સમય નક્કી કર્યો, કામ પૂરું થયે તેઓ જે રસ્તે આવ્યા હતા તે જ રસ્તે પાછા જવાના હતા.

પરંતુ ત્રીજો સૂર્યોદય થયો એ દિવસે એ કાચા લોખંડને ગામ લઈ જવામાં સફળતા થાય એ હેતુથી પેલા ગરીબ લોકોએ આપેલા ભૂખરા રંગના ગધેડા ઉપર સવાર થઈ જ્યાંથી તેઓ છૂટા પડ્યા હતા અને જ્યાં તેઓ વળી પાછા ભેગા થવાના હતા એ સ્થળે નંદ આવ્યો તો ખરો પરંતુ શ્રીદામનને આવવામાં વિલંબ થયો હતો. આખરે પોતાના સરસામાન સાથે એ પણ આવી પહોંચ્યો. પરંતુ એ મંદ અને ઘસડાતા પગલે ચાલતો હતો, એની પંખા આકારની

દાઢીમાં ગાલ ઊંડે ઊતરી ગયા હતા, અને આંખોમાંથી વિષાદ છલકાતો હતો. પોતાના મિત્રને નિહાળીને એણે ચહેરા પર આનંદ વ્યક્ત ન કર્યો. જ્યારે નંદે આગળ ધસી આવી એની પાસેનો સામાન લઈ ગધેડા ઉપર ગોઠવી દીધો, ત્યારે પણ શ્રીદામનના વર્તાવમાં કોઈ પરિવર્તન આવ્યું નહીં. એ નત મસ્તકે અને ખિન્ન ચિત્તે નંદની બાજુમાં ચાલતો રહ્યો. અને જ્યારે ના કહેવાની આવશ્યકતા હોય ત્યારે પણ હા... હા... સિવાય એ ભાગ્યે જ કશું બોલતો હતો. ક્યારેક એ 'ના' પણ બોલતો પણ એ તો જ્યારે હા કહેવાની જરૂર હોય ત્યારે, ઉદાહરણાર્થે અલ્પાહાર અને વિરામની વેળા થઈ ત્યારે એણે કહ્યું કે મને ખાવાની ઇચ્છા નથી એટલે કાંઈ પણ ખાઈશ નહિ – એક અન્ય પ્રશ્નના ઉત્તરમાં એણે કહ્યું કે મને રાત્રે ઊંઘ પણ આવી ન હતી.

લક્ષણો બધાં વ્યાધિનાં હતાં. અને અલબત્ત, જ્યારે બીજા દિવસની રાતે બંને તારાઓના પ્રકાશમાં ચાલી રહ્યા હતા ત્યારે ચિંતિત નંદ અનેક પ્રયત્નોના અંતે એની પાસે માંડ થોડા શબ્દો બોલાવી શક્યો. શ્રીદામને એને જણાવ્યું કે હું બિમાર છું. એટલું જ નહીં, અવરુદ્ધ કંઠે એણે ઉમેર્યું એ રોગ જ એ પ્રકારનો હતો કે મારા માટે મૃત્યુ સિવાય અન્ય કોઈ ગતિ રહી ન હતી. મૃત્યુની નિશ્ચિતતા સાથે એનો પોતાનો સંકલ્પ પણ વણાઈને અભિન્ન બની ગયો હતો. પરિણામે એકમેકમાંથી શક્તિ પ્રાપ્ત કરી નિશ્ચિતતા અને સંકલ્પે એક પ્રબળ ઇચ્છાનું રૂપ ધારણ કર્યું હતું. એણે પોતાના એ જ અવરુદ્ધ અત્યંત ઉદ્વિગ્ન કંઠે નંદને કહ્યું, 'તું જો સાચ્ચે જ મારો મિત્ર હોય તો એક અંતિમ મિત્ર કાર્ય કરી દે. મારે માટે એક કુટીર બાંધી આપ જેમાં પ્રવેશી હું અગ્નિસ્નાન કરી લઉં. કારણ કે આ અસાધ્ય રોગને કારણે મારા દેહમાં એવી દાહક પીડા ઊપડી છે કે અગ્નિની વિનાશકારી જ્વાળાઓ મને એની તુલનામાં તો શાંતિકર તૈલાભ્યંગ અને પવિત્ર નદીમાંના સ્નાન જેવી લાગશે.'

જ્યારે નંદે આ વાત સાંભળી ત્યારે એણે વિચાર્યું કે, ઓ ભગવાન, આ શું થવા બેઠું છે ? અજનાસિકા તથા દેહકેન્દ્રી સ્વભાવને કારણે નંદ સામાજિક ઉચ્ચાવચતા ક્રમમાં એવા સ્થાને હતો જેની એક બાજુએ એને કાચું લોખંડ વેચનારા શૂદ્રોનો વર્ગ હતો જ્યારે બીજી બાજુએ બ્રાહ્મણ પુત્ર શ્રીદામન હતો. તેમ છતાં આપણે એટલું તો સ્વીકારવું જ પડશે કે નંદ આ વિકટ પરિસ્થિતિને

પહોંચી વળવાની ક્ષમતા ધરાવતો હતો. પરિણામે પોતાનો મિત્ર ભલે ઉચ્ચ વણનો હોવા છતાં એને ઉદભ્રાંત અને વ્યાધિગ્રસ્ત પામીને નંદે પોતાની માનસિક સ્વસ્થતા ગુમાવી નહીં. પરંતુ વ્યાધિગ્રસ્ત મનુષ્ય કરતાં સ્વસ્થ મનુષ્ય એક બળવત્તર અને લાભકર સ્થિતિમાં હોય છે. પોતાની એ સ્થિતિનો લાભ ઉઠાવી નંદે વ્યાકુળતાજનિત કંપનોને દબાવી દીધાં અને નિષ્ઠાપૂર્વક પોતાના મિત્રને સહાય કરવાના હેતુથી તર્ક અને ચાતુરીભરેલાં આ પ્રકારનાં વચનો કહ્યાં :

'તું કહે છે તે સાચું હોવું જ જોઈએ એમાં મને કોઈ શંકા છે જ નહીં. અને જો એ સાચું હોય તો, અર્થાત્ જો તારો રોગ સાચ્ચે જ અસાધ્ય હોય તો કોઈ પણ પ્રકારના સંશય વિના હું તારી સૂચનાઓનું યથાતથ પાલન કરવા તારા માટે એક ચિતા રચીશ. પરંતુ તે ચિતા એટલી વિશાળ બનાવીશ કે એક વાર એમાં અગ્નિ મૂક્યા પછી ચિતામાં, તારી સાથે સાથે મારો પણ સારી રીતે સમાવેશ થઈ શકે. કારણ કે તારાથી વિખૂટા પડ્યા પછી હું અલ્પ સમય માટે પણ જીવિત રહેવા ઇચ્છતો નથી. એટલે તારી સાથે હું પણ અગ્નિસ્નાન કરીશ જ. એટલા માટે જ તથા આખી વાત સાથે મને પણ તારા જેટલી જ લેવાદેવા છે એટલા માટે તારે મને કહેવું જ પડશે કે આખરે આ વાત છે શું તથા તને કયો રોગ છે. જેથી મને એ અસાધ્ય હોવાની પ્રતીતિ થાય અને હું પણ તારી સાથે અગ્નિમાં બળી ભસ્મ થઈ જાઉં. જે કાંઈ કહું છું તે સાચું અને ન્યાયી છે એટલું તો તું પણ સ્વીકારીશ. એ મારા જેવા મર્યાદિત સમજવાળા માણસને પણ સમજાતું હોય તો તું તો આપણા બેમાં વધારે જ્ઞાની છે, બરાબર ? હું જો મારી જાતને તારી સ્થિતિમાં મૂકી જોઉં. તથા તારું મસ્તક જાણે મારા સ્કંધો ઉપર છે એવું કલ્પી લઉં, તો પણ હું એ વિચાર્યા વિના રહી શકતો નથી કે તારા રોગની અસાધ્યતાને બીજાઓનાં પ્રતિપાદન અને પ્રમાણની આવશ્યકતા છે મારી અર્થાત્ અગાઉ કહ્યું તે પ્રમાણેની તારી પ્રતીતિ છે. પછી જ આપણે આપણા દૂરગામી પરિવર્તનો પ્રગટાવનારા આપણાં પ્રયોજનો પાર પાડી શકીએ. એટલે તું વાત તો કર.'

ખાસ્સા એવા સમય સુધી તો કૃશકપોલવાળો શ્રીદામન એક પણ શબ્દ બોલ્યા વિના માત્ર બેસી રહ્યો. એણે જણાવ્યું કે લેશ માત્ર આશાની શક્યતા

વિનાનો એની પ્રાણઘાતક યાતનાને કોઈ પ્રમાણ કે સ્પષ્ટીકરણની આવશ્યકતા રહેતી નથી. પણ ઘણી બધી વિનંતીઓ પછી તેણે નીચે પ્રમાણે કબૂલાત કરી, તે વખતે એના મિત્ર સામે જોવાઈ ન જાય એટલે પોતાના હાથ વડે આંખો ઢાંકી દીધી.

એણે કહ્યું, 'તેં જેને સૂર્યની પૂજા રૂપે ગગનમાં ઊંચે હીંચોળી હતી એ નિર્વસ્ત્ર અને છતાં શીલવતી કન્યા, સુમંત્રની પુત્રી સીતાને દેવી માતાના ઘાટ પર જોઈ મારા મનની બધી શક્તિ હરાઈ ગઈ, મારી નિદ્રા અને ભોજન કરવાની રુચિ પણ જાણે હરાઈ ગઈ. અને હવે જાણે હું ધીમે ધીમે પરંતુ નિશ્ચિત રીતે હું મારા મૃત્યુ તરફ ધકેલાઈ રહ્યો છું.' વાત આગળ ચલાવતાં એણે કહ્યું કે મારી આ યાતનાઓ પ્રાણહારી છે કારણ કે એનો ઉપચાર અર્થાત્ એ કન્યાના લાવણ્ય અને શીલ આધારિત કામનાઓની પરિતૃપ્તિ વિશે વિચારવાનું, કલ્પના કરવાનું માત્ર અશક્ય જ નહીં પરંત એક પ્રકારનો અતિચાર પણ છે, મર્ત્ય આકાંક્ષાઓની પહોંચ બહારની વાત છે. મર્ત્યલોકના માનવી નહીં કેવળ સ્વર્ગના દેવો જે સુખની માત્ર કલ્પના કરી શકે એવા સુખની આકાંક્ષા કોઈ માનવી સેવવા માંડે અને એ સુખ વિના જીવવું એને અશક્ય લાગે તો પછી એને માટે મૃત્યુ એ એક માત્ર છે એ નિશ્ચિત છે અને અંતમાં એણે કહ્યું, 'જો ચકોર પક્ષી જેવાં નેત્રોવાળી લલિતવર્ણી, અને સ્વર્ગીય નિતંબોવાળી સીતા મને પ્રાપ્ત નહીં થાય તો મારો જીવ વિલાઈને નાશ પામશે. એટલે તું મારા માટે ચિતા ગોઠવ, મર્ત્ય અને અમર્ત્ય સઘળાં દુઃખોમાંથી મુક્તિ માત્ર અગ્નિમાં જ રહેલી છે. મને ભારોભાર દુઃખ છે કે મારી સાથે સાથે તું પણ ચિતામાં પ્રવેશીશ. તારી યુવાની, તારો આનંદી સ્વભાવ, અને તારા વક્ષઃસ્થળ ઉપર મંગલકારી વત્સ ચિહ્નને કારણે મને વિશેષ દુઃખ થાય છે. છતાં એક દૃષ્ટિએ એ ન્યાયી પણ છે. કારણ કે તેં સીતાને ગગનમાં ઊંચે હીંચોળી હતી એ વિચાર મારી છાતીમાંના અગ્નિમાં ઇંધણ પૂરે છે, અને આવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હોય એવા કોઈ મારા પછી પૃથ્વી પર રહે એ મને ગમે તો નહીં જ.'

આ વાત સાંભળતાંની સાથે જ નંદ પહેલાં તો ખડખડાટ હસી પડ્યો અને પછી ઘડીમાં એ એને આલિંગન આપવા માંડતો ને ઘડીમાં એની પાછળ નૃત્ય

કરવા માંડતો. શ્રીદામનને આથી મોટું આશ્ચર્ય થયું.

નંદે કહ્યું, 'તને પ્રેમરોગ થયો છે, પ્રેમરોગ. બસ એનાથી વિશેષ બીજું કાંઈ નહીં. એ જ તારો પ્રાણહારી રોગ છે. હા... હા... મઝા આવી ગઈ મઝા.' અને પછી તો એ ગીત ગાવા માંડ્યો

ચતુર માનવ ચતુર કેવો
તર્ક લડાવે ભલો ભલો,
ગઈ ચાતુરી એની ઊડી
રે દશા થઈ જો ભૂંડી.

ચપલાના એ નયનકટાક્ષો
મસ્તક એનું પાણી
વૃક્ષ ઉપરે કૂદે હૂપાહૂપ
એને બુદ્ધુ જાણી.

અને પછી ઘૂંટણ ઉપર હાથ મૂકી નિર્બંધ રીતે અટ્ટહાસ્ય કરવા લાગ્યો અને હસતાં હસતાં મોટા અવાજે બોલ્યો :

'ભાઈ શ્રીદામન, વાત સાવ આટલી જ છે અને વિશેષ ગંભીર નથી એ જાણી મને કેવો આનંદ થાય છે. અને તું માત્ર ચિંતાનો વિચાર કરી રહ્યો છે કારણ કે સુક્કા ઘાસ વડે આચ્છાદિત કુટીરની માફક મારું હૃદય બળી રહ્યું છે. એ માયાવિની કન્યા તારી દૃષ્ટિમાંથી હજુ સુધી ખસી હોય એવું લાગતું નથી. તું પુષ્પધન્વાનાં બાણોથી વિંધાઈ ગયો છે. આપણે જેને મધુમક્ષિકાઓનો ગણગણાટ ગણતા હતા એ વાસ્તવમાં એનાં બાણો છૂટવાનો અવાજ હતો. અને વસંત ઋતુ તથા કામનાની ભગિની રતિનાં જ આ સઘળાં કારસ્તાન છે. પરંતુ આ સઘળું તો સાવ સામાન્ય છે, આનંદકર છે, લગભગ દરરોજ બનતું હોય છે; કારણ કે આવું બને એ મનુષ્ય માટે કોઈ પણ રીતે અયોગ્ય નથી. ઊલટાનું એનાથી તો તારી ઝંખના કેટલી પ્રબળ છે એ જ દેખાઈ આવે છે. અને સાબિત થાય છે કે આ બધું એક દેવ અર્થાત્ કામદેવ દ્વારા નિર્માયેલું છે. પરંતુ એ દેવયોગ્ય છે અને તારા યોગ્ય નથી એવું કશું ફલિત થતું નથી. એટલે તારી કામનાઓને પ્રાપ્ત કરવાનો અધિકાર માત્ર દેવોને છે એવું જો તું માનતો હોય તો તારી ભૂલ છે એમ હું તને કહું તો તું એને મૈત્રીપૂર્ણ અને

અતિ તપ્ત એવા ચિત્તને ટાઢક આપનારાં વચન છે એવું નિશ્ચિત માનજે. આ બધું અતિશયતાયુક્ત છે. આમ આ આસમાં બીજનિક્ષેપની ઇચ્છા મને થાય એના કરતાં અન્ય કોઈ વિશેષ સામાન્યતા સંભવી શકે નહીં... (એણે આ રૂપકનો પ્રયોગ કર્યો કારણ કે 'સીતા'નો અર્થ છે ચાસ.) પરંતુ તને તો પેલી કહેવત વિશેષ લાગુ પડે છે : 'કાક અંધ છે રાત્રે, ને દિવસે ઘુવડ અંધ.' આ ઉપદેશ આપનારી કહેવત હું તને એટલા માટે સંભળાવી રહ્યો છું કે જેથી તું સ્વયં એ સમજી શકે અને વિચારી શકે કે વૃષણગ્રામની એ સીતા અતિ સુંદર પરંતુ અન્યથા એક સામાન્ય કન્યા છે, કોઈ દેવી નહીં; પછી ભલેને દુર્ગામાના સ્નાનઘાટ પર એને નિર્વસ્ત્ર જોઈ ત્યારે તને એ દેવી જેવી લાગી હોય. એ પણ અન્ય માનવોની માફક જીવે છે, સાથવો રાંધે છે અને ઊન કાંતે છે. જોકે એનો પિતા પોતાના પિતૃપક્ષે ક્ષત્રિય લોહીની વાત કરી શકે તેમ છે પરંતુ તે તો એટલા દૂરના વડવાઓની વાત જેનું આમ કોઈ મહત્ત્વ ગણી શકાય નહીં. ટૂંકમાં, એ વાત કરી શકાય તેવા લોકો છે. અને તારે તારો મિત્ર નંદ કે જે તરત પ્રવૃત્ત થશે અને આવું સાદુંસીધું અને નાનકડું કામ તો આમ ચપટીમાં પાર પાડી આપશે. હવે ખુશ ? બોલ, શું કહેવું છે તારે ? મૂર્ખ. ચિતા રચી એમાં તારી સાથે અગ્નિસ્નાન કરવાને બદલે હું તારો લગ્નસમારંભ ધૂમધામથી યોજીશ જેથી તું તારી એ સુંદર નિતંબોવાળી વધૂની સંગે આનંદે જીવન વ્યતીત કરી શકે.

થોડો સમય શાંત બેસી રહ્યા પછી શ્રીદામને કહ્યું, 'પેલા ગીતને લક્ષમાં ન લઈએ તોય તારા શબ્દોમાં ઘણું બધું એવું છે જે અપ્રીતિકર છે. કારણ કે જેને સહન કરવાનું મારી શક્તિ બહારનું બની ચૂક્યું છે અને પરિણામે જે મારા હૃદયને વિદારતી રહી છે એ મારી પીડાકારી ઇચ્છા ને અતિ સામાન્ય અને દૈનંદિનીય તરીકે લેખવું એ રોષકર નહીં તો બીજું શું છે ? આપણા કરતાંય બળવાન, એવી બળવાન કે જેને આપણે ધારણ પણ ન કરી શકીએ એવી પ્રબળ ઇચ્છાને માનવને યોગ્ય નહીં કિન્તુ કેવળ દેવોને જ સેવવા યોગ્ય લેખવી એ જ ઉચિત છે. પરંતુ તારો આશય શુભ છે અને તું મને શાંત્વના આપવા ઇચ્છે છે એટલે મારી પ્રાણહારી વ્યાધિ માટે તેં જે ગ્રામ્ય અને અજ્ઞાની શબ્દો પ્રયોજ્યા છે એ માટે હું તને ક્ષમા આપું છું. અને માત્ર ક્ષમા આપું છું એટલુંય

નહીં. કારણ કે તારાં અંતિમ વાક્યોએ નિશ્ચિત મૃત્યુને અર્પિત મારા હૃદયમાં ઉત્સાહ જગવ્યો છે, અને એને નવાં અને પ્રબળ સ્પંદનો આપ્યાં છે. તેં જે ચિત્ર રજૂ કર્યું એને કારણે આ શક્ય બન્યું છે. જોકે હજુ પણ હું એમાં શ્રદ્ધા ધરાવી શકતો નથી. ક્યારેક તો મને એવું લાગે છે કે અત્યારે હું જે મનઃસ્થિતિમાં છું એના કરતાં ભિન્ન મનઃસ્થિતિ ધરાવતો કોઈ અક્ષત માનવી કદાચ વધારે સ્પષ્ટ અને વસ્તુલક્ષી નિર્ણય લઈ શકે. પરંતુ તરત જ અન્ય સર્વ દૃષ્ટિબિંદુ તરફ મારા ચિત્તમાં અશ્રદ્ધા જન્મે છે, અને મૃત્યુ તરફ લઈ જતા માર્ગમાં જે વિશ્વાસ બની રહે છે. ઉદાહરણાર્થે સ્વર્ગસુંદરી સીતા બાલ્યાવસ્થામાં જ પરણાવી દેવાઈ હોય તથા હવે નજીકના ભવિષ્યમાં એની સાથે જ વયમાં પહોંચેલા ઉછરી રહેલા એના પતિ ને ત્યાં એને વળાવી દેવામાં આવશે એ શક્યતાનો ભલે ઉદાહરણ તરીકે પણ વિચાર તો કર. આ વિચાર માત્ર એવો દાહક પરિતાપ જન્માવે છે કે હું ચિતાના અગ્નિની શાંતિમાં પ્રવેશીને જ મારી જાતને બચાવી શકું.'

પરંતુ નંદે એમની મૈત્રીની શાખે જણાવ્યું કે એવો વિચાર કેવળ આધાર વિનાનો છે. બાલ્યાવસ્થામાં સીતા લગ્નબંધનમાં બંધાયેલી ન હતી. એનો બાળપતિ અકાળે મૃત્યુ પામે તો એને અવજ્ઞાપૂર્વ વૈધવ્યની સ્થિતિ ભોગવવી પડે એ તર્કને કારણે એના પિતા સુમંત્રે આવી કોઈ વ્યવસ્થાનો વિરોધ કર્યો હતો. વળી જો એનું વાગ્દાન થઈ ગયું હોય તો સૂરજ કન્યા તરીકે હીંચકે હીંચોળવા માટે એની પસંદગી પામી ન હોત. અર્થાત્ સીતા વિવાહકામના માટે મુક્ત છે. વળી શ્રીદામનની ઉચ્ચ જ્ઞાતિ, એના કૌટુંબિક સંબંધો, વેદોનો એણે કરેલો અભ્યાસ આદિને લેખામાં લઈએ તો હવે શ્રીદામને તો માત્ર એક જ કામ કરવાનું બાકી રહે છે... એણે એના મિત્રને ઔપચારિક રીતે આખી વાતનો દોર હાથમાં લઈ લેવાનું કહી દેવાની આવશ્યકતા હતી, જેથી એ બંને કુટુંબો વચ્ચે મંત્રણાઓ આરંભી દે તથા આ મંગલ વાતને મંગળ અંતની નિશ્ચિતતામાં બદલી નાખે.

હીંચકે હીંચોળવાના પ્રસંગનો ઉલ્લેખ કરતી વખતે એના કપોલના સ્નાયુઓ ક્ષણભર માટે તો તંગ બની ગયા હતા. પરંતુ પોતાના મિત્રની સહાયભૂત થવાની તત્પરતા માટે એકંદરે એણે પોતાની આભારવશતા બતાવી. નિશ્ચિત મૃત્યુ માટેની ઝંખના તરફથી એણે પોતાની જાતને અંતે

નંદના સ્વસ્થ તર્કની દિશામાં વળવા દીધી. અર્થાત્ હવે કદાચ એને લાગવા માંડ્યું હતું કે એની આકાંક્ષાઓની સિદ્ધિ, સીતાને વધૂરૂપે પોતાના બાહુપાશમાં પામવી એ શક્ય અને માનવીય સરહદોની બહારની વાત ન હતી. છતાં એણે એક વાત પકડી જ રાખી. માંગાનો પ્રતિભાવ જો ઇચ્છિત ન મળે તો નંદે પોતાના બલિષ્ઠ બાહુઓ વડે ચિતા તૈયાર કરવી પડશે. ગર્ગપુત્ર નંદે એને એ પ્રમાણેનું વચન આપી શાંત પાડ્યો, પરંતુ વિવાહ-સંસિદ્ધિના અંતિમ સોપાન સુધી પહોંચવા માટેનાં વચગાળાનાં સોપાનોની વિગતે ચર્ચા કરવાનું એને વધારે પ્રસંગસંગત લાગ્યું. શ્રીદામને તો હવે કશુંય કરવાનું રહેતું જ નથી; એણે તો માત્ર પ્રતીક્ષા કરવાની રહેતી હતી. આ બાજુ નંદે સૌપ્રથમ તો શ્રીદામનના પિતા ભવભૂતિ સાથે આ અંગે વાત જણાવી કન્યાના માતાપિતા સાથે વાટાઘાટો આરંભવા સમજાવવાના હતા. એ પછી એણે વિવાહપ્રાર્થી શ્રીદામનના પ્રતિનિધિ તરીકે વૃષભમંગલ કન્યા પાસે પહોંચી એક મિત્ર તરીકે બંને વચ્ચે સેતુ રચવાનું કાર્ય કરવાનું હતું.

વાતો પૂરી થઈ અને કામ શરૂ થયું. એના પુત્રના મિત્રે આપેલી માહિતિથી બ્રાહ્મણ કુટુંબનો વણિક તો આનંદમાં આવી ગયો. ક્ષત્રિય કુટુંબનો ધેનુપાલક સુમંત્ર પણ વિવાહ-પ્રસ્તાવ અને એની સાથેના ઉપહારોથી ઘણો રાજી થઈ ગયો. કન્યાના ઘરમાં નંદે અત્યંત સરળ ભાષામાં પોતાના મિત્રનાં વખાણ કર્યાં. એ જ પ્રમાણે યુવકની શુદ્ધ બુદ્ધિની ચકાસણી કરવા માટે કન્યાના માતાપિતાએ લીધેલી ધેનુમંગલ ગામની મુલાકાત પણ એટલી જ શુકનવંતી બની રહી. અંતે વિવાહ-લેખ લખાઈ ગયો એના ઉપર હસ્તાક્ષર કરવાનો ઉત્સવ ભોજન તથા ઉપહારોના આદાન-પ્રદાન સાથે ઉત્સાહ અને આનંદ સાથે ઊજવવામાં આવ્યો. આકાશમાંના ગ્રહોની ગતિ અને અસર જાણનારા જ્યોતિષીઓની સલાહ અનુસાર નિશ્ચિત કરવામાં આવેલી વિવાહની તિથિ નજીક આવવા માંડી. એ તિથિ ક્યારેય આવશે કે કેમ એ વિશે આશંકા કરવામાંથી શ્રીદામન એટલા માટે અટક્યો હતો કે બધો દારોમદાર નંદ ઉપર હતો. અને નંદ બધું જાણતો હતો એટલે એ મિત્રો અને સંબંધીઓને લગ્નનાં આમંત્રણ આપવા માટે ક્યારનો આમથી તેમ દોડી રહ્યો હતો. સીતાના માતા-પિતાના આંગણાંમાં ગાયનાં છાણાં વડે લગ્નની વેદી પ્રદીપ્ત કરવામાં

આવી, અહીં પણ નંદના દક્ષ બળવાન હાથ સહાયમાં આવ્યા. તો બીજી બાજુ બ્રાહ્મણ યાજ્ઞિકો વેદી પાસે ઊભા રહી પવિત્ર મંત્રોચ્ચાર કરતા હતા.

અને આમ જેના અંગ ઉપર ચંદન, કપુર અને નારિકેળ તૈલનું લેપન કરવામાં આવ્યું છે, જે આભૂષણોથી મંડિત છે, જેણે લગ્ન માટેની વિશેષ-કંચુકી તથા કુંડળ ધારણ કરેલાં છે; જેનું મસ્તક એક વાદળઘેરા ઘૂંઘટમાં ઢંકાયેલું હતું એ લલિતાંગી સીતાએ એના વરાયેલા પતિને પ્રથમવાર જોયો એ શુભ દિવસ આવી પહોંચ્યો. શ્રીદામને તો એને આ પહેલાં જોઈ જ હતી એ આપણે જાણીએ છીએ. સૌ પ્રથમવાર એણે પોતાના પતિને નામ દઈ બોલાવ્યો. અંતે જેની આતુરતાપૂર્વક રાહ જોતા હતા એ સમય વર્તમાનમાં પરિણમ્યો, જ્યારે શ્રીદામને કહ્યું, 'હું એનો સ્વીકાર કરું છું. અને નિવાર તથા નવનીતના અર્પણ સાથે એનો એના માતાપિતા પાસેથી સ્વીકાર કર્યો.

અંતમાં, 'આકાશ હું, પૃથ્વી તું, રાગ હું, શબ્દ તું.' (લગ્નમંડપમાં) સ્ત્રીઓનાં ગીતો અને તાળીઓ વચ્ચે એ સીતા સાથે પવિત્ર વેદીની ત્રણ પ્રદક્ષિણા ફર્યો. એ પછી શ્વેત વૃષભો જેમાં સામેલ હતા એવી એક ગૌરવપૂર્ણ યાત્રા સાથે એ સીતાને ધેનુમંગલ ગામમાં લઈ આવી પોતાના ગૃહમાં અને માતાના હૃદયમાં સ્થાપી...

અને ઘેર આવ્યા પછી પણ ઘણી બધી મંગળ વિધિઓ સંપન્ન કરવાની હતી. અહીં પણ એમણે પવિત્ર અગ્નિની પ્રદક્ષિણા કરી, એને શેરડી ખવડાવી, જેવા એના ખોળામાં મુદ્રિકા સરકાવી દીધી. અહીં પણ મિત્રો અને સંબંધીઓની ઉપસ્થિતિમાં એક ભોજનસમારંભ યોજવામાં આવ્યો. જ્યારે આ સમારંભ સુપેરે સંપન્ન થઈ ગયો ત્યારે આમંત્રિતો ઉપર ગુલાબજળ અને ગંગાજળનો છંટકાવ કરવામાં આવ્યો... એ પછી બધાં આમંત્રિતો નવદંપતિને એમને માટે તૈયાર કરાયેલા વિશેપ કક્ષમાં અથવા તો 'ધન્ય દંપતીકક્ષ'માં દોરી ગયા જ્યાં એમને માટે પુષ્પો અને પુષ્પમાળાઓથી શણગારેલી શૈય્યા રાખવામાં આવી હતી. આલિંગનો, હાસ્ય-વિનોદ અને હર્ષાશ્રુઓ વચ્ચે બધાં અહીંથી વિદાય થયાં. આખ્ખાય ગાળા દરમિયાન સતત એમની બાજુમાં રહેલો નંદ ઉંબર ઓળંગી જનારાઓમાં છેલ્લો હતો.

(અપૂર્ણ)

કેટલીક ગુજરાતી વાર્તાઓ વિશે / જયંત પારેખ

## બે સ્ત્રીઓ અને ફાનસ

કાશી ને પારોતી – મા ને દીકરી. વય આશરે ૮૫-૯૦ ને ૭૦-૭૨. મરણ મોઢામોઢ આવીને ઊભું રહે એવી વય. આ હકીકતનો બંનેનાં વ્યક્તિત્વ પર કેવો પ્રભાવ પડે છે એની પ્રક્રિયા 'બે સ્ત્રીઓ અને ફાનસ'માં જોવા મળે છે.

આ પ્રક્રિયાને વીનેશ અંતાણી મૂર્ત સ્વરૂપ આપે છે વિશિષ્ટ વાતાવરણથી. વર્ષાઋતુની સાંજે જાણે મધરાત ઊતરી આવે છે. એના ગાઢ અન્ધકારમાં મા ને દીકરી બંનેનાં દિવસ ને રાત એકાકાર થઈ જાય છે. બંનેનાં વ્યક્તિત્વ હ્રાસ પામે, છિન્નભિન્ન થઈ જાય એવી પરિસ્થિતિ ઊભી થાય છે. બીજાનું શું થાય છે એની એમને પરવા જ રહેતી નથી. એમનું શરીર જ નહીં, સમગ્ર વ્યક્તિત્વ વૃદ્ધ બનવા માંડે છે, મરણ તરફ ધસી રહે છે.

બંનેને ફાનસ વિના ચાલતું નથી. પારોતીને ઘરકામ તો કરવું જ છે, કાશીમાની માગણી પણ એને ગમતી નથી. એ ઓસરી ને ઓરડા વચ્ચેના બારણામાં ફાનસ લટકાવે છે. કાશીમાને તો એ પોતાની સામે રાખવું છે. એમને માટે તો જોવું એટલે જ જીવતા હોવાનો પુરાવો છે. બંને ફાનસ માટે ખેંચાખેંચી કરે છે ને એકબીજા માટે ચરમ તિરસ્કાર વ્યક્ત કરે છે. પારોતી કાશીમાને કહે છે કે મરતી હોય તો મર અંધારામાં. માથું ફાટે તોયે જાન છૂટે. કાશીમા પારોતીને મનોમન કહે છે : 'ફાનસ સોડમાં ઘાલીને સૂઈ જા હવે.' આના આલેખનમાં વીનેશ અંતાણી અનાયાસ અન્ધકારનાં પાણી, અન્ધકારનો

પડછાયો, શરીરમાંથી બહાર નીકળતો હાથ વગેરે તાજગીભર્યાં કલ્પન તેમ જ વર્ષા, અન્ધકાર, ફાનસ, વાટ, ચુવાટ, પોપડા વગેરે પરસ્પરવિરોધી અનુભવનાં પ્રતીક રચે છે ને મરણના ઓછાયાને મૂર્ત રૂપ આપે છે.

મા ને દીકરી બંનેનાં કરણો આંખમાં આવીને વસે છે જાણે. એમનું અસ્તિત્વ ફાનસમાં જ સમાઈ જાય છે. આ હકીકતની પ્રતીતિ ફાનસ સળગાવવાની આખીયે પ્રક્રિયાના વર્ણનથી સૂચવાય છે. ફાનસના અજવાળામાં વર્તમાન જ પ્રત્યક્ષ થાય છે, અન્ધકારમાં ભૂતકાળ. ચરમ તિરસ્કારની પળે કાશીમા ભૂતકાળની અનેક ઘટના પ્રત્યક્ષ નિહાળે છે – પારોતીનાં જન્મ ને લગ્ન, પોતાનું ને પાર્વતીનું વૈધવ્ય. પીડાનો નવેસરથી અનુભવ કરતાં કરતાં કઠોરતામાંથી મૃદુતામાં, દૂરતામાંથી સાન્નિધ્યમાં ગતિ કરે છે. લાંબી જિન્દગીમાં જે ચૂકી જવાય છે એ હવે એમના અવાજની આભા કરી નાખે એવી કોમળતામાં પ્રગટ થાય છે, એમાં હાસ્ય ને રમૂજ પણ ભળે છે : 'તુંય કેવી થઈ ગઈ છો, પારોતી ! વરસાદ તને આડો આવે છે ?' કાશીમા જાણે બધાનો સ્વીકાર કરી લે છે, મૃત્યુનો પણ.

સૂતાં પહેલાં એ દીકરીને જોવા જાય છે. અજવાળામાં કશું દેખાતું નથી, અંધારામાં કશુંક દેખાય છે – પારોતી ખૂબ દૂર ગોદડી પાથરીને બેઠી છે. પારોતીને તો જાણે ભૂતકાળ જ નથી, ભવિષ્યનો જ ભય છે – કાશીમાના ચહેરા પરના કરોળિયા એની હથેળીમાં ખાબકે છે. એ મરણનો સ્વીકાર કરતી નથી, જીવનનો પણ તિરસ્કાર કરે છે. સૂતાં પહેલાં માને જોવાનું એ ટાળે છે. એને માટે હજીયે એવો ને એવો જ તિરસ્કાર વ્યક્ત કરે છે, ગોદડી ફેંકે છે ને મનોમન વિચારે છે : મરી કાં નથી જાતી ! ભીંત પરનો પડછાયો, પોપડા જોઈને એ ચમકે છે ને જુએ છે તો કાશીમા ખૂબ દૂર લાગે છે. બંનેનો દૂરતાનો અનુભવ નિરાળો છે. એમાં વીનેશ અંતાણીની સૂઝનો અણસાર છે. પારોતી ઝનૂનથી ફાનસ ઓલવી નાખે છે ને મૃત્યુ એનો તિરસ્કાર કરે છે. એના આગમનની એને જાણે ખબર જ પડતી નથી, ઓલવાયેલા ફાનસની નરી વાસ જ આવે છે.

વીનેશ અંતાણી અવારનવાર 'ફાનસની ફટફટ' એમ કહે છે ત્યારે શૈલીસુખમાં સરી જાય છે, લાંબી ચાલેલી જિન્દગી વિશે બિનજરૂરી અર્થઘટન

કરે છે, બકરો ને કસાઈનું ચવાઈ ગયેલું રૂપક યોજે છે ત્યારે થાય છે કે આ ખરેખર ટાળવા જેવું છે.

(હોલારવ,૧૯૮૩) તરસના કૂવાનું પ્રતિબિમ્બ

વાડો

પુનીની બેવફાઈનો અંદાજ ખેમાને આવે છે, એનું રહસ્ય ઉકેલવા એ ખૂબ મથે છે પણ સફળ થતો નથી ત્યારે કેવી વિકટ પરિસ્થિતિ ઊભી થાય છે એ મોહન પરમાર 'વાડો'માં આલેખે છે. એ માટે એ વાડો, નોળિયો, ફૂંકી ફૂંકીને ફોલી નાખવાની ક્રિયા વગેરે સામગ્રી પસંદ કરે છે ને એનો વિગતપ્રચુર વિનિયોગ કરે છે. એમાંથી આપોઆપ અનેકવિધ વ્યંજનાની, પ્રતીકરચનાની શક્યતા જન્મે છે.

નોળિયો વાડામાંથી ઘરમાં આવજા કરે, ખેમાને એનો અણસાર આવે ને એની એ ભારે શોધાશોધ કરે, નોળિયો છુપાઈછટકી જાય, ખેમાને ડર લાગે ત્યારે પુની હસી પડે ત્યારે એના પર એ વિફરે : 'જોનઅ આ બૈરું ! છઅ નોળિયાનો જરાય ભો !' વાડને વિકસતી જોઈને ખેમાની આંખમાં ઠંડક પ્રસરે પરંતુ દિલમાં કડવાશ ભળે – આ બધામાં વ્યંજનાની દિશામાં થતી ગતિ વર્તાય છે. નોળિયો નોળિયો હોવા ઉપરાંત બીજું ઘણું હોઈ શકે એવું ઘણું સૂચન થવા માંડે છે.

પરંતુ ધીમે ધીમે એ ગતિ ઓસરતી જાય છે. પુનીને નોળિયાનો ડર લાગતો નથી, એ વિપરીત દિશામાંથી વાડો વાળતાં વાળતાં આખો એક યુગ વિતાવી દે છે, એને તો હદમાં છે ને હદની બહાર છે એ બંને એકાકાર દેખાય છે; બદામની ક્યારીના પાણીમાં ખેમાને 'અણસાર'નું પ્રતિબિમ્બ વર્તાય છે પણ એ ખાત્રી કરી શકતો નથી, એને સમજાતું નથી કે નોળિયો ન મળ્યો એનો કે અણસારની પ્રતિકૃતિની શોધ ન ફળી એનો – બેમાંથી કોનો વસવસો એને થાય છે; ભલાની વહુ આંખ મિચકારે છે, અનેક વાર નોળિયા વિશે હાંસી કરે છે; અન્તે તો બધું એકદમ ઉઘાડું પડી જાય છે; 'નોળિયાનાં પગલાં સ્પષ્ટ

દેખાતાં હતાં' ત્યારથી વ્યંજના ઓસરવા માંડે છે ને 'પુની ટોપલી લઈનઅ કચરો નાખવા જતી'તી તાણઅ ઈની પાછળ પાછળ જતા મી ઈનઅ ભાળ્યો'તો' આગળ તો સાવ ઓસરી જાય છે. પ્રતીકની રચના થવાને બદલે માત્ર રૂપકની, સમીકરણની રચના જ થઈ શકે છે. નોળિયાનું નોળિયા તરીકે કોઈ સ્વતંત્ર અસ્તિત્વ જ રહેતું નથી 'વાડો'માં. સામગ્રીને બદલે એ કેવળ બહાનું જ બની રહે છે.

કોઈક પૂછે કે પ્રતીકની રચના કરવી જ જોઈએ એવું ઓછું છે ! એને આટલું જ કહી શકાય કે એક તો રૂપકમાં જેટલી શક્તિ છે એના કરતાં પ્રતીકમાં અનેકગણી શક્તિ છે; ને બીજું, મોહન પરમારના આલેખનમાંથી જ પ્રતીકરચનાની અપેક્ષા આપોઆપ જાગે છે. પરંતુ રૂપકની, સમીકરણની જ રચનામાં એ અપેક્ષા નાશ પામે છે. જે એકાદ ઉપમા કે રૂપકથી સૂચવી શકાય એમ છે એ સૂચવવા માટે આટલો મોટો ઘટાટોપ ઊભો કરવાની જરાય જરૂર વર્તાતી નથી.

(કોલાહલ, ૧૯૮૦) નકલંક

## ગોપીનું ઘર

જન્મટીપમાંથી વહેલી છૂટીને ગોપી પાછી આવે છે. આ પુનરાગમનનાં એનાં વિવિધ રૂપ આલેખવાની તક બકુલેશને મળે છે.

ગોપી બેજુની પત્ની. 'રૂપરૂપનો અંબાર.' સતત કલહ કરીને એ બેજુને દુઃખ આપે છે. લોકોને દુશ્મન બનાવે છે. સાવકી દીકરીને મહેણાં મારે છે, અવૈધ બાળકની હત્યા કરવાની ફરજ પાડે છે. પત્ની , માતા – આ રૂપે એ સફળ નીવડતી નથી. ભૂતકાળની સ્મૃતિ તરીકે બકુલેશ આનું વર્ણન કરે છે.

કારાવાસ ભોગવીને ગોપી બાળકના મૃત્યુનું પ્રાયશ્ચિત્ત કરી લે છે, બેજુને દુઃખ દીધાનું પ્રાયશ્ચિત્ત કરવા સિત્તેરની વયે જાણે નવેસરથી પ્રેયસી બને છે. એને એક જ ઝંખના છે – બેજુંને ખૂબ પ્રેમ કરવો. એને એમ કે બેજુ એકલવાયો હશે. પણ એણે તો ઘર, કોઠાર, ઢોરઢાંખર – બધું વેચી

નાખ્યું છે. એ જીવે ત્યાં સુધી નવા માલિક એને પાળવાના છે. ગોપી એને કહે છે કે હું તારે માટે આવી છું. મારી સાથે રહેવા આવ. આપણી ઝૂંપડીમાં.. પણ બધું જ બદલાઈ ગયું છે. બેજુ પણ. એણે ઝૂંપડી વેચી નાખી છે. એના હકની, એની પરવા કરી નથી, રાહ પણ જોઈ નથી. એ જાણે મૃત્યુ પામી હોય એમ જ વર્ત્યો છે. પ્રેયસી પણ સફળ નીવડતી નથી.

બેજુની સાથે એ પારકાને ઘરે રહેવા તો શું, રાતવાસો કરવા પણ રાજી નથી. એ તો પોતાનું ઘર વસાવવા આવી છે. હવે તો એ પણ બની શકે એમ નથી. ઝૂંપડી એની રહી નથી. નિષ્ઠુરતા ને નિરાશા ન સહેવાતાં એ ફસડાઈ પડે છે. બેજુને થાય છે કે એનો સ્વભાવ હજી એવો ને એવો જ હઠીલો છે. એની સાથે ન રહેવાનો એ નિર્ણય કરે છે. ગોપીની પ્રાયશ્ચિત્ત ને શાન્તિની પળ રોળાઈ જાય છે. ઝૂંપડીમાં જ રાતવાસા દરમિયાન દેહ છોડી દે છે; પોતાની સ્વતંત્રતા ને સ્વમાન છેલ્લી પળ સુધી જાળવી રાખે છે.

ગોપીનાં આ ત્રણે સ્વરૂપ બકુલેશ સુરેખ રીતે ઉપસાવી શકતા નથી. શબ્દપસંદગી, બિનજરૂરી વિગતોનો ખડકલો, પ્રશ્નોની ટેકણલાકડી, છાપાળવી ભાષા, જૂની ભેદભરમની કથાના જેવો વિનાકારણ લાંબો, આખો એક ખંડ રોકતો આરમ્ભ – આ બધું પુરવાર કરે છે કે સામગ્રી, યુક્તિ, ભાષા વગેરે પર એમનું પ્રભુત્વ નથી. કેટલોય ભાગ ટાંચણ જેવો બને છે. ખાલીખમ આંખો, તંબાકુ ખરીદવાની ઇચ્છા – આવી સૂચક વિગતો પણ છેક અન્તે રજૂ થાય છે. ગોપી ધૂમકેતુના તરંગી ધૂની પાત્ર જેવી લાગે છે.

(સુવર્ણના નિઃશ્વાસ, ૧૯૩૮) નિશિગંધા, ક્રિમીચાન

# સમાચાર

• અયોધ્યામાં રામમંદિર બનાવવાનો નિર્ધાર વિશ્વહિંદુ પરિષદે કરી લીધો છે.

• પાકિસ્તાનની આઇએસઆઇ સંસ્થાએ ભારતની ચારે બાજુ નેટવર્ક ગોઠવી રાખ્યું છે.

• ભારત અને ફ્રાન્સ એક સંયુક્ત કાર્યક્રમ હેઠળ પેસેન્જર વિમાન બનાવશે.

• સુપ્રિમ કોર્ટના એક ચુકાદા પ્રમાણે કોર્ટમાં ખરેખર જે વ્યક્તિ પ્રેક્ટિસ કરતી હશે તેને જ વકીલ કહેવામાં આવશે.

• ઉત્તર ભારતમાં ઠંડીને કારણે ૧૦૦થી વધારે માણસોના મૃત્યુ થયાં છે.

• વિઆરએસને કારણે બેંકોની અનેક શાખાઓ બંધ થઈ ગયેલી છે.

• અલાહાબાદમાં પોષી પૂનમના દિવસે યોજાનાર કુંભમેળામાં લગભગ પાંચ કરોડ શ્રદ્ધાળુઓ ભેગા થશે.

# કંકાવટી

માર્ચ, ૨૦૦૧

જયંત પાઠક
રતિલાલ 'અનિલ'
કિસન સોસા
નિર્મિશ ઠાકર
સ્ટેનિસ્લો ગ્રોકોવિક
ટી.રોઝેવિક
ચેઝારે વાપેહો
ફ્રાન્સ કાફકા
ટોમસ માન
સનત્ ભટ્ટ
જિતેન્દ્ર પટેલ

# કંકાવટી

ફેબ્રુઆરી-માર્ચ, ૨૦૦૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૦-૯૧

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઇન્ટરનેટ પર

http: // ratilalanil. tripod. com

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન

યુયુત્સુ પંચાલ

૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક

શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## બારે વરસે બાવો બોલ્યા / જયન્ત પાઠક

વાંકીચૂંકી કથા બહુ, પણ એનો સીધો સારજી :
જીવવું નામ તિતિક્ષા, જોવું તેલ, તેલની ધારજી
જાણો મણકા જેવો છે આ ગોળગોળ સંસારજી,
મેરં વિના ના મેળ મળે માળાનો, ના'વે પારજી;
આ પારે શું, ઓ પારે શું - ફેરા વારંવારજી;
મઝધારે વ્હેનારો પામે નિતનો પોરાવારજી;
કહે ગનાની : દેખ, બહુનો એક જ છે આધારજી
વૃક્ષપર્ણફળફૂલ - બધું યે એક બીનો વિસ્તારજી;
બારે વરસે બાવો બોલ્યા : બચ્ચા, બેડો પારજી,
ફેંક ફેંક ઝોળી - લંગોટી-અહંકારકા ભારજી.

૨૯-૧૧-૨૦૦૦

ગઝલ / કિસન સોસા

પાંખ બીડી નીડમાં રહેજે સજગ, વરસાદ છે !
હેલીએ ઝૂલે તરુ, સંભાળ ખગ, વરસાદ છે !

પાણીનો આકાર છે કે આકૃતિ છે પ્હાણની ?
વ્યોમમાં વાદળ સઘન કે શ્યામ નગ, વરસાદ છે !

તું નથી તો દૂર લગ તડકે તગે વેરાનગી;
આગમન તારું થતાં આખું ય જગ, વરસાદ છે !

બારી ખોલી જોઉં વરસે ઝાપટાં પર ઝાપટાં,
દેહ થરકે એમ થરકે જેમ શગ, વરસાદ છે !

હોય જો સંદેહ તુજને બૂંદ ચાખી જો જરા !
'આંખના ને આભના બંને અલગ વરસાદ છે !'

## ગીત / કિસન સોસા

બારણાને મેં બંધ કર્યાં ને
ખોલી નાખી બારી,
આ જ ટેરવે સમજણ ફૂટી
એવી કંઈ અણધારી.
પળમાં તાજો થયો અનંતથી
છૂટી ગયેલો નાતો,
પસાર થાતો જીવ કનેથી
પવન ઋચાઓ ગાતો.
બારણું બાંધી રાખે, બારી
ઉડાન દે અલગારી...
આ જ ટેરવે ...
કિરણ ગૂંથ્યા પિચ્છ પિચ્છથી
સજી એવી સંજવારી
ઓરડા સાથે અંતરતમ્માં
ફોરી ઓજની ક્યારી
આજ કેટલી કુબેર-દૃષ્ટિ
ગતની રંક બિચારી...
'બારણાને મેં બંધ કર્યાં, ને
ખોલી નાખી બારી...'

## ગઝલ / જિગર ટંકારવી

સંગ તમારો ઝળહળ વ્હાલા,
હર પળ શુભ ને મંગળ વ્હાલા.

સઘળી ગૂંચો ઉકલી જાશે
દિલથી દિલને સાંકળ વ્હાલા.

કેમ ફરે છે દૃશ્યો પાછાં ?
કોણ રહી ગયું પાછળ, વ્હાલા ?

હાથ ઉઠાવી લીધો ઓહો,
ક્યાંથી વળવાની કળ, વ્હાલા ?

પાયો જેનો સ્વપ્નભૂમિ પર,
સ્થાયી એનું ક્યાં સ્થળ, વ્હાલા ?

કોની અટકી વાત અચાનક ?
કોનું ખૂટ્યું અંજળ વ્હાલાં ?

ઝાંખી જોયું તથ્યો - ભીતર,
અટકળ, અટકળ, અટકળ વ્હાલા.

અણસમજું છે, ધ્યાન નહીં દે,
ફેંક ન દિલનો કાગળ વ્હાલા.

માગ્યા કરતું ચેન 'જિગર'નું,
પીડા, પીડા કેવળ, વ્હાલા !

## ઢળતી સાંજે / નિર્મિશ ઠાકર

યાદ શૃંગની લઈને હળવે ઢાળ હવે ઊતરવા
નિરાંતના લઈ રંગ ઢળેલા કાળ હવે ચીતરવા

આવું કે ? ટહુકાય અતીતના સાદ સ્મરણને દ્વારે
ઓસરતાં છે પૂર ભલે, તું આવ ઝરણની ધારે

સવારનાં કૈં દૃશ્ય હતાં તે સાંજ મહીં સંઘરવાં
નિરાંતના લઈ રંગ ઢળેલા કાળ હવે ચીતરવા

અનંતના સૂર છેડી જ્યારે આભ રહેશે ઝંખી
સંભારણ કલરવના દઈને ઊડી જશે રે પંખી

આજ ધરાનાં વ્હાલ ધરામય આંખ થકી ઉર ધરવાં
નિરાંતના લઈ રંગ ઢળેલા કાળ હવે ચીતરવા.

## સ્ટેનિસ્લો ગ્રોકોવિક / બે કાવ્યો

### નાજુકાઈ કે ગુલીવર

સપનામાં મેં સુવર્ણનું કેન હાથમાં પકડીને મારા પરથી ચાલી જતી રાજકુમારી
જોઈ.
તે મારી આંગળીઓને પાણી પીવડાવતી હતી.
જેથી તે ફરી ખીલી ઊઠે.

રૂપેરી પડદા પાછળથી દેખાતી નાનકડી આકાશી-નીલિમા તે હતી.
પછી મેં સપનામાં સંત્રીઓ જોયા
મારા મોઢામાં તે ચાલી રહ્યા હતા
મારી જીભના ટેરવા પર.

કોર્પોરલે તેનું ફાનસ ઊંચું કર્યું
મારું ગળું ગૂંગળાયું.

પાછળથી મારી હથેળીઓના શંખમાં
દેવળો બાંધવામાં આવ્યાં,
ડાબી બાજુના દેવળમાં મરણોત્તર વિધિ
જમણી બાજુના દેવળમાં લગ્નવિધિ

હું હાલ્યાચાલ્યા વિના પડી રહ્યો, ગભરાઈ ગયો
રખે ને મારા હૃદયના ભીના કોગળાથી
મારા સ્વપ્નને બીવડાવી મારું.

## અવરોહણ

જો એ વસંત હોત તો !
અને વસંત ?
ક્યાં છે ?
એટલે હું મારામાં નીચે પથ્થરનાં પગથિયાં ઊતરવા માંડ્યો
તલવાર કે દીવાની જેમ બરફની સળી ઝાલીને,
તેને આ રિક્તતામાં મરુતો બુઝાવી નહીં શકે.

આપણામાંથી કોણ શૈશવની ખાણોમાં ઊતરતું નથી ?
આ ભીંતો ઉપર આપણામાંથી કોણ અજવાળું ફેંકતું નથી,
ત્યાં કોરેલા કોલસાનાં કાળાં શિલ્પોમાં
હંસરાજની તથા પ્રાણીઓની છાપો છે.
અહીં વસંતનું પંખી - કઈ વસંત - થીજી ગયું છે ?
અહીં એક ચુંબન - આછું કે ઉન્મત્ત ?
અહીં મારો પોતાનો આકાર વિસ્તર્યો છે
બળી ગયેલા ઝાડ પર કાળી ચેરી સુધી.

એ વસંત હોત…
એટલે ઊંડે ને ઊંડે કોરતો જઉં છું
શૈશવના સ્તર સુધી - ત્યાં અચાનક
એક ખૂણે
માત્ર પ્રતિધ્વનિ છે ચામાચિડિયાનો ફફડાટ છે
જાણે કે કોઈ ગુંથવાના કાળા ઊનના દડા વીંટી રહ્યું છે !

## ઝેડ. હર્બર્ટ / એક ઘટના

દરિયાકાંઠે હાથમાં હાથ ગૂંથીને
અમે ચાલીએ છીએ
પ્રાચીન કાળના સંવાદના બે છેડા
'તું મને ચાહે છે ?'
'હું તને ચાહું છું.'

મારાં ભવાં તંગ બન્યાં
બંને કરારનું
જ્યોતિષીઓનું પયગંબરોનું
બાગમાંના ચિંતકોનું
ઋષિમુનિઓનું
ડહાપણ મેં સારવી લીધું.

અને હું જે બોલું છું તે આ :
'આક્રંદ ન કર
'બહાદુર બન
'જો, દરેક જણ...'

## ટેડેયુઝ રોઝેવિક : અં.અનુવાદ : ઝેસ્લો મિલોઝ

*જીવનની અધવચ્ચે*

જગતના અંત પછી
મૃત્યુ પછી
હું મને જીવનની અધવચ્ચે જોઉં છું

મેં મારી જાત સર્જી
મેં જગત ઊભું કર્યું
લોકો પ્રાણીઓ ભૂમિદૃશ્યો

હું બોલ્યો આ ટેબલ છે
આ ટેબલ છે
ટેબલ પર રોટી અને છરી
રોટી કાપવા માટે છરી છે
લોકો રોટીથી જીવે છે
માણસને ચાહવો જોઈએ
હું રાતદિવસ શીખ્યો
કોઈએ શું ચાહવું જોઈએ
મેં ઉત્તર આપ્યો માણસ.

હું બોલ્યો આ બારી છે
આ બારી છે
બારીની પાર બાગ છે
બાગમાં હું સફરજનનું ઝાડ જોઉં છું
મ્હોરેલું સફરજનનું ઝાડ
ફૂલ ખરી પડે છે
ફળ બંધાય છે
પાકે છે
મારા પિતા એક સફરજન તોડે છે
જે માણસ સફરજન તોડે છે
તે મારા પિતા છે.

હું એક મકાનના ઉંમરે બેઠો હતો
દોરડે બાંધેલી બકરીને દોરી જતી

પેલી વૃદ્ધ સ્ત્રી
દુનિયાની સાત અજાયબીઓથી
વધારે મહત્ત્વની છે
વધારે કિંમતી છે
તે કામની નથી
એવું જે વિચારે છે અને અનુભવે છે
તે સમૂહહત્યારા છે.

આ માણસ છે
આ ઝાડ છે આ રોટી છે

લોકો જીવવા માટે ખાય છે
મારી જાત આગળ આ વાત બોલતો જ રહ્યો.
માનવજીવન મહત્ત્વનું છે.
માનવજીવન વધારે મહત્ત્વનું છે
જીવનનું મૂલ્ય
માનવનિર્મિત કોઈ પણ પદાર્થ
કરતાં વધી જાય છે.
માનવ તો મોટો ખજાનો છે...
હું ભારપૂર્વક બોલતો જ રહ્યો.
હું બોલ્યો આ પાણી છે
મારા હાથ વડે મેં મોજાંને હિલોળ્યાં
પાણી હું બોલ્યો
દયાળુ પ્રાણી
આ હું છું.
માણસે પાણી સાથે વાતો કરી
ચન્દ્ર સાથે વાતો કરી.
ફૂલો સાથે વરસાદ સાથે

તેણે પૃથ્વી સાથે વાતો કરી
પંખીઓ સાથે
આકાશ સાથે
આકાશ શાંત હતું
ધરતી શાંત હતી
જો તેણે કોઈ અવાજ સાંભળ્યો હોય
ધરતીમાંથી, આકાશમાંથી, જળમાંથી
તો તે કોઈ બીજા માણસનો હતો.

## બંધુપ્રેમ / ચેઝારે વાયેહો

આજે કોઈ મારી પાસે આવ્યું નહિ પ્રશ્નો પૂછવા
કે નમતી બપોરે કોઈએ મારી પાસે કંઈ માગ્યું નહિ.
આ અજવાળાની આનંદિત યાત્રામાં
મેં એક પણ કબ્રસ્તાનનું પુષ્પ જોયું નથી.
ઈશ્વર મને ક્ષમા કરજે :
પૂરેપૂરો મૃત્યુ પામ્યો ન હોઉં તો.

દરેક જણ, દરેક જણ આજે નમતી બપોરે
પ્રશ્નો પૂછ્યા વિના જ પસાર થઈ જાય છે,
કશુંય મારી પાસે માગ્યા વિના જ પસાર થઈ જાય છે.
અને તેઓ શું ભૂલી ગયા છે તેની મને ખબર નથી...
અને એ મારી હથેળીમાં
કોઈ અજાણ્યાની જેમ ખોટી રીતે રહી ગયું છે.
હું બારણા પાસે આવું છું, દરેકની સામે બરાડું છું
'જો તમે કંઈ ભૂલી ગયા હો તો આ રહ્યું.'
મારા જીવનની બધી જ નમતી બપોર

તેમણે મારી સામે કયા દરવાજા વાસી દીધા છે
અને મારા આત્માએ કંઈક ભળતું જ ગ્રહ્યું છે
તે હું કહી શકતો નથી.

આજે મારી પાસે કોઈ આવ્યું નહિ,
આ નમતી બપોરે હું પૂરેપૂરો મૃત્યુ પામ્યો નહિ.

## સેસિલિયા મેઈરલેસ / પ્રયોજન

હું ગાઉં છું કારણ કે (સમાધિ)ક્ષણ આવી છે
અને મારું જીવન પૂર્ણ થયું છે.
હું સુખી નથી કે દુઃખી નથી
હું કવિ છું.
ક્ષણજીવી પદાર્થોની સ્વજન
હું નથી હર્ષ અનુભવતી કે યાતના
દિવસોના દિવસો, રાતોની રાતો
હું પવનમાં વીતાવું છું
હું તોડું છું કે ઘડું છું,
હું ટકું છું કે ઓગળી જઉં છું
મને ખબર નથી, મને ખબર નથી.
મને એ પણ ખબર નથી કે
હું સ્થિર છું કે પસાર થઈ રહી છું.
મને એટલી ખબર છે કે હું ગાઉં છું.
અને એ ગીત જ સર્વસ્વ છે.
તેમાં શાશ્વત રક્ત છે અને લયબદ્ધ પાંખ છે.
અને મને ખબર છે કે એક દિવસ
હું મૂગી થઈ જઈશ.
બસ.

## ફ્રાન્ઝ કાફકા : બે ગદ્યખંડ

### એક

નજીકમાં જ આવી પડનારા વસંતના દિવસોએ શું કરીશું ? આજે સવારે આકાશ ભૂખરું હતું, પણ અત્યારે બારી પાસે જઈએ ને બારીની કડી આગળ ગાલ અડકાડીને ઊભા રહીએ તો અચરજ થાય છે, છેક નીચે સૂરજનો પ્રકાશ દેખાય છે, હા એ સાંધ્યપ્રકાશ છે, નીચેથી ચાલી જતી એક ગભરુ કિશોરીના મોં પર પડે છે અને એ જ વખતે એની પાછળ પાછળ ઝડપથી આવી રહેલા એક માણસનો પડછાયો દેખાય છે. એ માણસ આગળ નીકળી ગયો છે અને કિશોરીનો ચહેરો ખરેખર ઝગમગે છે.

### બે

રાતે જ્યારે તમે કોઈ શેરીમાંથી પસાર થાઓ છો અને એક માણસ છેક દૂરથી આવતો જુઓ છો - તમે ઢોળાવ ઊતરી રહ્યા છો અને પૂનમની રાત છે. એ તમારી સામે દોડતો આવી રહ્યો છે, તમે એની પાસે જઈ રહ્યા નથી, ભલેને એ ચીંથરેહાલ કેમ ન હોય, ભલે ને કોઈ એની પાછળ પાછળ બૂમો પાડતું પાડતું દોડી રહ્યું કેમ ન હોય !

કારણ કે આ રાતનો સમય છે, તમે ઢોળાવ ઊતરી રહ્યા છો અને શેરી પૂનમની ચાંદનીથી પ્રકાશિત હોય એમાં વાંક તમારો નથી, કદાચ એ બંનેએ

મજાકમસ્તી ખાતર પકડાપકડીનો ખેલ માંડ્યો હોય - કદાચ એ બંને કોઈ ત્રીજાનો પીછો કરી રહ્યા હોય, કદાચ પહેલી વ્યક્તિનો પીછો કોઈ કારણ વિના થઈ રહ્યો હોય. કદાચ બીજી વ્યક્તિ ખૂન કરવા માગતી હોય અને તો તમે ખૂનના સાક્ષી બની બેસો, કદાચ એ બંને વ્યક્તિઓને એકબીજાની હયાતીની જાણ જ ન હોય અને તેઓ માત્ર પથારીભેગા થવા માગતા હોય, દરેક પોતાની રીતે પહેલ કરીને આગળ વધતું હોય... કદાચ તેઓ ઊંઘમાં ચાલનારા હોય... કદાચ પહેલી વ્યક્તિ શસ્ત્રસજ્જ હોય...

ગમે તે હોય, તમને થાકવાનો અધિકાર નથી ? પેલો બધો દારૂ તમે ગટગટાવી ગયા ન હતા ? તમારી નજરે બીજી વ્યક્તિ નથી પડી એટલા તો સુખી છો.

## સંવાદ / રતિલાલ 'અનિલ'

અત્યારે 'સંવાદ' શબ્દ વિશે નીરવ શાંતિ છે એટલે જાગૃતિમાં પોતાની સાથે વાત કરું છું, સં-વાદ નથી કરતો ! કારણ કે વચવચમાં પોતાની સાથે જરાક ઝઘડો થઈ જાય છે. એકલા, પેલી મૂગી ચીજ એકલી પડી રહી છે એમ એકલો, નિર્જીવ ન બની જાઉં એટલે પણ પોતાની સાથે સંવાદને બદલે લગભગ વાદ ચાલે છે. જીવનમાં માણસ ક્યારે વાદી અને પેલો મહુવર છેડી નાગને ડોલાવતો વાદી થઈ જાય છે, એનો કોઈ હિસાબ ખરો ? પેલા ઈશ્વરને રાહત છે – એનો સરવાળો અને ટોટલ – એના અસ્તિત્વના સ્વીકાર સાથે જ મળી ગયા છે અને આ માણસ સરવાળો થતાં, ગુણાકાર, ભાગાકાર અને બાદબાકી થઈ જાય છે ! ના, સ્વગત વાતમાં આવું કંઈ કરવાનો આશય ન હોવા છતાં થઈ જતું યે હોય !

આ શબ્દ આવ્યો ત્યારથી, શાંત એકાન્ત માનસિક સ્વસ્થતા હોય તો યે ધ્યાનાવસ્થા આવતી જ નથી ! જેને સ્મૃતિ ન હોય તેનું આકાશ જેવું મૌન કેવું હશે ? તેને તો નહીં કહી શકવાની આંતરપીડા હોય – પીડા સ્વયં વાદ નથી ? આજન્મ મૂગાના એકેશ્વર, એકેશ્વરવાદ વિશે, કોઈએ વિચાર જ ન કર્યો ?

આ શબ્દ શા માટે આવ્યો ? પૌત્ર કહે, આ થોડાક શબ્દના વિરોધાર્થી શબ્દો બતાવો ! લો, આ પક્ષીય લોકશાહીનાં મૂળ તો શબ્દ અને વિરોધાર્થી શબ્દોમાં રહેલાં છે ! આવી શોધ માટે રાષ્ટ્રપતિ કોઈ ઇનામ આપતા નથી. લગ્ન થયા પછી 'પ્રેમ' વિશે શોધનિબંધ લખાય નહીં – આ એવું છે ! કહેવાય 'મનોમન સંવાદ' પણ વાસ્તવમાં એ વાદ જ છે. એમાં વિરોધાર્થી-શબ્દો આવે જ છે ! શબ્દો હોય ત્યાં સંવાદ નહીં 'વાદ' હોય છે. અમદાવાદ એટલે અમદાવાદ – એમાં વાદ નહીં; એ તો 'કર્ણાવતી' એવા વાદે અમદાવાદ પણ નિર્વિવાદ રહ્યું, તો આ એકાન્તની શાંતિ, પોતાની સાથેની વાત પણ નિર્વિવાદ રહેતી નથી ! શબ્દોએ, ભાષાએ, કહો કે ઠઠાડેલી સંજ્ઞાઓએ સ્મૃતિ રચી આપી, એટલે એ સંજ્ઞાઓનો વાદ થયો – ઈશ્વર અને શેતાનનું યુદ્ધ ક્યાં થયું ભઈ ? શબ્દ અર્થ નથી, માત્ર ઓળખસંજ્ઞા છે, અને એ ઓળખ માની, સ્વીકારી લીધેલી છે, એ દ્વારા ચાલતો વાદ-સંવાદ જાણે પાણી પર ચાલવાનો

ચમત્કાર માણસ પણ કરી શકે છે – એવું આશ્ચર્ય નથી ?

હવે કેટલાક માણસો કહે છે કે હું સ્વતંત્ર ચિંતન કરું છું ! સૌથી પહેલાં તો નિશ્ચિત ઓળખસંજ્ઞાએ પોતાનો સ્વીકાર કરાવી લીધો એના કહેવાતા આધારે સ્વતંત્ર ચિંતન ? ભૈ વાહ ! આ તો ગંજીફાના છાપેલા બાદશાહ, બેગમ, ગુલામની સમય પસાર કરવાની રમત જેવું થયું – અને આ મૂરખ, બેઠો બેઠો માને છે કે સંવાદ કરું છું. 'સં' પૂર્વગ લગાડતાંની સાથે જ વાદસંવાદ થઈ ગયો ! દેવો લડે એ પણ, ત્યારે તો સંવાદ ! દેવ એટલે સારા ને તેઓ લડે તો કહે સારા માટે, એ કંઈ રાક્ષસો સાથે થોડા લડે છે ? તે હેં, દેવો લડે શા માટે ? કહે છે કે સંવાદી રચના માટે. આ યુદ્ધ જેમાં રહેલું છે તે સંવાદી રચના કરે ? પોતપોતાની માન્યતા માટે પોતાની માન્યતા 'એકોહમ્' બની રહે તે માટે ? આપણે કદાચ દેવો વચ્ચેના યુદ્ધને પણ સંવાદ કહી શકીએ !

આ શાંત એકાન્તમાં આનંદની જ સ્થિતિ છે. 'પણ નહીં માફ નીચું નિશાન' કહે છે. આનંદ શેનો ? હોય તો પરમાનંદ જ હોય ! પિતા એના શિશુને હાથમાં લઈ, રમાડે, છાતીએ વળગાડે. વહાલ કરે એવું પરમાનંદનું નહીં ? એ તો તું નાનો કહી આનંદ સાથે આંખ કાઢે (પરમાનંદને કહે છે કે ડોળા નહીં, આંખ હોય છે !) ! બાપ-દીકરા લડે એમ આ સંવાદમાં આનંદ-પરમાનંદ ઝઘડે છે, એ ઝઘડો સંવાદ છે – કદાચ વંશીય હોવાથી !

માણસ આખી જિંદગી રોજ રોજ એટલે કે વર્તમાનમાં જીવે છે, પણ 'હોય' એ કંઈ નહીં, 'હોવું જોઈએ' તે જ બસ, તે જ ! અને પેલા વિધાતાએ નક્કી કરેલું જ છે કે મૃત્યુ તો હોવું જ જોઈએ ! એટલે કે વાદ સંવાદ કરતો માણસ જ ન જોઈએ ! અસ્તિત્વ સંવાદ હોઈ શકે જ નહીં ! આ ચારે તરફ વિસ્તરેલી મૂગી દિશાઓ વાસ્તવમાં મૂગો સંવાદ છે. એ એક જ વિસ્તાર છે, પણ ઘણા માણસ મૂગા શાંતની સંજ્ઞા પામે એટલે એક જ 'વિસ્તાર'ને 'દિશાઓ'ની સંજ્ઞા આપ્યે જ છૂટકો !

## 'રતિભાઈ, દીપડો !' / રતિલાલ 'અનિલ'

જંગલ વચ્ચે અમારા વાસમાં કહો કે અમે કોડિયામાં દીવેટ રહે એવા રચેલા વાસમાં ચાલવા રહેવા જેટલી ખુલ્લી જગ્યા, ત્યાં પણ ચાલની હારે ચોકીદાર જેવા નહીં પણ હેતાળ મોભી જેવા આંબા ઊભેલા, તેમાં કોઈ એક 'કેસર' અને એકાદ તો મોસંબીના સ્વાદની કેરી આપે! ઉનાળે તે પર અનાયાસ નજર જાય પણ એક કેરી તોડવાનો વિચારે ય ન આવે, ત્યાં મધમાખીઓ ગણગણતી હોય તો તેનો રવ તો અનાયાસ જ માણીએ એવી નીરવ શાંતિ, કોઈ પક્ષી બોલતું હોય તો પણ... પણ, પણ... કોઈ વૃક્ષની સૂકાઈ ગયેલી પાતળી ડાળ પણ દેખાય તો જીવતા ઝાડને કશી હિંસા કર્યા વિના પામી શકાય કે કેમ એવો વિચાર આવે ખરો !

તહેવાર, ટાણાં તો શું, રવિવાર પણ એ વિસ્તારમાં આવે નહીં, એ બધા તેમના રંગબેરંગી પટકૂળો ત્યાગી જાણે સાદી સ્વચ્છ ખાદીરૂપે કાયમ હોય. એ તે કેવું કે કામ કરીએ પણ થાક જ ન લાગે ? વૃક્ષો જન્મથી તે સાવ લાકડું થઈ જાય ત્યાં સુધી જીવનભર ઊભાં રહે. મૃત્યુ એ પણ મડદાંને મસાણ સુધી જવાની અવલમંજલ-(મંઝિલ) પણ વૃક્ષને નહીં જ્યાં જીવન ત્યાં મરણ અને કોઈ લઈ જાય તો છિન્નવિચ્છિન્ન થઈ કોઈના ચૂલે જાય ! આમ તો કામ કરીએ તોયે હિલસ્ટેશન જનારા કંઈ સખણા રહે છે ખરા ? ત્યાં વળી રમવા રખડવાનું શોધી કાઢે એટલે બપોરના એક કલાકની જમવાની છુટ્ટી અને સવારે વહેલા ઊઠો તો સવારના આઠ પહેલાં જેટલો સમય હોય તે વખતે વનમાં રખડવાની છુટ્ટી. પણ કોર્ડન કરી ઊભેલી ડુંગરમાળ અને ઊંચી આંખે

જોતા નિગેહબાન ગિરનારની ખડી ચોકી ! એટલું સારું કે બધું જુએ પણ રોકે કે બૂમ પાડે નહીં ! પણ શિયાળે ડુંગરમાળ ને પેલા ગિરનાર પરની શિયાળુ ઠંડી એવી ઊતરે અને પહેરેલા કપડેય ભીતરે ભરાયેલા રૂંવાડાને યે એટેન્શનની પોઝીશનમાં રાખે, એટલે છુટ્ટી જેવો સમય પણ ભેગાં કરેલાં લાકડાં બાળી હૂંફ મેળવવામાં જાય, છતાં પગ સળવળે ખરાં. આમ તો દિવસ દરમિયાન હાથમાં કલમ પકડી હોય કે કોઈ ચોપડી પકડી હોય છતાં જમણો હાથ દાતરડું, કુહાડી પકડવા સળવળે. આમ કેમ ? અલ્યા ભાઈ, બધું કંઈ કાર્યકારણના કાટલે તોળાય ? બાર ઈંચની ફૂટપટ્ટી શું, લા...મ્...બી... મેઝરટેપથી મપાય ખરું ? કોઈ પાતળી સૂકી ડાળ પાંદડાંને સ્પર્શતી, અલગ થતાં પહેલાં છેલ્લો સ્પર્શ કરી તૂટી પડે તેનો સાદ કોઈ વાર આવે ખરો, પણ ત્યાં તેની પાસે જનાર મજૂરીકામ કરનારા હોય જ. એવાં તેડાં આપણને હોય નહીં, અને એવી પૃથ્વીના ખોળે આવી પડેલી 'બેઠ્ઠી આવક'માં આપણને પ્રેરણાનો આછો સાદ નહીં. અને કહો, પાંચ વર્ષે ઉદાસ નજરે, ધીમા પગલે ગિરનાર છોડ્યો ત્યારે તો સ્મરણો સિવાય, સાથે બાચકા સિવાય શું લઈ ચાલી શકાય ? એટલે સ્વસ્થાને જેવી ને તેવી પોઝીશનમાં બધું રહેવા દીધેલું, પણ કોઈ અકળ પ્રેરણાએ, સૂરતમાં મને વળી એ શા ખપમાં આવવાનું હતું ? તોયે કપડે વીંટાળી દાતરડું સાથે લઈ આવેલો ! કલમ પર તો, આ લખું છું ત્યારે ય 'હાથ બેઠો' હોય એવું લાગતું નથી, પણ દાતરડાના લાકડાં, પકડ પર બરાબર હાથ બેસી ગયેલો ! બાવળની સૂકી ડાળ પર વાળંદ ઊતરતા ઢાળે અસ્તરો ઉતારે એમ હળવેશથી દાતરડાની ધાર ઉતારીએ કે અક્કડભા એવા બધા કાંટા અક્કડ રહીને પણ ખરી પડે તે પગે ન પડે એટલી કાળજી રાખવાની ! આપણે કંઈ શ્રીજી મહારાજ નહીં, ૧૦૮ 'નંબરીના મહારાજ' નહીં, એટલે ખુલ્લા પગે કાંટા પડે, પાયલાગણ કરે તો ક્ષોભ થાય. તો યે કોઈ તો પડે અને અણિયાળા એટલે ... જંગલમાં અઢાર ભાર વનસ્પતિ હોય તો કાંટાની 'અઢાર વરણ' ન હોય ? હોય ! 'સ્નેહની કડી સૌથી વડી'તો બાવળનો કાંટો એમાં સૌથી વડો - એવું કહીએ તે છેવટના શબ્દો નહીં, આપણને તો ચૂભ્યા તે કાંટા ને ન ચૂભેલા કાંટા તો મબલખ ! પણ બાવળનો કાંટો કાઠી જેવો સીધો, એક અણિયાળી આંખવાળો કે રાક્ષી દાંતવાળો ? શબ્દો સૂઝતા નથી. નાહક

બાવળનો કાંટો વગોવાય છે – વિલાયતી (દેશમાં હોવા છતાં વિલાયતી !) આંબલીનો કાંટો ખૂંપે કે ચૂભે પછી 'જુઓ' ત્વચા વેદનાની મઝા, માણો ! અને ઝાડીના અંકોડિયા કાંટા તો, 'અલ્યા ક્યાં હાલ્યો, થોભ !' કહ્યા વિના એવા ભાવે પાયજામો પકડે ! માંડ છોડાવીએ ત્યારે ય એ સ્પ્રિંગ જેમ છટકીને બેવડા વેગે ફરી પાયજામો કે હાથની ચામડીને પકડે નહીં એ માટે સભાન નહી તોય 'ચતુર સુજાણ' રહેવાનું. સાળું, જંગલની વાટે કોઈ સાથે થાય નહીં એટલે કોને કહું : તને સાંભરે રે ? એટલે એકલો એકલો આ કલમવાટે એવા ગાંડા કાઢું છું કે ઘરના માણસ : 'આ શું ગાંડા કાઢો છો ?' એમ કોઈ કહે નહીં. આ કામમાં આખા ઘરમાં એકલા અને લખેલું વાંચનારાયે એકલા..., પણ આ તો વાચકો હોય તો, તેમને માટે, કે 'સાભાર પરત' કરનાર તંત્રી વાંચે ! આપણે તો લખાયું તે લખ્યું – બીજી વાર વાંચે એ બેટ્ટો !

અરે, આ આડવાટે કાં ચઢ્યો ? જંગલની વાટ તો આપણે ચાલીએ તે ! પાણીમાં બોળેલી આંગળી બહાર કાઢીએ તો ખાડો પુરાઈ જાય એમ આગળ પગ મૂકો કે વાટ પુરાઈ જાય ! જંગલમાં પગ મૂકવા, આગળ પગ મૂકવા જેટલી વાટ કાઢે તે નહીં જેવી કમાણીએ પણ જીવવાની વાટ કાઢે ! જૂઠું બોલતો હોઉં તો ચાલો, મારી સાથે, જંગલમાં ચાલવા નહીં, વાટ કાઢવા !

એક દિ' સવારના આઠ વાગવાને હજી પોણો કલાકની વાર તે કુહાડી લઈને ચાલી નીકળ્યો. જંગલની વાટે. વાનરટોળીએ તોડેલાં લીલાં પાંદડાં ડાળખી સહિત જમીન પર મળે પણ એકાદ સૂકી સોટીનો કટકો ન જડે ! સેંકડો કઠિયારા સવાર પડે ને કુહાડી દાતરડું ભારો બાંધવાની દોરી અને ભાતાનું ડબલું લઈને વાટેવાટે કે વાટ કાઢી ઉપર ચાલ્યા જાય. રસ્તે પડેલી પાઈ દેખાય તે મેંય ઉપાડી લીધી હશે તો કઠિયારા જમીન પર પડેલી સૂકી ડાળખી પણ લેવાનું ચૂકે ? પણ અમારી જગ્યામાં એઓ આમન્યા પાળે પણ અમારે ત્યાં આવતા બેત્રણ મજૂરને એવી આમન્યા નહીં, વિના વેતને એવી અડચણની સફાઈ કરે ! દૂર દૂર નીકળી ગયો અને અગાઉ જોઈ આવેલો તે લાકડું હજી ઝાડ પાસે પડેલું હતું તે દીઠું ! પછી કંઈ હાથ ઝાલ્યા રહે ? કુહાડીને ઉપરની દિશામાં તોળીને લાકડે ઝીંકવા માંડી. કરમની નહીં, લાકડાની કઠણાઈ ભારી અને આપણે કંઈ કઠિયારા જેવા 'કેળવાયેલા હાથના કુહાડીબાજ' નહીં,

અને અહીં ક્યાં ઓછા વૈતરે ઝાઝું વેતન મેળવવાનો ટારગેટ હતો ! લખવા કરતાં લાકડું ફાડવામાં વધારે મઝા આવે ! એક હાથે તાલી ન પડે તો એક હાથે લખાય કેમ ? લખવાનો કે લખાણનો તાલ કેમ બેસે - એ હજી મારે વણઉકલ્યું ઉખાણું હશે ! નીરવ જંગલમાં લાકડે ઝીંકાતી કુહાડી અને તેના પડઘા સિવાય કશો અવાજ નહીં. નીરવ દિશા કદાચ મારી નિષ્ફળતા પર મોઢે, હાથ દઈ હસવું ખાળતી હશે. હું હવામાં કુહાડી તોળી લાકડે ઘા કરવામાં મશગુલ હતો ત્યાં સામી દિશાએથી ઊંચો ભયસૂચક સાદ આવ્યો : 'રતિભાઈ દીપડો !' એ અવાજ અમારી સંસ્થાના જુવાન સિંધી છોકરાનો હતો. હું હસ્યો ને ઘા ઝીંકવા જાઉં ત્યાં વાંસા પાછળના ઊંચા ઝાડ પરથી થડ પાંદડાં સાથે ઘસાતું કોઈ ઝડપી ગતિએ જતું ઊતરીને ચાલ્યું જતું હોય એવો અવાજ આવ્યો ને જાણે ભાનમાં આવ્યો. પેલો સિંધી છોકરાએ મને બ્હીવડાવવા કંઈ મજાક નહોતી કરી, એ ઝાડ પર ઊંચે દીપડો ચઢેલો હતો અને મારી લાકડું ફાડવાની કહેવાતી હોશિયારીનું નિરીક્ષણ કરતો હતો, તેમાં પેલા સિંધી છોકરાએ આવે છે તે ભજનમાં નહીં, એના નિરીક્ષણમાં ભંગ પાડ્યો ! છોકરાએ નાના મોઢે મોટી નહીં, શાણી વાત કરી ! કામે ચઢવાનો સમય પણ થવા આવ્યો હતો. લાકડા પર ઝિંકાતા કુહાડીના ઘાના અવાજે જ પેલા છોકરાને 'આપણી જગ્યામાં કોઈ કઠિયારો તો ભરાયો તો નથીને એ જાણવા મારી દિશામાં એણે દોર્યો હતો ...

હૈયાના ધબકારા વધ્યા નહીં, છોકરા સાથે રમૂજ કરી એના અનુભવો અને ભયના અણસારની વાત સાંભળતા પાછા વળતાં મારું અચરજ માત્ર એટલું જ હતું કે મને દીપડાની ગંધ કેમ આવી નહીં !જંગલવાટે જતા હોઈએ અને વાસી શિકારનો ભોકતા દીપડો આસપાસ સંતાયો હોય તો એની ગંધથી એની હાજરીની જાણ અચૂક થાય, ઘણીવાર થયેલી, પણ તે દિવસે કંઈ લાકડું ફાડવાના એવા તોરમાં મને દીપડાની ગંધ સાવ પીઠે ઊભેલા ઝાડ પર ચઢેલા ને નિશાન બિન્દુ નક્કી કરતા દીપડાની ગંધ આવી જ નહીં ! હું ને પેલા સિંધી છોકરા સિવાય આ વાત કોઈ જાણે નહીં, બીજા જાણે એ માટે જ આ લખાયું લાગે છે !

માણસના પહેલાં નિવાસની જેમ પહેલી મુલાકાત પણ અનાયાસ સ્મૃતિમાં, અવિસ્મરણીય બની રહે છે. પહેલો કાંટો વાગ્યો કે પહેલું ફૂલ ચૂંટ્યું – એ બંને સમાન ન હોવા છતાં સ્મૃતિમાં સમાન્તરે નહીં પણ મનના કોઈ અગોચર સ્થાને, સાથે રહે છે. 'સમ્બન્ધ'ની વાત કરીએ છીએ ત્યારે આ અમ્બન્ધ કેવી બોઘી છે કે એ વાત જ ભૂલી જવાય છે. રઘુનાથના જડિયાં સુખદુઃખ તો સામસામેનાં, અને આકાશના આ છેડે જુઓ કે પેલે છેડે – સામસામી હોય છે ક્ષિતિજ, એકબીજાને જોયા કરે છે એ તો કવિ-કલ્પના થઈ. પણ કાંટો ને ફૂલ – સામસામે નહીં, સ્મૃતિમાં સમાન્તરે નહીં, સાથે રહે છે.

હું સુ.દ.જોષીના મુલાકાતે ઉત્સાહભેર તો શું પણ સ્વસ્થપણે જતો હોઉં, કારણ કે મારે ક્યાં ઇન્ટરવ્યૂ આપવા કે લેવાનો હોય ! બે મિલન વચ્ચે અખાત જેવું અંતર પડતું જ નહીં, અને પંડિત ઓમકારનાથને મળતાં આ નાનેરાને ક્ષોભ થતો હોય તો કોઈ બીજું સાંભળે નહીં એટલા અંતરે બીજાથી રહી, એટલી જ ઊંડી આરતથી પરંતુ સાવ ધીમા સાદે 'જોગી મત જા...' એ મુખડું તો ગવાય. પુનરાવર્તન અને ઘૂંટાવું – બંને કેટલા અલગ છે ! હમણાં તો દિવસ પુનરાવર્તન છે, પણ ક્યારેક ગઝલની એક જન્મેલી પંક્તિ ઘુંટાતી હોય... પેલા બહેન રોટલી માટેની કણક કેળવે છે એ પ્રયત્ન છે પણ પેલી પંક્તિ અનાયાસ ઘુંટાયા કરે. આ વહી જતો દિવસ, એમ ઘૂંટાતો નહીં હોય એટલે ચીજ- નંગના જેવું અસ્તિત્વ લાગ્યા કરે છે. મળવું છે. મળવું છે એવું તો ન ઘૂંટાય પણ મળવાનું છે એટલી પ્રતીતિ તો અવશ્ય રહે. સાગર પોતાને મળવા પોતાને પોતામાં ઉછાળ્યા કરે એવું રહેતું એ દિવસો ગયા, પણ શું સાગર પોતાને મળવા પોતામાં આંદોલિત થયા કરે તેમાં પોતાને મળેલી અને મળતી રહેતી સરિતાઓને પણ, પોતીકી થઈ ગઈ હોય – તેમને પણ શું મળવાનું નથી હોતું ? સુ.જો.નો કોઈ નિબંધ નહીં તો તેનો ધ્વનિ, ભાવ – આમ તો ઘણું બધું હોય પણ આપણા કરતાં આપણું હૃદય કદાચ વધારે વિવેકી હોય છે તે ગમતીલું સાચવે અને નાનપણમાં કોઈ ચોકનો ટુકડો કેવો 'પોતીકા રૂપે ક્યાં સુધી રહેલો ? રાખેલો નહીં, રહી ગયેલો. કોઈ મહેમાન કહે આજે

જવું હતું પણ લ્યો નથી જવું ! – ત્યારે કેવું સારું લાગે ! કોઈને ગમે એવું અહીં કશું હશે એવું તો ઠીક, ગમતા માણસને નામ નહીં પાડેલું શું ગમ્યું ? એવો પ્રશ્ન તો નહીં, પણ મને મારા નિવાસમાં જ ક્યારેક કેમ ગમતું નહીં હોય, એવો વિચાર કરવા જેવો ખરો !

કવિતામાં લય હોવાથી ઘૂંટાય, પણ ગદ્યમાં લય ખરો ? સુ.જો.ના ગદ્યમાં લય બંધાવા માંડે ત્યારે ઑરકેસ્ટ્રાનું બીજું વાજિંત્ર વાગવા માંડે પણ એક જુદી હાર્મનિ જેવું ત્યારે વળી ગમે યે ખરું, પણ ત્યારે 'અહોબત્ કિમ્ આશ્ચર્યમ્ !' બોલીને મૂળ વાતને વિસારે પાડીએ તો કશું ઉછળીને અળગું પડે, અને કહો, આ લખું છું ત્યારે કેટલો અસબાબ પાસે છે – છતાં હાલ પૂરતો અલગ નથી ? મનમાં માંડ્યા કરવાનું એકાએક અટકી જાય અને બસ પગ ઊપડી જાય, ધીમે ધીમે છતાં ઊપડતાં અનુભવાય, પણ સુ.જો.ને મળવાનું થાય તે પહેલાં તો કુટીરનિવાસથી દૂરનાથી શરૂ થઈ નજીકના વિશાળ થડવાળા વિશાળ ઘટાદાર લીમડાઓને મળવાનું થાય. મારે મન તો એ જ એમનો પહેલો નિવાસ ! પોતીકો વાસ કર્યો તે તો નિવૃત્ત થયા એટલે ! આ ગણિત કોઈ કોઈ વાર બહુ દુષ્ટ લાગે છે. ૪પમા વર્ષે ખખડી ગયેલા, વૃદ્ધ નહીં તોયે જ્ઞાનથી માંડી હોય તેટલી તબિયત ને શરીરની સિનિયોરિટીએ પહોંચવા હાંફ્યા કરે પણ, આ સાંઠનો થયો કેમ ? એની બુદ્ધિ નાઠી ન હોય તોયે એને નસાડો, નિવૃત્ત કરો ! સારું છે કે લીમડાનાં પાન ગણી શકાતાં નથી એટલે ગણિત એને નિવૃત્ત કરી શકતું નથી. કુટીર નિવાસના કોઈ લીમડાએ નીચી ડોક કરીને મને પૂછ્યું નથી કે તું લાટસાહેબ થઈ ગયો કે મારી સામે જોતોયે નથી ? દૂરથી જ લીમડા જોયા હોય નજીક તો છાયામાં જવાનું, થડને હસ્તસ્પર્શ કરવાનો ને તે સાવ તારા પગ આગળ જ તારાં પાન ખેરવ્યાં એટલે પગ નીચે આવ્યાં, એમને એક પછી એક ને દૂર કરી રસ્તો કરું ને ત્યારે બને કે સુ.જો.ની નિંદમાં ખલેલ ન પાડવા પાછો ફરી જાઉં ! આપણું તો એક જ મોઢું પણ પેલું સૂત્ર કહે છે : વિવેકભ્રષ્ટનો વિનિપાત શતઃમુખ... ના, એ સૂત્રને મોઢું અપાય નહીં. પેલો જમણવાર કરનારો 'માથાં' ગણે, મારે ક્યાં લીમડાને પાણી પાવાની જવાબદારી તે લીમડા કે તેનાં પાન ? 'બડે મિયાં... સુભ્હાન અલ્લાહ !' એવું બડા લીમડાનું નહીં. સુ.જો. તો ક્યારેક કડવા થયા નથી, કડવા થયા

વિના નિરોગી રખાય એવું કોઈ અનામી ઔષધ એમની પાસે હોય ખરું...
નવા, પોતાના નિવૃત્તિ । નિવાસમાં શું શું ઉગાડેલું, ઉછેરેલું અને ક્યાં ક્યાં પક્ષી એમની નજરે પડવા ત્યાં આવતાં તે તો ત્યારનાં એમના નિબંધોમાં છે. પણ કુટીરવાસના નિબંધોમાં ક્યાંક હોય તો લીમડા... અને મેં કંઈ નવા વાસની આસપાસ જોયું યે ક્યાં ? એમણે જ વહેલા 'વદાય' લઈને એવી તક જ મારે માટે રહેવા ન દીધી - ન રહી ! પણ લીમડાની ખિસકોલી અને ચકલી ત્યારના નિબંધોમાં કેમ ન આવ્યાં ? ખિસકોલી, ચકલાં અને ક્યારેક વાંદરાં તો આવતાં જ હશે, પણ એમણે જમણી કોરે બેઠક રાખેલી, ત્યાં તો મેદાન... સપ્પાટ... રમતનું મેદાન તે રમાતી રમતો, વાત કરતાં કરતાં યે જોતા રહે... પણ હું તો હજી લીમડા પાસે જ થોભેલો છું, એવા વિશાળ લીમડા બીજે ક્યાંય દીઠા નથી. અંગ્રેજરાજની સારી એંધાણી તે લીમડા ! અમારા મૂળ ઘરની શેરીના બંને નાકે એકેક લીમડા ! વાડા પાછળની પોલિસલાઇનમાં ઘણા લીમડા. કોઈ તો ખાસ પ્રૌઢ, અને સાંભરે છે સાબરમતી જેલના લીમડા ! મેઘાણીએ તો એ લીમડા પાસે કેદીનો સંદેશો પણ ઘરે પહોંચાડવાનું કર્યું છે. જીવનમાં સ્વચ્છતા જોઈ હોય તો સાબરમતી જેલમાં અને વસ્તી માણી હોય તો લીમડાની. સ્વચ્છ જગ્યામાં પડેલી કાંકરીયે દેખાઈ આવે તો સ્વચ્છ, સમાન ભૂમિ પર યોજનાપૂર્વક ઉછેરેલા ઉમરલાયક અને લગભગ સમાન લીમડા નજરમાં નોંધાયા વિના રહે ? સૂકાં પાંદડાં તો જમીન પરથી વાળી લેવાય પણ પાકી લિંબોળી પણ વીણી લેવાય - એ જેલમાં સાબુ બને એમાં કામ આવે.

અખબારમાં નામ છપાવનારા હવે બળેવે કેદીભાઈઓને રક્ષા બાંધવા જાય છે, પણ જેલના સ્ત્રીવોર્ડની કેદીઓ પુરુષ કેદીઓને રક્ષા બાંધે તો કાયદાની કઈ કલમ બૂઠી થઈ જાય, હેં ? હવે તો ગીતાના સ્પેશિયલ વક્તા બહાર આવ્યા છે અને લીસું લપટું પણ બાહ્ય ચમત્કૃતિથી આંજી દેતાં ફક્કડ પ્રવચન આપે છે, કર્મયોગ અને અસંગ્રહવૃત્તિ વિશે બોલે છે, કારણ કે ગાંધીજી સાદાઈ માટે એવું બોલતા અને આશ્રમ કદાચ ખુલ્લો કેદીકેમ્પ હતો ! કારણ કે ત્યાં વ્રતોનાં બંધન હતાં અને જેલના કેદી પાસે પહેરેલાં કપડાં ખભે નાખવાનો જાડા કપડાંનો લીરો એક કારપેટ તે પર પાથરવા અને ઓઢવા કામળા, એક ચંબુ અને ખોરાક (!) મૂકવાનું ગાંસલું ! અહીં દિશાઓ રોકાયેલી લાગે છે,

જવું હતું પણ લ્યો નથી જવું ! - ત્યારે કેવું સારું લાગે ! કોઈને ગમે એવું અહીં કશું હશે એવું તો ઠીક, ગમતા માણસને નામ નહીં પાડેલું શું ગમ્યું ? એવો પ્રશ્ન તો નહીં, પણ મને મારા નિવાસમાં જ ક્યારેક કેમ ગમતું નહીં હોય, એવો વિચાર કરવા જેવો ખરો !

કવિતામાં લય હોવાથી ઘૂંટાય, પણ ગદ્યમાં લય ખરો ? સુ.જો.ના ગદ્યમાં લય બંધાવા માંડે ત્યારે ઑરકેસ્ટ્રાનું બીજું વાજિંત્ર વાગવા માંડે પણ એક જુદી હાર્મનિ જેવું ત્યારે વળી ગમે યે ખરું, પણ ત્યારે 'અહોબત્ કિમ્ આશ્ચર્યમ્ !' બોલીને મૂળ વાતને વિસારે પાડીએ તો કશું ઉછળીને અળગું પડે, અને કહો, આ લખું છું ત્યારે કેટલો અસબાબ પાસે છે - છતાં હાલ પૂરતો અલગ નથી ? મનમાં માંડ્યા કરવાનું એકાએક અટકી જાય અને બસ પગ ઊપડી જાય, ધીમે ધીમે છતાં ઊપડતાં અનુભવાય, પણ સુ.જો.ને મળવાનું થાય તે પહેલાં તો કુટીરનિવાસથી દૂરનાથી શરૂ થઈ નજીકના વિશાળ થડવાળા વિશાળ ઘટાદાર લીમડાઓને મળવાનું થાય. મારે મન તો એ જ એમનો પહેલો નિવાસ ! પોતીકો વાસ કર્યો તે તો નિવૃત્ત થયા એટલે ! આ ગણિત કોઈ કોઈ વાર બહુ દુષ્ટ લાગે છે. ૪૫મા વર્ષે ખખડી ગયેલા, વૃદ્ધ નહીં તોયે જ્ઞાનથી માંડી હોય તેટલી તબિયત ને શરીરની સિનિયોરિટીએ પહોંચવા હાંફ્યા કરે પણ, આ સાંઠનો થયો કેમ ? એની બુદ્ધિ નાઠી ન હોય તોયે એને નસાડો, નિવૃત્ત કરો ! સારું છે કે લીમડાનાં પાન ગણી શકાતાં નથી એટલે ગણિત એને નિવૃત્ત કરી શકતું નથી. કુટીર નિવાસના કોઈ લીમડાએ નીચી ડોક કરીને મને પૂછ્યું નથી કે તું લાટસાહેબ થઈ ગયો કે મારી સામે જોતોયે નથી ? દૂરથી જ લીમડા જોયા હોય નજીક તો છાયામાં જવાનું, થડને હસ્તસ્પર્શ કરવાનો ને તે સાવ તારા પગ આગળ જ તારાં પાન ખેરવ્યાં એટલે પગ નીચે આવ્યાં, એમને એક પછી એક ને દૂર કરી રસ્તો કરું ને ત્યારે બને કે સુ.જો.ની નિંદમાં ખલેલ ન પાડવા પાછો ફરી જાઉં ! આપણું તો એક જ મોઢું પણ પેલું સૂત્ર કહે છે : વિવેકભ્રષ્ટનો વિનિપાત શતઃમુખ... ના, એ સૂત્રને મોઢું અપાય નહીં. પેલો જમણવાર કરનારો'માથાં' ગણે, મારે ક્યાં લીમડાને પાણી પાવાની જવાબદારી તે લીમડા કે તેનાં પાન ? 'બડે મિયાં... સુબ્હાન અલ્લાહ !' એવું બડા લીમડાનું નહીં. સુ.જો. તો ક્યારેક કડવા થયા નથી, કડવા થયા

વિના નિરોગી રખાય એવું કોઈ અનામી ઔષધ એમની પાસે હોય ખરું...
નવા, પોતાના નિવૃત્તિ । નિવાસમાં શું શું ઉગાડેલું, ઉછેરેલું અને ક્યાં ક્યાં પક્ષી એમની નજરે પડવા ત્યાં આવતાં તે તો ત્યારનાં એમના નિબંધોમાં છે. પણ કુટીરવાસના નિબંધોમાં ક્યાંક હોય તો લીમડા... અને મેં કંઈ નવા વાસની આસપાસ જોયું યે ક્યાં ? એમણે જ વહેલા 'વદાય' લઈને એવી તક જ મારે માટે રહેવા ન દીધી - ન રહી ! પણ લીમડાની ખિસકોલી અને ચકલી ત્યારના નિબંધોમાં કેમ ન આવ્યાં ? ખિસકોલી, ચકલાં અને ક્યારેક વાંદરાં તો આવતાં જ હશે, પણ એમણે જમણી કોરે બેઠક રાખેલી, ત્યાં તો મેદાન... સપ્પાટ... રમતનું મેદાન તે રમાતી રમતો, વાત કરતાં કરતાં યે જોતા રહે... પણ હું તો હજી લીમડા પાસે જ થોભેલો છું, એવા વિશાળ લીમડા બીજે ક્યાંય દીઠા નથી. અંગ્રેજરાજની સારી એંધાણી તે લીમડા ! અમારા મૂળ ઘરની શેરીના બંને નાકે એકેક લીમડા ! વાડા પાછળની પોલિસલાઇનમાં ઘણા લીમડા. કોઈ તો ખાસ પ્રૌઢ, અને સાંભરે છે સાબરમતી જેલના લીમડા ! મેઘાણીએ તો એ લીમડા પાસે કેદીનો સંદેશો પણ ઘરે પહોંચાડવાનું કર્યું છે. જીવનમાં સ્વચ્છતા જોઈ હોય તો સાબરમતી જેલમાં અને વસ્તી માણી હોય તો લીમડાની. સ્વચ્છ જગ્યામાં પડેલી કાંકરીયે દેખાઈ આવે તો સ્વચ્છ, સમાન ભૂમિ પર યોજનાપૂર્વક ઉછેરેલા ઉમરલાયક અને લગભગ સમાન લીમડા નજરમાં નોંધાયા વિના રહે ? સૂકાં પાંદડાં તો જમીન પરથી વાળી લેવાય પણ પાકી લિંબોળી પણ વીણી લેવાય - એ જેલમાં સાબુ બને એમાં કામ આવે.

અખબારમાં નામ છપાવનારા હવે બળેવે કેદીભાઈઓને રક્ષા બાંધવા જાય છે, પણ જેલના સ્ત્રીવોર્ડની કેદીઓ પુરુષ કેદીઓને રક્ષા બાંધે તો કાયદાની કઈ કલમ બૂઠી થઈ જાય, હેં ? હવે તો ગીતાના સ્પેશિયલ વક્તા બહાર આવ્યા છે અને લીસું લપટું પણ બાહ્ય ચમત્કૃતિથી આંજી દેતાં ફક્કડ પ્રવચન આપે છે, કર્મયોગ અને અસંગ્રહવૃત્તિ વિશે બોલે છે, કારણ કે ગાંધીજી સાદાઈ માટે એવું બોલતા અને આશ્રમ કદાચ ખુલ્લો કેદીકેમ્પ હતો ! કારણ કે ત્યાં વ્રતોનાં બંધન હતાં અને જેલના કેદી પાસે પહેરેલાં કપડાં ખભે નાખવાનો જાડા કપડાંનો લીરો એક કારપેટ તે પર પાથરવા અને ઓઢવા કામળા, એક ચંબુ અને ખોરાક (!) મૂકવાનું ગાંસલું ! અહીં દિશાઓ રોકાયેલી લાગે છે,

ગોડાઉન કે વખાર વચ્ચે બેઠો હોઉં એવો મૂગી જણસો વચ્ચે જીવતી જણસ જેવો લાગું છું. જેલના મેદાનમાં હોઈએ ત્યારે કેદીનાં કપડાં સાથે દિશાઓ રૂપી કપડાં પણ પહેર્યાં હોય. જેલના લીમડાની દોસ્તી જિંદગીનું માપ જોતાં લેડીઝ રૂમાલ જેટલી, પણ સમયનો કોઈ રેજો જાણે સમસ્ત અસ્તિત્વને મોઢાં સિવાય, ઢાંકતો આપોઆપ કશા સંકલ્પ વિના ઓઢી લઉં છું. જેલનું સ્મરણ તે સ્વચ્છ ઊંચા લીમડા અને જેલની નીરવતામાં 'પ્રભુ, તું !, પ્રભુ, તું !' બોલતાં, પારેવાના ગોત્રનાં હોલાં ! જિંદગીમાં પ્રથમ વાર હોલાં જોયા જ નહીં, જોયાં કરતાં વધારે સાંભળ્યાં જેલમાં ! સાબરમતી જેલ છોડી ત્યારથી એ હોલાંનો વિરહ ભોગવું છે. હવે તો દેવ કાશીએ ગયા છે ને કોઈ કોઈ વાર ડૉક્ટર પાસે ગયા છે, નહીંતર હોલાં અને પારેવાં એક સાથે પાળવાનો દોહદ હતો. આ સૂરતમાં પારેવાં છે, પણ હોલાં નથી. એના શરીરે કેટલાં ટપકાં એ ગણું ને ગણતરી પૂરી થાય તે પહેલાં ઊડી જાય. સુ.જો.ના નિબંધોમાં બીજાં પક્ષીઓ તો આવે છે, પણ હોલો આવતો નથી ! શું હોલો, વડોદરામાં યે નહીં હોય ? હવે તો ચકલી, કાબર અને કબૂતર જ હાજરી પુરાવવા પૂરતાં અહીં રહી ગયાં છે – કદાચ આથી કાગડાને ખોટું લાગે ! હું ગિરનારના જંગલમાં પાંચ વર્ષ કેમ રહ્યો ? કાગડો નજરે ન પડે એ માટે. કાગડો માનવવસ્તીનું પક્ષી છે. એ નહીં તો સૂર્યતેજે સળકતા એના કાળા પીંછાળો દેહ જોઈ રહ્યું છે, પણ શ્રાદ્ધનો પિણ્ડ છાપરે નાખવો હોય ત્યારે જ એને નોતરું છું – બાકી તો એ 'ઘોલ્લા મહાજન' છે, એને વળી તેડાં નોતરાની તમા હોય ? શરીરની ત્વચાને ક્યારેક લીમડાનો સાબુ ને લીંબોળીના અર્કની જરૂર પડે છે અને આસપાસ ચોપાસમાં લીમડા નથી તોયે એમની સ્મૃતિ જળવાઈ રહે છે.

'લ્યો, લીમડા આગળ એવો અટક્યો કે કુટીરમાં સુ.જો.ને મળવાનું રહી ગયું !

## જિતેન્દ્ર પટેલ / દીકરિયાળ

ખરા બપોરે ઝાંપલી ખોલીને ફળીમાં પ્રવેશતાં જ જેરામને ખબર પડી ગઈ કે રાંધણિયામાં હજુ કાંઈ સળવળાટ નથી લાગતો. નહિતર કાળિયું કૂતરું ઓશિયાળું થઈને ન બેઠું હોત. ઓસરીમાં કાલાનો પથારો કરીને બેઠેલી સમુ સામે જોઈને એ ટોણો માર્યા વગર ન રહી શક્યો.

'આજ નકોરડાં કરવા લાગ છ, કાં ?'

'એમ વાંકું નો બોલતા હો તો.' સમુ સાલ્લો ખંખેરતાં ઊભી થઈ ગઈ. 'મૂવો વાણિયો જીવ લેવા ઊભો થ્યો છે. કે'છે કે સાંજ પહેલાં પોગતા કરો તો જ નવો તોલ આપું.'

'મૂકને એના માથે દિવાહળી. ઘરનાં વૈતરાં ઓછાં છે ?' બોલવાનો વેત નહોતો રહ્યો તોયે જેરામથી ઊંચો સાદ નીકળી ગયો. જોડા કાઢયા વગર ઓસરીની ધારે ઊભડક બેસતાં સમુ સાથે નજર મેળવતાં કહે : 'તંઈ તો બચુડો આજ ભૂખ્યો જ નિહાળે ગ્યો હશે ને ?'

'ખારા ના થાવ તો કહું. ઉતાવળે ઉતાવળે કુલેર કરી આપી'તી.'

'એય તેલમાં જ ને !'

'આવું આવું પૂછીને મને દુઃખી કરો મા.' સમુ રોવા જેવી થઈ ગઈ.

'સો વાતની એક વાત, મારે આવાં પારકાં કામ નો જોઈ. સખેથી ઘર ચલાવો તો ઘણું.' ઓસરી પર ચડીને પોતે પથારો સંકેલવા માંડ્યો : 'એવું હશે તો હું રાતવરતનું ખળાવાડે ઊપણવાનું કામ હાલે છે ત્યાં જવા માંડીશ.'

'રો', રો', આ દેહમાં હવે કાંઈ બચ્યું છે ? મેં અભાગણીએ કયેંય તમને

ગોડાઉન કે વખાર વચ્ચે બેઠો હોઉં એવો મૂગી જણસો વચ્ચે જીવતી જણસ જેવો લાગું છું. જેલના મેદાનમાં હોઈએ ત્યારે કેદીનાં કપડાં સાથે દિશાઓ રૂપી કપડાં પણ પહેર્યાં હોય. જેલના લીમડાની દોસ્તી જિંદગીનું માપ જોતાં લેડીઝ રૂમાલ જેટલી, પણ સમયનો કોઈ રેજો જાણે સમસ્ત અસ્તિત્વને મોઢાં સિવાય, ઢાંકતો આપોઆપ કશા સંકલ્પ વિના ઓઢી લઉં છું. જેલનું સ્મરણ તે સ્વચ્છ ઊંચા લીમડા અને જેલની નીરવતામાં 'પ્રભુ, તું !, પ્રભુ, તું !' બોલતાં, પારેવાના ગોત્રનાં હોલાં ! જિંદગીમાં પ્રથમ વાર હોલાં જોયા જ નહીં, જોયાં કરતાં વધારે સાંભળ્યાં જેલમાં ! સાબરમતી જેલ છોડી ત્યારથી એ હોલાંનો વિરહ ભોગવું છે. હવે તો દેવ કાશીએ ગયા છે ને કોઈ કોઈ વાર ડૉક્ટર પાસે ગયા છે, નહીંતર હોલાં અને પારેવાં એક સાથે પાળવાનો દોહદ હતો. આ સૂરતમાં પારેવાં છે, પણ હોલાં નથી. એના શરીરે કેટલાં ટપકાં એ ગણું ને ગણતરી પૂરી થાય તે પહેલાં ઊડી જાય. સુ.જો.ના નિબંધોમાં બીજાં પક્ષીઓ તો આવે છે, પણ હોલો આવતો નથી ! શું હોલો, વડોદરામાં યે નહીં હોય ? હવે તો ચકલી, કાબર અને કબૂતર જ હાજરી પુરાવવા પૂરતાં અહીં રહી ગયાં છે – કદાચ આથી કાગડાને ખોટું લાગે ! હું ગિરનારના જંગલમાં પાંચ વર્ષ કેમ રહ્યો ? કાગડો નજરે ન પડે એ માટે. કાગડો માનવવસ્તીનું પક્ષી છે. એ નહીં તો સૂર્યતેજે સળકતા એના કાળા પીંછાળો દેહ જોઈ રહ્યું છે, પણ શ્રાદ્ધનો પિણ્ડ છાપરે નાખવો હોય ત્યારે જ એને નોતરું છું – બાકી તો એ 'ધોલ્લા મહાજન' છે, એને વળી તેડાં નોતરાની તમા હોય ? શરીરની ત્વચાને ક્યારેક લીમડાનો સાબુ ને લીંબોળીના અર્કની જરૂર પડે છે અને આસપાસ ચોપાસમાં લીમડા નથી તોયે એમની સ્મૃતિ જળવાઈ રહે છે.

'લ્યો, લીમડા આગળ એવો અટક્યો કે કુટીરમાં સુ.જો.ને મળવાનું રહી ગયું !

રોટલામાં દાંઝ પડી ગઈ હતી. તાવેથેથી ઊંચકીને એણે નોખો મૂકી દીધો. 'મરને દાઝ્યો. બચાડો કૂતરો ક્યારનો રાહ જોઈને બેઠો છે તે...'

'કાં બોન ? એકલા એકલા શું બબડી રહ્યાં છો ?'

સમુએ ઊંચું જોયું તો જીવી તપેલી લઈને રાંધણિયાના બારણા પાસે ઊભી હતી. યાદ આવ્યુંને એ બોલી ઊઠી : 'અરેરે બોન, આજ તો હું નવરી જ નથી થઈ.'

'લે, તમારી આશાએ તો હું યે ઘંટીએ નો બેઠી.' સહેજવાર રહીને કહે : 'સારું છે કે જણ આજ બપોરો કરવા નથી આવવાના. પણ સાંજ પે'લા તો...'

'ધીમી બોલ, તારો જેઠ સાંભળી જાશે તો મને ક્યાંય મૂકી આવશે. કે'શે કે શું લેવાને ઊછીપો કર્યો ? ઘરમાં નો'તું તો ભૂખ્યા સૂઈ રે'વું 'તું.'

'ના બઈ, એવું થોડું હોય ! કાલ મારે ય તમારો ખપ પડે.'

પાડોશણે મન દીધું એટલે સમુ તરત બોલી ઊઠી. 'બેહને, મારી બોન, તારે તો હવે ઠેઠ સાંજે રાંધવાનું છે ને ?'

એ જેવી બેઠી કે સમુએ કોઠો ઠાલવવા માંડ્યો : 'બૈ દળવાનું તો તારું કાલની વાતનું યાદ છે. પણ શું કરું ? આમાંથી નવરી પડું તો ને ? બળ્યો કાલનો કાગળ ક્યા શકનનો આવ્યો છે તે હું તો મત્ય જ ગુમાવી બેઠી છું.'

'શેનો કાગળ ?'

'બબલીને ત્યાં પરસંગ છે તે તેડાવે છે.'

'તે બચાડી પી'રને તેડું નો મોકલે તો કોને મોકલે ?'

'સંધુ ય સાચું. પણ બોન, પોગી વળવા જોઈએ ને ? આમાં તો ઠીક પચ્ચી-પચ્ચા... પણ, હજી તો નાનકી બે જીવી છે તે એનું જીયાણું... બૈ, એ વિચારે તો હું ઊંઘી યે નથી શકતી.'

પાડોશણે વાતમાં હોંકારો ન ભણ્યો એટલે સમુએ પાછું બોલવા માંડ્યું : 'હું તો કહું છું કે સારું છે કે તને ખોળો નથી ભરાતો. વખતે અમે ય દીકરા સારું કેટકેટલીયે માનતા રાખેલી. આજ તો શું સુખ આપી દીધું દીકરા ને ? આ તો કોઈને કે'વાય નહિ, મારા એ સાત ખોટનાને વાળુમાં પાવળું દૂધ નથી મળતું.'

જેરામ આ સાંભળી ગયો હશે તે ઓસરીમાં આવ્યો. પાડોશણ તરત

ઊભી થઈ ગઈ. સાલ્લામાં તપેલી સંતાડતી નીકળી ગઈ.

જેરામને જોયો કે સમુ બોલી ઊઠી : 'મોડું થઈ ગ્યું કાં ?'

'ના, ના, હું તો પૂછવા આવ્યો'તો કે ટપાલી આવી ગ્યો ?'

'ગુડવો છે એને, તમારે ?'

'આમ ખોટા વડછકા નો કરતી હો તો ? બચાડાનું કાલ કેવું મોં તોડી લીધેલું ? એ તો સુખલો હતો બીજો કો'ક હોત તો કાગળ આપવા આવે જ નહિ.'

'બળ્યું, કાલ તો આ ગગીનાં કાગળે જ અડઘી...'

'તો નો'તી જણવી.' જેરામ તપી ગયો.

'પણ, તમે કાં આમ ?... કો'કના સારું ઘરમાં કજિયો ઘાલો છો ?'

'તો બીજું વળી શું ?' ગણગણતો જેરામ પાછો ફળીમાં જતો રહ્યો.

ગઈ કાલે સુખો ટપલા આપવા આવેલો ત્યારે એણે જેરામના હાથમાં કાગળ આપતા પહેલાં સારા સમાચાર જાણીને અમુક લાલચે પોતે વાંચી સંભળાવેલો. સમુ ધખી ગયેલી.

'તું ય શું આવા ને આવા સમાચાર લઈ આવે છે ? આ સિવાય તારે ત્યાં બીજા કોઈ કાગળ આવતા જ નથી. હું તો તને આવતો જોઉં છું થથરી જાઉં છું.'

સમુ ઊંચા સાદે બોલેલી એટલે ટપાલી સાચું માની ગયેલો.

'મારા હવિની વાત છે ? કે'તા હો તો કાલથી કાગળ આપવા નો આવું.'

'પણ તને કોણે ડોઢડાહ્યી કરી ?' જેરામ વચ્ચે પડ્યો એટલે સમુ કહે : 'લે પણ, હું તો દાંત કાઢતા કે'તી'તી.'

'દાંત કઢાતાં હોય ત્યાં કઢાય. આવડો આ તારો દેર થાય છે ?'

પછી તો સમુએ જે યાદ આવ્યા એને લઈ નાખ્યાં. એકે ય છોડીને બાકી ન રાખી : 'અભાગણીયું નહિ જીવવા ઘો તમે અમને – તમારામાં તો અમે લાંબા થઈ ગ્યા.'

જેરામ પાછો રાંધણિયામાં આવ્યો એટલે સમુ અકળાઈ ગઈ. 'લ્યો બેહો હવે. ત્યાં સુધી તમને જંપ નહિ વળે.'

'મને ક્યાં એવી ભૂખ ઉપડી છે ? હું તો આ કાગળ વાંચી સંભળાવવા

આવ્યો છું.'

'ક્યારે આપી ગયો સુખલો ?' સમુ ઊભી થઈ ગઈ.

'પણ તારે એનું શું કામ છે ?'

'કોનો કાગળ છે ?' સમુએ જેરામના હાથમાં કાગળ ઝૂંટવી લેવા જેવું કર્યું એટલે જેરામે એના હાથમાં આપી દીધો : 'લે, વાંચતા આવડે છે ને. વાંચી લે તયેં.'

સમુ ભોંઠી પડી.

'લ્યો પણ, વાંચી સંભળાવો ને ! ત્યાં સુધી મારા હૈયાના ધબકારા હેઠા નહિ બેસે.'

'પણ આમાં તો સારા સમાચાર છે.'

'મોંમાંથી ફાટો તો ખરા કે ક્યાંથી છે ?'

'નાનકીને ત્યાંથી. લખે છે કે ગઈ અંધારી પાંચમે એને સુવાવડ આવી. ભગવાને ઈચ્છાય પૂરી કરી.' બોલતા અટકી ગયો. ગળે ડચૂરો વળવા માંડ્યો હતો તો યે આગળ ચલાવ્યું : 'રૂપાળો, રાજાના કુંવર જેવો દીકરો ય દીધો. પણ...'

સમુએ તરત એના મોં આડે હાથ દઈ દીધો : 'બોલશો મા આગળ.'

મોં આડેથી હાથ હટાવતા જેરામ કહે : 'કાં પણ, આ તો...'

'કહું છું બોલશો મા આગળ.' સમુનો સાદ ફાટી ગયો : 'તમે ય શું સમજી બેઠા છો ? હું યે મનેખ છું મને ય રૂદિયું છે, પાણો નથી. આ તો બળ્યું દૂબળા ઘરમાં... નહિતર એવું હોત તો તો દરબારુંની જેમ અને દૂધમાં ડૂબાડીને મારી નો નાખી હોત ?' પછી યાદ આવ્યું ને લાંબો રાગ કાઢીને રોવા માંડ્યું. 'અરે મારા ભાણેજડા...'

ત્યારે ઘડીક તો જેરામે ય ન માની શક્યો કે આ સમુ રોવે છે ?

## મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

૫

અત્યાર સુધી આપણી કથા જે રોચક ઢંગે આગળ વધી છે એનાથી ગેરમાર્ગે દોરવાયેલા શ્રોતાઓને એટલા માટે જ એના સાચા સ્વરૂપ વિશેની ભ્રામક ધારણાઓ બાંધી લેવા સામે અહીં એમને સાવધાન કરવા માંગીએ છીએ. થોડા ગાળા માટે બધું શાંત થઈ ગયું. કથાએ પણ જાણે એનો સાચો ચહેરો ફેરવી લીધો. પરંતુ પછી જ્યારે એનો ચહેરો જોવા મળે છે ત્યારે એની રેખાઓ બદલાઈ ગયેલી જણાય છે. આપણને ખળભળાવી દે એવું એક ભયાનક મહોરું હવે આપણી સમક્ષ હાજર થાય છે, અર્થાત્ સર્પકિશી રાક્ષસીના ચહેરા જેવો એક એવો ભીષણ ચહેરો જે જોનારાઓને પાષાણવત્ બનાવી દે અથવા તો ચિત્તની ભ્રાંત સ્થિતિમાં ભાગદોડ કરવાની ફરજ પાડે. આ પ્રકારનો ચહેરો શ્રીદામન, નંદ અને સીતાને જોવા મળ્યો જ્યારે તેઓ યાત્રા ...પરંતુ ના, આપણે ક્રમશઃ આગળ વધવું પડશે...

શ્રીદામનની માતાએ વાત્સલ્યસભર રીતે સીતાને પુત્રવધૂ તરીકે સ્વીકાર્યા ને તથા સંવૃત્ત નાસિકાવાળા પોતાના પતિને સીતાએ ભરપૂર લગ્નસુખ આપ્યાને લગભગ છ મહિના પસાર થઈ ગયા હતા. ઉગ્ર ગ્રીષ્મ ઋતુ તો ક્યારની પસાર થઈ ગઈ હતી. જ્યારે ઘેરાં કાળાં વાદળોથી આકાશ ઘેરાઈ જાય છે અને પૃથ્વી પુષ્પોની નવસુગંધ વડે મઘમઘી ઊઠે છે એવી વર્ષાઋતુ પણ પસાર થઈ જવાની તૈયારીમાં હતી. આકાશ હવે નિરભ્ર હતું, શરદઋતુનાં કમળ ખીલી ઊઠ્યાં હતાં એવા સમયે યુવાન દંપતીએ સીતાના માતાપિતાની મુલાકાત લેવા માટે શ્રીદામનના માતાપિતાની સંમતિ મેળવ્યા પછી એ વિશે પોતાના મિત્ર નંદ સાથે ચર્ચા કરી. લગ્ન પછી સીતા પિયર ગઈ જ નહતી અને બંને પોતાના ભાગ્યશાળી લગ્નની પ્રતીતિ કરાવવા ઇચ્છતા હતા. આ દરમિયાન સીતા માતૃત્વના આનંદના સ્વપ્નમાં રાચવા માંડી હતી. તેમ છતાં

બંનેએ યાત્રા કરવાનું સાહસ કર્યું કારણ કે અંતર તો લાંબું હતું જ નહીં તથા ઋતુ પણ કાંઈ ત્રાસદાયક ન હતી.

તેઓએ ઊંચી ખૂંધવાળા બળદો જોડેલા એક માફામાં યાત્રા આરંભી. માફો નંદ હાંકતો હતો એટલે એ યુગલની આગળના ભાગમાં બેઠો હતો. માથા ઉપર એણે નાની શી ટોપી પહેરી હતી અને એના પગ નીચે લટકાવેલી હતી. એવું લાગતું હતું કે જાણે એ માફો હાંકવામાં અત્યંત મગ્ન હોવાથી વારેઘડીએ પાછળ ફરીને અંદર બેઠેલાં મિત્ર દંપતી સાથે વાત કરવાની એની પાસે અવકાશ ન હતો. ક્યારેક એ બળદ સાથે મોટે અવાજે વાત કરી લેતો હતો, અવારનવાર બુલંદ અવાજે ગીત પણ ગાઈ લેતો હતો પરંતુ એકાદ પંક્તિ ગાયા પછી એ મસ્તીમાં ધીમા અવાજે ગણગણવા માંડતો હતો.

જો ભારે બોજા હેઠળ દબાયેલા હૃદયને માટે રાહત જેવું બુલંદ સ્વરે સહસા આરંભાતું એ ગીત એક રીતે ચોંકાવી દેનારું હતું તો એ જ પ્રમાણે પછીનો ગણગણાટ અને ધીમે ધીમે ગીતની વિરમી જવાની ઘટના પણ કાંઈ ઓછી જ ચોંકાવનારી લાગતી ન હતી.

એની પાછળ બેઠેલું યુગલ શાંત હતું. એમની આગળ બેઠેલો નંદ એટલો નજીક હતો કે આંખ ઊંચી કરી સીધું સામે જોવામાં આવે તો એમની નજર નંદના સ્કંધ ઉપર જ પડે. નવવધૂ સીતાથી કાંઈ આ જ પ્રકારનું થઈ જતું હતું. આમ તો એ નીચી નજરે ખોળામાં જોવા માંડતી. શ્રીદામન તો એ તરફ જોવાનું સદંતર ટાળીને માત્ર પડદાઓને જોયા કરતો હતો. એનું ચાલે તો એણે ક્યારની નંદ સાથે જગાની અદલાબદલી કરી લીધી હોત, કે જેથી એની પત્નીની માફક એણે કરોડરજ્જુ સાથેની તામ્રવર્ણી પીઠ અને અત્યંત અનુનેય સ્કંધ પ્રદેશને જોયા કરવો ન પડે. કાંઈ વાંધો નહીં - એણે વિચાર્યું; કારણ કે કોઈ અન્ય વ્યવસ્થા પણ વધારે સારી હોઈ શકે નહીં. અને આમ ત્રણે શાંતિથી આગળ વધી રહ્યા હતા. છતાં ત્રણે જાણે ઝડપથી દોડતાં હોય તેવી રીતે શ્વાસ લઈ ટકી રહ્યાં હતાં. તેમની આંખો રાતીચોળ હતી, અને એ સારા શુકન ન હતા. જો થોડી દૂરંદેશિતા હોત તો કાળા ચક્રની જેમ તેઓની યાત્રા દરમિયાન તેમના પર ઝળુંબી રહેલી છાયા જોવા મળી જ હોત !

ભવિષ્યમાં ઝાંખવાની દૃષ્ટિવાળો માણસ તો આ ત્રણે જેમ આગળ વધતા

હતા તેમ તેમને આવરી લેતો દાંતાવાળા કાળા ચક્ર જેવો એક પડછાયો તેમની સાથે આગળ વધતો હતો એને પણ જોઈ શકત.

એમણે વિચારીને જ અંધકારના ઓળામાં અત્યંત સૂર્યોદય પહેલાંના સમયગાળામાં યાત્રા કરવાનું પસંદ કર્યું હતું. જેથી મધ્યાહ્નના પ્રખર તડકાથી બચી શકાય - અને એક રીતે આ પસંદગી પાછળ ડહાપણ પણ હતું અને ડહાપણ ઉપરાંત વધારાનું કારણ પણ હતું. એમના અંતરમાં રહેલા ગૂંચવાડ આ અંધકાર વિશેષ રીતે અનુકૂળ હતો. એટલે અજ્ઞાતપણે જ તેઓ પોતાની આંતરિક વિમૂઢતાને બાહ્ય અવકાશમાં પ્રક્ષેપતાં હતાં. પરિણામે તેઓ માર્ગ ચૂકી ગયાં. સીતાના માતાપિતાના ગામ તરફ જતા માર્ગ બતાવવા માટે અવકાશમાં ચંદ્ર કે તારાઓ પણ ન હતા. નંદ અવળા માર્ગે વળી ગયો અને જે માર્ગે તેઓ આગળ વધતા હતા એ પછી તો માર્ગ જ ન રહ્યો.

કારણ કે આગળ વધતાં માર્ગ અસ્પષ્ટ થઈ વૃક્ષોમાં ઓગળતા ઓગળતાં કેવળ આભાસી બની ગયો, કારણ કે વનરાજિ સઘન થતાં અરણ્યમાં ફેરવાઈ ગઈ જ્યાં જે દ્વારા પાછા વળી શકાય તે માર્ગ પણ સાવ અદૃશ્ય થઈ ગયો.

વિશાળ વૃક્ષના થડ વચ્ચેથી તથા અરણ્યપ્રદેશની મૃદુ ભૂમિ ઉપરથી આગળ વધવાનું માફા માટે અશક્ય બની ગયું. ત્રણેએ એકબીજા સમક્ષ માર્ગ ચૂકી ગયાં હોવાનું સ્વીકાર્યું, પરંતુ એમના ચિત્તમાં રહેલી સંભ્રાન્તિની અવસ્થાને અનુરૂપ એક બાહ્ય પરિસ્થિતિનું તેમણે નિર્માણ કર્યું હતું એ તેમણે સ્વીકાર્યું નહીં. નંદ માફો હાંકતો હતો ત્યારે પાછળ બેઠેલાં શ્રીદામન અને સીતા સૂતાં ન હતાં. ઉન્મિલિત નેત્રે તેઓ નિહાળી રહ્યાં હતાં કે નંદ તેમને અવળા માર્ગે દોરી રહ્યો હતો. હવે તો તેઓ જ્યાં પહોંચ્યાં હતાં ત્યાં જ વન્ય પશુઓથી રક્ષણ માટે અગ્નિ પેટાવી સૂર્યોદયની પ્રતીક્ષા કરવા સિવાય અન્ય કશું કરી શકાય તેમ ન હતું. લાંબા સમય પછી જ્યારે દિવસ ઊગ્યો ત્યારે આજુબાજુ ચારે તરફ જોયું. બળદને છોડી નાખ્યાં અને અલગ અલગ ચાલવા દીધા. ભારે પ્રયત્ન પછી સાગ અને ચંદનનાં વૃક્ષો વચ્ચેથી જેમ જગા મળી તેમ માફાને ધક્કા મારી ખેંચી આગળ લઈ ગયાં. અંતે તેઓ અરણ્યના છેવાડે પહોંચ્યાં; ત્યાં એમણે એક પથરાળી ગાડાવાટ જોઈ. નંદના મતે આ માર્ગે આગળ વધતાં સીતાના માતાપિતાને ગામ પહોંચી શકાશે.

એક સાંકડા સીધા ઢાળવાળા માર્ગે, હાલકડોલક થતાં તેઓ એક મંદિર પાસે આવી પહોંચ્યાં. ખડકમાંથી કોતરી કાઢેલું એ મંદિર દારુણ અને દુરારાધ્ય દુર્ગા-માતા અથવા મહાકાલી માતાનું હતું. હૃદયમાં એકાએક જાગેલી ઊર્મિને અનુસરી શ્રીદામને કહ્યું કે હું માફામાંથી નીચે ઊતરી દુર્ગા-માતાનાં દર્શન કરવા ઇચ્છું છું. એણે પોતાના સાથીઓને કહ્યું, 'હું માત્ર દર્શન કરીશ, સ્તુતિ કરીશ અને થોડી ક્ષણોમાં તો પાછો આવી જઈશ. તમે અહીં જ પ્રતીક્ષા કરો ?' આટલું કહેતામાં તો એ માફામાંથી નીચે ઊતરી ગયો અને મંદિર તરફ જતાં અણઘડ પગથિયાં ચડવા માંડ્યો.

આ મંદિર પણ સુવર્ણમક્ષિકા નદીના સ્નાનઘાટની પાસે આવેલા શક્તિ મંદિર કરતાં કાંઈ વિશેષ માહાત્મ્યવાળું ન હતું. પરંતુ મંદિરના સ્તંભો અને શિલ્પો અત્યંત ભક્તિભાવપૂર્ણ આયાસથી કોતરી કાઢવામાં આવ્યાં હતાં. વનસ્પતિને તળિયે લપાયેલા મંદિરનું પ્રવેશદ્વાર બે સ્તંભો ઉપર આધારિત હતું જેની ઉપર બે વિકરાળ વાઘનાં શિલ્પો કોતરાયેલાં હતાં, દ્વારને ડાબે અને જમણે તથા અંદરની બાજુએ ખડકોમાંથી કોતરી કાઢેલાં શિલ્પોને રંગ વડે ચીતરવામાં આવ્યાં હતાં.

ત્વચા અને અસ્થિની બહાર ખેંચી કાઢ્યાં હોય તેવાં સ્નાયુ, મજ્જા, શુક્ર સ્વેદ, અશ્રુ, સાંદ્ર શ્લેષ્મ, મળ, મૂત્ર અને પિત્ત આદિનાં એકમેક સાથે સેળભેળ કરી નાખ્યાં હોય તેવાં ચિત્રો, ક્રોધ, આસક્તિ, કામના, ઈર્ષ્યા અને હતાશા આદિના રંગે ઘેરાં બનેલાં ચિત્રો; પ્રેમીઓનાં વિયોગનાં, પ્રેમરહિત બંધનોનાં ચિત્રો; ભૂખ, તરસ, વૃદ્ધાવસ્થા, યાતના અને મૃત્યુનાં ચિત્રો; તથા આ સઘળાંને પુષ્ટ બનાવનાર નિરંતર પ્રવાહિત ઉષ્ણ-મધુર રક્ત પ્રવાહ જે એક બીજાને ભરખી જતા અને એકબીજાનું રૂપ ધારણ કરી લેતા અસંખ્ય આકારોમાં યાતના ભોગવતો હતો કે આનંદ મેળવતો હતો. આ પાશવી, માનવીય અને દૈવી એ ત્રણેનો સમાવેશ કરતી પ્રવાહી ભુલભુલામણીમાં ક્યાંક હાથીના ધડ ઉપર માનવીનું મસ્તક હતું તો સ્ત્રીના ધડ પર વરાહનું મસ્તક હતું. શ્રીદામને આ ચિત્રો તરફ કોઈ ધ્યાન ન આપ્યું. જાણે એણે ચિત્રો જોયાં જ નથી એવું વિચાર્યું તેમ છતાં ઝડપથી પસાર થતાં એનાં રક્તવર્ણાં નેત્રોથી આ ચિત્રો અસ્પૃષ્ટ રહ્યાં ન હતાં. પરિણામે એના અંતરમાં હળવી સંભ્રાંતિ તથા કરુણાના

ભાવ જન્મ્યા. જેને કારણે એ જગજ્જનનીનાં દર્શન માટે વધારે ઉત્સુક બની ગયો.

ખડકાળ ગુફામાં સંધિકાળનો પ્રકાશ હતો, જે પર્વતોમાંથી ચળાઈને ઉપરની બાજુએથી સભાગૃહમાં આવતો હતો. સભાગૃહને પસાર કરી એ દ્વાર એક પગથિયું નીચે ઊતરી ઉપશાળામાં પ્રવેશ્યો. ત્યાંથી વળી એક નાનકડી સીડીનાં પગથિયાં નીચે ઊતરીને એ મંદિરના કેન્દ્રમાં અર્થાત્ મહાદેવીના ગર્ભમાં પ્રવેશ્યો.

છેલ્લાં પગથિયાં પર એ કાંપી ઊઠ્યો અને લથડિયું ખાઈ પાછો ખસ્યો, ત્યારે એના હાથ બંને બાજુ ઉપર આવેલાં બે લિંગાકારો ઉપર પડ્યા. કાલી માતાની મૂર્તિ ભય જન્માવે તેવી હતી. આ મૂર્તિ એની લોહી ભરેલી રાતીચોળ આંખોને એવી લાગી કે પછી એણે ચંડી માતાના આવા સર્વવિજયી અને દારુણ રૂપનાં દર્શન ક્યારે ય કર્યાં જ ન હતાં ? છેદાયેલા હાથ, પગ અને ખોપરીઓના બનેલા તોરણ વચ્ચે ગુફાના સજીવ ખડકોમાંથી કોરી કાઢેલી આગળ પડતી આ મૂર્તિ એવા રંગોવાળી હતી જે ગર્ભગૃહમાંનો બધો પ્રકાશ પોતાનામાં ખેંચી લઈ દર્શનાર્થીની આંખો અંજાઈ જાય એ રીતે પ્રકાશ જાણે ફેંકતી હતી. એના મસ્તક ઉપર એક જળચરનો મુગટ હતો. અસ્થિ અને છેદાયેલાં અંગોને એણે વસ્ત્રરૂપે ધારણ કર્યાં હતાં અને એના અઢાર હાથ ગોળ ફરતા ચકરડા જેવા હતા. એના હાથોમાં ચમકારા મારતી તલવારો અને ઊંચે જતી જ્વાળાઓવાળી મશાલો ધારણ કરેલી હતી. એણે એક હાથે મોંઢે માંડેલી ખોપરીમાં લોહી ઊકળી રહ્યું હતું અને એના ચરણોમાં પણ વહેતા લોહીથી ભરાયેલું એક નાનું ખાબોચિયું હતું. આવા દારુણ રૂપવાળી મહાચંડી આસપાસ ઊભરાતા જીવનના સમુદ્રમાં તરતી નૌકામાં ઊભી હતી, જે લોહીના દરિયામાં તરતી હતી. લોહીની ખારાશ એના પાતળા નસ્કોરામાં છવાઈ ગઈ. પર્વતીય ગુફા પૃથ્વીના પેટાળમાં આવેલા કોઈ મડદાઘર જેવી હતી – અહીંની બંધિયાર હવામાંની લોહીની ખારાશમાં એક પુરાણી અને છતાં મીઠી ગંધ હતી... એ પર્વતીય ગુફા પૃથ્વીની પેટાળમાં આવેલા કોઈ મડદાઘર જેવી હતી જ્યાં બલિદાન આપવામાં આવેલા પ્રાણીના શિર્ષચ્છેદ પછી એના લોહીને ઝડપથી વહી જવા માટે ફરસબંધી ઉપર કોતરી કાઢવામાં

આવેલી નીકો લોહી જામી જવાને કારણે ચીકણી બની રુંધાઈ ગઈ હતી. પાડા, સુવર, બકરા જેવા પ્રાણીઓનાં સ્નિગ્ધ અને ઉઘાડી આંખોવાળાં ચાર-પાંચ માથાંઓ એ અપરિહાર્ય મહાદેવીની મૂર્તિ સામેની વેદી ઉપર પડેલાં હતાં. અને એ માથાં કાપવામાં ઉપયોગમાં લેવાયેલી લોહીના ડાઘાવાળી હોવા છતાં તીક્ષ્ણ ધારવાળી અને ચમકતી તલવાર દેવીની પતાકા પાસે પડેલી હતી. '

શ્રીદામન જેમ જેમ આ ચમકીલી અને દારુણ મૂર્તિને નિહાળતો ગયો તેમ ક્ષણે ક્ષણ એનો ભય તાવની ગરમીમાં પરિણમવા લાગ્યો. પ્રાણી માત્રને જીવનનું દાન કરવાની એમના પ્રાણને હરનારી તથા હઠપૂર્વક બલિદાન માંગનારી આ દેવીના ચક્રવાતની માફક ગોળાકારે ફરતા હાથ નિહાળીને શ્રીદામનનું ચિત્ત પણ ઉન્મત્ત બની ચકરાવે ચડી ગયું. સખત રીતે ભીડાયેલી મુઠ્ઠીઓ એણે પોતાની ધક ધક કરતી છાતી ઉપર મૂકી દીધી; એના આખા દેહમાં અતિ ઉષ્ણ અને શીત એવાં ન સમજી શકાય તેવાં અગમ્ય કંપનોની એક અવિરત હારમાળા ઊભરાવા માંડી. પ્રાણીમાત્ર માટેના શાશ્વત ઉદર રૂપ એવી આ માતાની સેવામાં પોતાની જાતને નિઃશેષ રીતે સમર્પી દેવાની એક પ્રબળ ઉત્તેજના એના મસ્તકના પાછળના ભાગમાં ગરદનમાં, એના ઉદરનાં ઊંડાણમાં તથા ઉત્તેજિત થયેલાં એનાં જનનાંગોમાં વ્યાપી ગઈ. લોહી ઊડી જવાથી પીળા પડી ગયેલા હોઠો વડે એણે પ્રાર્થના કરી : ...

'હે શાશ્વતી, હે અજન્મા, - બ્રહ્માંડની ઉત્પત્તિ પહેલાં પણ જે વિદ્યમાન હતી એવી, હે પુરુષ વિના માતા બનેલી સર્વ કોઈ ભય અને કામનાઓને સમાશ્લેષતી, તેં જેમને જન્મ આપ્યો છે એ સઘળાંને પોતાનામાં પાછાં સમાવી લેતી હે દેવી ! માનવીઓ તને જીવતાં પ્રાણીઓનો ભોગ ધરાવે છે કારણ કે સર્વનું જીવનધારક - રક્ત તને અર્પવું એ સર્વથા ઉચિત છે. જો હું તને મારી જાત અર્પી દઉં તો મારી શાંતિ માટે અનુકંપા કેમ પ્રાપ્ત ન થાય ? હું સારી રીતે જાણું છું કે ગમે તેટલું ઇચ્છનીય હોવા છતાં હું એ દ્વારા જીવનને ટાળી શકું નહિ. પરંતુ આ ભવમાંથી મુક્ત થવા માટે તારા ગર્ભદ્વારમાં મને પ્રવેશ કરવા દે. મારે હવે જેને માટે સર્વકામનાઓ એ વ્યામોહ બની ગઈ છે એવા શ્રીદામન બની રહેવું નથી કારણ કે અર્પણ કરનારું તો કોઈ અન્ય જ છે.'

આ શબ્દો ઉચ્ચારવાની સાથે જ એણે ફરસ પર પડેલું ખડગ ઉઠાવ્યું અને ગ્રીવા ઉપરથી પોતાનું માથું અલગ કરી નાખ્યું.

ત્વરાથી એ બોલ્યો અને એટલી જ ત્વરાથી એણે કાર્ય કરી બતાવ્યું. ઘણા લોકો આ રીતે કમળપૂજા કરે છે એ વૃત્તાન્તોમાં નોંધાય છે અને ઘણી વાર એ વિશે વાત પણ કરવામાં આવે છે માત્ર એ કારણે કમળપૂજાની પ્રથા અત્યંત સામાન્ય અને સ્વાભાવિક છે એવું શ્રોતાજન માની ન લે એવી આ કથાકારની એક માત્ર ઇચ્છા છે. કોઈ પણ ઘટનાવિશેષ ક્યારેય સામાન્ય હોઈ શકે જ નહીં. ઉદાહરણ તરીકે જોઈએ તો આપણે જન્મ અને મૃત્યુ એવી સામાન્ય ઘટનાઓ છે જેના વિશે આપણે હંમેશા વાતો કરીએ છીએ. પરંતુ કોઈ એક જન્મ કે મૃત્યુના પ્રસંગે હાજર રહીને પછી યાતનાથી કણસતા કે દેહમાંથી અલગ થતા આત્માને પૂછીએ કે એ ઘટના સામાન્ય છે કે નહીં ? આપણે કમળપૂજા વિશેની ઘણી કથા સાંભળીએ તો પણ એ લગભગ અશક્ય એવી ઘટના છે. અને એ ઘટનાને સિદ્ધ કરવા માટે અસાધારણ નિશ્ચયબળ, એક દારુણ ધ્યેય અને શક્તિને આહ્વાન આપવાની આવશ્યકતા રહે છે. ઉદાસ અને મૃદુ આંખો તથા એક લિપિકારના હોય તેવા નિર્બળ હાથવાળા એ ક્ષુદ્ર બ્રાહ્મણે કમળપૂજા માટે પોતાની જાતને તૈયાર કરી એ ઘટના સામાન્ય રીતે બન્યા જ કરતી હોય એવી નહીં કિન્તુ ભાગ્યે જ માન્યામાં આવે એવી એક અસામાન્ય ઘટના લેખવી ઘટે.

માત્ર એટલું કહેવું જ પર્યાપ્ત છે કે તેણે નિમિષ માત્રમાં આ કાર્ય કરી નાખ્યું. સુકુમાર દાઢીવાળું એનું અભિજાત શીર્ષ અહીં આ પડ્યું તથા ત્યાં એક ક્ષુદ્ર ઉમેરણ જેવું એનું શરીર જેના બે હાથમાં હજુ બલિદાન માટેના ખડ્ગનો હાથો પકડાયેલો હતો. ધડમાંથી ધગધગતું લોહી બહાર નીકળી ફરસ ઉપરની નીકમાં વહી રહ્યું હતું. ઢાળ અત્યન્ત આછેરો હતો. પરિણામે એક વાર નીકમાં પ્રવેશ્યા પછી લોહી અત્યંત ધીમી ગતિએ દેવી માતાની વેદી પાસેના કુંડની દિશામાં આગળ વધતું હતું. રમતિયાળ વછેરાની માફક ચંચળ ગતિમાં હિમવંત પ્રવેશદ્વારમાંથી મુક્ત થયેલી જાણે સુવર્ણમક્ષિકા નદી જ ન હોય !

(અપૂર્ણ)

## સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન, ૫૮/ ૨, દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ : ૩૮૦ ૦૦૧, તરફથી પ્રગટ થયેલાં નવાં પ્રકાશનો

નવલકથાઓ :

પથ્થર થરથર ધ્રૂજે : જય ગજ્જર, મૂ. રૂ.૧૨૫
આથમતા સૂરજનાં અજવાળાં : ઈન્દુબેન મહેતા, રૂ. ૮૫
લિસોટો : ઈન્દુબેન મહેતા, રૂ. ૮૫, અકસ્માત : ચિનુ મોદી, રૂ. ૫૫
અકસ્માત : લાભશંકર ઠાકર, રૂ. ૯૫
પોલો પોલો ૭૫૦ : નવનીત સેવક, નવનીત સેવક, રૂ. ૮૦
ભીતર ભડભડ બળે : શશિન યાજ્ઞિક, રૂ. ૭૫
અગનફૂલ : નવનીત સેવક, રૂ. ૮૫
સચ બોલે કુત્તા કાટે : તારક મહેતા : રૂ. ૮૦
કાનખજૂરાહો : ખોડભાઈ પટેલ, રૂ. ૫૦
ચહેરા-મહોરા : નવનીત સેવક : રૂ. ૭૫
આહુતિ : રામસ્વરૂપ અણખી, અનુ. સાંકળચંદ પટેલ, રૂ. ૫૦
સમયની આરપાર : રશ્મિ શાહ : રૂ. ૯૦
ચક્રવાત : નવનીત સેવક , રૂ. ૯૦
વેવ ધ વેવ : ઈન્દુ પુવાર, રૂ. ૭૦, ચુંગાલ રમેશ શાહ, રૂ. ૮૦.

કાવ્યસંગ્રહો :

હથિયાર વગરનો ઘા : લાભશંકર ઠાકર : રૂ.૭૦
સાત ખંડ સાતસો ઈચ્છા : પ્રીતિ સેનગુપ્તા : રૂ. ૭૦
સૂર્યરથ હસમુખ મઢીવાળા : રૂ. ૩૫, ચન્દ્રરથ: હસમુખ મઢીવાળા : રૂ. ૩૫,

નિબંધ :

ઢોળી ગયા જે તડકો : લાભશંકર ઠાકર, રૂ. ૭૦

બાળસાહિત્ય :

બાળકો બનાવો રમકડાં : ૧,૨, રૂ. ૩૫ દરેકના

અક્કલનાં રમકડાં : ૧,૨; રૂ.૨૦ દરેકના

મહાપુરુષોનાં અમર કથનો : રૂ. ૨૦

અલકમલકનાં ઉખાણાં : રૂ.૧૫

જાદુનાં રમકડાં : ૧,૨ : રૂ.૨૦ દરેકના

સાંજે પટેલનાં છમકલાં : હાસ્યવ્યંગ, રૂ. ૫૦

નવોદિત લેખકોની દુનિયા : રૂ.૨૦

સર્જકોની દુનિયા : જ્ઞાનમાહિતી, રૂ.૩૦,

ઉપરનાં બધાં પુસ્તકોના લેખક સાંકળચંદ પટેલ

કીડાવીરોની પરીક્ષાભૂમિ : ગૌતમ ઠાકર, રૂ. ૩૦

શિક્ષણનો ધર્મ અને કર્મ : શિક્ષણ, ડૉ. મફતભાઈ પટેલ, રૂ.૫૦

સરપંચ મેન્યુઅલ માર્ગદર્શક : ઘનશ્યામભાઈ બારોટ , રૂ.૯૦

દસનારી ચરિત્ર : રઘુવીર ચૌધરી, રૂ.૫૦

ગાંધી અને મહાત્મા ગાંધી : મનુભાઈ શાહ ,

આરોગ્ય :

તેર પુસ્તકોનો સેટ : વૈદ્ય લાભશંકર ઠાકર, પુનર્વસુ, રૂ. ૧૯૫, દરેકનું છુટક મૂલ્ય રૂ.૧૫

વૈદ બાપાનું વૈદું : લાભશંકર ઠાકર , રૂ. ૧૦૦

આયુષ્યમાન : વૈદ જાદવજી નરભેરામ શાસ્ત્રી, રૂ.૧૩૫

નમણું નાક અને તેના રોગો : વૈદ જાદવજી નરભેરામ શાસ્ત્રી, રૂ. ૨૫,

વાળ અને તેનું સૌંદર્ય : વૈદ જાદવજી નરભેરામ શાસ્ત્રી, રૂ. ૩૦

ક્ષમાયાચના

અનિવાર્ય કારણોસર કંકાવટીનો આ અંક ફેબ્રુઆરી-માર્ચનો સંયુક્ત અંક કરવો પડ્યો છે તે બદલ સંપાદક દિલગીર છે.

## કંકાવટી માસિક : નિયમ મુજબ ફોર્મ નં ૮

૧. પ્રકાશન સ્થાન : ૩/ આનંદ નગર સોસાયટી, સગરામપરા,
સુરત- ૩૯૫ ૦૦૨

૨. મુદ્રકનું નામ : રતિલાલ મુ. અનિલ
નાગરિકતા : ભારતીય
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ :
૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

૩. પ્રકાશકનું નામ, નાગરિકતા, સરનામું : નં. ૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ મૂ. અનિલ, સરનામું : નં. ૨ મુજબ

૫. માલિકનું નામ : રજનીકાન્ત આર. રૂપાવાળા
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ
ટાઉનશીપ : ૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

હું રતિલાલ 'અનિલ' આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મૂ. 'અનિલ' (પ્રકાશક)

# સમાચાર

• ભારતના વડાપ્રધાન બાજપેયીની જેમ અડવાણી પણ આ વર્ષે ગુજરાતના ભૂકંપો પીડિતો પ્રત્યેની અનુકંપાને કારણે હોળીનો ઉત્સવ નહીં મનાવે.

• નર્મદાના પાણી ગુજરાતને માર્ચ સુધીમાં મળતાં થઈ જશે.

• ભૂકંપગ્રસ્તોને વળતર અંગેના દાવાઓ માટે હવે કોર્ટ ફી ભરવી પડશે નહીં.

• અમેરિકાના ભૂતપૂર્વ પ્રમુખ ત્રીજી એપ્રિલે ગુજરાતના ભૂકંપગ્રસ્ત વિસ્તારોની મુલાકાત લેશે.

• મહારાષ્ટ્રના પાંચ વરિષ્ઠ પ્રધાનોને પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે.

• આઈ ટી ક્ષેત્રે ભારતની હરીફાઈ કરવા માટે ચીન પૂરેપૂરી તૈયારીઓ કરી રહ્યું છે.

• પાકિસ્તાની વિમાનોનો મુકાબલો કરી શકવા માટે ભારતનું હવાઈ દળ કસરતો કરશે.

## એક કાવ્ય / ઉર્વશી પંડ્યા

દાયકાઓના અવિરત મંથન પછી કરપાયેલી હથેળી વડે
ખોબેખોબા વખ તારવનારને કડવાશનો મહાવરો હોય જ.
તમે જરાય એમ ન માનતા કે હળાહળ હું મોઢે નહીં માંડું.
જાણું છું આ બોલને પણ તમે હમેશની માફક મારા -
બબડાટ કાં દયા આવે તો વલોપાતમાં જ ખપાવવાના.
મારા શબ્દને સત્ય લેખવાની હિંમત તમારામાં નથી.
કેમકે
રાતની શાંતિને ચીરી મારા પારદર્શી સત્યએ
નગ્ન કર્યા છે તમને તમારા જ આયનામાં.
પોતાને ઢાંકવા તમારું સામર્થ્ય કે દુર્બળતા -
કશું જ કામ આવે તેમ નથી.
તમારી નજર સામે મ્હોં ફાડી પડેલી વિરાટ ગર્તામાં
ગરક થતી મને જોશો તે પળે
મારી નિચ્છલ આંખ, કોમળ ત્વચા ને
વાદળના ઢગલા જેવા કેશરાશિની રૂંધામણી નાગચૂડ છૂટી જશે.
દાયકાઓ પછી
કે અસંખ્ય જન્મો પછી કાળચક્રોમા દટાયેલી જાદુઈ નગરી
તમારા જ શરીરનાં છિદ્રોમાં જીવંત થશે કદાચ.
જળ વડે તરી ગયેલી કુંવારિકાના ભય, કામના, મનોરથો

અને
દુર્જેય સૂર્યની પુરાકથા ખરતી રહેશે તમારી હથેળીએથી.
ઠરી ગયેલી ચિતામાં ધાર્યા કરતાં વધારે અસ્થિ મળશે ત્યારે
બધાં ઐશ્વર્યો વચ્ચે તમારે માટે શેષ હશે
મારી રાખ અને તમે ન પચાવેલું ઝેર.
આ બધું આજે તમને કહું છું – જેને મારી કોઈ વાતનો
બોધ નથી, નથી એનું મૂલ્ય.
છતાં માગવા બેઠી છું ભરોસો
પ્રમાણવા બેઠી છું મારું સત્ય ને તમારું વિવશ સામર્થ્ય.
આપવા બેઠી છું અનંત ચાહના જે મોટેભાગે નિરર્થ-નિષ્ફળ રહી છે –
તેજગતિએ સૃષ્ટિને પોતાની ગર્તામાં તાણી જતા કાળચક્રોના વધુ વેગ
માટે,
મારા સત્ય માટે, તમારી શાંતિ માટે;
નિતાંત શાંતિ અને નિસીમ ઘૃણા છાતીમાં ઠાંસોઠાસ ભર્યા પછી પણ
મને – અશરીરીને ચાહવાનું કદી ન છોડતાં –
મારા સત્ય માટેના જીવન માટે,
મારા સત્ય માટેના મૃત્યુ માટે.

૨ઃ૨૦૦૧, એપ્રિલ

સ્ટીમર પાસેનો, ઊંટ કરતાં યે ઊંચી ડોકવાળો, પોતાની ડોકને જ હાથ બનાવી દેનારો લોખંડી ઊંટડો સ્ટીમર પરનું એક મોટું પારસલ ઊંચકીને જમીન પર મૂકે છે. પણ તે સ્થાન તેનાથી કંઈ બહુ દૂર નથી હોતું પણ સાપેક્ષ સમયનો ઊંટડો તમને રેલવે સ્ટેશન અને ત્યાંથી કોઈ હોલના ઊંચા સ્ટેજ પર મૂકી દે ત્યારે વિસ્મય ગુમાવી બેઠેલા વિશેષણમંડિત મહાશય એટલા રીઢા થઈ ગયેલા હોય છે એ બધું એમને 'સ્વાભાવિક' લાગે છે ! માત્ર સમયનો ઊંટડો એમને ઇહલોકમાંથી હવે એમણે સમયે પાકતી ડિપોઝીટ સમયમર્યાદા સમાપ્ત થયે મારા હાથમાં આવી પડશે એવી નિશ્ચિતતાએ કહેવાતાં પુણ્ય કરેલાં છે એટલે મને વૈકુંઠ કે સ્વર્ગમાં મુકી દેશે એવી નિશ્ચિતતાની પાકી વ્યવસ્થા કર્યા પછી યે સમયના ઊંટડાનું મોઢું પોતાની દિશામાં આવતું દેખાય છે ત્યારે રાજા રવિવર્માએ મેનકાને શકુન્તલા આપતી અને એના અસ્વીકાર માટે વિશ્વામિત્રને આંખ આડે નકારનો હાથ ઊંચો કરતા ચીતર્યા છે. તેમ નકારનો હાથ પોતે ઊંચકી ન શકે તો ડૉક્ટર પાસે ઊંચકાવે છે છતાં સમયનો ઊંટડો એમના સ્થાનફેર માટે હાથ લંબાવતો તેમની પાસે જાય છે અને વિસ્મયની વાત એ કે સ્ટેશનેથી સ્ટેજ પર જવું સ્વાભાવિક માનનાર સમયના એ ઊંટડાની ચેષ્ટા એમને વિચિત્ર, અસ્વીકાર જેવી લાગે છે.

મુંબઈમાં રણજિત મુવીટોનની રજત જયંતિ ઉજવાય, એ કંપની ગુજરાતી એટલે એણે મુંબઈમાં મુશાયરો રાખ્યો અને પાવરલુમ્સના ઘોંઘાટમાંથી ઊંચકીને સમયના ઊંટડાએ બોચી પકડ્યા વિના મુંબઈના ફિલ્મી સ્ટારો અને શામળદાસ ગાંધી જેવા વક્તાઓની વચ્ચે સ્ટેજ પર મૂકી દીધો. કહેવાય છે કે ત્યારે અમે શાયર હતા. હવે એ પદનું પોસ્ટમોર્ટમ કેટલાક પોતે ઊભા કરેલા સ્વાવલમ્બી થિયેટરમાં કરે છે !

પણ તે પહેલાં સમયના ઊંટડાએ અમને પોશ એરિયામાં આવેલી લક્ઝૂરિયસ એવા ચીની રેસ્ટોરન્ટ વત્તા ઉતારે મૂકી દીધો. માણસને બાળપણ વીત્યા પછી પણ ક્યારેક વિસ્મય પમાડવો જોઈએ એવી સમયની મશ્કરીભરી

મનમોજી રમત હશે ! દાળભાત અને બટાટા રોટલીનું શાક મળે તો તે ખાઈને તૃપ્તિનો ઓડકાર ખાનારા સામે ચીની ડીશ આવે ત્યારે શું થાય ? પેલો રત્નનો વેપારી કાચા હીરાને નાજુક સાધનથી પકડીને રત્ન તોળવાના હવારક્ષિત નાજુક કાંટા પર મૂકે પણ આ માણસો માટે એવું કાંઈ સાધન હજી શોધાયું નહીં હોય એટલે સળીઓ, ચમચીને, આઘાં રાખી, બીજી વાનગીને દૂર રાખી ભાતને પણ જુદો સ્વાદ હોય છે તે જાણવાના પ્રયોગો કર્યા – બીજું શું – તે સાળું સાંભરતું નથી...

અમે કંઈ જૂના ચીની ધર્મગ્રંતો (ધર્મગ્રંથો શું, બધા ધર્મગ્રંથો નવા-જૂના નહીં, 'સનાતન' હોવાનું મનાય છે !) વાંચેલા નહીં, કન્ફ્યૂશિયસ પાસે માંડ પહોંચીએ ત્યાં તો પેલા વિશાળ લલાટ અને કોથળા જેવા લેબાશવાળો માઓ તે પછી પીળો સામ્યવાદ લઈ આવેલો ! પણ બુદ્ધની મૂર્તિ ચીનમાં પહોંચી તે પહેલાં ઇહલોક પછીના સ્વર્ગની વાતો હશે જ ! અમે ચીની લક્ઝૂરિસ હૉટલમાં નહીં, જીવતા ચીની સ્વર્ગમાં હતા. સાથેના ભાઈજાન અને ભાઈસાહેબ મોટ્ટેથી બોલવાના અભ્યાસી તે પણ ધીમે ધીમે બોલે ! ખાસ્સા વાતોડિયા અને 'યે તાજા ગઝલ સૂનિયે !' એવા મારા જેવા છોકરડાને આદેશ અને 'લ-ગ-ભ-ગ સમવયસ્કો'ને ઇલ્તેજા કરનારા, તે માટે ખાસ અનુભવી પણ પોતાની શું, ગઝલ નામે ભૂલી ગયા અને પહોળી આંખે ધીમે ધીમે ઘૂસપૂસ કરીએ. લાલ જાજમ પર અમને તો સિંહાસનં લાગે એવી ખુરશી અને અમારા રહેવાના મૂળ 'ધોલકા' કરતાં 'બજાર કિંમતે' મોંઘા કબાટ ને ફર્નિચર. એ દિવસ રવિવાર હતો ! આહ એ પ્રશાંત રવિવાર ! સામે જે રમણીયતાની ગલી જેવું તે ઇસાઇ દેવળનું લંબચોરસ સુઘડ, સ્વચ્છ આંગણ, પ્રવેશગલી. એકાએક નજર પડી કે ફરિશ્તા તો કુંવારા હોય છે પણ પૃથ્વી પર એવાં યુગલ હોય છે ! સફેદ બારીક પોતના પરી પહેરે એવા સરસ કપડાં પહેરેલી એની સાથે મેચ થતી મેડમો, તેમના જેન્ટલમેન જેવા હસબન્ડના હાથમાં હાથ પરોવતી પ્રસન્ન મુદ્રાએ ઠાવકું હસતી અને ધીમે ધીમે બોલતી પ્રવેશે. સાથે બાળકી હોય સફેદ ઝાકળપોતનાં વસ્ત્રોમાં તે તો નાની પરી લાગે. સંખ્યાબંધ યુગલો શાંત પગલે, શાંત મુખરવે ધીમે ધીમે પ્રવેશે, પછી તો અંદર જનારાં યુગલો અને બહાર આવતાં યુગલોની

બાદબાકી ચાલી તે ઠેઠ બપોર સુધી. ચીની હૉટલની બારીના પરદા ખસેડી બીજા સાથી બસ મૂગાં મૂગાં જુએ, હસે, કંઈક ધીમા રવે મીઠું બોલે, સ્મિત કરે, હસે પણ ખરા. આપણે તો ખુલ્લી બારી પાસે મખમલી લાલ જાજમ પર ઊબડા પડી બે હાથની કોણીને મોઢાની ટેકણ લાકડી બનાવી બસ જોયા કરીએ – ના, નજર સામેના ભોજનથાળને જાણે સૂંઘ્યા શ્વસ્યાં કરીએ ! નોકરીએ વળગ્યા (તે પહેલા 'ચઢેલાં' ને વળગી રહેવાનો 'પ્રયત્ન' નહીં, પુરુષાર્થ કરેલો !) કીડીઓ કેવી એક હારે શાંત રવે કશી ઉતાવળ વિના ચાલે છે ! કેટલાક મૂરખ કીડીઓ એમનું શરીર જ યુનિફોર્મ હોવાથી, શિસ્તબદ્ધ 'કૂચ' કરે છે – 'એવું' 'તેવું' કહે છે ! તો એક હાર ઊલટી દિશામાં એ જ શાંત ગતિએ અને મૂગા રવે પાછી ફરતી દેખાય છે ત્યારે પેલા દેવળના રવિવારનું દૃશ્ય આંખ સામે તરે છે. આપણા તહેવારો તો મંદિરમાં શોરબકોર અને મેળાની માણસાઈભરી (ઈશ્વરના ધામમાં માણસાઈ પર 'અહીં જોડા ચંપલ ઉતારવા' એટલી જ ચેતવણી હોય છે –) તેમ પગરખાં, ખાસ કરીને ચંપલ ચોરવાની છૂટ હોવાનું અડવાણા પગે તેમ પોતાની ચંપલ જોડ નથી તો બીજાની ચંપલ જોડ તો છે જ ! (ઈશ્વરના ધામમાં વળી 'અપના, પરાયા' જેવું ન હોય !) એવો ન્યાય કરે જેટલી ધીમી ગતિએ મંદિરમાં પ્રવેશેલા તેનાથી બમણી ગતિએ પાછા ફર્યા હોઈશું ! (કહે છે કે કોઈ કોઈ વાર ઈશ્વરના ધામમાં પણ શંકા કે ભય મૂંગા મૂંગા પીછો કરે છે !) રમણભ્રમણ, ગોકીરો અને ઓળખીતા મળ્યા તો 'ભગવાન મંદિરમાં માત્ર તેમના પગ પર સ્વાશ્રયી રહીને ઊભા રહે છે – બસ ઊભા જ રહે છે. દર્શન ? થશે ! આ મળ્યા તેમની સાથે વાત કરીએ ! ના, મંદિરમાં વ્યવહારની વાત કરીએ તે પણ 'સત્સંગ' કહેવાય ! આવતાજતાં બંને બાજુએથી ભટકાય તો હાલકડોલક થવાની મઝા માણીએ – એવું ! રવિવાર પછી દેવળમાં નહીં જેવી વસ્તી હોય ! રવિવારે બોલવાની ઈસુવાણી ગોખવા માટે ખાસ્સો અવકાશ મળે, પણ બીજા રવિવારે એ જ પેલા શાંત, ઠાવકા, ધીમે હસતાં, પુષ્પ પગલે ચાલતાં યુગલો... ફરિશ્તા જેવાં બાળકો... મંદિરને તો રોજિંદા પાંચપંદર દર્શનાર્થી... હકડેઠઠ મેળા જેવી કીડિયારમણ માટે તો તહેવારની પ્રતીક્ષા કરવાની ! બેત્રણ વર્ષ મંદિર

(સંકુલ)નો પાડોશ થયો એટલે વળી આવી નિરીક્ષા અને સરવાળાનો ટોટલ સમજવાની ઓટોમેટિક પ્રક્રિયા થઈ ગઈ. જૂઠું બોલતા હોઈએ તો ભગવાનને નહીં, ઘરના માણસને પૂછો !

શાંત, રમણીય 'ચહલ-પહલ'ને 'આવ-જા' કહીને 'શું શાં પૈસા ચાર' ઉક્તિને તાજી કરવાનું દુઃસાહસ નથી થઈ શકતું ! આ ગુજરાતીઓ 'અપશબ્દ' બોલવા જેટલી 'રાષ્ટ્રભાષા', અભણોયે જાણે છે – તો આ પણ 'ચહલપહલ' જેટલી રાષ્ટ્રભાષા ન જાણીએ. મિનિ થિયેટર જેવી ગોઠવાયેલી ખુરશીઓ, તે પર બૂટ પહેરી બેસી શકાય. મંચ પરથી એક સાદ આવે, શ્રોતા શાંત રહીને સાંભળે તે સહ્ય 'ક્રિયાપદ' લાગે, પણ આપણા લોહીમાં તો રઘવાટિયો ક્રિયાકાણ્ડ જ ઊતરેલો છે, કારણ કે આપણા શરીરમાં લોહી ચહલપહલ નહીં, પણ આવ-જા કરે છે, એવું નહીં ?

દૃશ્ય અવકાશ થયું અને પોલાને વગાડો એમાં તે શી કારીગરી કરી ? એવું કહેનાર દલપતરામ ગેરહાજર એટલે અવકાશનું મૂગું શાંત ગીત પણ ગણગણે કે રવરવે ? કંઈ નક્કી થઈ શકે નહીં ! બપોરે મોડે ભાત જ કોળિયા ભરી ખાધો હશે – સળીયુગલથી ભાતના દાણા મોઢામાં નાખ્યા હોય તો જમ્યા કહેવાય ને ?

મુશાયરો ? ગૌહરબાનુ બિલિમોરિયા, ચંદુલાલ શાહ, શામળદાસ ગાંધી, જિતુભાઈ મહેતા, બીજા કળાકારો સાથે મંચ પર બેઠેલા ? હા, બેઠા હોઈશું, પણ હૈઠા બેઠો તે તો ચીની લક્ઝૂરિયસ હૉટલની લાલ જાજમ પર ઊબડા પડી, બે હાથના ટેકણે મોઢું ગોઠવી બારીના સળિયાના અવકાશમાંથી દીઠેલો દેવળનો રવિવાર !

દેશી બીડી ફૂંકનારા સાથીઓએ મોંઘી ડિઝાઇનદાર એશ-ટ્રેમાં દેશી તમાકુની રાખ ન ખંખેરવા જેવો 'સાલસ વિવેક' જાળવેલો ખરો !

આ સમયનો ઊંટિયો ભૈ, ભારે ટિખળી ! ત્રીજે દિવસે મંગળવારે એણે મને પાવર લુમ્સ પર મૂકી દીધેલો.

૧૦-૧-૨૦૦૧

## 'ગૃહપ્રવેશ' અને 'થીગડું' / શરીફા વીજળીવાળા

વાર્તા કરતાં પણ વાર્તાવિવેચન દ્વારા સાહિત્યરસિકોનું વધુ ધ્યાન ખેંચનાર સુરેશ જોષીના આગમન પહેલાં ગુજરાતી વાર્તાસર્જન તો માતબર કહી શકાય એવું હતું. પરંતુ '૫૦ સુધીમાં પલટાઈ ચૂકેલી પરિસ્થિતિમાં, યુદ્ધોતર માનવીની પલટાયેલી છબિ સાથે વાર્તાનું માળખું બદલાવું જોઈતું હતું. મૂલ્યહ્રાસ અને નિર્ભ્રાન્તિના કાળમાં પોતાની ઓળખ ગુમાવી ચૂકેલા માણસની વાત કરવા એકની એક અભિવ્યક્તિની તરાહ ચાલે એમ ન હતી. પરંતુ આટલી હદે પલટાયેલી પરિસ્થિતિમાં પણ આપણે ત્યાં બીબાંઢાળ વાર્તાનો મબલખ ફાલ ઊતરતો જ જતો હતો. આવા સમયે વિષયવસ્તુની એકવિધતા, પોપટિયા આદર્શો, બંધિયારપણું અને શૈલીદાસ્યમાંથી ગુજરાતી ટૂંકી વાર્તાને છોડાવવાનો સંપૂર્ણ યશ સુરેશ જોષીના ફાળે જાય છે. ૧૯૫૭માં પ્રકાશિત 'ગૃહપ્રવેશ' વાર્તાસંગ્રહની પ્રસ્તાવનામાં કરેલ વાર્તાવિષયક ચર્ચાના લિસોટા આજે ચાળીસ વર્ષ થવા આવ્યા તોય ભુંસાયા નથી. બીબાંઢાળ બનતી જતી ગુજરાતી વાર્તાને સુરેશ જોષીની વિવેચનાએ એક નવી જ દિશા તરફ વાળી. જે બાબતે ગુજરાતી વિવેચને બહુ કાગારોળ મચાવી તે ઘટનાના તિરોધાનથી સુરેશ જોષીને સામગ્રીના રૂપાંતર અને અનિવાર્યતાના નિયમથી વિશેષ કંઈ અભિપ્રેત ન હતું. વાસ્તવના સત્યથી કળાનું સત્ય જુદુ છે એટલે એની પ્રાપ્તિ માટે તેઓએ સામગ્રીના રૂપાંતરનો, ઘટકોની સંવાદિતાનો, રૂપરચનાનો આગ્રહ સેવ્યો. સુરેશ જોષીનું ગુજરાતી ટૂંકી વાર્તાક્ષેત્રે સૌથી મોટું પ્રદાન હોય તો તે એ કે એમને ટૂંકી વાર્તા અને સામગ્રી, વાર્તા અને પ્રસંગ વચ્ચે ભેદ સમજાવી આપ્યો.

'ગૃહપ્રવેશ' (૧૯૫૭), 'બીજી થોડીક' (૧૯૫૮), 'અપિ ચ' (૧૯૬૪), 'ન તત્ર સૂર્યો ભાતિ' (૧૯૬૭) અને 'એકદા નૈમિષારણ્યે' (૧૯૮૧) - આ પાંચેય વાર્તાસંગ્રહોમાંથી પસાર થનાર ભાવક એક વાર્તાકારનો વિકાસઆલેખ પ્રમાણી શકે છે. સુરેશ જોષીની 'આપણે જે કહેવા ઇચ્છીએ છીએ તેને એનાથી જેટલે દૂર જઈને કહીએ તેમ વધારે મઝા પડે.' (કિંચિત્ - ૧૮) એ વાત પછીના તબક્કાની વાર્તાઓમાં ખરી પડે છે. જોકે પછીના તબક્કાની ઘણી વાર્તાઓ નિબંધની સરહદમાં પ્રવેશી ગઈ છે તો ઘણી વાર્તાઓમાં ઘટનાના તિરોધાનનો આગ્રહ ઘટનાલોપમાં પરિણમતો જોઈ શકાય છે. કૃતિ એક સ્વયંપર્યાપ્ત એકમ છે એવો સતત આગ્રહ સેવનાર સુરેશ જોષીની વાર્તાઓ એકબીજા સાથે સંકળાયેલી છે. આગળના સંગ્રહોની કેટલીક વાર્તાઓનો વિકાસ પછીના તબક્કાની વાર્તાઓમાં થયેલો જોઈ શકાય છે. કેટલીક વાર્તાઓનાં બીજ 'જનાન્તિકે'ના નિબંધ કે એમના વિવેચનમાં પડેલાં પણ જોઈ શકાય છે. પોતાની જાતને સતત પુનરાવર્તિત કરતા રહેલા સુરેશ જોષીના વાર્તાવિશ્વમાં ભાષા, કલ્પન, પ્રતીક, શૈલીની એકવિધતા જોઈ ન શકનાર માટે આશ્ચર્ય થાય.

મારે જે બે વાર્તાઓની વાત કરવાની છે તે સુરેશ જોષીની પ્રથમ તબક્કાની વાર્તાઓ છે. 'ગૃહપ્રવેશ' ૧૯૫૬માં લખાઈ છે. 'થીંગડું' '૧૯૫૮માં. 'ગૃહપ્રવેશ'માં સામાજિક વાસ્તવની સમાંતરે ચૈતસિક વાસ્તવ આલેખાયું છે. આ વાર્તાના નાયકની સમસ્યા અંગત છે. જ્યારે 'થીંગડું'માં અંગત પ્રશ્નની સમાંતરે સમગ્ર માનવજાતના પ્રશ્નને સાંકળવાની મથામણ રજૂ થઈ છે. આ બેઉ વાર્તામાં પરંપરાગત વાર્તા સાથેનો તંતુ જળવાયેલ છે. પરંપરાગત વાર્તાનું માળખું હજુ સચવાયેલું છે. પાત્રોને ચોક્કસ સ્થળકાળમાં મૂકીને તપાસી શકાય છે. સામાજિક સંદર્ભ હજુ ઓગળી નથી ગયો. સુરેશ જોષીએ જેનો તાર સ્વરે આગ્રહ રાખેલો તે ઘટનાના તિરોધાનની ભૂમિકા હજુ ઊઘડી રહી છે. જોકે 'ગૃહપ્રવેશ' સંગ્રહની વાર્તાઓનો માનવસંદર્ભ બદલાઈ ચૂક્યો છે. સામાજિક સંદર્ભ ઓગળવાની દિશામાં છે. ગુજરાતી ગદ્ય કવિતાસદૃશ બનવા તરફ છે.

'ગૃહપ્રવેશ' સંગ્રહમાં સ્ત્રીપુરુષ સંબંધને વિષય બનાવતી વાર્તાઓની

સંખ્યા વધુ છે. 'પાંચમો દાવ', 'સાત પાતાળ', 'રાત્રિર્ગભિષ્યતિ' તથા 'ગૃહપ્રવેશ' વાર્તાઓમાં સ્ત્રી-પુરુષ સંબંધની સંકુલતા નિરૂપાઈ છે. ત્રીજા પુરુષ સર્વજ્ઞની કથનરીતિથી કહેવાયેલી 'ગૃહપ્રવેશ' વાર્તાનું વસ્તુ જરાય અજાણ્યું નથી. પત્નીના અન્ય સાથેના સંબંધને નિરૂપતી કેટલીયે વાર્તાઓ પહેલાં પણ લખાઈ હશે. આ વાર્તાની વિશેષતા એની બદલાયેલી નિરૂપણ શૈલીમાં છે, નાયક પ્રફુલ્લની પ્રતિક્રિયામાં એની વિશેષતા છે. જે રીતે વાર્તાનાયક, પત્નીની બેવફાઈની ઘટનાથી પલાયન સાધવાની કોશિશ કરે છે, વાસ્તવના વિશ્વથી નાસવા કપોળ-કલ્પનાનો આશરો લે છે એમાં અભિવ્યક્તિની બદલાયેલી તરાહ જોઈ શકાય છે. પત્નીની બેવફાઈથી જગતથી અને અંતે જાતથી વિચ્છિન્નતા અનુભવતા નાયકની સંકુલ મનોદશા આલેખવા સિવાય લેખકને કશામાં રસ નથી. પરિણામે પરંપરાગત વાર્તાઓમાં પ્રવેશતી સામાજિકતા કે નૈતિકતાની ચર્ચાને અહીં સ્થાન નથી.

વાર્તાનાયક પ્રફુલ્લ ઘર તરફ જાય છે પણ ઘરથી થોડાંક ડગલાં દૂર થોભી જાય છે. ઘરની અંદર દેખાતી બે છાયા એને થંભાવી દે છે. બાગ બગીચાનો શોખીન પ્રફુલ્લ ગુલાબના છોડ પર બેઠેલી કળીનો રંગ જોવા આતુર છે પણ એ માટે ઘરે જવું પડે ને ઘરની સાથે જ એને યાદ આવે છે બે છાયાઓ... અહીં વાત પ્રફુલ્લના આંતરમનની, એની અંગત વેદનાની છે. એટલે એની પત્ની માયા વિશે, એની સાથેની વ્યક્તિ વિશેની વિગતોમાં લેખક નહીં અટવાય. લેખક આપણી સમક્ષ આટલું જ બતાવશે : આ પરિસ્થિતિ છે અને પ્રફુલ્લ એનો શિકાર છે. બસ આથી વધુ માંડીને કહેવાની જરૂર નથી એવું સુરેશ જોષી સ્પષ્ટપણે માને છે.

પત્નીની બેવફાઈને કારણે વિચ્છિન્ન મનોદશા અનુભવતો વાર્તાનાયક દુન્વયી સંબંધોથી પણ જાણે કપાઈ ગયો છે. અહીંથી તહીં અથડાતો ફરતો પ્રફુલ્લ વિદ્રોહ કરવા શક્તિમાન નથી. એ તો એકલા ઘરે જવાની હિંમત પણ ભેગી નથી કરી શકતો. પોતાની પરિસ્થિતિમાં ફેરફાર નહીં કરી શકવાની લાચારી અનુભવતો પ્રફુલ્લ આખી ભાષાનું કલેવર બદલી નાખવાની ઇચ્છા કરે. શબ્દોને બાઝેલા અધ્યાસપિંડને ખંખેરી નાખવાની ઇચ્છા કરે એ કેવું અસંગત લાગે છે. જોકે થોડી વાર પછી એ અનુભવે છે કે

કશું જ બદલાવાનું નથી. 'પ્રેમ, ઈર્ષા, ઝંખના, ઘૃણા – બધાં જ એની આંગળીએ વળગીને સાથે ચાલતાં હતાં.'

ઘરે જવાને બદલે અહીં તહીં ભટકતા પ્રફુલ્લનો વારેવારે વર્તમાન સાથેનો નાતો તૂટી જાય છે. કાળ સાથેના તૂટી ગયેલા તંતુને કારણે વારેવારે પાછળ રહી ગયેલી જાતને એણે ધક્કો મારી વર્તમાનમાં ખેંચી આણવાનો પ્રયાસ કરવો પડે છે. સાંપ્રતથી સનાતન ઘટનાઓ સુધી એનું ચિત્ત ફરી વળે છે. સમય સાથેનો તૂટી ગયેલો તંતુ પણ એને પીડે છે. 'અંધકાર અને ઠંડીના પડ વચ્ચે એને જડી દેવાને કોઈ ખીલા ઠોકતું હોય તેમ દસના ટકોરા ક્યાંક ઠોકાયા. એક ટકોરાથી તે બીજા ટકોરા સુધીના અંતર વચ્ચે એ ખેંચાયો, રહેંસાયો, ઉતરડાયો. દસનો ટકોરો પડ્યા પછી જ્યારે એના રણકા શમ્યા ત્યારે જાણે એને કળ વળી. એણે ફરી જીવવું શરૂ કર્યું – પોતાની આખી જાતનો ભાર ઉપાડીને જીવવાનું એને કપરું લાગ્યું.' આ વિધાનોમાં સમયનો ઓથાર એને કેવો તો પીડે છે એ સ્પષ્ટ થવા ઉપરાંત વેદનાનો ક્રોસ ઊંચકીને એકલા ચાલવાની એની પીડા પણ વ્યંજિત થાય છે.

રસ્તે મળી ગયેલા સુહાસ સાથે એને ઘેર જતો પ્રફુલ્લ પલાયન સાધવા પોતાની જાત એને સોંપી દે છે. વાતોમાં, હાસ્યના ફુવારામાં એ તથ્યની સીમા વળોટી જવા માગે છે. 'ચીનની શાહજાદીનું નિમંત્રણ છે. ત્યાં જવું પડશે... કામરુદેશની રાણીની આંખમાંથી મોતીની વર્ષા વરસે છે. એ ઝીલું નહીં ત્યાં સુધી એ વૃષ્ટિ અટકે એમ નથી... ત્યાંથી જરા ઉર્વશીનો પગ મચકોડાઈ ગયો છે તે સરખો કરવા જવાનું છે...' પણ ઊછળતા હાસ્યમોજાં વચ્ચે મિત્રપત્નીનો માયા વિશેનો પ્રશ્ન એને કપોળકલ્પનાના જગતમાંથી વાસ્તવની ધરતી પર પાછો લાવે છે. અહીં 'તથ્યની સીમામાંથી એ ભાગ્યો' એવું બોલકું વિધાન કરવાની જરાય જરૂર નો'તી. એ આપોઆપ વ્યંજિત થાય જ છે.

વાર્તાનાયકમાં ઘટનાનો સ્વીકાર કરવા જેટલી હિંમત નથી એટલે જ તો એ વાસ્તવથી પલાયન સાધે છે. વિદ્રોહની તાકાત પણ નથી. એટલે તો એકલો ઘરે જવા તૈયાર નથી. એટલે તે જ્યારે સુહાસ તરફ જુએ છે ત્યારે એની દૃષ્ટિમાં વફાદાર કૂતરાની આંખમાં માલિકને અમુક જગ્યાએ લઈ જવા માટેની જે નિઃશબ્દ વિનંતી હોય છે તે હતી. ને એટલે જ વફાદાર

કૂતરો જેમ માલિકને કપડું મોઢામાં ઘાલીને ખેંચે તેમ એ સુહાસને સાથે ખેંચતો જાય છે. ફરી સમય એના પર તોળાઈ રહે છે. હવે બંને હેબતાયેલા છે. જે ઘટનાનો સામનો કરવા જઈ રહ્યા છે તેના ઓથાર તળે બેઉ મૂક થઈ ગયા છે. દસ મિનિટનો રસ્તો પૂરો કરતાં જાણે ખગોળની પ્રદક્ષિણા કરી વળ્યા હોય એવું લાગે છે. સુહાસના ઘરમાં જવાની સાથે જ માયાનું મુક્ત હાસ્ય થંભી જાય છે. બે પડછાયાનું એકમેક સાથે લડવું ને પછી સંભળાતી ચીસ નાયકને અંદર તેડી જાય છે. પણ ત્યારે એને લાગે છે કે 'એ બહાર રહી ગયો હતો ને એનો પડછાયો જ અંદર પ્રવેશ્યો હતો.' અહીં એની સ્વ સાથેની વિચ્છિન્નતા પ્રગટ થાય છે. ('માનીતી-અણમાનીતી'માં આ વિધાન જે રીતે છપાયું છે તેને કારણે અલગ અર્થઘટનની શક્યતા ઊઘડે છે.)*

આ વાર્તામાં અભિવ્યક્તિની બદલાયેલી તરાહ જોઈ શકાય છે. વ્યક્તિની અંગત વેદનાને વાચા આપવા મથતા લેખકે શક્ય તેટલી વિગતો ટાળી છે. જોકે અમુક સ્પષ્ટતા કર્યા વગર તોય એમનાથી નથી રહી શકાયું. દા.ત.વાર્તાનાયકનો કાળ સાથેનો તૂટી જતો નાતો, વાસ્તવથી પલાયન સાધવાની એની વૃત્તિને લેખકે સ્પષ્ટ વિધાનોમાં મૂકી આપી છે. વર્તમાનમાં પાછા ફરવા માટેની ઘટનાઓની યાદી પણ અનિવાર્ય નથી બની શકતી. ટૂંકમાં સુરેશ જોષીને અભિપ્રેત માપદંડથી આ વાર્તા છેટી રહી જાય છે પણ 'ગૃહપ્રવેશ' સંગ્રહની દૃષ્ટિએ સર્જકનો વિકાસ આ વાર્તામાં ચોક્કસપણે જોઈ શકાય છે.

'થીંગડું' વાર્તા સરળ કથનાત્મક શૈલીએ આલેખાઈ છે. ત્રીજો પુરુષ કથનરીતિ પસંદ કરતા સર્જકે દૃષ્ટાન્તકથાની મદદથી લાગણીનું પ્રતિરૂપ શોધવાની કોશિશ કરી છે. વાર્તામાં વાર્તાનો ઉપયોગ કરવાની પ્રયુક્તિ ગુજરાતી વાર્તા માટે જરાય નવી નથી. દ્વિરેફ 'મુકુંદરાય'માં કળાત્મક રીતે લાગણીનું પ્રતિરૂપ શોધી શક્યા છે. જયંતિ દલાલે 'જગમોહને શું જોવું ?'માં જાપાની વાર્તાનો ઉપયોગ કર્યો છે. પણ ત્યાં મૂળ વાર્તાની કળાત્મકતા પાસે

---

* એ અંદર ગયો, ત્યારે એને લાગ્યું કે એ બહાર આવ્યો હતો ને એનો પડછાયો અંદર પ્રવેશ્યો હતો. ('માનીતી'...૫)

દલાલની વાર્તા જરાક ઝાંખી પડી જતી લાગે. મડિયા 'કાકવંધ્યા'માં ફિલમનો આવો ઉપયોગ કરે છે. પણ પાત્રના પ્રશ્ન કે તેના સંવેદનાવિશ્વ કશા સાથે આ ફિલમનો મેળ ખાતો નથી. સુરેશ જોષી પોતે ઉપજાવી કાઢેલી કથાને જ દૃષ્ટાન્તકથા તરીકે ખપમાં લે છે. અહીં નાયક પ્રભાશંકરની વેદનાની પડછે સમગ્ર માનવજાતની વેદનાની વાત આલેખવાની મથામણ છે.

મોટા દીકરાના મૃત્યુ પછી મૂંગા થઈ ગયેલા 'થીંગડું' વાર્તાના પ્રભાશંકર પત્નીના મૃત્યુ પછી ઉપેક્ષિત જિંદગી જીવે છે. બે દિવસથી દીકરા હસમુખને પાન લાવવાનું યાદ કરાવ્યા છતાં એ ભૂલી જતો હતો. પુત્રવધૂને કહી કહીને થાક્યા પછી પ્રભાશંકરને ધ્રૂજતે હાથે થીંગડું મારવા બેસવું પડે છે. પ્રભાશંકર ઘરમાં કઈ હદે ઉપેક્ષિત હશે તેનું સૂચન આ વિગતોથી થાય છે. ચીમળાઈ ગયેલા અર્ધા પાનને બે ટુકડામાં વહેંચતા પ્રભાશંકરને કદાચ ખાતરી છે કે દીકરો હજીયે ભૂલી જ જવાનો. પત્નીનો સાથ છૂટ્યે હજી વરસ જ થયું છે. એના વગર જીવવાની હજી આદત નથી પડી. ડગલે ને પગલે પત્ની યાદ આવે છે. ફાટેલ કોટ પહેરી બહાર નીકળતી વખતે એવો ભાસ થાય છે જાણે પત્ની હાથ પકડી ફાટેલ કોટ બતાવી રહી છે ને ભૂતકાળનાં સુખદ સંસ્મરણોમાં સરી જતા પ્રભાશંકર લાચારીથી કહી ઊઠે છે. 'કોટ ફાટ્યો છે એમ કહેવું છે ને ? તે શું થીંગડું મારું ? પણ સોયદોરો ક્યાં છે ?' એક સાંધે ત્યાં તેર તૂટે એવા પ્રભાશંકરના સંસારને પારવતી જીવી ત્યાં સુધી થીંગડાં મારતી રહેલી. 'થીંગડું' શબ્દની સાથે આમ જોઈએ તો પ્રભાશંકરના સુખદ અધ્યાસો સંકળાયેલા છે. જીવનના આકરા તાપમાં પારવતી 'થીંગડાં મારતા હું નહીં થાકું, તમે કહેશો તેટલાં થીંગડાં મારી આપીશ' કહીને અર્ધો ભાર વહેંચનારી બની હતી.

સોયદોરો જડી જતા થીંગડું મારવા બેઠેલા પ્રભાશંકરને સોયના નાકામાં દોરો પરોવી આપવા પડોશના મનુને વિનંતી કરવી પડી. મનુએ વાર્તા કહેવાની શરતે દોરો પરોવી આપ્યો. સૂઝે તેવા બખિયા ભરતા પ્રભાશંકર મનુને રાજકુંવર ચિરાયુની વાર્તા કહે છે. ચિરાયુની કંચન જેવી રૂપાળી કાયા કદી ન કરમાય એની ચિંતામાં રાજારાણી નગરમાં આવેલા સિદ્ધપુરુષ પાસે રાજકુમારના ચિરયૌવનનું વરદાન માગે છે. સિદ્ધપુરુષ એક ચમત્કારી વસ્ત્ર

આપે છે. એ વસ્ત્ર જ્યાં સુધી અંગ પર રહેશે ત્યાં સુધી રાજકુમારની કાયા કંચન જેવી રહેશે. કાળની એના પર કશી અસર થશે નહિ. પણ જો રાજારાણી રાજકુમાર વિશે કંઈ ખરાબ વિચારશે તો વસ્ત્રમાં કાણું પડશે. ને વસ્ત્ર સાંધવાનું કામ ભારે વિકટ છે. એ સાંધવા માટેની બે શરત સિદ્ધ કહી બતાવે છે.

૧. એ સાંધવાને જેટલા ટાંકા ભરવા પડે તેટલાં વરસ કોઈ આપી દેવા તૈયાર થાય તો તે એને સાંધી શકે.

૨. વરસો આપનારે એ વરસો દરમિયાન કશું પાપ ન કર્યું હોવું જોઈએ. એ વરસો કશાય કલંક વગરનાં હોવાં જોઈએ.

રાજારાણી શરત સાંભળ્યા પછી પણ હા પાડે છે. સિદ્ધપુરુષ એમને ફરી એક વાર વિચારી લેવા કહે છે. કારણ કે જો 'રાજકુમારના વસ્ત્રમાં કાણું પડશે તો વીતેલાં બધાં વરસોની અસર એકસાથે એની કાયા પર થશે. અને જ્યાં સુધી એ વસ્ત્ર એના શરીર પર હશે ત્યાં સુધી એ મરશે નહિ.' આપણે જોઈ શકીએ છીએ કે અહીં વસ્ત્ર કાઢીને ફેંકી ન શકાય એવી શરત છે જ નહીં. પણ આ વસ્ત્ર માણસની જિજીવિષાનું પ્રતીક છે. મૃત્યુ નિશ્ચિત છે એવું જાણવા છતાં માણસ જીવવાનો મોહ નથી છોડી શકતો એ અસંગતિને વ્યંજિત કરે છે આ વસ્ત્ર.

જુવાનીના તોરમાં છકી ગયેલ ચિરાયુ માટે વૃદ્ધ રાજારાણી અવળું બોલી ગયા ને એના વસ્ત્રમાં કાણું પડી ગયું. તરત જ વીતેલાં વરસોની સામટી અસરને કારણે એની ચામડી ઝૂલી પડી, શરીરે પરું દૂઝતાં ઘરાં ઊભરાઈ ઊઠ્યાં ને એને જોઈને લોકો મોં ફેરવી લઈ નાસવા લાગ્યા. રાણી સહિત બધા નગરજનોએ એનું વસ્ત્ર સાંધવા કોશિશ કરી જોઈ પણ વ્યર્થ. ચિરાયુ વસ્ત્ર સાંધી આપનારની શોધમાં નીકળી પડે છે, એવું સાંભળતાની સાથે જ મનુ બાળક જ પૂછી શકે એવો સહજ પ્રશ્ન પૂછે છે : 'પણ એણે એ વસ્ત્ર ઉતારીને ફેંકી કેમ ન દીધું ?' આ પ્રશ્ન જિજીવિષાના પ્રદેશમાં પગ મૂકવાનો બાકી હોય એવું બાળક જ પૂછી શકે. આટલી ઉપેક્ષિત જિંદગી જીવ્યે જતા પ્રભાશંકર શું જવાબ આપે ? એ વાર્તા આગળ વધારે છે. ચિરાયુને મનમાં એવો લોભ છે કે કદાચને કોઈ સાંધનાર મળી જાય તો જુવાની પાછી મળી જાય. એટલે એ ભટકતો ફરે છે ને પૂછતો રહે છે : 'થીંગડું મારી આપશો ?'

મૃત્યુથી નાસતા, અમર થવા ફાંફાં મારતા દરેક માનવીની રઝળપાટ અહીં વ્યંજિત થાય છે. વાર્તા પૂરી થતા મનુ ઉત્સાહથી બોલી ઊઠે છે : 'દાદા, તમને જો એ કોઈ વાર દેખાય તો મને બોલાવજો. આપણે બે મળીને એનું રેશમી વસ્ત્ર ઉતારીને ફેંકી દઈશું. પછી એને રખડવાનું તો મટશે ખરું ને ?'

આ વાર્તા કહેવાતી કહેવાતી આલેખાતી ગઈ છે. પરંપરાગત વાર્તાનું story telling અહીં પ્રયુક્તિ તરીકે ખપમાં લેવાનું છે. વાર્તાના પૂર્વાર્ધમાં આવતી પ્રભાશંકર અને પારવતીના ઘરસંસારની વિગતોમાંથી પ્રસન્ન નહીં તોય સુમેળભર્યા દાંપત્યની ફોરમ તો આવે જ છે. પારવતીના મૃત્યુ પછી સાવ એકલા પડી ગયેલા, પુત્ર-વહુથી ઉપેક્ષાયેલા પ્રભાશંકરની એકલતા અને જીવ્યે જવાની એમની લાચારી આપણને ઊંડે સુધી સ્પર્શી જાય છે. 'જાણે કોઈ નાગણે બટકું ભરી અંધારના ઝેરની કોથળી ઠાલવી દીધી. એ ઠલવાયેલો અંધકાર પ્રભાશંકરને પણ ચારે બાજુથી ઘેરી વળ્યો.' અંધકાર સાથે સંકળાયેલી સુરેશ જોષીની રંગદર્શિતા આ કલ્પનમાં અલોપ થઈ ગઈ છે. આ અંધકાર પ્રભાશંકરને ઘેરી વળેલ શૂન્યનો છે. પ્રભાશંકરની એકલતા, એને ઘેરી વળેલ શૂન્યના રસ્તે વાર્તા આગળ વધી હોત તો પરિણામ કદાચ વધુ સારુ આવ્યું હોત.

ચિરાયુની વાર્તા અહીં થીંગડા જેવી જ રહી છે. થીંગડું આમ પણ મૂળ કાપડથી અલગ રહેવા સર્જાયું હોય છે. ગમે તેવો બખિયો મારો તો પણ એ અલગ તરી આવવાનું. ચિરાયુની દૃષ્ટાન્તકથાનું પણ કંઈક એવું જ થયું છે. 'ચિરાયુની વાર્તા પ્રભાશંકરની વેદનાને દ્રઢાવે છે' એવું સુમન શાહ કહે છે. (સુરેશ જોષીથી સુરેશ જોષી - ૧૮) 'કૃતિના સંવિધાનમાં, બે ભિન્ન વૃત્તાંતોનું સંયોજન જેટલું કળાત્મક છે તેટલું જ અર્થસંપન્ન છે' એવું પ્રમોદકુમાર પટેલ પણ કહે છે. (કથાવિવેચન પ્રતિ-૨૦૫) પરંતુ મને આ વાર્તામાં વાર્તાની પ્રયુક્તિ સાર્થક સિદ્ધ થતી હોય એવું લાગતું નથી. વાર્તાને અંતે, ખાસ કરીને ચિરાયુની કથામાં માનવઅસ્તિત્વની સંકુલ અનુભૂતિ વ્યક્ત થઈ છે એ વાત સાચી પણ પ્રભાશંકરની વેદના સાથે ચિરાયુની સમસ્યાનું અનુસંધાન સધાતું નથી. પ્રભાશંકરનો પ્રશ્ન એકલતા છે. ઉપેક્ષિત જિંદગી છે. ચિરાયુનો પ્રશ્ન જિજીવિષા છે. હા, જિંદગીનું વસ્ત્ર ફેંકી શકાય તો છુટકારો થાય એટલી દૃષ્ટિ પ્રભાશંકરને મનુ પાસેથી મળી એવું કહેવું

હોય તો કહી શકાય. વળી પાપ ન કર્યું હોય એવા માણસની શોધ, પાપ ન કર્યું હોય એ જ પથ્થર મારે વાળી વાતનો અધ્યાસ જગાડવા સિવાય કઈ રીતે ઉપકારક બને છે ? વસ્ત્ર ન સંધાય ત્યારે 'રાજારાણી પાપમુક્ત થોડાં જ હતા !' એવા ખુલાસાની જરાય જરૂર નથી. એ સ્વયંસ્પષ્ટ છે. ને ધારો કે વાર્તા સાંભળનાર બાળક છે એટલે આવો ખુલાસો જરૂરી બને એવું માનીએ તો શિરીષ પંચાલના આ વિધાનનું શું કરીશું ? એમણે લખ્યું છે, 'મનુને એટલું તો અભિજ્ઞાન છે જ કે હવે પાપમુક્ત એવી કોઈ વ્યક્તિ જ નથી એટલે ચિરાયુનું વસ્ત્ર સાંધી જ ન શકાય. (માનીતી-અણમાનીતી-૧૫૦) મનુની ઉંમર માટે આ અભિજ્ઞાન જરા આરોપિત નથી લાગતું ? જિંદગીનું વસ્ત્ર કાઢીને ફેંકી દેવાની વાત સહજપણે માત્ર બાળક જ કરી શકે. કારણ કે હજી ઇચ્છાઓના પ્રદેશમાં તેનો પ્રવેશ નથી થયો હોતો.

બે ભિન્ન કથાનકની સન્નિધિથી પ્રતીકાત્મકતા સિદ્ધ થઈ શકે, કૃતિ કળાત્મકતાને વરી શકે. પણ 'થીંગડું' વાર્તામાં એવું થઈ શક્યું નથી. વાર્તામાં વાર્તા પ્રયોજતા સર્જક પ્રયોગ સ્તરે રહી ગયા છે. કારણ કે બેઉ વાર્તાઓનું અનુસંધાન થઈ શક્યું નથી. હા, આવા પ્રયોગનું કળાત્મક વાર્તારૂપે પરિણામ સુરેશ જોષીને 'એકદા નૈમિપારણ્યે'માં મળે છે. પણ આ વાર્તામાં તો બે કથાનક એકબીજાથી અલગ જ રહી ગયા છે. તાણીતુસીને બેઉ વાર્તાનું અનુસંધાન સિદ્ધ કરવું હોય તો સિદ્ધ થઈ શકે. પણ એના કરતાં 'થીંગડું' સુરેશ જોષીની એક નબળી વાર્તા છે એવું સ્વીકારવું મને વધુ સલાહભર્યું લાગે છે. કારણ કે અહીં પાત્રના પ્રશ્ન અને તેના વેદનાજગતનો ચિરાયુની કથા સાથે મેળ નથી ખાતો.

અને છેલ્લે, એક વાતનો અફસોસ થાય છે કે સુરેશ જોષીએ થોડીક નીવડેલી ગુજરાતી ટૂંકી વાર્તાઓ લઈને પ્રત્યક્ષ વિવેચન કર્યું હોત તો એમનો અસંતોષ તરત સમજાત, એમના આગ્રહો વધુ સ્વીકાર્ય બન્યા હોત, અને એમની પ્રસ્થાપનાઓ સામે કદાચ વિરોધ થયો જ ન હોત.

(૬-૭ જાન્યુઆરી૨૦૦૧ના રોજ મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ તરફથી યોજાયેલ સેમિનારમાં વંચાયેલ પેપર.)

કાવ્યાસ્વાદ / શિરીષ પંચાલ

## તને જોઈ જોઈ તો ય તું અજાણી

તને જોઈ જોઈ તો ય તું અજાણી,
(જાણે) બીજને ઝરૂખડે ઝૂકી'તી પૂર્ણિમા
ઝાઝેરો ઘૂમટો તાણી.

વ્યોમ ને વસુંધરાની કન્યા કોડામણી,
તું તો છે સંધ્યાની શોભા સોહામણી,
લોચને ભરાય તો ય દૂર દૂર ધામની;
વાયુની લ્હેર સમી અંગને અડી છતાં ય
બાહુને બંધ ના સમાણી.

પોઢેલો મૃગ મારા મનનો મરુવને,
જલની ઝંકોર તારી જગાવી ગૈ એહને;
સીમ સીમ રમતી તું, ના'વતી જરી કને;
સાબરનાં નીતરેલ નીર તું ભલે હો, આજ
મારે તો ઝાંઝવાનાં પાણી.

રાજેન્દ્ર શાહ
(સંકલિત કવિતા - પૃ.૭૦-૧)

'અજાણી'ની હવે ઓળખ આમ અપાઈ :

'તું તો છે સંધ્યાની શોભા સોહામણી.'

આકાશ-પૃથ્વી અને હવે એમાં તેજ તત્ત્વ ઉમેરાયું, પણ એ તેજ તત્ત્વ એટલે ક્ષણબેક્ષણનું તેજ – સંધ્યાસમય તો ઝાઝો રહે જ કેવી રીતે? ('વિખૂટા પડતાં' નામની રચનામાં નાયક પ્રિયા સાથેના મિલનને બીજના ચંદ્રનું તથા શુક્રના મિલન સાથે સરખાવે છે. એ મિલનો પણ ક્વચિત ક્વચિત થતાં હોય છે.) વળી હવે આ બીજી કંડિકામાં જોયા છતાં અજાણી રહેતી પ્રિયતમાનું રહસ્ય ખુલ્લું થાય છે. નાયિકામાં પાર્થિવ (વસુંધરા) અને અપાર્થિવ (વ્યોમ)નો, મૂર્ત-અમૂર્તનો સમન્વય થયો છે, એનો પાર્થિવ અંશ પણ સામાન્ય કે સ્થૂળ નથી, વસુંધરાને કારણે એ સમૃદ્ધ છે અને વળી સન્ધ્યાના તેજથી મઢેલી છે, પણ એ સાન્ધ્ય તેજ હોવાને કારણે ઘડી બે ઘડીનું દર્શન છે, એને કારણે નાયકને ધરવ થતો નથી અને એટલે જ

'લોચને ભરાય તો ય દૂર દૂર ધામની';

નિકટતા અને દૂરતાં પંક્તિના આરંભે અને અંતે આવતા હોવાથી વધુ ઉત્કટતાથી સ્પર્શે છે, વળી વસુંધરા તત્ત્વને કારણે નિકટતા અને વ્યોમતત્ત્વને કારણે દૂરતાનાં પરિમાણ નાયિકામાં પ્રગટેલાં છે. કાવ્યની પહેલી પંક્તિનો ભાવ વળી આ પંક્તિમાં ઘેરો થાય છે, એ માત્ર પુનરાવર્તન બની રહેતું નથી. બહુ સ્પષ્ટ નહીં એવો વિષાદનો સૂર પ્રગટ્યા વિના રહેતો નથી.

આકાશ, પૃથ્વી, તેજ તત્ત્વોમાં હવે વાયુનું તત્ત્વ નાયિકામાં ઉમેરાય છે, અને નાયકની અધૂરી રહી ગયેલી ઇચ્છા અને એને કારણે પ્રગટેલા વિષાદ વિશેનો પહેલો સંકેત પ્રાપ્ત થાય છે. પવનની લહેરખીની જેમ નાયકના અંગને આછી અડી જાય છે, એનામાં નાયકના જેવી ઉન્મત્તતા-ઉત્કટતા નથી એટલે જ એને 'વાયુની લહેરખી' સાથે સરખાવે છે. નાયક પાર્થિવ જગતનો છે એને કારણે તો એને પ્રિયાની કાયાની ઝંખના છે, પણ આલિંગન સુધીની ભૂમિકા બંધાતી જ નથી. આ હતાશા કે વિફળતાના ભાવને સહેજેય અતિરંજિત બન્યા વિના આલેખવામાં આવ્યો છે.

ગીતના છેલ્લા ખંડમાં આગલા બધા જ વિરોધ, ખૂટતી વિગતો આપવામાં આવી છે. કાવ્યમાં પહેલેથી જ પ્રાકૃતિક પ્રતીકોનો વિનિયોગ કરવામાં

આવ્યો છે, એટલે છેલ્લે પણ એવાં જ પ્રાકૃતિક પ્રતીકોનો વિનિયોગ થયો છે. એ રીતે સાતત્ય રહે છે, અને આગલી પંક્તિઓનો વિરોધ 'મરુવન' જેવા સમાસમાં પરાકાષ્ઠાએ પહોંચે છે. નાયિકામાં આકાશ, પૃથ્વી, તેજ અને વાયુ હતાં, હવે એમાં જળતત્ત્વ ઉમેરાય છે, આમ પાંચ તત્ત્વોની લીલા પૂરી થઈ, નાયકનો મનમૃગ મરુ-વનમાં સૂઈ ગયેલો હતો, એને જળની ઝંકોર જગાડે છે. પણ મરુ, મૃગ, જળ : આ બધા શબ્દો છેલ્લી પંક્તિના 'ઝાંઝવાનાં પાણી'ની પૂર્વભૂમિકા રચી આપે છે; સીમાડે રમતી નાયિકા નાયક સુધી આવી જ નહીં, નાયકને તો પૂરેપૂરી મૂર્ત નાયિકા જોઈતી હતી, જેને એ પોતાની સમગ્ર ચેતના વડે પામી શકે – તો જ એને ઓળખી શકાય, જાણી શકાય, માણવાની સાથે જ જાણવાની વાત હોય છે. પણ નાયિકા તો એક ભ્રાંતિરૂપ જ રહી જાય છે, અને એ ભ્રાંતિરૂપને કારણે એ અજાણી રહી ગઈ.

એક સાદું સીધું લાગતું ગીત ક્યારેક તો આપણને જુદી જ સમૃદ્ધિ સંપડાવી આપતું હોય છે એ વાત અહીં જોવા મળી છે.

એપ્રિલ, ૨૦૦૧ : ૧૯

આવ્યો છે, એટલે છેલ્લે પણ એવાં જ પ્રાકૃતિક પ્રતીકોનો વિનિયોગ થયો છે. એ રીતે સાતત્ય રહે છે, અને આગલી પંક્તિઓનો વિરોધ 'મરુવન' જેવા સમાસમાં પરાકાષ્ઠાએ પહોંચે છે. નાયિકામાં આકાશ, પૃથ્વી, તેજ અને વાયુ હતાં, હવે એમાં જળતત્ત્વ ઉમેરાય છે, આમ પાંચ તત્ત્વોની લીલા પૂરી થઈ, નાયકનો મનમૃગ મરુ-વનમાં સૂઈ ગયેલો હતો, એને જળની ઝંકોર જગાડે છે. પણ મરુ, મૃગ, જળ : આ બધા શબ્દો છેલ્લી પંક્તિના 'ઝાંઝવાનાં પાણી'ની પૂર્વભૂમિકા રચી આપે છે; સીમાડે રમતી નાયિકા નાયક સુધી આવી જ નહીં, નાયકને તો પૂરેપૂરી મૂર્ત નાયિકા જોઈતી હતી, જેને એ પોતાની સમગ્ર ચેતના વડે પામી શકે – તો જ એને ઓળખી શકાય, જાણી શકાય, માણવાની સાથે જ જાણવાની વાત હોય છે. પણ નાયિકા તો એક ભ્રાંતિરૂપ જ રહી જાય છે, અને એ ભ્રાંતિરૂપને કારણે એ અજાણી રહી ગઈ.

એક સાદું સીધું લાગતું ગીત ક્યારેક તો આપણને જુદી જ સમૃદ્ધિ સંપડાવી આપતું હોય છે એ વાત અહીં જોવા મળી છે.

## મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

૬

પર્વતના પેટાળમાં આવેલી આ ગુફામાંથી બહાર પ્રતીક્ષા કરી રહેલા બે જણ પાસે પહોંચી જઈએ તો આરંભનો થોડો કાળ તો બંનેએ કેવળ નિઃશબ્દ રહીને ગાળ્યો એ જાણી આશ્ચર્ય ન થવું જોઈએ કિન્તુ પછી તો તેઓ પ્રશ્નો ઉચ્ચારવા માંડ્યા. આમ તો શ્રીદામન કાલીમંદિરમાં જઈ કેવળ દર્શન કરવા જ ઈચ્છતો હતો; તો પછી હવે ત્યાં આટલું લાંબું કેમ રોકાયો છે ? નંદની પાછળના ભાગમાં ગાડામાં બેઠેલી લાવણ્યમયી સીતા ઘડીમાં એની ગરદન તરફ અને ઘડીમાં નીચે પોતાના ખોળામાં જોતી કશું બોલ્યા વિના બેસી રહી – અને અજનાસિકાવાળો પુષ્ટ હોઠવાળો નંદ પણ માફાએ જોડેલા બે બળદની દિશામાં જોતો બેસી રહ્યો. પરંતુ આખરે અસ્વસ્થ બની બંને પોતપોતાની જગાએ આમતેમ હલનચલન કરવા માંડ્યાં. થોડી વાર પછી નિશ્ચય કરી નંદ પાછળ ફર્યો અને યુવાન પત્નીને પૂછ્યું,

'તને કંઈ સૂઝે છે ? આપણને શા માટે રાહ જોવડાવી રહ્યો છે ? અને આટલા લાંબા ગાળા સુધી એ ત્યાં શું કરી રહ્યો છે ?'...

'મને તો કાંઈ સૂઝતું નથી, નંદ.' સીતાએ કંપિત અને લયાન્વિત મધુરા સ્વરે એને જવાબ આપ્યો – જે સાંભળવાથી એ ભય અનુભવતો હતો...

સીતાએ ઉત્તરમાં વ્યર્થ રીતે એનું નામ પણ ઉમેરી દીધું હતું અને એ પણ એની ભીતિનું કારણ હતું – કારણ કે નામનો ઉલ્લેખ કરવાનું અનાવશ્યક હતું અને એણે પોતે પણ 'શ્રીદામન ક્યાં છે?' એવું નહીં પણ 'એ ક્યાં છે?' એમ પૂછ્યું હતું.

એણે આગળ ચાલતાં કહ્યું, 'મને પણ ક્યારનું આશ્ચર્ય થાય છે – હું પણ ક્યારની વિચારી રહી છું. અને પાછળ ફરીને જો તેં મને પૂછ્યું ન હોત તો થોડી જ વારમાં મેં તને પૂછ્યું હોત.'

પોતાના મિત્રને થયેલા વિલંબથી ચકિત થઈને, પરંતુ અંશતઃ તો કદાચ સીતા કાયમ અનાવશ્યક શબ્દો પ્રયોજતી હતી એના નિવારણ માટે એણે માથુ ધુણાવ્યું. જ્યારે તેઓ શ્રીદામનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં ત્યારે 'પાછળ ફરીને' કહેવું પર્યાપ્ત હતું પરંતુ મધુર કંપનવાળા અને કિંચિત્ આયાસવાળા સ્વરમાં ઉચ્ચારાયેલું 'મને' તો સાચું હોવા છતાં અનાવશ્યક અને સાથે આપત્તિકર પણ હતું.

રખેને એ પોતે પણ અસ્વાભાવિક સ્વરમાં બોલી ઊઠે અથવા એને નામ દઈને સંબોધી બેસે એવી આશંકાથી એ કશું બોલ્યો નહીં. કારણ કે એણે સ્થાપેલા ઉદાહરણને અનુસરવા માટે જાણે એને લોભાવવામાં આવ્યો હતો. થોડા સમય શાંત રહ્યા પછી એણે જ સૂચન કર્યું –

'હું તને કહું છું, નંદ, કે તું એની પાછળ જા, એ ક્યાં છે તેની તપાસ કર તથા જો પ્રાર્થના કરતાં એ જાતને વિસરી ગયો હોય તો તું તારી બલિષ્ઠ ભુજાઓ વડે એને હચમચાવી નાખ – આપણે હવે વધારે સમય પ્રતીક્ષા કરી શકીએ નહીં. આપણને અહીં બેસાડીને આમ એનું ચાલ્યા જવું વિચિત્ર છે. સૂર્ય જ્યારે ઊંચે ચઢી રહ્યો છે ત્યારે આપણને સમય વ્યર્થ કરવાનું પાલવે નહીં. માર્ગ ભૂલી જવાથી આપણે એક તો પહેલેથી જ મોડા પડ્યા છે અને મારાં માતાપિતા મારી ચિંતા કરવા લાગ્યાં હશે કારણ કે તેઓ મારા માટે પુષ્કળ મમત્વ ધરાવે છે. નંદ, કૃપા કરીને જા. એને આવવાની ઇચ્છા ન હોય અને થોડો વિરોધ કરે તો પણ તું એને બળપૂર્વક લઈ આવ. તું એના કરતાં વધારે બળવાન છે.'

'ભલે, હું જઈને એને લઈ આવું છું,' નંદે ઉત્તર આપ્યો. 'અલબત્ત

મૈત્રીદાવે જ. મારે તો એને સમયનું સ્મરણ કરાવવાની જ આવશ્યકતા છે. માર્ગ ચૂક્યા એ તો મારી ભૂલ હતી. જવાનો વિચાર તો મને ક્યારનો ય આવ્યો હતો પણ તને કદાચ એકલા પ્રતીક્ષા કરવાનું નહીં ગમે એવી મને ભીતિ હતી. પરંતુ એ તો માત્ર થોડી ક્ષણો માટે જ.'

આમ કહીને એ ચાલકની જગાએથી નીચે ઊતર્યો અને મંદિરની દિશામાં ઉપર ચઢવા લાગ્યો.

અને આપણે તો જાણીએ છીએ કે ત્યાં જઈને એ કયું દૃશ્ય જોવાનો છે ?

આપણે સભાગૃહમાં અને પછી દ્વારમંડપમાં અને અંતે ગર્ભગૃહમાં એની સાથે જવું જોઈએ જ્યાં એ સંપૂર્ણ અભાનપણે પસાર થઈ રહ્યો હતો. ત્યાં એ કાંપી ઊઠ્યો, હાલી ઊઠ્યો; અને શ્રીદામનની માફક જ બે લિંગાકાર પત્થરોને પકડવાની મથામણમાં, એના કંઠમાંથી એક મંદ અને વ્યાકુળ ચિત્કાર નીકળી પડ્યો. પરંતુ શ્રીદામનની ભીતિ તથા વ્યાકુળના મૂર્તિને જોવાથી હતી જ્યારે નંદની ભીતિ ફરસ ઉપરના દૃશ્યને કારણે... ત્યાં એનો મિત્ર; કંઠે વીંટાળેલું ઉપવસ્ત્ર ઢીલું થઈ ગયું છે એવો ધડમાંથી કપાઈ ગયેલો મુલાયમ ચહેરો – ત્યાં સામે પડ્યો હતો અને એનું લોહી અનેક માર્ગે કુંડ તરફ વહી જતું હતું.

બિચારો નંદ હાથીના કાનની માફક કાંપી ઊઠ્યો. મુદ્રિકા ધારણ કરેલી આંગળીઓવાળા હાથ એણે કપોલ ઉપર મૂક્યા અને રૂંધાયેલા અવાજમાં એના મિત્રનું નામ વારંવાર એના પુષ્ટ હોઠો વચ્ચેથી નીકળી ગયું. નીચે જમીન પર પડેલા બે ભાગમાંથી કોને આલિંગવું અથવા કોને સંબોધવું એ ન સમજતાં એણે નીચે વળી માત્ર વિવશતાનો ચાળો કર્યો. નિઃશંક રીતે એ જ પ્રધાન ભાગ હોવાને કારણે એ અંતે શીર્ષ તરફ વળ્યો. અતિ રુદનને કારણે એનું મુખ વિકૃત થઈ ગયું હતું. નીચે નમી એ બોલ્યો. એક હાથ એણે શરીર પર મૂક્યો અને બોલતાં બોલતાં વારે ઘડીએ મસ્તક તરફ જોવા લાગ્યો.

ડૂસકાં ખાતા એ બોલ્યો, 'શ્રીદામન, પ્રિય બંધુ, આ તેં શું કર્યું ? આવું દારુણ કૃત્ય પોતાના જ હાથ વડે કરવા માટે તેં તારી જાતને કેવી રીતે તૈયાર કરી ? તારા માટે તો એનું શું મહત્ત્વ હોઈ શકે ! કોઈએ તને આ કૃત્ય કરવા માટે પ્રેર્યો પણ નથી. છતાં તેં એને સિદ્ધ કર્યું. તારા આત્માનો હું સદૈવ

પ્રશંસક રહ્યો છું. હવે અશ્રુપૂર્ણ આંખે મારે તારા દેહની પણ પ્રશંસા કરવી પડશે કારણ કે તું અત્યંત દુષ્કર એવું આ કૃત્ય તું કરી શક્યો છે ! પરંતુ આ નિર્ણય સુધી પહોંચતાં તારી ભીતર શું નું શું થયું હશે ! પોતાનો વધ કર્યો એ પૂર્વે તારી છાતીમાં ઉદારતા અને હતાશા અંતિમ અર્પણના એક યુગલ નૃત્યમાં કેવાં પ્રવૃત્ત થયાં હશે ! હા ધિક્, હા ધિક્ ! ઉમદા મસ્તકને સુકુમાર દેહથી વિચ્છેદી નાખ્યું ! જ્યાંથી એ વિચ્છેદાયું છે ત્યાં હજુ મૃદુ માંસલતા ટકી રહી છે, પરંતુ તારા ઉમદા મસ્તકથી વિભક્ત અને સંવેદનાથી પણ વિભક્ત. કહે, મારો કોઈ અપરાધ થયો છે ? સાચ્ચે જ મારા કોઈ કર્મથી નહીં તો મારા અસ્તિત્વ માત્રથી પણ હું તારા મૃત્યુ માટે અપરાધી નથી ? અને હા, મારું મસ્તક હજુ વિચારી શકે છે એટલે તું જે રીતે વિચારે એમ વિચારવાનો યત્ન કરું છું, અને શાણપણને કારણે તેં કર્મજન્ય અપરાધ કરતાં અસ્તિના અપરાધને વધારે મૂળભૂત લેખ્યો હોત. પરંતુ કર્મ કરવાથી બચ્યા રહેવાથી વિશેષ કયું કર્મ કરી શકાય ? રખેને મારા અવાજમાં ચાંપલૂશી આવી જાય એ ડરે હું બને તેટલી હદે શાંત નિઃશબ્દ રહ્યો છું. અનાવશ્યક એવો એક શબ્દ પણ હું બોલ્યો નથી, કે સંબોધન વખતે મેં એના નામનું ઉમેરણ પણ કર્યું નથી. અન્ય કોઈ સાક્ષી તો છે જ નહીં, હું જ મારો પોતાનો સાક્ષી છું કે એણે તારાં છિદ્રો શોધવા માંડ્યાં ત્યારે પણ મેં લાભ ઉઠાવવાનો પ્રયત્ન નથી કર્યો. પરંતુ મારું દૈહિક અસ્તિત્વ જ્યારે અપરાધરૂપ હોય ત્યારે એ બધાનો શો અર્થ ? મારે તો સાચે જ વેરાનમાં જતા રહેવાની તથા સંન્યાસીની માફક કઠોર તપ આદરવા જેવું હતું. અત્યંત નમ્રતા સાથે હું સ્વીકારું છું કે તારા પક્ષે કશું કહેવાયા વિના પણ મારે એવું જ કરવા જેવું હતું. હે પ્રિય શિર્ષ, શા માટે કરીને ત્યાં વિચ્છિન્ન અને છતાં તારા સ્કંધો પર સ્થિત હે પ્રિય શિર્ષ, શા માટે કરીને ત્યાં વિચ્છિન્ન બન્યા પહેલાં તું ક્યારેય કશું બોલ્યું નહીં અને તારા સ્કંધો ઉપર ટકી રહ્યું ? તારા શાણા અને મારા સરળ મસ્તકો હમેશાં એક સાથે બોલ્યાં છે. અને છતાં આ અત્યંત ગંભીર અને વિષમ એવા આ વિષયમાં શા માટે તે શાંતિ સાધી ? અને હવે તો ઘણો વિલંબ થઈ ગયો; તું તો કશું બોલ્યો નહીં અને છતાં આ મહિમાવંત અને નૃશંસ કર્મ દ્વારા તેં મને દર્શાવ્યું કે મારે પણ શું કરવું જોઈએ. તારા

સુકુમાર બાહુઓએ જે કાર્ય કર્યું એ કરવામાં મારા સુદૃઢ બાહુઓ કાંપી ઊઠશે એવું તો તેં નહીં જ માન્યું હોય એ નક્કી. વારંવાર મેં તને કહ્યું છે કે તારાથી વિખૂટા પડ્યા પછી જીવવાનું હું વિચારી શકતો જ નથી. પ્રેમ-પીડાને કારણે તેં જ્યારે મને ચિતા તૈયાર કરવાનો આદેશ આપ્યો ત્યારે મેં જણાવ્યું હતું કે ધારો કે હું ચિતા તૈયાર કરું તો પણ આપણા બંનેને માટે કરું અને તારી સાથે જ એમાં પ્રવેશ કરું. હવે જે બનવાનું છે એને હું લાંબા સમયથી જાણું છું – પછી ભલે ને જ્યારે હું અંદર આવ્યો અને તને આમ પડેલો જોયો ત્યારે જ મારા ગૂંચવાયેલા અને અસ્પષ્ટ વિચારોમાંથી એ સ્પષ્ટ બન્યું હોય. તું – એટલે અહીં તારો પડેલો દેહ તથા ત્યાં પડેલું તારું મસ્તક. એ જ ક્ષણે નંદનો નિર્ણય તો લેવાઈ ગયો. તારી સાથે મેં અગ્નિ પ્રવેશ કર્યો હોત. અને એ જ પ્રમાણે હવે તારી સાથે હું રક્ત વહાવીશ. કારણ કે મારે માટે હવે અન્ય કશું રહેતું જ નથી. શું હું હવે બહાર જઈને તેં શું કર્યું છે તે એને કહું અને એના દારુણ ચિત્કારોમાં પ્રચ્છન્ન ઉલ્લાસને સાંભળું? શું હું કલંકિત નામ સાથે બહાર જાઉં અને લોકોને કહેતાં સાંભળું કે, 'આ દુષ્ટ નંદે એના મિત્રનો દ્રોહ કર્યો છે તથા એની પત્ની પ્રત્યેના રાગને કારણે એની હત્યા કરી છે?' અને લોકો તો આવું અવશ્ય બોલવાના જ. ના, એવું ના જ બને. કદાપિ નહિ. હું તને અનુસરું છું, ભલે આ શાશ્વત ઉદર તારા રક્તની સાથે મારા રક્તનું પણ પાન કરે.'

આમ કહીને એ મસ્તક તરફથી દેહ તરફ વળ્યો, તથા સખત થતી આંગળીઓની પકડમાંથી ખડ્ગનો હાથો છોડાવી પોતાના સુદૃઢ બાહુઓ વડે પોતે જ જાહેર કરેલો દંડ એણે નિઃશેષ રીતે સ્વીકારી લીધો, પરિણામે એનો દેહ શ્રીદામનના દેહથી આડો પડ્યો અને ખુલ્લી આંખોવાળું એનું મસ્તક ગબડીને શ્રીદામનના મસ્તકની સમીપે જઈ પહોંચ્યું. એનું રક્ત પણ તત્ક્ષણ ધગધગતું બહાર નીકળ્યું અને ધીમી ગતિએ નીકમાં વહેતું કુંડીના મુખ પાસે પહોંચ્યું.

૭

દરમિયાન હલરેખી, સીતા આચ્છાદિત માફામાં એકલી બેસી રહી હતી.

હવે જોવા માટે એની આંખ સમક્ષ પેલી ગરદન તો હતી નહીં એટલે એને ક્ષણો ઘણી લાંબી લાગતી હતી. કંટાળા અને ત્રાસથી રોષની સામાન્ય લાગણી અનુભવતી એને, અલબત્ત, સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે એ ગરદન ઉપર હમણાં શું વીતી રહ્યું છે ?

એનો આ વક્રભાવ સાવ નાનકડી દુર્ઘટનાઓના ક્ષેત્રનો હોવાથી તરલ હતો અને પરિણામે એ રોષમાં માત્ર પગ પછાડતી રહી; પરંતુ એ વક્રભાવની નીચે એના અંતઃસ્તલમાં કદાચ કોઈ ભીષણ ઘટનાની આશંકા, અથવા એની અસ્વસ્થતા અને એના વક્રભાવને સાવ અપ્રસ્તુત બનાવી દે તેવું વિલંબનું કોઈ વિવરણ રમી રહ્યું હતું – કારણ કે એ વિલંબ માત્ર પગ પછાડવાની મર્યાદાથી પર એવી શક્યતાની કોઈ અલગ કોટિનો વિલંબ હતો. હવે આ પ્રકારના વિલંબની સંકલનાઓને ગ્રહણ કરવાની આ યુવાન પત્નીની પ્રચ્છન્ન શક્તિને આપણે ધ્યાનમાં લેવી જ ઘટે કારણ કે અત્યંત સૌમ્ય શબ્દોમાં કહીએ તો પણ એ એવી પરિસ્થિતિમાં અને એવા અનુભવો સાથે જીવી રહી હતી જે સ્વયં લગભગ અનિયંત્રિત લક્ષણોવાળા હતા. પરંતુ એમાંનું કશું ય એના આ સ્વગત સંભાષણમાં ડોકાયું ન હતું.

'હવે આની તો કયા શબ્દોમાં નિંદા કરવી ! સાવ અસહ્ય છે આ બધું ! પુરુષો બધા સરખા. કોઈને ય બીજાથી ચઢિયાતો લેખી શકાય નહીં, કારણ કે કોઈ પર પણ વિશ્વાસ મૂકી શકાય નહીં. પહેલો તમને બીજાને ભરોસે મૂકી જતો રહે છે, મને ખ્યાલ નથી પણ કદાચ એ એને જ લાયક છે. અને પછી તમે બીજાને પાછળ મોકલો છો અને અહીં એકલાં બેસી રહો છો ! સૂર્ય હવે કેટલો ઊંચે ચઢવા માંડ્યો છે અને આપણે પહેલાં પણ કેટલો બધો સમય વ્યર્થ ગુમાવ્યો છે. હું તો હવે ગુસ્સાથી પાગલ થઈ જઈશ. એક ગયો અને પાછળ બીજો પણ અદૃશ્ય થઈ ગયો એનું કોઈ તાર્કિક, વ્યવહારુ કારણ હોઈ જ કેવી રીતે શકે ? હવે મને તો વધારેમાં વધારે એક જ વિચાર આવે છે. શ્રીદામન પૂજામાં, પ્રાર્થનામાં મગ્ન થઈ ગયો હશે અને હાલવાનું નામ પણ નહીં દેતો હોય. અને નંદ એને બળપૂર્વક ઉઠાડવાનો પ્રયત્ન કરતો હશે. બંને વચ્ચે ખેંચાખેંચી થઈ હશે. પરંતુ મારા પતિના નાજુક દેહને ધ્યાનમાં રાખી નંદે પૂરી શક્તિનો ઉપયોગ નહીં કર્યો હોય. કારણ કે નંદ

ધારે તો એને બાળકની જેમ હાથમાં ઊંચકીને લઈ આવી શકે, સ્પર્શીએ તો એ લોખંડ જેવા લાગે છે. શ્રીદામનને માનભંગ જેવું લાગે છતાં દાઝને કારણે મને એવી ઇચ્છા કરવાનું મન થાય છે કે ભલે ને નંદ એવું જ કરે. અને મારે કહેવું જોઈએ કે હું બળદની રાશ પકડી એકલી જ મારા માતાપિતાને ઘેર ભી હંકારી જાઉં, અને જ્યારે અંતે પાછા ફરે ત્યારે તમે મને અહીં જુએ જ નહીં. તમે બંને એ જ લાગના છો. બંને મને છોડીને ચાલી ગયા છે એટલે પતિ કે સંગાથી મિત્ર વિના આમ સાવ એકલાં જઈ પહોંચવાનું જો શરમજનક ન હોત તો તો હું તરત ચાલી નીકળત. હવે સમય તો ઘણો વીતી ચૂક્યો છે એટલે હું તો માત્ર એમને પગલે અંદર જઈને માત્ર જોઈ શકું કે બંને શું કરી રહ્યા છે. સગર્ભા હોવાને કારણે મને સ્વાભાવિક રીતે જ એમના આવા વિચિત્ર વર્તાવથી થોડી ચિંતા થાય છે કે એ પાછળનું કારણ શું હશે ? પરંતુ મારી અનિષ્ટતમ કલ્પના પણ એ જ છે કે કોઈ અગમ્ય કારણથી બંને ઝઘડી પડ્યા છે અને ઝઘડાએ જ એમને પાછા વળતાં રોકી રાખ્યા છે. અંદર જઈને હું બંનેને સીધા દોર કરી બહાર લઈ આવીશ.'

આમ વિચારતાં લાવણ્યમયી સીતા માંફામાંથી નીચે ઊતરી. આચ્છાદિત કરતા વસ્ત્ર નીચે એના નિતંબો ગતિને કારણે હલી રહ્યા હતા. આમ એ મંદિરની દિશામાં ચાલી અને પંદર ક્ષણો પછી પેલું દારુણ દૃશ્ય એની દૃષ્ટિ સામે આવ્યું.

એના બંને હાથ ઊંચકાઈ ગયા, એની આંખના ડોળા ખોપરીના પોલાણમાંથી બહાર નીકળી આવવા મથી રહ્યા. સુધબુધ ભૂલીને એ ભૂમિ ઉપર ફસડાઈ પડી. ફસડાઈ પડવાથી પણ એને કોઈ રાહત થઈ નહીં. સીતાને રાહ જોવડાવનારી પરિસ્થિતિ તો અકાટ્ય હતી... અને એ એને રાહ જોવડાવ્યા જ કરવાની હતી. પરિતપ્ત સીતા જ્યારે પાછી ભાનમાં આવી ત્યારે પણ પરિસ્થિતિ તો એની એ જ હતી. વળી એક વાર એણે ભાન ગુમાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ એના મજબૂત બાંધાને કારણે એ શક્ય ન બન્યું. એટલે એ વાળમાં આંગળીઓ ફસાવી પત્થરની ફરશ ઉપર ફસડાયેલી બેસી રહી, અને કપાયેલાં બે મસ્તકો, એકબીજા ઉપર આડાં પડેલાં બે ધડ તથા ધીમે સરકી રહેલા રક્તને ફાટી આંખે નિહાળતી રહી.

ભૂરા પડી ગયેલા હોઠોએ એ બોલી, 'ઓ દેવો, ઋષિઓ, સાધુઓ. હું તો લુંટાઈ ગઈ, નષ્ટ થઈ ગઈ. બંને... બંને પુરુષો એકી સાથે...' બધું લોપાઈ ગયું ! મારો સ્વામિ, મારો પતિ, જેણે મારી સાથે સપ્તપદીના પવિત્ર અગ્નિની પ્રદક્ષિણા કરી હતી એ શ્રીદામનનું માનાર્હ મસ્તક અને એનો દેહ કે જે આખરે તો ઉષ્માસભર હતો, કારણ કે જ્યાં સુધી મને ખ્યાલ છે ત્યાં સુધી, એણે જ મને પવિત્ર વિવાહિત રાત્રિઓમાં કામના પાઠ ભણાવ્યા હતા. એ દેહથી વિચ્છેદિત એ મસ્તક લોપાયું અને ગયું – એના વક્ષ ઉપર હજુ વત્સચિહ્ન અંકિત છે, કેવો આનંદી પરંતુ હવે મસ્તકવિહોણો, હવે શું ? જો હું ઇચ્છું તો એના બાહુઓ અને સાથળો / ઉરુઓના સામર્થ્ય અને સૌંદર્યને સ્પર્શી શકું. પરંતુ હવે ઉત્સુકતા નથી, લીલા, કામના અને એની વચ્ચે જ્યાં પહેલાં મૈત્રી અને પ્રતિષ્ઠાનો અંતરાય હતો ત્યાં હવે હસ્ત અને મૃત્યુનો અંતરાય સ્થપાઈ ચૂક્યો છે. એમણે એકબીજાનાં મસ્તક કાપી નાખ્યાં છે ! મારી જાત સાથે સ્પષ્ટ રીતે કબૂલ કરું છું એ કારણને લીધે તેમનો ક્રોધ ઘૃતની આહુતિ અપાયેલા અગ્નિની જેમ પ્રજ્વલિત થઈ ઊઠ્યો હશે, અને બે વચ્ચેનું દ્વંદ્વ એવું હશે કે અંતે આ સહિયારું કૃત્ય પરિણમ્યું. મને હવે બધું સ્પષ્ટ રીતે દેખાઈ રહ્યું છે. પરંતુ અહીં માત્ર એક જ ખડ્ગ છે, જે નંદનાં હાથમાં છે. માત્ર એક ખડ્ગ વડે તેઓ કેવી રીતે દ્વન્દ્વ કરી શક્યા ? બધું ડહાપણ અને સૌમ્ય વિસારીને શ્રીદામને ખડ્ગ ધારણ કર્યુ ને નંદનું મસ્તક વધેરી નાખ્યું અને પછી... ના, ના ! જેની કલ્પના કરતાં કંપારી છૂટે છે એ કારણે નંદે જ શ્રીદામનનું મસ્તક વધેરી નાખ્યું હશે અને પછી... ઓ હો ... ના... ના ! હવે આગળ કશો તર્ક નથી કરવો, તર્કમાંથી કશું નિપજવાનું નથી. આ તમસપૂર્ણ દારુણ સ્થળમાં અંધકાર અને રક્ત સિવાય અન્ય કશું નથી. માત્ર એક વાત સાવ સ્પષ્ટ છે – બંને પશુઓની માફક વર્ત્યા અને કોઈએ ક્ષણાર્ધ માટે ય મારો વિચાર ન કર્યો. અથવા તો કદાચ તેમણે મારો વિચાર કર્યો જ હતો તથા તેમનું આ ભીષણ પૌરુષી કૃત્ય મારા કારણે જ હતું. હું રાંક, એ વિચાર માત્રથી કાંપું છું. પરંતુ બંનેએ માત્ર મારા વિશે અને મારું શું થશે એ વિશે નહીં, કિન્તુ તેમના પોતાના સંદર્ભમાં જ મારો વિચાર કર્યો. એમના ઉન્માદમાં ત્યારે પણ એ તો નહીં જ વિચાર્યું હોય અને

હવે પછી મારે શું કરવું એ કેવળ મારા ઉપર છોડી દઈ બેઉ મસ્તકવિહોણા થઈ ત્યાં પડ્યા છે ત્યારે હમણાં પણ નહીં વિચારતા હોય. શું કરવું ? કરવા જેવું કશું રહ્યું જ નથી કારણ કે હું પોતે પાયમાલ થઈ ગઈ છું. શું મારે હવે એક એવી વિધવા તરીકે જીવતા રહેવાનું જે એના પતિ પ્રત્યે દુર્ભાવ ધરાવતી હતી કે એને પરિણામે વિનાશ પામ્યો ? વિધવાઓની આ જ સામાન્ય ગતિ છે. વળી જ્યારે મારા પિતા અને શ્વસુરના ગૃહમાં એકલી પાછી ફરું ત્યારે એથીય વિશેષ ગંભીર એવા કોણ જાણે કેવા કેવા અપવાદો મારે માથે લાગશે ? માત્ર એક ખડ્ગ – એટલે તેઓ એકબીજાને વારાફરતી તો મારી શક્યા નહીં હોય. એક ખડ્ગ બંને માટે પૂરતું થઈ શકે નહીં. પરંતુ એક ત્રીજી વ્યક્તિ બાકી રહે છે અને એ તો હું જ. તેઓ તો એવું જ કહેવાના કે હું એક ત્યક્તા છું, મેં મારા પતિની અને તે પછી પતિના ધર્મના ભાઈ અને મારા દિયરની પણ હત્યા કરી છે – કારણ કે પુરાવાઓની સાંકળ અકાટ્ય છે. આ સત્ય નથી, પરંતુ નિર્ણયાત્મક છે અને નિર્દોષ હોવા છતાં હું રૂંધાઈ જઈશ. ના, સાવ નિર્દોષ પણ નહીં, જૂઠાણામાં કોઈ અર્થ હોઈ શકે અને જૂઠું બોલવાનો વ્યાયામ પણ ક્યારેક કરવો ઘટે એવો હોઈ શકે. પણ હવે તો કશાનો કોઈ અર્થ નથી. નિર્દોષ તો હું નથી જ, એક લાંબા સમયથી હું નિર્દોષ રહી નથી; વળી ત્યાજ્ય બની હોવામાં પણ થોડું વજૂદ છે; થોડું નહીં અલબત્ત મોટું વજૂદ છે, જોકે લોકો વિચારે એ પ્રકારનું તો નહિ જ. ભ્રાંત ન્યાય જેવું કાંઈ હોઈ શકે ખરું ? મારે એવી કોઈ સ્થિતિને નિવારવી જ રહી; મારે મારી જાત સાથે ન્યાય કરવો જ રહ્યો. મારે તેમને અનુસરવું જ પડે – જગતમાં એ સિવાય અન્ય કાંઈ મારે માટે બચ્યું નથી. મારા આ ક્ષુદ્ર હાથ ઘણા નાના છે. એ ખડ્ગ તો ધારણ કરી શકશે જ નહીં, વળી તેઓ એટલા બધા કાંપી રહ્યા છે કે જે દેહના તેઓ અંગરૂપ છે તેનો વિનાશ કરવાને તેઓ કદાપિ સમર્થ નથી. અને આ કમનીય વળાંકો – નિર્બળતા સિવાય બીજું કાંઈ નથી. એના સૌંદર્ય માટે અફસોસ, પણ આ બેની માફક જ એણે પણ જરઠ અને નિર્જીવ બની જવું જ રહ્યું, અને હવે પછી ક્યારેય કામના કે રાગ ભજવાનાં નહીં. તો પછી એવું જ થાય, પછી ભલેને પ્રાણાહૂતિની સંખ્યા ચારની થાય. એ અનાથ બાળકને જીવનમાંથી

શું પ્રાપ્ત થશે ? એ જ્યારે ગર્ભમાં પ્રવેશ્યું ત્યારે પરિતાપને કારણે હું વિવર્ણતા પામી હતી અને એનો જન્મદાતા દૃષ્ટિએ ન પડે એટલા માટે મેં આંખો બંધ કરી લીધી હતી પરિણામે દુર્દૈવે એ વિકલાંગ જ રહેવાનો છે. હવે હું જે કરવાની છું એ કરવા માટે જ તેઓ મને અહીં છોડી ગયા છે. તો, તેઓ પણ ભલે જાણે કે હું કેવી રીતે મારી જાતને સહાયભૂત થઈ શકું છું !

જાતને સંભાળવાનો યત્ન કરતાં આમથી તેમ લથડિયાં ખાતાં એ ઊભી થઈ, વિહ્વળ ગતિએ માંડ પગથિયાં ચઢી તથા પેલા ભયાનક વિનાશને આંખમાં આંજી મંદિરમાંથી બહાર ખુલ્લી હવામાં આવી. મંદિરની સામે લાંબી લટકતી વડવાઈઓવાળું એક ઉદુંબરનું વૃક્ષ ઊભું હતું. એમાંની એક વડવાઈને એણે પકડી લીધી, અને એનો ગાળો બનાવી વચ્ચે પોતાનું ગળું રાખી પછી એ ફાંસો ખાવાની તૈયારીમાં જ હતી.

૮

બરાબર એ જ ક્ષણે એને આકાશવાણી સંભળાઈ. અને અલબત્ત, એ અવાજ અન્ય કોઈનો નહીં કિન્તુ સર્વથા અગમ્ય એવી દેવી દુર્ગાનો, તિમિરવર્ણી મહાકાલિનો અર્થાત્ સ્વયં જગન્માતાનો પોતાનો હતો. ઘેરા ગંભીર અને અસુકુમાર એ અવાજમાં માતૃત્વનો ઘેરો રણકો સંમિલિત હતો.

'હે મૂઢ શાખામૃગી, ક્ષણવાર માટે તું કાંઈ પણ કરવાનું માંડી વાળીશ ? શું મારા પુત્રોનું રક્ત વહેવડાવાનું પૂરતું નથી – એ રક્ત જે મંદિરની પેલી નીકોમાં વહી રહ્યું છે ? વધારામાં તારે શું મારા વૃક્ષને પણ ક્ષતવિક્ષત કરી નાખવું છે. તારા ગર્ભમાં વિકસી રહેલા સુભગ અને ઉત્સાહી એવા બીજા સાથેના તથા મારા સ્વરૂપની લગભગ અર્ધા કરતાં વિશેષ એવી પ્રતિકૃતિ જેવા તારા આ દેહને શું તું કાગડાઓના લાભાર્થે હાડપિંજર બનાવી દેવા માગે છે ? તું તારો સમય ચૂકી ગઈ છે અને મારા પુત્રના જન્મની અપેક્ષાના ગાળામાં છે એ કદાચ, હે મૂર્ખી, તારા ધ્યાનમાં જ નથી આવ્યું. જો તું સ્ત્રીઓની બાબતોમાં પણ બે વત્તા બે ચાર જેવી સીધી ગણત્રી ન કરી શકતી હોય તો જા તારી જાતને લટકાવી દે, જા. પરંતુ અહીં મારા આ પ્રાંગણમાં નહીં જેથી રખે ને માત્ર તારી વિમૂઢતાને કારણે અહીં એવો

દેખાવ સર્જાય કે જાણે સઘળું મહામૂલું જીવન એક સાથે સહસા વિનાશ પામી જગતમાંથી વિદાય લઈ લે છે. આમ પણ માનવ અસ્તિત્વ એક એવો રોગ છે જે કામ દ્વારા પોતાને એક પેઢીથી બીજી પેઢીમાં સંક્રાંત કરે છે એવો મત જાહેર કરનારા મિથ્યા દાર્શનિકોના શબ્દોથી આમ પણ મારા કાન ઊભરાય છે અને હવે તું હે જડમતિ, તું મારી સાથે આ રમત રમવી આરંભે છે ! આ ગાળામાંથી તારી ગરદનને મુક્ત કરી દે, નહીં તો તારા ગાલ પર એક થપ્પડ પડી જશે.'

'ઓ મહાદેવિ,' સીતાએ ઉત્તરમાં કહ્યું, 'હું તારી આજ્ઞા માથે ચઢાવું છું. તારા મેઘગર્જના જેવા અવાજને હું સાંભળી રહી છું અને અલબત્ત, તારી આજ્ઞા અનુસાર હું મારા અવિચારી સાહસને અહીં જ અટકાવી દઉં છું. પરંતુ મારી સ્થિતિનું મને ભાન નથી તથા તેં મને અટકાવી, મારા ઉપર કૃપા કરી છે એ વિચારના સંદર્ભમાં મારે મારું રક્ષણ કરવાનું છે, મારો પક્ષ રજૂ કરવાનો છે. હું એવું માનતી હતી કે બાળક વિવર્ણું અને અંધ એટલે એક મંદભાગ્ય બાળક હશે.'

'ભલી થઈને એ સઘળું તું માત્ર મારા ઉપર છોડી દે ! સૌ પ્રથમ તો એ એક સ્ત્રીસહજ અને કેવળ મૂર્ખાઈભરેલી અંધ માન્યતા સિવાય અન્ય કાંઈ નથી. બીજું, મારી પ્રવૃત્તિઓમાં વિવર્ણ અને અંધ વિકલાંગોને પણ સ્થાન છે. પરંતુ તારા દોષનું નિરાકરણ કર, શા માટે મારા પુત્રોનું રક્ત નીકો મારફતે કુંડમાંથી વહી મારા સુધી આવ્યું એની કબૂલાત કર. બંને યુવાનો એમની પોતાની રીતે શાલીન યુવકો હતા. વળી એમનું રક્ત મારા પ્રત્યે અનુપકારવશ હોય એવું નથી, માત્ર હું કદાચ હજુ થોડા સમય માટે એ રક્ત એમની રક્તવાહિનીઓમાં જ વહે એવું પસંદ કરત. તો બોલ, સત્ય નિવેદન કર. અને ગમે તેમ તો પણ હું સર્વજ્ઞ છું એ તો તું જાણે જ છે.'

'ભગવતિ, એમણે પરસ્પરની હત્યા કરી અને મને એકલી ત્યજી ગયા છે. મારા કારણે તેમણે દ્વંદ્વ કર્યું તથા એક માત્ર ખડ્ગ વડે તેમનાં...

'વાહિયાત. સાચ્ચે જ, માત્ર એક સ્ત્રી જ આવો અર્થહીન પ્રલાપ કરી શકે. તો તને જણાવી દઉં કે વારાફરતી બંનેએ પૌરુષભર ધર્મભાવથી મને પોતાનો બલિ ચઢાવ્યો છે. પરંતુ તેમણે આમ શા માટે કર્યું ?'

લાવણ્યમયી સીતા રુદન કરવા લાગી. અવરુદ્ધ કંઠે ઉત્તર આપતાં એને કહ્યું :

'હે ભગવતિ, મારો અપરાધ હું જાણું છું અને સ્વીકારું છું. પરંતુ હું કરી શું શકું ? ગમે તેટલું અનિવાર્ય હોવા છતાં એ એક મોટું દુર્ભાગ્ય હતું. તું જો મને આગળ વધવાની આજ્ઞા આપે તો આ એક એવું ભવિતવ્ય હતું... (અહીં એનો કંઠ વારંવાર રુંધાઈ ગયો હતો) એક એવી આપત્તિ, એવું અનિષ્ટ દુર્ભાગ્યપૂર્ણ એક એવી ઘટના ઘટી કે હું પત્નીત્વ પામી, એક પ્રગલ્ભ, ચંચળ અને છતાં મિત-ભાષી અને સાવ અજ્ઞાની કન્યા એવી હું એક પત્ની બની. મારા પિતાના ઘરમાં શાંતિથી ઉછરતી હતી ત્યાં એકાએક હું પતિને પામી અને તારી વિધિઓની દીક્ષા પામી. મારા જેવી એક અતિ મોજીલી કન્યાને માટે તો આ કોઈ વિપાક્ત ફળ ખાવા જેવું હતું. અને પેલી કન્યા આખી ને આખી એવી તો બદલાઈ ગઈ. કદીય પ્રતિકાર ન કરી શકાય એવા આકર્ષણવાળું દુરિત પોતાની સમગ્ર શક્તિઓ સાથે એની જાગૃત થયેલી વૃત્તિઓ ઉપર છવાઈ ગયું. જોકે હું એ ચંચળ અને અવિચારી અબુધતાની સ્થિતિમાં માત્ર જવા ઈચ્છું છું એવું નથી... હું એમ કરી શકવાની નથી. કોઈ પણ એમ કરી શકે નહીં... હું તો માત્ર એટલું જ જાણું છું કે એ આરંભના સમયમાં હું પુરુષને જાણતી ન હતી. એના તરફ મારું કોઈ ધ્યાન ન હતું – એ મારા ઉદ્વેગનું કારણ પણ ન હતો. મારો આત્મા એનાથી તથા એનાં રહસ્યો પામવાની ઉત્કંઠાથી સાવ મુક્ત હતો. પુરુષો સાથે હું હાસ્ય-વિનોદ કરી પ્રગલ્ભતાથી અલગ ફંટાઈ જતી. કોઈ યુવાનના વક્ષસ્થળને જોઈને ક્યારેય મારી આંખોમાં જલન અનુભવી હતી ? ના. એ બધાનો મારે માટે જાણે કોઈ વિશેષ અર્થ ન હતો, મારી શાંતિ અને સ્વસ્થતા એ સર્વની લેશ માત્ર અસર થતી ન હતી કારણ કે હું એક અનુન્મિલિત પુસ્તક જેવી હતી. પછી ધેનુમંગલ ગામમાંથી પ્રતિમા સમાન બાંધો ધરાવતો, સપાટ નાક અને કાળી આંખવાળો એક યુવાન આવ્યો. નંદ હતું એનું નામ. સૂર્યદેવના ઉત્સવ પ્રસંગે નંદ નામના એ યુવાને મારા ઝૂલાને પ્રબળ ધક્કો આપી ઊંચે આકાશમાં સૂરજની સમીપ પહોંચાડી દીધો હતો. ત્યારે પણ મેં કોઈ રાગ અનુભવ્યો ન હતો. વાયુના મૃદુસ્પર્શને કારણે હું ઉત્સાહિત થઈ

હતી, અન્ય કોઈ કારણને લીધે નહીં. અને એ અનુગ્રહના સ્વીકારમાં મેં એના તરફ માત્ર નાસિકા મચકોડી હતી. વળી પાછો એ પોતાના મિત્ર શ્રીદામનના પ્રેમદૂત તરીકે આવ્યો. અમારા બંનેનાં માતા-પિતા અમારાં લગ્ન કરવા માટે રાજી થઈ ગયાં. કિન્તુ ત્યાં સુધીમાં થોડું પરિવર્તન આવ્યું હતું. પોતાના મિત્રના પ્રેમદૂત તરીકે મને રાજી કરવા આવ્યો કદાચ એ દિવસોમાં વિપત્તિનો આરંભ થયો, કારણ કે જે પત્ની તરીકે મને આલિંગવાનો હતો એ એનો મિત્ર તો આવ્યો જ ન હતો. માત્ર નંદ જ આવ્યો હતો.

'અને નંદ હમેશાં ઉપસ્થિત હતો; લગ્ન પહેલાના ગાળામાં, અમે પવિત્ર અગ્નિ ફરતે ફેરા ફર્યા એ દરમિયાન, તથા એ પછીના ગાળામાં પણ. મારો કહેવાનો મતલબ એ છે કે દિવસ દરમિયાન તો એ હમેશાં અમારી વચ્ચે હાજર જ હતો. અલબત્ત રાત્રે નહીં. હરેક રાત્રિ અમારા માટે તો એ પ્રથમ રાત્રિના સાતત્ય રૂપે હતી જ્યારે અમે એક દૈવી યુગલની માફક પુષ્પશૈયામાં સૌ પ્રથમ અભિન્ન થયાં હતાં તથા જ્યારે એણે પોતાના પૌરુષી સામર્થ્ય વડે મને પહેલી વાર અનાવૃત્ત કરી મારાં ચાંચલ્ય, અનૂઅનુભવ તથા અક્ષત કૌમાર્યને વિદાર્યાં હતાં.

આ કાર્ય એને માટે સરળ હતું, આખરે એ તારો પુત્ર હતો. વળી એ અમારા દૈહિક મિલનને એક પ્રકારની ઉદાત્તતા આપી જાણતો હતો. આમ હું એને ચાહું, એનો આદર કરું તથા એનાથી ભીતિ પામું એની આડે કશું હતું નહીં. વળી એ મહાદેવી, હું પણ કાંઈ એવી રીતે.નથી ઘડાઈ કે મારા સ્વામીને હું પ્રેમ ન કરી શકું અથવા તો પ્રેમથી ય વિશેષ આદર આપી ન શકું. એ સુંદર અને પ્રજ્ઞ મસ્તક, સુકુમાર આંખો, પાંપણો અને સ્મશ્રુ તથા એ સઘળાને અનુરૂપ એવો સુકુમાર દેહ. પૂરા આદર ભાવ પછી પણ હું મારી જાતને એક પ્રશ્ન પૂછી બેસતી કે મને પત્નીત્વ અર્પી મારી અવિવાહિત ઉદાસીનતાને ઇન્દ્રિયોનાં મધુર અને દારુણ રહસ્યોની દીક્ષા આપવા માટે આ પુરુષ ખરેખર યોગ્ય હતો કે કેમ. કોણ જાણે કેમ મને તો લાગ્યા કરતું કે એ (કાર્ય) મારા પતિને અનુરૂપ ન હતું, એને લાયક ન હતું, એના મસ્તક સાથે બંધબેસતું ન હતું. અને વિવાહિત રાત્રિઓ દરમિયાન જ્યારે

એનો દેહ મને મેળવવા ઉછળતો ત્યારે પણ મને એની પરિષ્કૃતિની ક્રીડા અને અપમાનના, સાચ્ચે જ ક્રીડા અને અધોગતિ જ લાગતાં. અને આવેગની ઉત્કટતાનો અનુભવ કરતી વખતે હું પોતે પણ લજ્જા અનુભવતી.

'શાશ્વતિદેવી, તો વાત આ પ્રમાણેની હતી. તું મારી ભર્ત્સના કર. મને દંડ આપ. આ દારુણ ઘડીએ હું, તારી પુત્રી કશુંય છુપાવ્યા વિના જે હકીકત હતી એની કબૂલાત કરું છું. જોકે આમ પણ તારી પ્રજ્ઞા માટે તો કશું ગોપિત હોઈ શકે નહીં એની મને બરાબર જાણ છે. કામના અથવા ઉત્કંઠા જાણે મારા ઉમદા સ્વામી શ્રીદામન સાથે બંધબેસતી થતી જ ન હતી. એના મસ્તક સાથે પણ નહીં તથા એના દેહ સાથે પણ નહીં. અને એ તો તું કબૂલીશ કે આમ મમતાપણું હોવાનું પણ એક વિશેષ મહત્ત્વ છે. મસ્તકથી કરુણ-રીતે વિચ્છેદાયેલો એનો દેહ મારું સમગ્ર હૃદય ઝૂમી ઊઠે એવા પ્રેમોપચારોથી અનભિજ્ઞ હતો. એ મારામાં કામના ઉદ્દીપ્ત કરતો, પરંતુ ઠારી શકતો નહીં. દેવી મા, મારા ઉપર દયા કર. તારી પુત્રીની ઉદ્દિપ્ત કામનાઓ એને પ્રાપ્ત પરિતોષ કરતાં વળવત્તર હતી; મળતાં સુખ કરતાં એની લાલસા વધારે હતી.

'અને એ હુમસા નાકવાળા અમારા મિત્ર નંદને હું દિવસભર તથા રાત્રિએ શયનકક્ષમાં પહોંચીએ એ પહેલાં મોડી સાંજ સુધી સતત ભાળ્યા કરતી. હું એને જોઈ રહેતી, ધ્યાનપૂર્વક નિહાળતી, કારણ કે લગ્ન પછી હું પુરુષોને નિહાળતાં અને મૂલવતાં શીખી ગઈ હતી. મારા મસ્તકમાં અને મારાં સ્વપ્નોમાં એક પ્રશ્ન વારંવાર ફરકી જતો હતો... વાતચીત કરવામાં જે મારા સ્વામી સરખો દક્ષ ન હતો એ નંદ મારા પતિને સ્થાને હોય તો શું થાય ? પ્રેમક્રીડામાં નંદ કેવો રહે અથવા નંદ સાથેનું દૈવી આલિંગન કેવું રહે ? મારી જાતને હું તરત ટપારતી—તારા સાધિકારી પતિ પ્રત્યે આદરરહિત એવી હે મૂઢ પાપિણી કશોય ફરક ન પડે. બધું એક સરખું જ હોય. એની વાણી અને સમગ્ર અંગ પ્રત્યંગમાં અત્યંત નિતાંત સરળ એવો નંદ એ ક્રિયાને કઈ રીતે વિશેષણ આપી શકે ? પરંતુ આ બધાનો કોઈ અર્થ રહેતો નહીં : નંદનો પ્રશ્ન, નંદના કિસ્સામાં એની કામના એના મસ્તક અને એનાં ગાત્રો સાથે પૂર્ણ મેળાપમાં હોય અને પરિણામે કોઈ પણ પ્રકારની અવમાનનાના

ભાવથી સદંતર મુક્ત હોય તથા મારા આનંદને મારી ઉત્કંઠાની ઊંચાઈએ આ જ માણસ પહોંચાડી શકે એવો વિચાર મારા દેહ અને આત્માને એક શૂળની માફક ઊંડે સુધી ભોંકાઈ જતો. વળી એને બહાર ખેંચી નાખી શકાતી પણ નહીં કારણ કે એ શૂળ માછલીના મુખમાં ફસાયેલા ગલ જેવી કાંટાળી હતી. નંદ સતત અમારી સાથે જ રહેતો તથા એ અને મારો પતિ એકમેકથી ભિન્ન હોવાને કારણે એકબીજા વિના રહી શકતા જ નહીં, પરિણામે હું શૂળ જેવા મેલા વિચારથી ક્યારેય મુક્ત થઈ શકતી જ નહીં. દિવસ દરમિયાન હું એને અનાયાસ નિહાળ્યા કરતી અને રાત્રિએ શ્રીદામનના સ્થાને એનાં સ્વપ્ન જોયા કરતી. વત્સચિહ્નવાળા એના વક્ષને, એની પાતળી કેડને તથા કૃશ એવા નિતંબોને જોયા કરતી. મારા નિતંબો વિશાળ હતા, નંદના અતિ કૃશ અને શ્રીદામનના નિતંબો અમારા બન્નેથી વચલી સ્થિતિમાં હતા અને મારો આત્મસંયમ ચાલ્યો જતો. જ્યારે એનો હાથ મારા હાથને સ્પર્શે ત્યારે હર્ષને કારણે મારાં રૂંવાડાં ઊભાં થઈ જતાં... જ્યારે હું એના ભવ્ય પગ અને પગ ઉપરના કાળા વાળ વિશે વિચાર કરતી, એને ચાલતાં તથા અન્ય હલનચલનમાં જોતી તેમ જ એ પ્રેમક્રીડામાં એ પગને મારા દેહને વિંટળાયેલા કલ્પતી ત્યારે ઉન્માદમાં આવી જતી તથા મારાં સ્તન સ્રાવને કારણે મૃદુ બની જતાં. દિવસે ને દિવસે એ મને વધારે ને વધારે આકર્ષક લાગવા માંડ્યો. એણે મને હીંચકે હિંડોળી હતી એ દિવસે મેં એને કેવી રીતે નિહાળ્યો હતો, કેવી રીતે એના દેહ ઉપર મર્દન કરાયેલા સરસવના તેલની ગંધ અનુભવી તથા કેવી રીતે અસરમુક્ત સૂઈ રહી એ મને સમજાતું ન હતું. કારણ કે હવે એ મને સૌંદર્ય અને યુવાનીથી ભરપુર, ઇન્દ્રિયોને મોહ પમાડે તેવો, દેહ ઉપર દૈવી આભૂષણો અને ગળામાં પુષ્પમાળાઓ ધારણ કરતા, સર્વ રૂપ-ગંધ વડે મંડિત એવા એક અત્યંત સંમોહક રૂપમાં કામદેવ સમાન અલૌકિક આકર્ષણ ધરાવતા ગંધર્વ રાજકુમાર ચિત્રરથ જેવો અથવા જાણે કૃષ્ણના અવતારે જાણે સાક્ષાત વિષ્ણુ સ્વયં પૃથ્વી ઉપર આવ્યા હોય એવો લાગતો હતો.

'પછી એવું બનતું કે રાત્રિના સમયે જ્યારે શ્રીદામન મારી પાસે આવતો ત્યારે એ એ છે, અન્ય નહીં એવું વિચારતાં હું દુઃખથી પાંડુર થઈ જતી તથા

મને નંદ આલિંગન આપે છે એવું વિચારી શકું એટલા માટે હું મારી આંખ બંધ કરી લેતી. પછી બન્યું એવું કે આવી ઉત્કટતામાં હું એ ઉત્કટતા મારામાં જેણે જન્માવી હોય એવું એનું નામ ભૂલથી બબડી ગઈ, સુકુમાર આલિંગનમાં હું વિવાહ સમયની મારી પ્રતિજ્ઞાઓનો ભંગ કરી રહી છું એનો શ્રીદામનને ખ્યાલ આવી ગયો. વળી અફસોસ કે હું ક્યારેક ઊંઘમાં બોલી ઊઠું છું, એટલે મારાં દ્રોહી સ્વપ્નની વિગતો સ્ફુટ રીતે બોલી પછી મેં એને મોટી વ્યથા પહોંચાડી હશે. એને શોકગ્રસ્ત અને મારાથી દૂર જતો જોઈને હું સઘળું સમજી ગઈ – કારણ કે પછી એણે ક્યારેય મને સ્પર્શ સરખો કર્યો નથી. નંદ પણ મને સ્પર્શ્યો નહીં. સ્પર્શવા માટે લોભાતો ન હતો એમ નહીં, ઇચ્છા તો એને ઘણીય થતી હતી. હું ખાત્રીપૂર્વક કહી શકું કે એને ખૂબ ખૂબ ઇચ્છા થતી જતી. પરંતુ એની અજેય મિત્રનિષ્ઠાને કારણે એ પોતાની ઇચ્છાને પૂરી રીતે કાબૂમાં રાખતો હતો. અને સાચું કહું છું અને માનું છું કે હે મહાદેવિ, જો એની ઇચ્છા વધારે બળવાન પુરવાર થઈ હોત તો પણ મારા સ્વામિ અને પતિની પ્રતિષ્ઠાને કારણે પણ મેં એને દરવાજો બતાવી દીધો હોત... પરંતુ સાચી વાત તો એ હતી કે મારે કોઈ પતિ હતો નહીં. અને અમે ત્રણે પરસ્પરના દુઃખદ પરિત્યાગની અવસ્થામાં હતાં.

હે માતા, એવા સંજોગોમાં અમે મારા માતાપિતાને ઘેર જવા માટેની યાત્રાનો આરંભ કર્યો, અને સાચો રસ્તો ભૂલી જતાં તારા સ્થાનકે આવી ચઢ્યાં. શ્રીદામને કહ્યું કે એ માત્ર થોડા સમય માટે રોકાઈને તારી પૂજા કરી લેશે... પરંતુ તારી બંધ ગુહામાં પોતાની પરિસ્થિતિને કારણે અકળાઈ જઈને એણે એ દારુણ કૃત્ય આચર્યું, એટલે કે પોતાનાં અંગો પાસેથી એમનું માનાર્હ મસ્તક ખૂંચવી લીધું, અથવા તો એના માનાર્હ મસ્તક પાસેથી અંગો ખૂંચવી લીધાં અને મને આ દયનીય વિધવાની અવસ્થામાં છોડી ગયો. પરિત્યાગની યાતનામાં એણે આમ કર્યું, અને કદાચ મારા પ્રત્યેના શુભ આશયને કારણે કર્યું ...કારણ કે હે દયાળુ દેવી, તું હકીકતને કારણે મને માફ કરજે. એણે પોતાનું બલિદાન તારા માટે નહીં પરંતુ મારા માટે અને એના મિત્રને માટે આપ્યું કે જેથી અમે અમારા દિવસો પૂર્ણ ઇન્દ્રિયસુખમાં વ્યતીત કરી શકીએ. પછી નંદ એને શોધતો અંદર ગયો.

બલિદાનના અનુરોધને સ્વીકાર્યા વિના એણે પણ પોતાનાં કૃષ્ણઅંગોથી પોતાનું મસ્તક વિચ્છેદી નાખ્યું, પરિણામે એ અંગો વ્યર્થ બની ગયાં. હા વ્યર્થ, પરંતુ મારું જીવન તો વ્યર્થ કરતાંય બદતર બની ગયું. પતિ અથવા મિત્ર વિના હું પોતે પણ મસ્તકવિહોણી બની ગઈ છું. મને લાગે છે કે પૂર્વ જન્મનાં કોઈ પાપ કર્મોને કારણે જ મારે આ મોટું દુઃખ ભોગવવાનું આવ્યું એવું માનવું રહ્યું. એટલે આ સઘળું સાંભળ્યા પછી તને બરાબર સમજાઈ ગયું હશે કે શા કારણે મેં આ જીવનનો અંત લાવવાનું નક્કી કરી નાખ્યું ?'

મેઘની ગર્જના જેવા અવાજે દેવીમા બોલ્યાં, 'તું મહામૂર્ખ છે. સાવ ગમાર. આ નંદ સર્વ કોઈ રીતે, એનાં બધાં કાર્યોમાં એક સાધારણ માનવી છે. લોલૂપ કુતૂહલને કારણે તેં એનું જે ચિત્ર કલ્પ્યું છે એ સાવ હાસ્યાસ્પદ છે. આવા બાહુઓ અને ચરણો ધરાવતા મારા પુત્રો લાખોમાં છે, અને તેં એને ગાંધર્વ બનાવી દીધો ! આ સાવ કરુણાજનક છે.' પછી થોડી નરમીથી દેવીમાએ ઉમેર્યું, 'હું જગન્માતા છું. મને દેહલાલસા એકંદરે દયનીય લાગે છે. મારા મતે લોકો એને વધારે પડતું મહત્ત્વ આપવાનું વલણ ધરાવે છે. એ ગમે તેમ હોય, વ્યવસ્થા તો જળવાવી જ જોઈએ.' વળી પાછો દેવીમાના અવાજે એકાએક સખત બની ગર્જનાનું રૂપ ધારણ કર્યું. 'અલબત્ત, હું સ્વયં અતંત્ર છું. અને એટલા માટે જ હું તંત્રનો આગ્રહ રાખું છું, તથા હું ભારપૂર્વક જણાવું છું કે લગ્નસંસ્થાની પવિત્રતા જળવાવી જ જોઈએ. મારી ભલમનસાઈને છૂટો દોર આપું તો ગૂંચવાડો થઈ જાય. પરંતુ તારા કિસ્સામાં સાવ નરમાઈથી કહું તો ય હું ખૂબ અસંતુષ્ટ છું. અને ઉપરથી વધારામાં તું મને દુષ્ટ અને અસંબદ્ધ વચનો સંભળાવે છે. તું મને એવું સમજાવવા માગે છે કે આ મારા પુત્રોએ પોતાની જાતને મને બલિના રૂપમાં અર્પણ કરી નથી જેથી એમનું રક્ત મારી વેદિમાં વહી જાય.. તું કહે છે કે પહેલાએ તારે માટે પોતાની જાતનું બલિદાન આપ્યું અને બીજાએ પહેલા માટે બલિદાન આપ્યું. આ વળી કેવા પ્રકારના આચાર છે ? એક માનવી પોતાના મસ્તકને કેવી રીતે કાપી નાખે ? અહીં માત્ર ગળું કાપવાની વાત નથી પણ ઉચિત વિધિ અનુસાર કમળપૂજાની વાત છે. વાત તો જે પ્રેમની બાબતમાં ઉત્તમ પુરવાર નથી થઈ શકી એ તારા શ્રીદામનની છે. એના જેવો સુશિક્ષિત માનવી

આવું કાર્ય કેવી રીતે કરી શકે સિવાય કે એને એ માટેની આવશ્યક શક્તિ અને ઉન્મત્તતા મારી પાસેથી જ પ્રાપ્ત થઈ હોય ? એટલે તારા શબ્દોમાં કોઈ સત્યાંશ હોય કે ન હોય એ વાતને બાજુએ રાખીને હું એ શબ્દોના રણકાને નિષિદ્ધ ફરમાવું છું ! કારણ કે આ કાર્ય મિશ્ર હેતુઓ માટે કરીને આચરવામાં આવ્યું હોય અને એ હેતુઓ સંદિગ્ધ છે એટલા પ્રમાણમાં કદાચ તારા શબ્દોમાં સત્યાંશ હોઈ પણ શકે. મારા પુત્ર શ્રીદામને કેવળ મારી દયા પ્રાપ્ત કરવાના એક માત્ર હેતુને લીધે પોતાનું બલિદાન આપ્યું નથી; હકીકતમાં તો તારા વિશેના ક્લેશને કારણે એણે આમ કર્યું હતું, પછી ભલેને એ આ બાબતમાં પોતે પૂરો સ્પષ્ટ હોય કે ન પણ હોય. અને નાના નંદનું બલિદાન તો એના અનિવાર્ય પરિણામ રૂપે હતું. એમનું રક્ત મેળવવાની અને એમનાં બલિદાન સ્વીકારવાની મારી ઇચ્છા પણ સાવ મોળી છે. તો પછી, આ બેવડા બલિદાનને સુધારીને હું સઘળાને પૂર્વવત્ સ્થિતિમાં મૂકી આપું તો શું હું એવી આશા રાખી શકું કે તું ભવિષ્યમાં વધારે શિષ્ટતા આચરીશ ?

આંખમાં આંસુ સાથે સીતા બોલી, 'હે મહાદેવી, હે દયાળુ માતા, ખમ્મા કરો ! જો તું એમ કરી શકે, જો તું આ દારુણ કાર્યોને વિફળ બનાવી શકે તથા પહેલાંની જેમ જ મારા પતિને અને મારા મિત્રને મને પાછા આપે તો... હું તને ધન્ય કરીશ ! અરે હું મારાં સ્વપ્નો તેમ જ તેમના વિશેના મારા શબ્દોને નિયંત્રણમાં રાખીશ જેથી કરીને સાધુ શ્રીદામનને કોઈ પીડા સહન કરવી ન પડે. તું જો એવું કરી આપે અને સઘળું પૂર્વવત્ બનાવી દે તો હું તારી અત્યંત ઋણી થઈશ ! કારણ કે, અગાઉ પણ પરિસ્થિતિ દુ:ખદ તો હતી જ અને જ્યારે હું તારા ગર્ભગૃહમાં આ દારુણ દૃશ્ય નિહાળતી ઊભી હતી, ત્યારે મને સ્પષ્ટ રીતે સમજાઈ ગયું હતું કે આના સિવાય બીજું કાંઈ બની શકે તેવું હતું જ નહીં, છતાં તારી પાસે શક્તિ હોય અને તું ભૂતકાળને પાછો યોગ્ય રીતે ગોઠવી શકે જેથી હવે પછી બીજી વાર વધારે સારું પરિણામ નીપજે તો તો એ અદ્‌ભુત કહેવાય.

દેવીએ ગુસ્સામાં જવાબ આપતાં કહ્યું, 'જો મારી પાસે શક્તિ હોય' અને 'જો હું સફળ થાઉં'... એમ કહીને તું શું કહેવા માગે છે ? મારી

શક્તિને માટે આ કર્મ તો સાવ તણખલા જેવું છે એ બાબતમાં તને કોઈ શંકા નહીં હોય એવી હું આશા રાખું છું. મેં મારી શક્તિ દર્શાવી હોય એવા પ્રસંગો દુનિયામાં ઘણી વાર બન્યા છે. તું લાયક ન હોય છતાં ખરેખર તો મને તારી અને તારા ગર્ભમાંના ચક્ષુહીન નાનકડા જીવની દયા આવે છે. ત્યાં પડેલા બે માનવીઓની પણ મને દયા આવે છે. એટલે તારા કાન સરવા કર અને હું જે કહું તે સાંભળ ! તારા ગળા પરના ફંદાને ફગાવી દે, અને મારા મંદિરમાં મારી મૂર્તિ પાસે, તેં કરેલા ગૂંચવાડા પાસે પાછી જા. અને જો, હવે મૂર્છિત થવાનું નહીં અને બાળકની માફક રડવાનું પણ નહીં. કેશ પકડીને બંને માથાઓને ઉઠાવી લે તથા પેલાં બે દયનીય ધડ સાથે જોડી દે. પછી બલિદાનમાં વપરાયેલા ખડ્ગના સ્પર્શ વડે બંને છેદને ધન્ય બનાવજે. બંને સમયે મારું નામસ્મરણ કરજે – તું દુર્ગા અથવા કાલિ અથવા માત્ર દેવિમા જેવું બોલી શકે, કારણ કે તું કયું નામ ઉચ્ચારે એનું કોઈ મહત્ત્વ નથી... અને બંને યુવાનો સજીવન થઈ જશે. મેં કહ્યું તેની સમજણ પડી ? મસ્તક અને ધડ વચ્ચે તું એક બળવાન આકર્ષણ હોવાનું અનુભવીશ છતાં મસ્તક અને ધડને ચોંટાડવામાં તું ઉતાવળ ન કરીશ. વહી ગયેલું લોહી પાછું વળે અને અંદર સમાઈ જાય તેમાં થોડો સમય લાગશે. આમ તો આ ક્રિયા ચમત્કારિક ઝડપે બનશે, તેમ છતાં એકાદ ક્ષણ તો લાગશે જ. જો, મેં કહ્યું તે બરાબર સાંભળ્યું ને ? તો પછી દોડ ! પરંતુ તારું કામ યોગ્ય રીતે કરજે. ઉતાવળમાં મસ્તકોને અવળી બાજુએ ચોંટાડીશ નહીં, નહીં તો તેમના ચહેરાઓ પીઠ તરફના થઈ જશે અને લોકો એમને થપડાક લગાવશે ! ઝડપથી દોડ ! તું જો સવાર સુધી રાહ જોઈશ તો પછી ઘણું મોડું થઈ ગયું હશે.'

(અપૂર્ણ)

## સાભાર સ્વીકાર

*વાર્તાસંદર્ભ* : વિવેચન સંગ્રહ : શરીફા વીજળીવાળા, પ્રકા. પોતે, લેડીઝ હોસ્ટેલ, એમ.ટી.બી. કૉલેજ કમ્પાઉન્ડ, અઠવા લાઇન્સ, સુરત-૩૯૫ ૦૦૧, મૂ. રૂ.૧૨૫/-

*પરણ્યાની સજા દીધી* : ગઝલ સંગ્રહ : અંદાઝે - બયાં : ગુજરાતી-ઉર્દૂ-સમવિચારના શે'રોનો સંગ્રહ : બંનેના સર્જક આશિત હૈદ્રાબાદી, પ્રકા. શ્રીમતી ચન્દ્રિકા એસ. કોટક, એફ/ ૧૧૪, પ્લેઝન્ટ પાર્ક, મીરાં ભાયંદર રોડ, મીરા રોડ (ઇ.) જિ. થાણે - ૪૦૧ ૧૦૪, મૂ. રૂ. અનુક્રમે રૂ.૩૦ અને રૂ.૪૦/-

# સમાચાર

• ગુજરાતભરમાં ધોરણ ૧૦ અને ૧૨ની પરીક્ષાઓનો થયેલો શાંતિપૂર્ણ પ્રારંભ.

• ભૂતપૂર્વ અમેરિકી વડાપ્રધાન મી. બિલ ક્લિન્ટન ભૂકંપગ્રસ્ત ભૂજની આજથી વિધિવત્ મુલાકાત લેશે.

• કેન્દ્રિય કર્મચારીઓના મોંઘવારી ભથ્થામાં કરાયેલો બે ટકાનો વધારો.

• પે ઓર્ડર કૌભાંડમાં બીઓઆઇના સસ્પેન્ડેડ અધિકારીની ધરપકડ.

• ધારાસભ્યોને પેન્શન આપતો વિવાદી કાયદો રદ કરો.

• ચોથી વનડેમાં ભારતને ૯૩ રને હરાવીને ૨-૨થી શ્રેણી સરભર કરીને આશ્વાસન લેતું ઓસ્ટ્રેલિયા.

• પાકિસ્તાન ક્રિકેટ ટીમના નવા કેપ્ટનપદે થયેલી વકાર યુનુસની નિમણૂક.

# કંકાવટી

મે, ૨૦૦૧

અંજુમ વાલોડી
નયન દેસાઈ
રમણિક સોમેશ્વર
ઉર્વશી પંડ્યા
રતિલાલ 'અનિલ'
માઇકેલ ઝોશેન્કો
શિરીષ પંચાલ
ટોમસ માન
સનત્ ભટ્ટ

# કંકાવટી

મે, ૨૦૦૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૩

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઇન્ટરનેટ પર

*http://ratilalanil.tripod.com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન

યુયુત્સુ પંચાલ

૨૩૩/રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક

શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮૯૪૧

## બે ગઝલ / 'અંજુમ વાલોડી'

### એક

જે હતો અઘરો એ સ્હેલો થૈ ગયો,
માર્ગમાં આ કોનો ભેટો થૈ ગયો?

ભીંત ધુમ્મસની હતી મારી સમક્ષ,
હું વધ્યો આગળ ને રસ્તો થૈ ગયો.

હૂંફ કૈં મળતી નથી તડકો છતાં,
સૂર્ય પણ લાગે છે ઠંડો થૈ ગયો !

હું, બરફ, તડકો -ત્રણે ભેગાં થયે,
મારો પડછાયો ચમકતો થૈ ગયો.

આ બરફની પણ થઈ કેવી અસર:
રાતનો અંધાર ઝાંખો થૈ ગયો.

હું અરીસામાં નિહાળું છું તને,
તારો ચ્હેરો મારો ચ્હેરો થૈ ગયો.

(લંડન)

બે

ન જે એકેય મોતી લાવિયો છે,
સલામત તે કિનારે આવિયો છે.

જરૂરત છે તમોને તારલાની
અમારી સામે કેવળ આગિયો છે.

નથી ડર એને ખાડા ટેકરાનો
કે એ તો પર્વતોનો ભોમિયો છે.

હવે પૂજી રહ્યા છે લોક એને,
પહેલો જેણે પથ્થર મારિયો છે.

હવાને કહેજો એને લૈને આવે,
અમે રસ્તામાં દીવો મૂકિયો છે.

ન જાયે કેમ ઝરણા પાસે 'અંજુમ'
કે એને સાગરે તરસાવિયો છે.

ખુશીથી 'અંજુમ', એને આવકારો,
ભલે એ ભૂલથી ઘેર આવિયો છે.

૨:૨૦૦૧, મે

## ગઝલ / નયન હ. દેસાઈ

યાદની આ સરહદોને પાર કરવાનું ઘણું મુશ્કેલ છે,
પાંપણો પર અશ્રુઓની ધાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

એ ખુદા છે તે છતાં એણે પ્રયત્નો આખરે છોડી દીધા,,
પથ્થરોમાં રક્તનો સંચાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

શક્ય છે કે બે ઘડી ઊભા રહીને થાક ભુલાવી શકો,
પણ ખભા ઉપરનો હળવો ભાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

લાખ રસ્તા છે અગર ઇન્સાનને મિટાવવો જો હોય તો,
કિન્તુ પડછાયા ઉપર કોઈ વાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

કેટલા સંબંધ, રિશ્તા ને સગાઈઓના પહેરા હોય છે,
એ બધાથી પર કોઈને પાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

તેં કવિતાની સરસ પંક્તિને માટે રાતભર જાગ્યા કર્યું,
જો નયન ! આ ખોટનો વેપાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

## ત્રણ ગીત / રમણિક સોમેશ્વર

### એક

મનની માટી ગૂંદે
મરજીવા જે હોય, આભની વચ્ચે હમચી ખૂંદે
મનની માટી ગૂંદે

કીડી જેવા ક્રોડ મનોરથ
ગણકારે નહીં તેને
અધ્યાસોની પાર પહોંચતી
નજર મળી છે જેને
આખેઆખું ચોમાસું એ પામે એક જ બુંદે
મનની માટી ગૂંદે.

માટી ખોદે અને નીકળે
ધૂળ અને ઢેખાળા
કાદવ-કચરો જાય વીંધતા -
ઝાડ-ઝાંખરા - ડાળાં

બાઝેલાં જે જાળાં નિર્મમતાથી છૂંદે
મનની માટી ગૂંદે.
મરજીવા જે હોય આભની વચ્ચે હમચી ખૂંદે.

બે

મનની વાત નિરાળી
ધગધગતું રણ હોય અને એ દેખે ત્યાં હરિયાળી
મનની વાત નિરાળી

જાતજાતના સાજ સજે
ને કરે ઘણી વરણાગી
ઘડી ઊછળે, ઘડી છળે,
ને ઘડી હોય અનુરાગી

ડૂબકી મારે રેતીમાં, ને ઝૂલે હવાની ડાળી
મનની વાત નિરાળી

જંબૂરાની જેમ ઘડી એ
ખેલ કરંતું લાગે
ક્યારે પાછું બને મદારી
કોઈ ન એને તાગે

ભલે ઠાવકું ભાસે, એની બધી અદા નખરાળી
મનની વાત નિરાળી.

ત્રણ

મનની વાત બધી સુફિયાણી
મનની આગળ કાંઈ ન ચાલે, રંક-રાય કે રાણી
મનની વાત બધી સુફિયાણી

પગલાં પાડે નહીં, છતાં એ
હરદમ હરદમ ચાલે
એનું પગલું જે દાબે તે
ચિદાકાશમાં મહાલે

મન ઘોડો, ને મન અસવાર, શક્યું છે કોણ પલાણી
મનની વાત બધી સુફિયાણી

બિન જળ લહેરે તરંગ એમાં
બિન ધરતીની ખેતી
પલમાં પોરસ દઈ મલકાવે
પલમાં કરે ફજેતી

પલનું મોતી વીંધે તે તો પલક જાય પરમાણી
મનની વાત બધી સુફિયાણી

૬ : ૨૦૦૧, મે

કંકાવટી

## અતિવૃષ્ટિ / ઉર્વશી પંડ્યા

દિગ્ગજો કંપાવતું મહાકાલનું નર્તન
આજ પોતાના ભયાનક તાલમાં સૃષ્ટિને લય કરવાની
રઢ આદરી બેઠું.

ગોરંભાતો ભીષણ નાદ થંભવી દે સઘળી ગતિ.
પૃથ્વી માથે વિખેરાય ક્લાન્ત નટરાજના નુપૂર સમી વીજરેખા
એ અગનઝાળ મારા પગના અંગૂઠા વાટે કપાળ લગી પહોંચે
ને
રાત્રિતિમિર હરનાર તારકો એકેક અવયવ પર તતડી ઊઠે.
બંધ કમાડ ઉઘાડી આવું પરસાળમાં, સમસ્ત વૃષ્ટિને
સમાવી લઉં ભીતર.
ગગન ગજવતાં પ્રલંબ - વિકરાળ ઘોષ અને ધરતી રસાતળ
કરનાર ગાંડા ઘોડાપૂર શોષી લઉં પ્રાણમાં.
તરબતર ઘરમાં આવું, ભીને લૂગડે પેટવું ઘીનો દીવો,
ચંદનધૂપ, ને સ્મરું શિવમહિમ્ન, રામરક્ષા સ્તોત્ર.
પથારીની પાંગતે વૃક્ષ ઊગે - ફૂલ - પંખીસોતું.
બળેલી પાંખમાં વીજરેખા.
કાચની બરણીમાં આછા લીલા પાનને ફૂટે તરસ.
તરસ - પંખીને ઉઠાવી મૂકી આવું પરસાળમાં -

ગગન - અગન વચ્ચે
પળમાં રાખ - રાખ ભાળી મને જૌહરના દોહદ થાય
યુદ્ધ કે કેસરિયા જોયા વિના જ ચિતા ખડકાય કૂખમાં.
બારેમેઘ ખાંગા - બાળીને ઓલવે.
દોહદને દાટી દઉં પેટમાં જ, આડાંઈ પર ઊતરેલા માવઠાને એની
મોજમાં જ છૂટો મેલું - કદાચ -
કાલ સવારે એકેક માથોળાભેર ટાઢું, કૂણું ઘાસ ઊગી આવે
ઢાંકી દે મને, ધરવી દે મારા દોહદ અને શાળવી દે
મારા બંધિયાર મકાનમાંના તરસ્યાં છોડ અને
બળ્યાં-ઝળ્યાં પારેવાંની તરસ.

## વ્યાધિ કાવ્યો / ઉર્વશી પંડ્યા

### એક

અવતર્યા વિના જ ઊછર્યા કરતો
ઊજળા કાગળ પર કાળો અવાજ અવાજ બની
રીઝવતો ને પીડતો પિંડ
દેહ ચીરી ગણતરીના જ કાળમાં ઢોળાઈ
પાછળ એકલાં કરી ગયો શરીર અને મનને.
જીવતરનાં ઓરતા ને હૈયાનાં હેવાં ઉછરશે કોનામાં ?
કે
ક્યાં કોનાં ગર્ભમાં રોપાઈ, ગોપાઈ
અભેદ પટલ છેદી બહાર નીકળશે કુંઠિત સમય ?
અંતર જેવાં જ અણઉકલ્યા શબ્દો
કરે અર્થ કાજે દાખડા.
પણ
જેનાં મૂળિયાં જ સડી ગયાં છે
એ ડાળ-પાનને તે વળી થડનો શો આધાર શો ?
ખવાઈ ગયેલું બોદું થડ અને દર કે કીડિયારું.
પોલાણ કોતરે કીડાઓ.
આકાર વિહોણું થડ અડતાંવેંત જ બટકતું જાય.

એ પર તે વળી મ્હોરે કયા રૂપ-રંગ ?
રૂપનાં બીજ વ્યાધિ થઈ વધતાં જતાં કોક અંગમાં.
દેહમાં ઊછરતાં એ જીવલેણ.
હવે વધી ન શકે તેમ માઇક્રોસ્લાઇડમાં કેદ.
એનાં ભેગી કવિતાય જડાઈ ગઈ કલમમાં.
કવિતાનો આ છેલ્લી વારકો સૂર્યાસ્ત.
હવે પછી કોઈ સૂર્યોદય નથી, ન કોઈ હરખ-શોખ.
શબ્દના પિંડ ખાતર હિજરાયા કરે,
રોજ કવિતાના સૂર્ય પ્રસવતું દરદીલું ગર્ભાકાશ.
રે મારો કાવ્યભાનુ આથમી ગયો ઓપરેશન થિયેટરની ક્ષિતિજે.
આયખાના મસમાટા નભમાં ખોડતો ગયો તોખંડા પશ્ચિમની દિશા.
કાળજામાં એનો ચચરાટ જીરવી
રાહ જોઉં મેનોપોઝની.

૧૦ઃ૨૦૦૧, મે

કંકાવટી

બે

હોળી પહેલાં જ હથેળીમાં પ્રગટી
ફાગણ સુદ પૂનમ.
ચેહ જેવી  એની ઝાળમાં તતડી ઊઠેલી ત્વચા.
કાળાશમાં ડૂબ્યા રંગો બધા.
પીગળતી આજ અને ધુમાડિયો અનાગત.
ઠરતો-બળતો સમય ન આવે અક્ષરો,
વસંત ઓઢી બેઠેલું શહેર
હાથની વેરણ-છેરણ રેખામાં અંકાય
તો અનુભવાય બીજી જ કોક ઋતુ.
ઊગતાં રહે રૂપ, રંગ કે ગંધ વિનાના 'ઘર નામનાં શમણાં,
બારેમાસ.
એની પરખ શૂળની ઘોંચ.
ઘાને પંપાળી, સાફ કરી ઢાંકું વાઘાંમાં
તો ન રહે છાની અફર વંધ્ય વિરૂપતા
પહેલાં આવી ઋતુ નહીં બેસતી હોય આ શહેર પર.
કોઈના તૂટવા સાથે જ કપાયેલું પારિજાત
જેના 'હોવા' કે 'કપાવા' વિશે દરકાર નહોતી કોઈનેય.
કોણ જાણે
કેમ છે આટલાં બધાં ઝાડ અહીં ?
આંખના પોપચાંની પીળાશને ઉછેરતો
લાલમ લાલ વ્યાધિ પીળી આંખમાં થાક બની છલકાય.
અહીંનું આકાશ દીવે મળ્યા રૂના ઢગલા.
ભૂરાશ-કાળાશમાં ન ઊગે સપનાંની ભાત.
બધાં જ વૃક્ષનું સીઝન ગ્રાફ્ટિંગ થોર જેવી હથેળીમાં.
રાતાં ચોળ ટશિયાં ચૂતી વલૂરમાં
ડૂબતાં સૂરજ – એક ઊછરતી જીવતી ઋતુ આપવા
આ ભવ પૂરતાં તો ઠરેલી ચિતાનો ફૂલ સમા.

ત્રણ

દેહ-આત્માને રાફડામાં દાટ્યા બાદ
આટલે વર્ષે
તપફળ વાંચ્છતા ખાલી જીર્ણ પાલવમાં
દુર્ગંધ
હવડ ખોળિયે રક્ત સંચારથી ધખ્યા કરતી કામનાના -
હુતાશનમાં હવિ તન-મન.
બળેલી ચામડીના ફળફળતા ફોલ્લા - ન્યુરોટિકા, ઍબનોર્મલ અને
સાયકીક પેશન્ટની ઓળખ.
સઘળું ઊભરાય
રાફડો ફાટતાં ઉભરાતાં કીડિયારા સમુ.
જીરવાય ન એનો ડંખ.
યોગભ્રષ્ટ ઋષિ માફક દુર્ગમ, દુર્લભ વર્ષો ચલાયમાન
લોહી નીંગળતી અસહ્ય અવિરત યાત્રા ભેળી
ત્રીસ વર્ષની વાસનાય લોથપોથ.
દૂધિયો અંધાર ઓઢી દરિયા જેવડું દરદ
ડૂમાઈ જાય ભીતર જ.
રતિ-રિક્ત જીવ ઊછળે કટકે કટકી.
હાથ-પગ સૂકા સાંઠીકડા.
શ્વાસે પડઘાય આક્રંદ સારસીના.

દાવાનળથી ભરખાઈ ગયેલા અડાબીડની પેલે પાર
ક્લીનશૅવથી ચળકતા ચહેરાના અજવાળે
લીલીછમ્મ કૂંપળો ફૂટે.

ફેરથી અવહેલાયેલા ભ્રષ્ટ તપમાં સળગતી
તાક્યા કરું તને સમજાયેલા નવા અર્થને.
મને ન રહી ગયાં તારા અનાદરના
તે
મમતાળુ એષણાઓનો ભ્રૂણ સરી પડ્યો
ચીકણી કાળી માટીમાં
ગર્ભમાં જ મૃત શિશુ સમું
ગૂંગળાતું સ્ત્રીત્વ તારા સુખમાં અવતર્યા પૂર્વ નિશ્ચેત.
તોયે યાચે નહીં હૂંફાળા પડખાં.
માટીની હું માટીમાં ભળી
વિલીન થઈ જઈશ એ અવગતિયા પુરુષ પિંડમાં,
જેનો હું અંશ.

## ખોળો / નિર્મિશ ઠાકર

રેતાળ કાંઠે
જૂની તૂટેલી નાવના ખોળે
નિદ્રાધીન એક બાળક.
એના પિતાને ખોળે લઈ,
દરિયાએ
જેને કાંઠે ફગાવી દીધેલી ક્યારેક,
એ નાવ દ્વારા
હવે
બાળકની બિડાયેલી
નાનકડી નાદાન આંખોમાં
જાગતો... ઊછળતો...
એ જ
દરિયો... દરિયો... દરિયો...

૧૪ : ૨૦૦૧, મે
કંકાવટી

## ભાંગ પડવો ! / રતિલાલ 'અનિલ'

*'કિ તાણ્ડવ !'*

બાર કલાકના નવ વર્ષના મજૂર નહીં પણ બાળવણકરને કાકાસાહેબ કાલેલકરને પ્રાપ્ત એવો ફરંદો આનંદ શી રીતે પ્રાપ્ત થાય ? સાળબેસાડુને કામ મળે – મજૂરી પણ કામ જ હોય છે – અને આનંદ તો ઊંઘીએ ત્યારે – પણ તે અજાણ જ રહે. હા, શેરીમાં થનથન ગોપાલ જેવી, ભરરસ્તે થાળી વાગે અને આ કંઈ કોઈને ત્યાં પુત્રજન્મની વધાઈ નથી એવો ભેદ કાન પારખી લે, તે પછી શબ્દ અડધા પડધા સંભળાય પણ આ તો 'અણોજાં'ની થાળી વાગે છે એવી સંકેતપ્રાપ્તિ સાથે 'અણોજો' ન પાળે એને 'બળિયા બાપાની આણ છે' એવા શબ્દો મોટ્ટા સાદે બોલાય તે કાને પડે અને આંખોમાં પ્રાયોજિત નહીં એવી અણધારી ચમક આવી જાય ! દેવ દેવી એટલા સારા કે અમારા જેવાને એક દિવસ માટે અણોજાની છુટ્ટી અપાવે ! ભગવાનની સાલગીરી આવે વળી તે સ્વરાજયુગ એટલે બાળવણકરોને છુટ્ટી અપાવવા માટે કોઈ વાર મહાત્મા ગાંધી તો કોઈ વાર સરદાર વલ્લભભાઈ પકડાય, જેલમાં જાય. એ 'અણોજો' જ, પણ કહેવાય હડતાળ !

માગસર વૈશાખની રાહ અનાયાસ જ જોવાય, કારણ કે કોઈ સગામાં લગ્ન આવે, જમણવાર દિવસે કરે એટલે સાંજે પાંચેક વાગ્યે જમવા માટે છૂટાય. બાકી તો સાદી માંદગી, રજા અપાવે એવી આવે તેય ચલાવી લેવા જેટલી ગમે. કોઈ વાર ઘરમાં જ મરણ થાય, અણધાર્યું તેડું આવે, રડતાં રડતાં ઘેર – પણ એ છુટ્ટી તો ખરી જ. તહેવાર, તહેવાર માટે નહીં, પણ

રજાને કારણે ગમે ! શેરીમાં રખડવાનું, ગોઠિયાઓને મળવાનું થાય એ જ ભમસહોદર કે બ્રહ્મસહોદર – આનંદ થાય. મરે તેને માટે કહેવાય કે 'બિચારા છૂટ્યા', અમને કોણ 'બિચારા' કહે ? પણ તે દિવસ પૂરતા 'છૂટ્યા' એવો ભાવ રડમસ ચહેરે પણ અનુભવીએ ! જેને ત્યાં કામ કરીએ તેને ત્યાં મરણના તો નહીં, લગ્ન-અઘરણીના અવસરો કેમ આવતા નથી – એવો વિચાર આવે. કામ કરવાને બદલે આ લઈ આવા પેલું લઈ આવે, પેલાને તેડી લાવ એવા હુકમો અનુસારની દોડધામ થકવી તો નાખે, પણ મઝા આવે.

હા, ઉનાળે, ભાંગ પડવો આવે ! સાંજના ચારેક પછી વણીએ એ ઘરમાં પણ ભાંગ લસોટવા, બનાવવાનો કાર્યક્રમ શરૂ થઈ જાય. 'અલ્યા, 'લીમડાનાં બે-પાંચ પાન તોડી લાય તો' એવો ઓર્ડર છૂટે. વળી દુકાનદારને ત્યાંથી કંઈ મંગાવે – દોડધામની મઝા ! માટીની ખાસ્સી જાડી કાળી કુંડીમાં દૂધ બીજો તેજાનો ને ભાંગ પડે, અને બસ ઘૂંટાય અને લસોટાય, સંપૂર્ણ થયે એક પાત્રમાંથી ઊંધેથી બીજા પાત્રમાં રેડાય – એ લીલા જોવામાં, ભાંગ ઘૂંટનારના ઉલ્લાસ માણવાની મઝા આવે – આ સારસ્વતો કહે એવું ઊંડું ભાંગ પરીક્ષણ કરનારા કરે, અમે વ્યાપક નિરીક્ષણ કરીએ અને છેલ્લે ઠંડી ભાંગનો આખો એક ગ્લાસ હાથમાં ! પીઓ અને જીઓ ! કોઈ તહેવાર કરતાં આ ભાંગ પડવો વધારે મઝેદાર. એક બીજા સરખે સરખાને પૂછીએ : 'અલ્યા, તને ચઢી ?' પણ અમને ક્યાં મોટ્ટા પિત્તલિયા લોટા ભરીને ભાંગ પીવા મળે કે ચઢે ? હાય રે, ભાંગ પડવો તો હજી કેલેન્ડરમાં આવતો હશે પણ જૂની પેઢી સાથે ભાંગ પડવો અને ભાંગને બઢતી મળે (ચઢે) એવું હવે બનતું નથી. ઘેર જઈએ તો ત્યાં પણ આપણે માટે પ્યાલો ભરી ભાંગ રાખી જ હોય તે પીવાની. એક વાર ભાંગ પડવાની રાતે વાર્તામાં આવતો રાક્ષસ 'ખાઉં ! ખાઉં !' કરે તેમ કરવા લાગ્યો અને પેટ ફાટે એટલું ઝાપટી ગયો અને આમ તેમ આંટા મારે, લવારો કરે... ખૂબ ભાંગ પીધી હોય તેને બરાબરનું જમાડી પઢાડવાનાં સાહસ થાય તો પેલાનાં સાહસો તો સાવ મૌલિક ! એ લીલાનો મૌલિક આનંદ માત્ર ભાંગ પડવે માણવા મળે. રાતની ઓટલા પરિષદમાં ભાંગનો મિજાજ પુરબહારમાં જોવા, અનુભવવા મળે. લે, લે, પી ! કંઈ થવાનું નથી; થશે તે મઝેદાર હશે ! ભાંગ અને ભૂખનો સંબંધ ભાંગ પડવે જ

સમજાય. એક વાર એક જણ હસવા પર ચઢ્યો – જ્યોતીન્દ્ર દવેનું નામ પણ ન જાણે, વાંચે તો શેનો ? હા, મસ્તફકીરને વાંચી શકે ખરો, પણ કામમાંથી પરવારે તો પેલી વ્હાઈટ તાડી શું કામ ન પીએ ? એવા અનુભવી ભાંગ પડવો ઊજવે, પણ માળો હસવા પર ચઢ્યો તે હસે અને હસે ને હસે ! આમ તેમ આંટા મારે ! – સકળ જગત બ્રહ્મમય માણી કે ભ્રમમય પાણી ? – તે એ જાણે ! માંદાને નહીં, એને બાથમાં ભરી સાચવવો પડે. તે રાત્રે અડધી ઊંઘ જેવી ચકળવકળ પણ દિવ્યતર રાત પસાર થાય, પણ સવારે સમજ ન પડે કે શું થઈ ગયું !

પણ યાદગાર તો પેલો ભાંગ પડવો ! અમે અમારા માપની ઠંડી ભાંગના બેએક ગ્લાસ ચઢાવેલા એટલે બધું થોડું નવું લાગે, કોઈને ઠોકીએ એવો જુસ્સો પણ નાના હાથમાં આવે, મુઠ્ઠી વળી. દોડધામ ગમા અણગમાથી પર ઓટોમેટિક સિસ્ટમે ચાલ્યા કરે. એક દુનિયામાં બીજું જગત દેખાય ! મહોલ્લામાં ખાસ્સું મોટું, વિશાળ મંદિર સંકુલ. બે વિશાળ મંદિર, વિશાળ જગ્યા અને નાના નાના દેવોની અને બળિયા બાપાની દહેરી. બળિયા બાપા અમ છોકરાની સાવ નજીક ! બળિયા બાપાને બાળકો ખૂબ ગમે તે એવી તો યાતના આપે કે અડાયાની કપડઝોડ કરેલી રાખ અને ગુલાબજળ અને અસહ્ય પીડા સિવાય આ દુનિયામાં જાણે કશું નહીં ! મહાદેવ તો કહેવાના 'મોટા દેવ' બાકી સૌના પર સૌથી મોટો ધાક બળિયા બાપાનો. એમની ડેરી નજીક જ મંદિરના રખેવાળ ભૈયાની ખોલી. 'યાર, ભાંગ માણવી હોય તે ભૈયા થાવ !' એવું કહેવાય. આખા વર્ષમાં એ જુવાન પાતળી કાઠીનો તીખી આંખનો ભૈયો આંખ સામે આવે છે. તે પાણીની ડોલ ભરીને ભાંગ પીએ. જઈએ એટલે ભાંગનો પ્રસાદ છોકરાઓને પણ આપે ! તે સાંજે મંદિરનાં ઝુમ્મરો ઝળાહળાં થયા. પૂરી એક ડોલ ભાંગ પી ગયેલા ભૈયાએ એક ઝુમ્મર સામે જોયું અને એના ડોળા ફાટી ગયા ! કોણ જાણે ઝુમ્મરના ઝળાંહળાં એની આંખોમાં બ્રહ્મરાક્ષસ ઉતારી ગયો કે શું, તે એના શરીર કરતાં ઊંચી, લાંબી ડાંગ લઈને એ તો પડકાર કરતાં ઊઠ્યો ઝુમ્મરના પ્રકાશમાં દેખાતા રાક્ષસોને ઝપેટવા... એકાદને હોંકારા પડકારા સાથે પરાસ્ત કર્યું ત્યાં તો સંકુલમાં ગાંડોતૂર હાહાકાર વર્તી ગયો... મંદિરના

લૂંટારાઓ એક વેપારીને લૂંટી લે છે. આ દૃશ્ય બહુ આબેહૂબ રીતે આલેખાયું હતું. જો કે વેપારી બૂમ બરાડા કરે છે, લાતં લાતા કરે છે, પણ તેમ છતાં એ લૂંટાઈ જાય છે ખરો. બહુ વિચિત્ર નાટક.'

'તો અમે આ નાટક ભજવ્યું.'

'પણ હજુ તો પડદો ઊઘડે એ પહેલાં તો વેપારીનો પાઠ ભજવતા અવેતન અભિનેતાએ દારૂના બેચાર પેગ ચઢાવી દીધા. એટલે ભજવણીની ઉત્તેજનામાં એ સાહેબ તો એવા ફસાઈ ગયા કે વેપારીનો પાઠ તો ભજવી જ નહીં શકે એમ એમને લાગ્યું. એ જેવો તખતા ઉપર આવ્યો કે તરત એણે જાણીબૂઝીને બધી ફુટ લાઈટ ફોડી નાખી.

આ નાટકના દિગ્દર્શક ઇવાન પેલિચે મને કહ્યું : 'બીજા અંકમાં આને તખતા ઉપર લવાય નહીં. એ હરામખોર એકેએક ફુટલાઇટ ફોડી નાખશે. એટલે એનો પાઠ તું કરે તો ? આ પ્રેક્ષકો તો બાઘા છે; એમને કશોય ભેદ વરતાવાનો નથી.' મે કહ્યું : 'ના ભાઈસાહેબ, હું ફુટ લાઇટ સામે ઊભો જ ન રહી શકું. એ વાત તો તમે કરતા જ નહીં. મેં હમણાં જ બે તરબૂચ ખાધા છે – મારું ભેજું તો કામ કરતું જ નથી.'

પણ એ તો કહે : 'મિત્ર, તારે અમને મુશ્કેલીમાંથી બચાવવા જ પડશે. આ એક અંક તો સાચવી લે. કદાચ થોડા સમય પછી એની સાન ઠેકાણે આવશે. આ તો એક શૈક્ષણિક કામ છે. એને તોડી નહીં પાડ.' એ લોકોએ એટલો બધો આગ્રહ કર્યો કે મારે હા પાડવી પડી. હું મંચ ઉપર આવ્યો.

'નાટકની યોજના પ્રમાણે હું મારા જ જાકીટ અને પેન્ટમાં ઊભો રહી ગયો. માત્ર જરા દાઢી ચોંટાડી દીધી. પ્રેક્ષકો બાઘા હતા તો પણ મને તરત જ ઓળખી ગયા. તેમણે તો બૂમો મારવા માંડી : 'વાસ્યા આવ્યો, હિંમત રાખજે. બરાબર પાણી બતાવજે.'

મેં કહ્યું : 'હિંમત તો છે જ. આ ઘડી જ કટોકટીની છે. મૂળ અભિનેતા તો ઢીંચીને પડ્યો છે – એ કંઈ મંચ ઉપર આવી શકવાનો નથી. એને તો ઊલટીઓ થાય છે...

નાટક શરૂ થયું : 'એ અંકમાં મારો પાઠ વેપારીનો હતો. હું બરાડા પાડું છું અને લુંટારાઓનો મુકાબલો લાતંલાત વડે કરું છું. પણ મને એવું લાગ્યું

કે એક લુંટારાએ વાસ્તવમાં જ મારા પાકીટ પર હાથ માર્યો. મેં મારું જાકીટ ખેંચી રાખવાનો પ્રયત્ન કર્યો. મેં તો એમને મોઢા ઉપર જ મુક્કીઓ મારવા માંડી.

મેં કહ્યું, 'નાલાયકો, મારી પાસે તો આવતા જ નહીં. તમને સજ્જન તરીકે વિનવું છું. પણ મૂળ નાટક પ્રમાણે તો તેઓ વધુ ને વધુ આક્રમક બનવા માંડ્યા. તેમણે મારું પાકીટ મારી લીધું. ૧૮૦ રૂબલ હતા. તેમણે ઘડિયાળ ઝૂંટવી લેવાનો પ્રયત્ન કર્યો.

મેં બધું જોર એકઠું કરીને બૂમ પાડી : 'બચાવો - મિત્રો, તેઓ મને લૂંટી રહ્યા છે.'

અને એનાથી તો ખૂબ અસર ઊભી થઈ. આ મૂર્ખ પ્રેક્ષકોને તો મજા પડી ગઈ. તેઓ તો તાલીઓ પાડવા લાગ્યા અને બરાડવા માંડ્યા. 'વાસ્યા, બરાબર... એમને મારવા જ માંડ-હલટોનાં માથા ફોડી નાખ.'

મેં બૂમ પાડી : 'મિત્રો, એનાથી કશુંય થતું નથી.'

'મેં એમના નાક પર મુક્કા મારવાનું ચાલુ રાખ્યું. એક અભિનેતાને લોહીલુહાણ થઈ જતો જોયો પણ બીજાઓ તો ગુસ્સે થઈ ગયા અને નાલાયકો વધુ આક્રમક બન્યા.'

મેં બૂમ પાડી : 'મિત્રો... આ શું માંડ્યું છે ? મારે શા માટે આ વેઠવું પડે ?'

તે જ વખતે દિગ્દર્શકે વીંગમાંથી ડોકિયું કર્યું ! 'બરાબર... વાસ્યા. તારો પાઠ સરસ ભજવી રહ્યો છે. હજુ વધારે લગાવ.'

મારી બૂમોની તો કશી અસર થતી જ ન હતી. હું ગમે તેટલા બરાડા પાડું, એ બધું જ નાટકમાં આવતું હતું.

પછી તો હું ઘૂંટણિયે પડ્યો - મેં કહ્યું 'અરે દિગ્દર્શક સાહેબ, હવે મારાથી તો વેઠાશે નહીં. પડદો પાડી દો. મારી બધી બચત આ લોકોએ લૂંટી લીધી છે. તેઓ તો ખૂબ જોશમાં આવી ગયા છે.'

એ વખતે ત્યાં નાટકના જાણકારો પણ હતા. આ સંવાદ મૂળ નાટકમાં તો હતા નહીં. એ લોકો વીંગમાં આવ્યા. પ્રોમ્પ્ટર એની કેબિનમાંથી બહાર આવ્યો. એનો આભાર માનવો જોઈએ.

તે બોલ્યો : 'વેપારીનું પાકીટ ખરેખર ચોરાઈ ગયું લાગે છે.'

તેમણે પડદો પાડ્યો. તેઓ કડછી જેવામાં પાણી લઈ આવ્યા અને મને પીવડાવ્યું.

મિત્રો, પછી મેં કહ્યું દિગ્દર્શક સાહેબ, આ શું ? નાટકમાં છે તે જ પ્રમાણે કોઈએ મારું પાકીટ ચોરી લીધું.'

'હા, પછી એમણે કંપનીના માણસોની તપાસ કરી. પણ પૈસા ન મળ્યા. પણ હા, કોઈએ ખાલી પાકીટ વીંગમાં ફેંકી દીધું હતું. પૈસા ક્યાં ગુમ થઈ ગયા એની ખબર જ ન પડી – જાણે સગડીમાં ભડભડ સળગી ગયા.

તમે કળાની વાત કરો છો. હું તમારી કળા જાણું છું, મને અનુભવ થઈ ગયો.

(અંગ્રેજી અનુવાદ : જેક પોઝિન)

## મસ્તકની અદલાબદલી / ટોમન માન

*અનુવાદ : સનત્ ભટ્ટ*

૯

મંજુલ સીતા આગળ કશું ય બોલી નહીં, 'ધન્યવાદ'નો શબ્દ પણ નહીં, તથા પહેરેલી લાંબી સાડી સાથે શક્ય એટલી વધુ ઝડપે એ ફરી દેવી માતાના મંદિરમાં દોડી ગઈ. પહેલાં એ ચોકમાંથી દોડીને સભાગૃહમાં આવી અને ત્યાંથી એ ઝડપથી મુખ્ય મંદિરમાં પ્રવેશી અને કાલીમાની વિકરાળ મૂર્તિ સમક્ષ લગભગ સનેપાતની અવસ્થામાં દેવીમાએ ચીંધેલા કાર્યને પાર પાડવા ઉદ્યૃત થઈ. ધડ તથા મસ્તક વચ્ચેનું આકર્ષણ દેવીમાના શબ્દો સાંભળ્યા પછી જન્મેલી અપેક્ષાના પ્રમાણમાં ઓછું હતું. છતાં એ આકર્ષણ અનુભવી શકાય તેવું તો હતું જ. છતાં નીકમાંથી રક્ત પાછું વહી આવવા માટે પૂરતો સમય રહ્યો હતો. અને આશ્ચર્યજનક ઝડપથી સુંદર મઝાના અવાજ સાથે રક્ત પાછું વહી આવ્યું પણ ખરું. દેવીમાના ખડગ્‌ના કલ્યાણકારી સ્પર્શે જાદુઈ અસરમાં પણ કોઈ ચૂક ન રહી. તથા પછી સીતાએ ખુશીથી છલકાતા કંઠે બંને વખત ત્રણ ત્રણ વાર દેવીમાતાના નામનો ઉચ્ચાર કર્યો. યોગ્ય જગાએ મસ્તક ધારણ કરીને કોઈ પણ પ્રકારના નિશાન કે ઘા વિનાના બેઉ યુવાનો એની સાથે ઊભા થયા. તેઓએ સીતા તરફ અને પોતાના તરફ દૃષ્ટિ નાખી – અથવા તો એમ કરવા જતાં બંનેએ એકમેકની તરફ પણ જોયું. એકમેકની તરફ જોવા માટે બંનેએ પોતાની તરફ પણ જોવાનું થયું

કારણ કે એમના સજીવન થવાની પ્રક્રિયા કાંઈક એવી જ રીતે સંપન્ન થઈ હતી.

સીતા, આ તેં શું કર્યું ? અથવા આ શું થઈ ગયું ? અથવા વ્યામોહ અને વ્યગ્રતામાં તેં આ શું કરી નાખ્યું ? (કાર્ય સંપન્ન કરવું તથા ઘટના ઘડવી એ બે વચ્ચેની પ્રવાહી ભેદરેખાને સ્વીકાર કરીને) ટૂંક એક શબ્દમાં કહીએ તો તારી સાથે આ શું બની ગયું ? તેં જે ઉત્તેજના સાથે આ કાર્ય કર્યું એ સમજી શકાય તેવી છે : પરંતુ એ કાર્ય કરતી વખતે તું તારી આંખોને વધારે સારી રીતે ઊઘાડી રાખી શકી ન હોત ? ના, તેં માથાંઓને અવળાં ચોટાડ્યાં ન હતાં. પરંતુ સીધે સીધું કહી દઈએ અને તમારી સાથે જે કાંઈ ઘટ્યું તેને તમે જે કાંઈ કહેવાના હોય એટલે કે દુર્ઘટના અથવા ભૂલ અથવા ગોટાળો અથવા જે કોઈ રીતે એને ઓળખાવવા માગતા હોય તે આ હતું... તેં એકના ધડ ઉપર અન્યનું માથું ખડગના સ્પર્શ વડે બરાબર ચોંટાડી દીધું. અર્થાત્ નંદનું મસ્તક શ્રીદામનને ચોંટાડી દીધું... (પરંતુ આ તો જો પ્રધાન લક્ષણવિહોણા એના ધડને આપણે શ્રીદામન કહી શકીએ તો)... તથા શ્રીદામનના મસ્તકને નંદ સાથે જોડી દીધું (એટલે કે વળી મસ્તકવિહોણા નંદને જો આપણે નંદ કહી શકીએ તો). ટૂંકમાં એ તારી સમક્ષ ઊભા થયા પતિ અને મિત્ર તરીકે નહીં... પરંતુ અદલબદલ થઈને. તું નંદને જુએ છે... જેના ઉપર નંદનું સીધું સાદું મસ્તક ચોંટ્યું છે એ સુંદર શણગારેલા અંગરખા તથા સુરવાળમાં ઢંકાયેલા પુષ્ટ, ગોળમટોળ અને સુકુમાર અંગોવાળા શ્રીદામનના દેહને નંદ કહીએ તો. તું શ્રીદામનને નિહાળે છે અર્થાત્ શ્રીદામનના સુકુમાર તથા અકઠોર મસ્તક ધારણ કરેલા 'એના' તામ્રવર્ણા વક્ષઃસ્થળ ઉપર વત્સચિહ્ન ધરાવતા, નંદના સુગ્રથિત પગ ઉપર ઊભેલા એ આકારને આપણે જો એ નામે (શ્રીદામન તરીકે) ઓળખી શકીએ તો !

આ કેવી પરિસ્થિતિ –

આત્યંતિક ત્વરાને પરિણામે જન્મેલી આ કેવી પરિસ્થિતિ ? જેમણે પોતાનો ભોગ ચડાવ્યો હતો એ સજીવન થયા હતા. પરંતુ તેઓ બદલાયેલા રૂપે સજીવન થયા હતા. પતિનો દેહ મિત્રના મસ્તક સાથે સંલગ્ન હતો તથા મિત્રનો દેહ પતિના મસ્તક સાથે. પરિણામે એમના આશ્ચર્યપૂર્ણ દીર્ઘ

ચિત્કારોથી પત્થરની ગુફા લાંબા સમય સુધી પડઘાતી રહે એમાં કાંઈ નવાઈ ન હતી. નંદના મસ્તકવાળા રૂપે પોતાનાં અંગો તથા દેહને સ્પર્શી જોયો જે (થોડો જ સમય પહેલાં) શ્રીદામનના ઉમદા મસ્તક સાથે સંકળાયેલી કેવળ વિગતો રૂપે હતાં. જ્યારે (જો આપણે મસ્તકને નિર્ણયાત્મક લક્ષણ માની લઈએ તો) બીજી બાજુ શ્રીદામન ઊભો હતો અને નંદનું સીધુંસાદું મસ્તક જ્યારે એના ખભા ઉપર હતું ત્યારે જે શરીર એનું (એના વ્યક્તિત્વનું) એક આવશ્યક અંગ હતું એ શરીરને પોતાના ખુદના શરીર તરીકે ઓળખાવવાની મથામણ કરી રહ્યો હતો. અને આ નવી પરિસ્થિતિને માટે જે ચાલતાફરતા કારણરૂપ હતી એ સીતા વારાફરતી આ અને પછી પેલાની તરફ આનંદના ઉદ્‌ગારો તથા પશ્ચાત્તાપના ચિત્કારો અને આક્રંદ કરતી પહેલાં આ અને પછી બીજી તરફ ફરતી રહી, અને અંતે એ તેમના પગે પડી ડૂસકાંઓ અને હાસ્ય વચ્ચે જે કાંઈ બન્યું તે અને છેવટે જે અફસોસજનક શરતચૂક થઈ એ સહિત ઘટનાઓ ઘટી તે વર્ણવી બતાવી...

સીતા રડતાં રડતાં બોલી, 'જો બની શકે તો મને માફ કરજો.' અને નંદના દેહની ઈરાદાપૂર્વક અવગણના કરી એ એના ઉપર રહેલા શ્રીદામનના મસ્તક તરફ સ્પષ્ટ રીતે નજર કરતી બોલી, ' પ્રિય શ્રીદામન, મને માફ કરજે' – અને પછી નંદના મસ્તકને પ્રાધાન્ય આપતી તથા એ મસ્તકની નીચેના શ્રીદામનના દેહની કેવળ ગૌણ ઉમેરણ તરીકે અવગણના કરી બોલી, 'નંદ, તું પણ મને માફ કરજે. સાચ્ચે જ તમારે મને માફ કરવી જ જોઈએ. તમે જ્યારે તમારા પૂર્વરૂપોમાં હતા એ વખતે તમે જે ભયાવહ કાર્ય કરવા માટે ઉદ્યત થયા તથા પરિણામે મને જે ઘોર નિરાશાની સ્થિતિમાં મૂકી દીધી એનો વિચાર કરો. તમે કલ્પના કરો કે મેં તો આત્મહત્યા કરવાના પાકા ઈરાદાથી ગળામાં ફાંસીનો ગાળિયો પણ નાખી દીધો હતો... એ પછી મહાદેવી સાથે વાત થઈ. મેં એનો મેઘગર્જના જેવો અવાજ સાંભળ્યો જેણે મારી શુધબુધ હરી લીધી ! અને તમે કલ્પી શકો કે એ પછી તો હું ભાગ્યે જ એના આદેશનું યથાયોગ્ય પાલન કરવાની સ્થિતિમાં રહી હતી. મારી નજર સમક્ષ બધું ચકરાવા માંડ્યું તથા પછી મને લગભગ ભાન જ ન હતું કે કોનાં અંગો અને મસ્તક મારા હાથમાં આવ્યાં છે અને પછી તો સાચું

માથું સાચા દેહને પામે એ માટે માત્ર નસીબનો જ આસરો રહ્યો હતો. શક્યતાઓ પચાસ પચાસ ટકા હતી – પચાસ ટકા તરફેણમાં અને પચાસ ટકા વિરુદ્ધમાં. પછી જે કાંઈ બન્યું તે – આવું બની ગયું. અને તમે આ રૂપે સજીવન થયા. વળી અંગો અને મસ્તક વચ્ચેનું આકર્ષણ સાચા પ્રમાણનું હતું એ હું કેવી રીતે જાણી શકું. અને આમ તો એ આકર્ષણ (મેં અનુભવેલું આકર્ષણ) સુસ્પષ્ટ હતું અને બળવાન પણ હતું. પરંતુ શું ખબર કે અન્ય કોઈ પ્રતિયોગમાં એ આકર્ષણ કદાચ વધારે બળવાન પણ હોઈ શકે ? અને એ કરાલસ્વરૂપા દેવીમા પણ આ ગોટાળા માટે અંશતઃ જવાબદાર છે, કારણ કે એણે તો મને તમારાં મસ્તકોને અવળી બાજુએ ન ચોંટાડવા માટેની તકેદારી રાખવા સૂચના આપી હતી. એ માટેની કાળજી તો મેં રાખી જ હતી. હમણાં જે કાંઈ બન્યું છે એવું તો પરાદેવીની કલ્પનામાં પણ ન હતું ! તમે મને કહો કે તમે જે રૂપે સજીવન થયા છો એને માટે તમે મને જીવનભર શાપ આપ્યા કરશો ? જો તમે એમ જ કરવાનો હો તો હું આદ્યશક્તિએ મને કે કાર્ય કરતાં અટકાવી હતી એ જ કરીશ. અથવા જો તમારું વલણ મને માફ કરવા તરફનું હોય તો શું તમે એવું માનો છો કે કેવળ અકસ્માતને કારણે જે પરિસ્થિતિ પેદા થઈ છે એમાં પણ આપણે ત્રણે માટે એક નવા અને વધારે સારા જીવનનો આરંભ કરી શકાશે ? વધારે સારું એટલે કે પહેલાંની પરિસ્થિતિ એના એવાને એવા જ રૂપમાં ફરી પાછી સ્થાપી શકાઈ હોત તથા બધી માનવીય ગણત્રીઓ પ્રમાણે કદાચ પહેલાંની જ દુઃખદ પરિસ્થિતિ અને પ્રશ્ન પણ વળી ચાલુ જ રહ્યા હોત ? સુદૃઢ અંગોવાળા હે શ્રીદામન તથા સુકુમાર અંગો વાળા હે નંદ, તમે મને કહો.'

નવાં રૂપોને પામેલા યુવાનોએ નીચે વળી એકબીજાના બાહુઓ વડે સીતાને ઊંચકી લીધી અને રડતાં હસતાં ત્રણે એકબીજાને ભેટી રહ્યાં. બે બાબતો શરૂઆતથી જ એકદમ સ્પષ્ટ થઈ ગઈ હતી. એક તો પુનર્જીવિત થયેલાં રૂપોને તેમનાં મસ્તક અનુસાર સંબોધવામાં સીતા સાચી હતી કારણ કે એમનો અહમ્ અને મમત્વ એ જ રીતે આકારાયો હતો. ઊજળા અને સાંકડા ખભાઓ ઉપર ગર્ગપુત્રનું સીધુંસાદું મસ્તક ધરાવતું રૂપ પોતાની જાતને નંદ માનતું હતું. એ જ પ્રમાણે તામ્રવર્ણા કદાવર દેહ ઉપર બ્રાહ્મણપુત્રનું

માથું ધરાવતું રૂપ પોતાને શ્રીદામન તરીકે જ ઓળખતું હતું. વળી બીજું એ પણ એટલું જ સ્પષ્ટ હતું કે બંનેમાંથી કોઈ પણ સીતાએ કરેલી ભૂલ માટે એના ઉપર ગુસ્સે થયેલા ન હતા, ઊલટાનું બંને પોતાના નવા રૂપમાં રાજી હતા.

શ્રીદામને કહ્યું, 'જો પોતાના ભાગે/નસીબે પ્રાપ્ત થયેલા દેહ માટે નંદ શરમ અનુભવતો હોય, તથા વક્ષસ્થળ ઉપરના વિષ્ણુના લાંછન જેવા વત્સચિહ્ન ગુમાવ્યાનો એને અફસોસ થતો હોય તો તો મને એનું દુઃખ છે. પરંતુ જો તેમ ન હોય તો મારા પક્ષે તો હું કહીશ કું કે હું ખૂબ ખુશ છું. મને આ પ્રકારનો દેહ મેળવવાની હમેશાં ઇચ્છા રહી છે. જ્યારે હું મારા સ્નાયુઓને સ્પર્શું છું, મારા ખભાઓ તથા નીચે મારા સુંદર પગ તરફ નજર નાખું છું ત્યારે મને અતિશય આનંદ થાય છે તથા મને લાગે છે કે હવે એક તો પ્રાપ્ત થયેલા નવા બળ અને સૌષ્ઠવની સભાનતાને કારણે તથા મારાં આધ્યાત્મિક મનોવલણો હવે મારા દેહસૌષ્ઠવ સાથે સંવાદમાં હશે એને કારણે હવે પછી હું એક નવા પ્રકારના ગૌરવથી મારું મસ્તક ઊંચું રાખીશ. કારણ કે હવે મારે માટે સરળતાના સમર્થનમાં દલીલો કરવાનું તેમજ વૃક્ષ નીચે યોજાતા મતદાન સમયે બ્રાહ્મણ વિધિઓને સ્થાને ઉજ્જ્વળ શિખર પર્વતની ફરતે ગાયોની શોભાયાત્રાની તરફેણમાં રહે. કારણ કે આ હવે મારે માટે હવે ખોટું કે અણશોભતું નહીં રહે, આ હવે મારા માટે સાચું અને શોભતું બની ગયું છે. અત્યાર સુધી જે વિચિત્ર હતું એ હવે મટી ગયું છે. વ્હાલાં મિત્રો, અલબત્ત, અહીં થોડા દુઃખની વાત પણ છે – જે વિચિત્ર છે, એ હવે મારું પોતીકું બની ગયું છે, હવે એ મારે માટે પ્રશંસા અને કામનાનું ભાજન રહ્યું નથી, સિવાય કે હુ મારી જાતની પ્રશંસા કરું છું તથા ઇન્દ્રોત્સવને સ્થાને વરુણોત્સવને પસંદ કરવામાં હું મારી જાત સિવાય અન્ય કોઈને સેવતો નથી. હા, હું જેની પહેલાં કામના કરતો હતો એ પામી ચૂકવાને કારણે આ પ્રકારનો ખેદ અનુભવું છું એ હું કબૂલ કરું છું. પરંતુ વ્હાલી સીતા, બધી પરિસ્થિતિઓમાં હું સૌ પ્રથમ તારો જ વિચાર કરું છું; એટલે મારા આ નવા રૂપનો તને જે લાભ મળશે એનો જ્યારે મને વિચાર આવે છે ત્યારે પેલો ખેદ ક્યાંય પશ્ચાદભૂમાં હડસેલાઈ જાય છે. હા, મને આ

નવી પરિસ્થિતિનો ગર્વ છે, હું ખુશ છું તથા મારા પક્ષે તો આ અદ્ભુત ચમત્કારને ધન્ય માની કહું છું કે તો ભલે આમ જ.

મિત્રના અંતિમ શબ્દો સાંભળી એ પાછળની ભૂમિકા સમજ્યા પછી નંદે કહ્યું, 'તારાં ખેડુ અંગોને તારે તારી વાચા ઉપર હાવી થવા દેવાં ન જોઈએ. સીયાને બદલે તારે સાચો ઉચ્ચાર સીયળી કરવો જોઈએ. તને તારાં નવાં અંગો બદલ અભિનંદન. મારી વાત કરું તો મેં એ અંગો ખૂબ લાંબા સમય સુધી ભોગવ્યાં છે. પરંતુ હું પણ તારા ઉપર ગુસ્સે નથી, સીતા ! હું પણ આ ચમત્કારને સ્વીકારું છું કારણ કે મને પણ હમેશાં આવા પાતળા દેહની કામના રહી છે. અને હવે જ્યારે હું ઇન્દ્રના વાગ્સંપ્રદાયની તરફેણમાં તથા સરળતાની વિરુદ્ધમાં દલીલ કરું ત્યારે એ મને અગાઉની સરખામણીમાં વધારે શોભશે અથવા તો એ મારા મુખને નહીં તો મારા દેહને શોભે તેવું બનશે, જે હવે શ્રીદામન, તારા માટે તો એક ગૌણ બાબત બની ગઈ છે, પરંતુ મારા માટે એક પ્રધાન બાબત બની ગઈ છે. સીતા, તેં જ્યારે અમારા દેહ અને મસ્તકોને જોડ્યાં ત્યારે વિશેષ બળવાન આકર્ષણને પામ્યાં હતાં એ બાબતે હવે મને કોઈ આશ્ચર્ય રહ્યું નથી. એ બળ મને અને શ્રીદામનને બાંધી રાખનારું અમારી મૈત્રીનું બળ હતું. અને હું આશા રાખું છું કે જે કાંઈ ઘટ્યું એને કારણે એ મૈત્રીમાં કોઈ તિરાડ નહીં પડે. પરંતુ મારે એક વાત કહેવાની છે : મારું સીધુંસાદું મસ્તક એને ભાગે જે શરીર આવ્યું છે એના વિશે વિચારવાનું અટકાવી શકાતું નથી કારણ કે એના અધિકારોને એ પીછાણી શકે છે. એટલે જ શ્રીદામનના અમુક શબ્દોથી અને ખાસ તો એ જે રીતે ભવિષ્યને સુરક્ષિત ગણી લે છે એનાથી મને આશ્ચર્ય અને ખેદ થાય છે. સૂક્ષ્મ તર્કનો આધાર લીધા સિવાય કશું સ્વીકારી લેવાય તેવું રહ્યું હોય એવું મને તો લાગતું નથી. એક મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો છે અને તારા મસ્તકમાં જે ઉકેલ છે તેના કરતાં મારું મસ્તક કાંઈ અલગ વિચારી રહ્યું છે.'

સીતા અને શ્રીદામન બંને જાણે એક અવાજે બોલી ઊઠ્યા, 'એ વળી કઈ રીતે ?'

'કઈ રીતે ?' સુકુમાર દેહવાળા મિત્રે એમના શબ્દો દોહરાવી જણાવ્યું, 'તમે આવો પ્રશ્ન પૂછી પણ કેવી રીતે શકો છો ? મારા માટે દેહ જ પ્રધાન

છે. અને અહીં હું લગ્ન પાછળના મૂળ વિચારને અનુસરું છું, કારણ કે બાળકો મસ્તક દ્વારા નહી દેહ દ્વારા જન્મે છે. કોઈ મને એવું તો કહી જુએ કે સીતાના ગર્ભમાં જે બીજ ઊછરી રહ્યું છે એનો પિતા હું નથી.

શ્રીદામનનાં અંગોએ અવશપણે એક સંચાર અનુભવ્યો. એણે કહ્યું, 'નંદ, તારું મગજ ઠેકાણે રાખ ! જરા વિચાર તો કર કે તું શું બોલી રહ્યો છે ? આ તો તું નંદ છે કે અન્ય કોઈ ?'

એણે કહ્યું, 'હું નંદ છું. અને આ વિવાહિત દેહ મારો છે એ પણ એટલું જ સાચું છે. એ દેહ મારો છે અને એને માટે હું 'હું' શબ્દનો પ્રયોગ કરું છું, જેવી રીતે કમનીય વળાંકોવાળી સીતા મારી પત્ની છે તથા એનો ગર્ભ મારા કારણે છે એ પણ એટલું જ સાચું છે.'

કંપિત અવાજે શ્રીદામને વળતો જવાબ આપ્યો, 'બરાબર ! એમ કે ?' જ્યારે તારો વર્તમાન દેહ મારો હતો અને હું સીતાની પડખે સૂતો હતો ત્યારે કદાચ હું આટલા ભાર સાથે બોલી શક્યો ન હોત. કારણ કે સીતા જ્યારે ઊંઘમાં બબડી હતી ત્યારે મને અત્યંત દુઃખ સાથે ભાન થયું હતું કે એ જેને આલિંગતી હતી એ દેહ (ત્યારે) મારો ન હતો. ઊલટાનું એ દેહ તો હવે હું જેને મારો કહું છું એ હતો. મારા વ્હાલા મિત્ર, આ દુઃખદ મુદ્દાને છેડી મને આ રીતે પરાણે બોલાવવું એ ભદ્ર વ્યવહાર નથી. તું આમ શી રીતે તારા મસ્તકને પ્રાધાન્ય આપી શકે... અથવા તારા દેહને અને કેવી રીતે તું જાણે કે હું અને હું તું બની ગયા હોઈએ એવી રીતે વર્તન કરી શકે ? એ તો સ્પષ્ટ જ છે કે એ પ્રકારની અદલાબદલી થઈ હોય તથા તું સીતાનો પતિ શ્રીદામન અને હું નંદ બની ગયા હોત તો તો નિશ્ચિત રીતે કહી શકાય કે કોઈ પરિવર્તન થયું જ નથી, અને બધું જાણે પૂર્વવત્ જ રહ્યું છે. સુખદ આશ્ચર્ય તો એ છે કે માત્ર મસ્તકો અને અંગોની અદલાબદલી થઈ છે અને તે પણ સીતાના હાથે જેને પરિણામે નિર્ણયાત્મક વિભાજક રૂપ આપણાં મસ્તકો હરખાઈ ગયાં છે. વળી સુંદર નિતંબોવાળી સીતાને જે નિર્માયું છે એ જ સૌથી વધારે અગત્યનું છે.

પરંતુ હવે તું એક વિવાહિત પુરુષનું હતું એ તારા હાલના વર્તમાન શરીરનું તને ગુમાન છે અને મને તો તું મિત્રની ભૂમિકા સોંપે છે ! તું કેવળ

ગુનાહિત આપવડાઈનું પ્રદર્શન કરી રહ્યો છે કારણ કે તું આ ફેરફારથી સીતાને કયો લાભ થશે એ વિશે સહેજ પણ વિચાર કર્યા વિના માત્ર તારી પોતાની જાતનો જ વિચાર કરે છે.'

નંદે જ્યારે શ્રીદામનને જવાબ આપ્યો ત્યારે એના અવાજમાં ભળેલી કરુણા છાની રહી શકી નહીં. એણે કહ્યું, 'તું કહે છે એ પ્રમાણે હવે તું જ એને તારા પોતાની કહે છે એ સરસાઈનો લાભ સીતાને મળશે જ. તું પણ મારા જેટલો જ બડાઈખોર છે. વળી તું મારા વિશે ગેરસમજૂતી કરી રહ્યો છે. હું હવે મને જે પ્રાપ્ત થયું છે એ વિવાહિત શરીરની વાત નથી કરી રહ્યો, હું તો જેને તું પોતે પણ નિર્ણયાત્મક વિભાજક તરીકે સ્વીકારે છે એ મારા ખુદના મસ્તકની વાત કરી રહ્યો છું જે નવા અને સુકુમાર દેહ સાથે સંલગ્ન થયા પછી પણ મને હું એટલે કે નંદ બનાવી રાખે છે. છેલ્લાં જ્યારે એણે પોતાના મધુર રણકાવાળા કંપિત સ્વરમાં મને 'નંદ, વ્હાલા નંદ,' કહીને બોલાવતાં મારી તરફ જોયું – જે સાંભળતાં મને ડર લાગ્યો કે રખેને હું પણ એને એવા જ સ્વરમાં ઉત્તર આપી બેસું – ત્યારે એણે મારા મુખ તરફ જોયું અને મારી આંખોમાં એના પોતાના ભાવને વાંચવા મથી રહી હતી તે સમયે તો મને એ બિનજરૂરી લાગ્યું હતું. પરંતુ હવે મને ભાન થાય છે કે એનું એક મોટું આધ્યાત્મિક મહત્ત્વ હતું. એ દર્શાવે છે કે એના શબ્દો મારા શરીર માટે ન હતા; મારું એ કેવળ શરીર એ નામને પાત્ર ન હતું. એ તો તેં પોતે જ સિદ્ધ કરી આપ્યું છે કારણ કે તું હજુ તારી જાતને શ્રીદામન જ કહે છે. અત્યંત આવશ્યક હોય એને બાદ કરતાં મેં એ ઉત્તર આપ્યો ન હતો કે જેને પરિણામે રખે ને હું પણ એ જ મધુરા કંપનવાળા સ્વરમાં સરી પડું.

તારા માટેના મિત્રભાવને કારણે તેમ જ તારી વિવાહિત સ્થિતિને ધ્યાનમાં રાખી મેં એને નામ દઈને બોલાવી પણ નહીં, અને મારી નજર મેં નીચે રાખી જેથી મારી આંખમાં એ કશું વાંચી શકે નહીં. એણે 'નંદ', 'ઓ વ્હાલા નંદ', એમ કહી ઊંડાણથી તાગવા મથતી નજરથી મારા મસ્તક અને આંખો તરફ જોયું હતું એ મસ્તક અને આંખો તો મારી પાસે છે જ છે; વધારામાં હવે તો મારી પાસે એ પતિ-દેહ પણ છે. પરિસ્થિતિએ મૂળભૂત રીતે મારા તથા સીતાના પક્ષમાં વળાંક લીધો છે. વિશેષ કરીને તો સીતાના

પક્ષમાં અને લાભમાં ! કારણ કે જો આપણે એનો આનંદ અને સંતોષને સર્વાધિક પ્રાધાન્ય આપતા હોઈએ તો તો હું જે વર્ણવું છું એના કરતાં વધારે પવિત્ર અને ક્ષતિપૂર્ણ ઉકેલ હોઈ શકે જ નહીં.'

શ્રીદામને કહ્યું, 'ના, આવું તો મેં તારી પાસેથી કદીય ધાર્યું ન હતું. મને ડર હતો કે તું કદાચ મારા શરીરનો ક્ષોભ અનુભવીશ; પરંતુ હવે તો મારો પહેલાંનો દેહ તારું મસ્તક મેળવવા માટે ક્ષોભ અનુભવી શકે; કારણ કે લગ્નની બાબતમાં ઘડીમાં મસ્તકને તથા ઘડીમાં શરીરને પ્રાધાન્ય આપી તું કેવા વિરોધાભાસમાં સરી પડે છે ! તું હમેશાં એક સીધોસાદો યુવાન હતો; અને હવે એકાએક તું મર્યાદાબહારની આપવડાઈ કરતાં દાવો કરે છે કે સીતાના સુખને સુનિશ્ચિત કરવા માટે આખી દુનિયામાં તારી પરિસ્થિતિ અદ્વિતીય શુદ્ધતા અને પૂર્ણતાવાળી છે જ્યારે સ્વયંસ્પષ્ટ તો એ છે કે સર્વ શંકાઓને નિર્મૂળ કરનાર તથા સર્વોત્તમ સુખ આપનાર. યોગ તો હું ધરાવું છું. પરંતુ આ પ્રમાણે વાતો લંબાવ્યા કરવાથી કોઈ અર્થ કે હેતુ સિદ્ધ થાય નહીં. સીતા આપણી સમક્ષ છે, એ કોની છે એને પોતે જ કહેવા દઈએ, અને પોતાના સુખનો નિર્ણય પણ એને પોતાને જ કરવા દઈએ.'

અતિશય મૂંઝવણમાં પડી ગયેલી સીતા શ્રીદામન અને નંદ તરફ વારાફરતી જોવા માંડી. પછી એણે પોતાના મુખને હાથ વડે ઢાંકી દીધું અને રડવા માંડી.

ડૂસકાં ખાતાં એ બોલી, 'હું એમ કરી શકું નહીં. નિર્ણય કરવા માટે મારા ઉપર દબાણ કરશો નહીં, હું તો એક દીન અબળા છું, અને નિર્ણય કરવો મારે માટે ઘણો મુશ્કેલ છે. મેં કરેલી ભૂલ બદલ અતિશય ક્ષોભ અનુભવ્યા પછી પણ આરંભમાં તો નિર્ણય કરવાનું સરળ લાગતું હતું, ખાસ કરીને જ્યારે મેં જોયું કે તમે બંને જણ ખૂબ રાજી હતા. પરંતુ તમારાં વચનોએ મને ભયંકર ગૂંચવાડામાં મૂકી દીધી છે, અને મારા હૃદયને બે ભાગમાં વિભાજિત કરી નાખ્યું છે, પરિણામે તમે જેમ એકમેકનો વિરોધ કરો છો તે જ પ્રમાણે મારી વિભાજિત જાતનો એક ભાગ બીજાનો વિરોધ કરી રહ્યો છે. પ્રિય શ્રીદામન, તારા શબ્દોમાં મોટું સત્ય છે અને જે તારાં લક્ષણો ધારણ કરે છે એની સાથે જ હું ઘેર જઈ શકું એમાં મારે માટે કોઈ

શંકા રહેવા દીધી નથી. જ્યારે મસ્તક વિનાનું નંદનું ધડ કેવું તુચ્છ અને દયનીય લાગતું હતું એ જ્યારે મને યાદ આવે છે ત્યારે વિશેષ કરીને નંદના અભિપ્રાય માટે પણ મને સહાનુભૂતિ થાય છે; અને જ્યારે એને 'વ્હાલા નંદ' તરીકે સંબોધતી હતી ત્યારે મારા મનમાં એના દેહ કરતાં કદાચ એના મસ્તકની છબિ ડોકાતી રહેતી હતી એ મારે કબૂલ કરી એની સાથે સહમત થવું જ રહ્યું. પરંતુ પ્રિય શ્રીદામન, તેં આશ્વાસન આપવું – જેવા શબ્દનો પ્રયોગ કર્યો છે અને મારા પતિનું મસ્તક મને વધારે નિશ્ચિત બનાવે કે પછી એનું શરીર એ કહેવું મારે માટે ખરેખર મુશ્કેલ છે. મહેરબાની કરીને મને વધુ સતાવીશ નહીં.'

થોડા સમયની નિરુપાય શાંતિ પછી આખરે નંદ બોલ્યો, 'અંતે વાત જો અહીં આવીને અટકતી હોય તથા આપણા બેમાંથી કોઈ એક વિશે નિર્ણય ન કરી શકતી હોય તો પછી કોઈ ત્રીજી વ્યક્તિએ એટલે કે ખરેખર તો કોઈ ચોથી વ્યક્તિએ એ નિર્ણય આપવો જોઈએ. હમણાં જ જ્યારે સીતાએ એવું કહ્યું કે શ્રીદામનનાં લક્ષણો ધરાવતી વ્યક્તિ સાથે જ એ ઘેર જશે ત્યારે મેં તો મનમાં એવું વિચારેલું કે એ અને હું બંને ઘેર નહીં પરંતુ ક્યાંક નિવૃત્તિમાં રહીશું અને એ પણ જો એને એના પતિ તરીકે મારી સાથેનું જીવન આશ્વસ્ત બનાવી રાખે તો. આમ તો એક લાંબા અરસાથી એકાંતવાસ અને નિવૃત્તિનો વિચાર મને આકર્ષતો રહ્યો છે. કારણ કે સીતાના અવાજે જ્યારે મૈત્રી પ્રત્યેની નિષ્ઠા બાબત મારા મનમાં શંકાઓ જન્માવી ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે હું કદાચ સાધુ બની જાઉં. અને મેં કામદમન નામના એક સંન્યાસીનો સંપર્ક સાધ્યો જે પોતે યમનિયમના પાલનમાં પાક્કો હતો અને જે મને એ પ્રકારના જીવન જીવવા માટેનું માર્ગદર્શન આપી શકે. એ દંડકારણ્યમાં વસે છે જ્યાં મેં એની મુલાકાત પણ લીધી હતી. દંડકારણ્યમાં તો ચારે બાજુ આવા સાધુ-સંન્યાસીઓ નિવાસ કરે છે. એની અટક ગુહ છે, પરંતુ સંન્યાસી બન્યા પછી એણે 'કામદસન' એવું નામ ધારણ કર્યું છે અને જો કોઈને એને બોલાવવાનો ક્યારેય મોકો ઊભો થાય તો એને એ જ નામે બોલાવવાનો એનો પોતાનો આગ્રહ છે. સ્નાન અને વચન અંગેનાં અત્યંત કઠોર પ્રશ્નનું આચરણ કરતાં એ વર્ષોથી દંડકારણ્યમાં નિવાસ કરે છે.

(એણે જે નવું રૂપ ધારણ કર્યું છે તેનાં કરતાં એ કાંઈ કમ નહીં હોય) એ નક્કી સંન્યસ્ત ધારણ કર્યા પછી વધારે ઉદાત્ત બન્યો હશે...

ચાલો આપણે એ જ્ઞાની પુરુષ પાસે જઈને જેણે જીવનના સત્યને ઓળખી એના ઉપર કાબૂ મેળવ્યો છે. એને આપણે આપણી કથા કહી સંભળાવીશું તથા સીતાના સુખનો નિર્ણય એને સોંપી દઈશું. જો તમે સહમત થતા હોય તો આપણા બેમાંથી સીતાના પતિ અંગેનો નિર્ણય એ આપે અને એનો નિર્ણય આખરી ગણવામાં આવે.'

રાહતના શ્વાસ સાથે સીતા બોલી ઊઠી, 'હા, હા, નંદનું કહેવું બરાબર છે. આપણા અહીંથી જ પ્રયાણ કરીએ અને એ મહાત્મા પાસે જઈએ.'

આ પ્રમાણે સહમતિ સધાયા પછી, ત્રણે દેવીમાતાના મંદિરને છોડી એમનો માફો જ્યાં ઊભો હતો એ જગાએ આવ્યાં. અહીં વળી માફો કોણ હંકારે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કારણ કે હંકારવામાં શરીર અને મસ્તક બેઉની આવશ્યકતા રહે. નંદને દંડકારણ્ય પહોંચવાના માર્ગની જાણ હતી. પૂરા બે દિવસનો રસ્તો હતો. રસ્તો એના મનમાં જાણે છપાયેલો હતો, જ્યારે અગાઉ જે સ્થિતિ નંદની હતી એમ જ બળદને હંકારવા માટે હવે શ્રીદામન વધારે સારી સ્થિતિમાં હતો. એટલે એ કામ શ્રીદામનને સોંપી નંદ એની પાછળ સીતા સાથે બેઠો, અને કયા રસ્તે આગળ વધવું એ વિશે શ્રીદામનને કહેવા લાગ્યો.

## ૧૦

બરાબર ત્રીજા દિવસે તેઓ વરસાદને કારણે લીલાછમ એવા દંડકારણ્યમાં આવી પહોંચ્યાં. અહીં ઘણા બધા પુણ્યાત્માઓ વસતા હતા. અને છતાં અરણ્ય એટલું વિશાળ હતું કે દરેકને પૂરતું એકાંત મળી રહેતું હતું, દરેકને આવશ્યકતા અનુસાર માનવવસ્તી વિનાનો એક નિર્જન ખંડ મળી રહેતો હતો. હવે આ યાત્રાળુઓ માટે ગાળે ગાળે વાટ પૂછતાં, એક એકાંતમાંથી બીજા એકાંત તરફ આગળ વધતાં વધતાં સર્વકામનાઓ ઉપર વિજય મેળવનાર કામદમનને ખોળી કાઢવાનું કાંઈ સહેલું ન હતું. અન્ય તપસ્વીઓ

વિશે કશુંય ન જાણવાની ઇચ્છા ધરાવવામાં બધા તપસ્વીઓ એકમત હતા. વળી દરેક જણ પોતાને ઘેરી વળેલા વસ્તીવિહોણા ખંડમાં હું સાવ એકલો જ છું એવું ભારપૂર્વક દોહરાવતા હતા. અહીં ભિન્ન ભિન્ન કક્ષાઓ ધરાવતા પુણ્યાત્માઓ હતા. કેટલાક ગૃહસ્થાશ્રમનો તબક્કો પસાર કરી ચૂક્યા હતા અને હવે અમુક કિસ્સાઓમાં તેમની પત્નીઓ સાથે હળવા પ્રકારની તપ અને ધ્યાન પ્રવૃત્તિઓમાં પોતાનું શેષ જીવન ગાળી રહ્યા હતા. તો કેટલાક વળી વિકાસનાં અલગ અલગ પગથિયાંઓ ઉપર રહી સાધના કરી રહેલા યોગીઓ હતા. તેમણે ઇન્દ્રિયોના અશ્વોને લગભગ વશમાં કરી લીધા હતા; દેહદમન અને ત્યાગનાં શસ્ત્રો વડે વિષયોને પરાસ્ત કર્યા હતા અર્થાત્ દેહને સાવ કૃશ કરી નાખ્યો હતો; ટૂંકમાં તેઓ અત્યંત કઠોર એવા યમનિયમોનું પાલન કરતા હતા. તેઓ મૃત્યુની ક્ષણ પર્યંત ઉપવાસ કરતા હતા; ધોધમાર વરસાદમાં જમીન ઉપર નિર્વસ્ત્ર સૂતા હતા તેમ જ શિયાળામાં ભીનાં વસ્ત્રો ધારણ કરતા હતા. દેહને ઓગાળી નાખવા અથવા તો સૂકવી નાખવાના હેતુથી તેઓ ઉનાળામાં પંચાગ્નિનું સેવન કરતા હતા જેને પરિણામે થોડું માંસ ટપકીને વહી જતું હતું અને થોડું આકરા તાપને કારણે શોષાઈ જતું હતું. આથીય આગળ વધી તેઓ કેટલીક આકરી શિસ્તનું પાલન કરતા હતા. ક્યારેક તેઓ દિવસો સુધી જમીન ઉપર ગબડતા રહેતા હતા, સતત પગના પંજાઓ ઉપર ઊભા રહેતા હતા અથવા તો થોડોય આરામ લીધા વિના લાંબા સમય સુધી ઝડપથી ઊઠબેસ કર્યા કરતા હતા. આવા કઠોર નિયમોનું પાલન કરતાં કરતાં જો તેમનું સ્વાસ્થ્ય કથળી જાય અને પોતાનો અંત નજીક આવી રહેલો અનુભવાય, તો પોષણ માટે ઓસડ કે કંદમૂળ સાથે રાખ્યા વિના માત્ર પાણી અને હવાના આધારે તેઓ પોતાની અંતિમ યાત્રાએ ઉત્તર અથવા પૂર્વ દિશામાં ચાલી નીકળતા તથા અંતે તેમનો દેહ ન પડે અને આત્મા બ્રહ્મમાં વિલીન ન થઈ જાય ત્યાં સુધી આગળ અને આગળ ચાલતા રહેતા હતા.

પોતાની સમસ્યાના ઉકેલની શોધમાં નીકળેલા એ ત્રણે જણ દંડકારણ્યના સીમાડે આવી પહોંચ્યાં. અહીં તેમને એક સંન્યાસી દંપતીનો ભેટો થયો જેઓ પ્રમાણમાં હળવા યમ-નિયમોનું પાલન કરી રહ્યાં હતાં અને સાથે

સાથે તેમણે અમુક હદ સુધીનો બહારની દુનિયા સાથેનો સંપર્ક પણ જાળવી રાખ્યો હતો. આ દંપતીના નિવાસ આગળ પોતાનો માફો છોડી દઈ આગળ વધ્યા ત્યારે રસ્તામાં તેમને ઉપર વર્ણવેલા ભિન્ન ભિન્ન પ્રકારના સાધુ સંન્યાસીઓને પણ મળવાનું થયું. જે નિર્જન પ્રાંતમાં કામદમન નિવાસ કરતો હતો ત્યાં પહોંચવાનો રસ્તો શોધવાનું ઘણું મુશ્કેલ હતું, એ તો અમે અગાઉ કહી ગયા જ છીએ. હા, કોઈ નિશ્ચિત વાટ-રસ્તા વગરના એ વેરાનમાં પહોંચવા માટેનો રસ્તો નંદે ભૂતકાળમાં એક વખત શોધી કાઢ્યો હતો એ ખરું; પરંતુ એ તો જ્યારે એ અન્ય દેહમાં હતો ત્યારે. વર્તમાન દેહને કારણે એનું સહજજ્ઞાન તથા એની સ્થલાવબોધની ક્ષમતા બંને કુંઠિત બની ગયાં હતાં. ગુફાઓ અને વૃક્ષોના પોલાણોમાં રહેનારાઓ કાં તો કશું જાણતા જ ન હતા અથવા તો કશુંય ન જાણતા હોવાનો દેખાવ કરી રહ્યા હતા. એ તો સારું થયું કે કેટલાક ભૂતકાળના ગૃહસ્થાશ્રમીઓની પત્નીઓએ તેમના સ્વામિઓની જાણ બહાર ભલમનસાઈથી રસ્તો બતાવ્યો અને એ પણ વળી એક આખો દિવસ અને એક આખી રાત નિર્જન જંગલમાં આમથી તેમ ભટકતા રહેવા પછી તેઓ જેને શોધતા હતા એ તપસ્વીના એકાંતવાસ સુધી આવી પહોંચ્યા. એમણે જોયું કે ભભૂત ચોળવાને કારણે એનું કપાળ ધોળું ધબ્બ થઈ ગયું હતું. એના માથા પરથી પાતળી, કરમાયેલી સરગવાની સીંગો જેવી એના વાળની દોરડીઓ લટકી રહી હતી. ભગવાન જાણે, કેટલાય સમયથી એ એક કાદવિયા તલાવડીમાં ઊભો હતો. ગળાથી નીચેનું એનું આખું શરીર પાણીમાં ડૂબેલું હતું અને સૂક્કી ડાળીઓ જેવા એના હાથ આકાશ તરફ ઊંચા થયેલા હતા. તથા એની સમગ્ર ચેતના એના નાનકડા બિંદુએ એકાગ્ર થયેલી હતી. આવી ઉગ્ર તપશ્ચર્યા પ્રત્યેના પૂજ્ય ભાવને કારણે એમણે એને બૂમ પાડી બોલાવ્યો નહીં, પરંતુ ધીરજપૂર્વક તપશ્ચર્યાના વિરામના સમયની રાહ જોવા માંડ્યા. તપસ્વીએ એ ત્રણેને કદાચ જોયા જ ન હતા એટલે અથવા તો એમને જોઈ લીધા હતા એ કારણે લાંબા ગાળા સુધી વિરામનો સમય તો આવ્યો જ નહીં. તલાવડીથી થોડું અંતર સાચવી તેઓ રાહ જોતા ઊભા હતા ત્યારે લગભગ એકાદ કલાક પછી એ બહાર આવ્યો. એ સાવ નિર્વસ્ત્ર હતો અને એના પંચકેશમાંથી કાદવ ટપકતો

હતો. તલાવડીમાંથી બહાર નીકળતાં સાથે એણે કિનારે મૂકેલું એક ઝાડુ હાથમાં લીધું અને પગ આગળની જમીનને સાફ કરતાં કરતાં કરતાં એ પેલા ત્રણ રાહ જોતા ઊભા હતા એ દિશામાં આગળ વધવા લાગ્યો. ઝાડુથી જમીન સાફ કરવાની એટલા માટે જેથી જમીન ઉપરનાં નાનાં જીવ-જંતુઓ પગ નીચે ચગદાઈ ન જાય એ તો ત્રણે જણ જાણતાં જ હતાં. પરંતુ વણબોલાવ્યાં આવેલા મહેમાનો પ્રત્યે તપસ્વી એટલો ભદ્ર ન હતો. નજીક આવતાં જ એણે ઝાડુ ઊંચું કરી એમને ડરાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે એ ભૂલી ગયો કે એનાં પગલાં પડતાં હતાં ત્યાં સરકતાં જીવજંતુઓને કદાચ સુધારી જ શકાય તેવું કોઈ નુક્સાન થઈ બેસશે અને જો એવું કાંઈ બને તો એનો દોષ એ ત્રણેને લાગશે.

એણે બરાડો પાડ્યો, 'દૂર ભાગો, ઓ આળસુઓ અને મૂર્ખાઓ ! મારા આ એકાંતવાસમાં તમે શા કારણે આવ્યા છો ?'

ઉચિત નમ્રતાથી જવાબ આપતાં નંદે કહ્યું 'ઇચ્છાઓ ઉપર વિજય મેળવનાર હે કામદમન, અમારી જિજ્ઞાસાને કારણે અમે તમારી પાસે આવવાની ધૃષ્ટતા કરી છે, એ બદલ તમે અમને ક્ષમા કરો. આત્મ-વિજય મળ્યો હોવાની તમારી નામનાથી આકર્ષાઈને વિજયોના તકાજાઓથી દોરવાયેલા અમે અહીં આવ્યા છીએ. સર્વ પ્રાણીઓમાં અતિ વિરલ છાતી ધરાવતા એવા હે મહાતપસ્વી, કૃપા કરીને તમે અમને માર્ગદર્શન આપો.મારા ઉપર અનુગ્રહ કરીને મને ઓળખો કારણ કે ભૂતકાળમાં એક વખત તો એકાકી જીવન અંગે તમારું માર્ગદર્શન પામવા માટે હું તમારી સમક્ષ મારું હૃદય ખોલી ચૂક્યો છું.'

ભય પમાડે એવી ભમરોના છાપરા નીચે ઊંડે ઊતરી ગયેલી આંખો વડે નંદને નિહાળતાં તપસ્વી બોલ્યો, 'કદાચ હું તને ઓળખી શકું એ શક્ય છે. ઓછામાં ઓછું મને તારો ચહેરો યાદ આવે છે; પરંતુ વચગાળાના સમયમાં તારો દેહ કોઈ શુદ્ધિ-પ્રક્રિયામાંથી પસાર થયો હોય એવું લાગે છે, જેનું શ્રેય હું કદાચ તારી અગાઉની મુલાકાતને આપી શકું.'

નંદે સીધો જવાબ ન આપતાં માત્ર એટલું જ કહ્યું; 'એ મુલાકાતને કારણે મને ચોક્કસ મોટો ફાયદો થયો હતો. પરંતુ હમણાં જે પરિવર્તન

દેખાય છે એનું કારણ સાવ ભિન્ન છે. એની પાછળ વિચિત્રતા અને તનાવથી ભરેલી એક કથા છે, જે આજે તમારી સમક્ષ ઊભા થયેલાં અમારા ત્રણેની કથા છે. અમારી સમક્ષ એક કપરી સમસ્યા ઊભી થઈ છે જેનું નિરાકરણ અમે અમારી જાતે શોધી શક્યા નથી. એટલે જ આ તબક્કે અમારે તમારા માર્ગદર્શનની અને તમારા નિર્ણયની આવશ્યકતા છે. એટલે તમારો આત્મ-વિજય એટલો મહાન હોય કે જેથી અમારી કથની સાંભળવા માટે તું તારી જાતને સહેલાઈથી રાજી ન કરી શકે એવી અમે આશા રાખીએ છીએ.'

કામદમને ઉત્તરમાં જણાવ્યું, 'એ પ્રમાણે જ થશે. એ પ્રમાણે નહીં થાય એવું કંઈ પણ કહી શકવાનો નથી. અલબત્ત, સૌ પ્રથમ તો મને મારા આ ગુપ્તવાસમાંથી હાંકી કાઢવાનું જ મન થાય છે. પરંતુ આ એક એવી સહજવૃત્તિ છે જેનો હું ત્યાગ કરું છું, એ એવી લાલચ છે જેનો હું સામનો કરવાનો નિર્ણય કરું છું. કારણ કે આત્મ-સંયમનો અર્થ માનવ-સંસર્ગનો ત્યાગ કરવો એમ થતો હોય તો માનવ-સંસર્ગને સહન કરવામાં તો એથી ય મોટા આત્મ-સંયમ સમાયેલો છે એવું જ માનવું પડે. સાચું માનજો કે તમારી ઉપસ્થિતિ અને તમે જે જીવન-બાષ્પને બહાર કાઢો છે તે એક વજનદાર પત્થરની માફક મારી છાતીને પીડે છે અને પરિણામે મારા ગાલમાં અણગમતી રતાશ ભરી દે છે. જો ગાલ ઉપર ભસ્મનું આવરણ ન હોત તો તમે એ રતાશને જોઈ પણ શક્યા હોત. પરંતુ હું તમને અને તમારી બાષ્પને સહન કરવા તૈયાર છું, અને એ પણ એટલા માટે કે મેં નોંધ્યું છે કે તમારામાં એક પુખ્ત સ્ત્રી છે જેને ઇન્દ્રિયો સ્તુત્ય ગણે છે; મૃદુ સાથળો અને ભરપુર પયોધરોવાળી એ સ્ત્રી લતાની માફક પાતળી છે. એની નાભિ... હા ધિક્ ! હા ધિક્ એની નાભિ અતિ સુંદર છે, ચકોર પક્ષીના જેવી આંખોવાળું એનું મુખ કમનીય છે. ફરી એક વાર કહું કે તેનાં સ્તનો ભરપુર અને ઉન્નતાગ્ર છે. હે લાવણ્યમયી, મારું અભિવાદન સ્વીકાર. જ્યારે પુરુષો તને નિહાળે છે ત્યારે કામના જાગવાને લીધે એમના શરીર ઉપરનાં રૂવાડાંઓ ઊભા નથી થઈ જતા ? અને શું તમારી સમસ્યાઓના મૂળમાં પણ તેં આપેલાં પ્રલોભનો અને તે બીછાવેલી મોહ-જાળ નથી ? તારું કલ્યાણ થાવ. આ યુવાનોને તો મેં કદાચ ક્યારનાય નર્કમાં હાંકી કાઢ્યા હોત; પરંતુ તું એમની સંગાથે છે

એટલે હે દયિતા, તારી મરજીમાં આવે ત્યાં સુધી તું અહીં રોકાઈ જજે. હું તને વૃક્ષની બખોલમાંના મારા નિવાસે આવવાનું સહર્ષ નિમંત્રણ આપું છું. મેં ભક્ષણ કરવાના આશયથી નહીં પરંતુ ત્યાગ કરવાના આશયથી પાંદડાંના પડિયામાં થોડાં સુમધુર બદર ફળો ભેગાં કરી રાખ્યાં છે જેને નજર સામે રાખી હું કંદમૂળનું ભક્ષણ કરું છું. કારણ કે પંચમહાભૂતોના બનેલા આ શરીરને પણ ગાળે ગાળે કાંઈક ખોરાક તો આપવો જ પડે છે. હું તને એ ફળોની મિજબાની કરાવીશ, તેમજ તારી કથની પણ સાંભળીશ. પછી ભલે ને એમાંથી નીકળતી જીવન-બાષ્પને કારણે મારો શ્વાસ રૂંધાઈ જાય. તારી કથાનો શબ્દેશબ્દ હું સાંભળીશ. કામદહનમાં ધૈર્યનો અભાવ છે એમ કહેવાની કોઈ હિંમત કરી શકે નહીં. હા, ધૈર્ય અને કુતૂહલ વચ્ચેનો ભેદ નક્કી કરવો મુશ્કેલ છે એ પણ સાચું છે. કદાચ એવું બન્યું હોય કે મારા આ એકાંતવાસમાં હું ભૂખ્યો થયો હોઉં તથા મારામાં ઘ્રાણેન્દ્રિયને જીવન-બાષ્પ વડે તરબતર કરી લેવાની કામના જાગી હોય અને પરિણામ સ્વરૂપે હું કદાચ તમને સાંભળવા રાજી થયો હોઉં. પરંતુ એ વિચારને તો તત્કાળ ત્યજી દેવો ઘટે એટલું જ નહીં, એને ઊગતાં જ ટૂંપી નાખવો ઘટે કારણ કે કુતૂહલ વૃત્તિ માત્રને ઊગતાંમાં જ ટૂંપી નાખવી ઘટે. હવે પ્રશ્ન એ છે કે તો પછી મારા ધૈર્યનું શું ? એનું પણ પેલાં સુમધુર બદર ફળો જેવું જ છે. બદર ફળોને હું ત્યજવા માટે નહીં પરંતુ જોઈને રાજી થવા માટે નજર સમક્ષ રાખું છું એ વિચાર મને લોભાવે છે. તો એનો જવાબ પણ તૈયાર જ છે : એમને નિહાળવાનું સુખ જ એમનું ભક્ષણ કરવાની લાલસાનું રૂપ ધારણ કરે છે. આમ બદર ફળોને હું નજર સમક્ષ રાખું જ નહીં તો મારે માટે જીવન સાવ સરળ બની રહે. એટલે લોભામણા દૃશ્યમાં કેવળ સહભાગી થવાની લાલસાને કારણે જ મેં આ ઉત્તર વિચારી કાઢ્યો છે એવી આશંકા તો મારા ઉપરના તર્કથી નિર્મૂળ થઈ જાય છે, કારણ કે ભલેને હું બદર ફળો જાતે ખાતો ન હોઉં અને તને ખાવા આપતો હોઉં તો પણ તને ખાતી જોવી મારા માટે સુખકર નીવડી શકે છે. આ પૃથ્વી ઉપરના સર્વ આવિર્ભાવોનું માયાવી સ્વરૂપ લઈએ તેમ જ આ હું અને આ તું એ બે વચ્ચેના પ્રપંચી ભેદને ધ્યાનમાં લઈએ તો ફળોને હું ખાઉં કે પછી તને ખાતી જોઈ સુખ અનુભવું એ બંને લગભગ એક

સમાન જ છે. ટૂંકમાં, વૈરાગ્ય તો તળ વિનાનું ઊંડાણ છે, અગાધ છે કારણ કે આત્માનાં પ્રલોભનો દેહનાં પ્રલોભનો સાથે સેળભેળ થઈ જાય છે તથા એ સઘળાં જાણે કે એક એવા સર્પનું રૂપ ધારણ કરે છે જે તેનું એક મસ્તક છેદી નાંખીએ તો તત્ક્ષણ બે મસ્તક ધારણ કરી લે છે. એ તો જાણે બધું બરાબર છે કારણ કે અંતે તો ધૈર્ય હોવું એ જ પાયાની વાત છે. તો મારી સાથે ચાલો, જીવન-બાષ્પથી ઊભતાં એવાં તમે ત્રણે મારી સાથે વૃક્ષના પોલાણવાળા મારા નિવાસસ્થાને આવો તથા જીવનની નાના પ્રકારની અશુદ્ધિઓની વાત કરો. તમારે જે કાંઈ કહેવું હોય તે કહેજો, એક સજાની માફક અને હું મારા સુખને માટે આ બધું કરી રહ્યો છું એ વિચારનો ત્યાગ કરવા માટે હું એ સઘળું ધ્યાનથી સાંભળીશ – ત્યાગ જેટલો વધારે થાય તેટલું વધારે સારું !'

## જયંત કોઠારીની વિદાય

છેવટે 'કંકાવટી'ના એક સાચા હિતેચ્છુ અને આત્મીય મિત્ર જયંત કોઠારીએ પણ ભાયાણી સાહેબની પાછળ પાછળ વિદાય લીધી. એમની વિદ્વત્તા તો ગુજરાતને અજાણી નથી પણ ઘણાને ખબર નથી કે તેઓ કંકાવટીમાં મારા નિબંધો વાંચીને હંમેશાં મને પ્રોત્સાહિત કરતા રહ્યા હતાં. જો આ ન બન્યું હોત તો જીવનસંધ્યાના ઉમરે આવી પહોંચેલા મારા જેવા માણસથી ઝાઝું લખી જ શકાયું ન હોત. અંક જેવો એમની પાસે જાય કે તરત જ પ્રતિભાવ આપે, માત્ર પ્રશસ્તિભર્યો જ પ્રતિભાવ નહીં પરંતુ જે ન ગમતું હોય તે પણ બહુ જ સ્પષ્ટ શબ્દોમાં મને જણાવતા. છેલ્લા કેટલાય સમયથી મારી તબિયત સારી નથી રહેતી, એની સતત ચિંતા તેઓ કર્યા કરે. અને મને અવારનવાર સલાહસૂચનો પણ આપતા રહે. આપણા સમયમાં આપણને ભૂલો બતાવી ટપારનારા ટોકનારા માણસો જ ક્યાં રહ્યાં છે ? એમના વિલક્ષણ સ્વભાવને કારણે તેઓ બિનજરૂરી ટીકા કે પ્રશંસા કરતા ન હતા. એને કારણે તેઓ કદાચ અળખામણા પણ બન્યા હશે આમ છતાં તેમના હૈયે માત્ર જ્ઞાનઝંખના જ હતી અને એ ઝંખના જ એમને વ્યક્તિઓ સુધી અને ગ્રંથો સુધી પહોંચાડતી હતી. આવી વ્યક્તિઓ આપણી વચ્ચેથી ચાલી જાય છે અને આપણને મૂંઝવણ થાય છે કે એમણે ઊભો કરેલો અવકાશ કેવી રીતે પુરાશે ?

# સમાચાર

• દિલ્હીની કેન્દ્ર સરકાર ટૂંક સમયમાં પ્રધાનમંડળની પુનર્રચના કરે એવી સંભાવના છે.

• સી.બી.આઈ.ના અહેવાલને આધારે કોર્ટે લાલુ પ્રસાદ યાદવ અને બિહારના માજી મુખ્ય પ્રધાન મિશ્રાની ધરપકડ કરવા માટે હુકમ આપ્યા છે.

• ભારતના પૂર્વ વિસ્તારમાં ફાટી નીકળેલી હિંસાને કારણે રાત્રિ ટ્રેનો બંધ કરવામાં આવી છે.

• નાર્કોટિક્સ કન્ટ્રોલ બોર્ડની ચૂંટણીમાં ભારતની નિમણૂક થઈ છે. અને એ રીતે અમેરિકાની પ્રતિષ્ઠા જોખમાઈ છે.

• બંદરો પરની આયાત અંગેના જાહેરનામાને પાછું ખેંચવાને માટે ગુજરાત સરકારે કેન્દ્ર સરકારને વિનંતી કરી છે.

• સૌરાષ્ટ્રના ઘણા બધા વિસ્તારોમાં પાણીની ટેન્કરો દોડાવવામાં આવે છે.

• પરદેશી ચીજવસ્તુઓ ખૂબ મોટા પ્રમાણમાં ભારતના બજારોમાં ઠલવાઈ રહી હોવાને કારણે ભારતના ઉત્પાદકોને ભારે નુકસાન થશે.

## ભૂકંપી ચાલ / ઈન્દુ ગોસ્વામી

સંજોગવશાત્
ધરતી નીચે
કોઈ કાળે આભ હતું
જેમ આભ તળે છે ધરતી ઊંધેકાંધ

માણસની સમકક્ષ
ક્યારેક ઈશ્વર હતો
જે રીતે
શોધ્યો જડતો નથી આજ માણસ

હું જેવા હું પર
તપતું હતું સામ્રાજ્ય શૂન્યત્વનું
જેવા શાણપણથી
પડીકે બંધાઈને પડ્યું છે આજકાલ
મારી વજમુષ્ટિમાં શૂન્ય

કિન્તુ
સોનમૃગી શબ્દનો વિકલ્પ
ફરી ફરીને એમ
શબ્દાય છે શબ્દ જ
બેવડાય છે ઘૂંટાય છે લખલખાય છે :

# કંકાવટી

જૂન, ૨૦૦૧
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૪
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સંમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર

*http://ratilalanil.tripod.com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧



## ભૂકંપી ચાલ / ઇન્દુ ગોસ્વામી

સંજોગવશાત્
ધરતી નીચે
કોઈ કાળે આભ હતું
જેમ આભ તળે છે ધરતી ઊંધેકાંધ

માણસની સમકક્ષ
ક્યારેક ઈશ્વર હતો
જે રીતે
શોધ્યો જડતો નથી આજ માણસ

હું જેવા હું પર
તપતું હતું સામ્રાજ્ય શૂન્યત્વનું
જેવા શાણપણથી
પડીકે બંધાઈને પડ્યું છે આજકાલ
મારી વજ્રમુષ્ટિમાં શૂન્ય

કિન્તુ
સોનમૃગી શબ્દનો વિકલ્પ
ફરી ફરીને ચ્યમ
શબ્દાય છે શબ્દ જ
બેવડાય છે ઘૂંટાય છે લખલખાય છે :

લખચોરાશી;
કહો કે
કુદરત દીધી છલ્લાંગને વળી
ભૂતળ સિવાય તે ભાષા ચ્યાંની

પરિવર્તનો
ધરીવર્તનો
નૃવંશનર્તનો તો સમજો કે
સવાલ છે ચક્રવર્તી સમયનો -
        ફાગણ નહીં તો ફેરા ક્યાંના
        વૈશાખ વગરના વાયરા શાના
        જ્યમ
        સુશ્રી વ્યંજનાસૂનશાં
        ઓધાજી અભિધા ઊણાં

વાસ્તવમાં
બાંધી મૂઠીની પૂર્વઅપૂર્વ શરત છે
જીવસટોસટની હોડમાં શબદ છે
અર્થવ્યર્થ
કોઠે પડી ગયેલ કમઠાણ છે સાત જનમનું

કૂંપળ ફૂટવાને ટીંબે
એટલે તો મારી કને છે
લોહીઝાણ મ[illegible]
[illegible]

આસમાની વીજળીમાં
સુલતાની છાવણીમાં
મા-જણી માટીમાં
કોણ સતત ચાલી રહ્યું છે આમ-
મૃત્યુગંધી મૃત્યુગંધી
ભૂકંપી ચાલ

ને
તળેઉપર શ્વાસમાં
સ્થિર સરકાર રચવાના તમામ પેંતરા
છેવટે તો નીકળ્યાં છે
ભોંયસૂંઘતાં હવાતિયાં

આંતરવિશ્વની અટારીએથી
પરિપ્રેક્ષ્યને પાછલે બારણેથી
માવઠે મ્હોર્યા મૌનથી
આ
રાંટાં પગલાંની રચનારાણીને જ
પૂછોઃ

અહીં ત્યાં ઠેરઠેર
જે
રચાઈ રચાઈને
કડડભૂસ કાટમાળાય છે રાતોરાત
ઊંઘતા જ ઝડપાય છે રાતોરાત
મોહેં-જો-ડેરો હડપ્પાય છે રાતોરાત
તે
કાનોમાતર ભ્રાન્તિ છે ઢગલાબંધ કે
કાળોતરી ક્રાન્તિ કાળીઘબ્બ

## ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

ઝોકે ચઢી ગયો નહોતો, તોલતો હતો,
મારી જ રીતે હું મને ઢંઢોળતો હતો.

સૂરમા-સળી સમાન હશે કોઈની નજર,
શાને હું ભીની આંખડીને ચોળતો હતો?

પાતાળ-સુંદરી અને અર્જુનની કથા,
સંદૂક જાણે કોઈ જૂની ખોલતો હતો !

કે ગાલને પસવારવાના હોશ ક્યાં હતા ?
ટપકાવતો હતો કે આંસુ ઢોળતો હતો ?

મારી જ શોધની ય નહોતી મને ખબર,
ખોવાઈ શું ગયું'તું કે હું ખોળતો હતો ?

નિજના જ હવામાનના વર્તારા હોય કંઈ ?
કારણ વિના જ કોઈ વેળા ડોલતો હતો !

અધમૂઆ
સૂંનસામ મડદાની છાતી પર
કોઈ નરાધમ
ચોરી ચોરી ચૂપકે ચૂપકે
પેટની રોટી શેકે છે

રહસ્યમય જીવતરનો ધ્વનિ-સ્ફોટ-વિસ્ફોટ
વક્રોક્તિઃ કાવ્યસ્ય આત્મા ભાસે છે.

ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

ઝોકે ચઢી ગયો નહોતો, તોલતો હતો,
મારી જ રીતે હું મને ઢંઢોળતો હતો.

સૂરમા-સળી સમાન હશે કોઈની નજર,
શાને હું ભીની આંખડીને ચોળતો હતો?

પાતાળ-સુંદરી અને અર્જુનની કથા,
સંદૂક જાણે કોઈ જૂની ખોલતો હતો !

કે ગાલને પસવારવાના હોશ ક્યાં હતા ?
ટપકાવતો હતો કે આંસુ ઢોળતો હતો ?

મારી જ શોધની ય નહોતી મને ખબર,
ખોવાઈ શું ગયું'તું કે હું ખોળતો હતો ?

નિજના જ હવામાનના વર્તારા હોય કંઈ ?
કારણ વિના જ કોઈ વેળા ડોલતો હતો !

સંવાદની કળાના કોઈ પાઠ ના ભણ્યો,
બોલ્યે ગયો, ન જાણ્યું કે શું બોલતો હતો !

પાણીમાં ક્યાં વળી ઊતરી શક્યો કદી ?
ખંખોળતો હતો કે નિજને બોળતો હતો ?

વિશ્વાસ તો બેઠો નહીં, એથી ઊભો રહ્યો !
મારગ તો આમ તેમ સૂતો, ને જતો હતો !

પરલોકમાં અખબાર જેવું તો હશે, હશે !
નાચી ઊઠીશ : 'લે વળી, હું યે હતો, હતો !'

ચાલી જતી લહેરખી રોકી શકાય ના,
આવી તો થોભ, એમ પણ બોલી શકાય ના.

કહેવાયેલા તે શબ્દ ફરી સાંભર્યા મને,
ખોવાયેલાને એમ કંઈ ખોળી શકાય ના !

સ્મૃતિમાં રહી ગયો હશે વરસાદનો સમય,
સૂકા થયેલા બીજથી કોળી શકાય ના ?

પડખાં ફરી ફરીને હું બેઠો થઈ ગયો,
રોળાયેલાને આમ કંઈ રોળી શકાય ના ?

પથરો ખર્યે ગિરનાર કંઈ ખૂટી જતો નથી,
પથરાથી સ્થાન એ ફરી ખોળી શકાય ના.

સ્મૃતિ ! છે આખરી સમય ,ઝંઝેડ નામને !
મૂર્દા અગર તો બઈને ઢ્હોળી શકાય ના !

હું તો વમળના કેન્દ્રને પણ જોઈ શકું છું .
ફુલસ્ટોપ જેમ એનાથી થોભી શકાય ના !

કોઈ અદીઠ દૂત આવે – રાહ જોઉં છું .
રસ્તો પૂરો થયો, હવે થોભી શકાય ના !

હૈયે અદીઠ સુરભિનો ભાર છે'અનિલ',
ઊંચકી શકાય ફૂલને, તોળી શકાય ના....

## ત્રણ હાઈકુ / અંજુમ વાલોડી

૧

રોજ પ્રભાતે
કમળ પુષ્પ સંગે
ભમરો ખીલે.

૨

અહીં શિયાળે
બરફ ક્યારીમાં
સ્નો-મેન ઊગે.

૩

બરફવર્ષા
વાદળ પર લોકો
પગલાં પાડે.

લંડન

## ઘર સામેના ઈલેક્ટ્રિક થાંભલે… / રમેશ પારેખ
*(કાવ્યાસ્વાદ)*

આગંતુક

ઘર સામેના ઇલેક્ટ્રિક થાંભલે
કથ્થઈ પાંખો ખજવાળતું
અજાણ્યું બોલતું, આગંતુક આવી બેસે.

સવાર તેની આસપાસ હળવે હાથે અબરખ ઉડાડે.

ગઈ કાલના બનાવોમાં ઝબોળાયેલ છાપું
વાંચવા છતાં હું અભણ
તેના આગમનથી.

માગશરની મંદ લહેરખી
તેની હળવી ફૂલ કલગી
પાંપણો પંપાળે.
ફરી ફરી
ગળામાંથી ટપકતો મંદ્રનિષાદ
ગુંજે.
બાથરૂમમાં તું ગણગણતી હતી તેવું.
ઊડી આવે દૃષ્ટિમાં
હળીમળી પરિવર્તિત થાય બારીના પરદા,

વૉશબેસિન, સીડીની ઢળતી રેલિંગ,
પિત્તળનાં કૂંડાં, પેન સ્ટેન્ડ,ટેલિફોનનું એરિયલ,
બેડરૂમમાં લટકતું અજાણ્યા ચિત્રકારનું ન્યૂડ-
સજીવ તેની ઊડાઊડથી, બધું.

અજાણ્યા કોઈ ખંડમાંથી આવી ચડ્યું, રૂપકડું
અતિથિ
આપણી કાળી દેવચકલી જેવું જ
અમસ્તું અમસ્તું વહાલું લાગ્યા કરે...

આવું એકાદ
ઘરમાં આવી ચઢે તો તિરાડો સંધાય,
તેની સાથેની ગમ્મતમાં
આસાનીથી ભૂલી શકાય, ઘણું.

ચાંચમાં પરોવાઈ
એક તાંતણે બંધાય વસ્તુઓ, વર્ષોનું વેરવિખેર,
વિગતો પરની રજોટ ઝપટાય,
લાક્ષણિક શિલ્પો રચતી હરફરથી.
પરંતુ જેની પાંખોમાં દિશાઓ વિસ્તરતી હોય
તે ઘરમાં તો ક્યાંથી આવી ચઢે ?

રોજ સવાર પડે છે, છાપું આવે છે,
રાહમાં, હીંચકે બેઠો છું,
ધીમે ધીમે સવાર, બપોર, સાંજ વહે,
દિવસ, માસ,વર્ષો વીતે.

– સંજુ વાળા

## ઘર સામેના ઈલેક્ટ્રિક થાંભલે... / રમેશ પારેખ

(કાવ્યાસ્વાદ)

આગંતુક

ઘર સામેના ઈલેક્ટ્રિક થાંભલે
કથ્થઈ પાંખો ખજવાળતું
અજાણ્યું બોલતું, આગંતુક આવી બેસે.

સવાર તેની આસપાસ હળવે હાથે અબરખ ઉડાડે.

ગઈ કાલના બનાવોમાં ઝબોળાયેલ છાપું
વાંચવા છતાં હું અભણ
તેના આગમનથી.

માગશરની મંદ લહેરખી
તેની હળવી ફૂલ કલગી
પાંપણો પંપાળે.
ફરી ફરી
ગળામાંથી ટપકતો મંદ્રનિષાદ
ગુંજે.
બાથરૂમમાં તું ગણગણતી હતી તેવું.
ઊડી આવે દૃષ્ટિમાં
હળીમળી પરિવર્તિત થાય બારીના પરદા,

વૉશબેસિન, સીડીની ઢળતી રેલિંગ,
પિત્તળનાં કૂંડાં, પેન સ્ટૅન્ડ,ટેલિફોનનું એરિયલ,
બેડરૂમમાં લટકતું અજાણ્યા ચિત્રકારનું ન્યૂડ-
સજીવ તેની ઊડાઊડથી, બધું.

અજાણ્યા કોઈ ખંડમાંથી આવી ચડ્યું, રૂપકડું
અતિથિ
આપણી કાળી દેવચકલી જેવું જ
અમસ્તું અમસ્તું વહાલું લાગ્યા કરે...

આવું એકાદ
ઘરમાં આવી ચઢે તો તિરાડો સંધાય,
તેની સાથેની ગમ્મતમાં
આસાનીથી ભૂલી શકાય, ઘણું.

ચાંચમાં પરોવાઈ
એક તાંતણે બંધાય વસ્તુઓ, વર્ષોનું વેરવિખેર,
વિગતો પરની રજોટ ઝપટાય,
લાક્ષણિક શિલ્પો રચતી હરફરથી.
પરંતુ જેની પાંખોમાં દિશાઓ વિસ્તરતી હોય
તે ઘરમાં તો ક્યાંથી આવી ચઢે ?

રોજ સવાર પડે છે, છાપું આવે છે,
રાહમાં, હીંચકે બેઠો છું,
ધીમે ધીમે સવાર, બપોર, સાંજ વહે,
દિવસ, માસ,વર્ષો વીતે.

– સંજુ વાળા

ચપોચપ ગોઠવાઈને થીજી ગયેલા સુન્ન, ઉદાસ, બરડ વાતાવરણમાં અને અતિ-પરિચયને લીધે કઠવા લાગેલી વસ્તુઓના સાંનિધ્યમાં કોઈ આવી ચડે અજાણ્યાપણાનું તાજું વાતાવરણ લઈને, અને આપણા અસ્તિત્વની વંડી પર બેસે તેનું ગળપણ અનોખું હોય છે. આવું કોઈક આવી ચડ્યું છે અણધાર્યું તેની વધાઈ ખાવા કવિની કલમે મંજાઈ/વીંછળાઈને શબ્દો સજ્જ થયા છે.

ઘર સામેના ઇલેક્ટ્રિક થાંભલે
કથ્થઈ પાંખો ખજવાળતું
અજાણ્યું બોલતું ,આગંતુક આવી બેસે .

આ આગંતુક એટલે કથ્થઈ પાંખોવાળું પંખી. કવિએ તે 'પંખી'નો ઉલ્લેખ લક્ષણા દ્વારા જ કર્યો છે. આ પંખી અજાણ્યું-અજાણ્યું એવું કશુંક બોલે છે.કઠોરધ્વનિગ્રસ્ત-વિશ્વના આક્રમણથી થીજી ગયેલી સંવેદનાને ચૈતન્યસભર કલશોર, પંખીનો, પણ અજાણ્યો જ લાગે. અહીં ઇલેક્ટ્રિક થાંભલો પણ વિશિષ્ટ કાવ્યધ્વનિ નિપજાવે છે. થાંભલો વીજળીનો વાહક તો ખરો જ, પણ અહીં પંખીના નવોન્મેષશાલી અસ્તિત્વનો વાહક પણ છે. પંખીના કલરવનો ઉજાસ પ્રસરાવવાનું વિશેષ કર્તૃત્વ આ ઇલેક્ટ્રિક થાંભલાને શિરે જાણે આવ્યું છે !

પંખી વિશે કવિનું એક વધુ વિશિષ્ટ નિરીક્ષણ છે :

સવાર
તેની આસપાસ હળવે હાથે
અબરખ ઉડાડે.

પંખીની આસપાસ સવારનું કૂમળું અજવાળું એમ પ્રસર્યું છે, જાણે કે ચમક ચમક થતું અબરખ ઊડતું હોય ને કશીક દિવ્યતા રચાતી હોય. કવિ આગળ કહે છે :

ગઈ કાલના બનાવોમાં
ઝબોળાયેલું છાપું
વાંચવા છતાં હું અભણ
તેના આગમનથી .

ગઈ કાલનો ભૂતકાળ સ્થૂળ વર્તમાનપત્ર રૂપે કવિના હાથમાં છે; અને વર્તમાનકાળ પંખીના રૂપે, તેના ટહુકાઓ રૂપે કવિની આંખોના અને કાનમાં છે. કવિ વર્તમાનપત્રની છાપાળવી ને પરિચિત ભાષા તો વાંચી શકે છે. પણ આ પંખીના આગમનની સાવ તાજી વર્તમાન ઘટનાને ઉકેલી શકતા નથી, એનો મર્મ પામી શકતા નથી તેથી પોતાને અભણ કહે છે. તેમ છતાં કવિ પંખીના ટહુકાઓથી પરિપ્લાવિત થઈ કંઈક જુદા અનુભવમાં મુકાઈ જાય છે :

માગશરની મંદ લહેરખી
તેની હળવીફૂલ કલગી,
પાંપણો પંપાળે,
ફરી ફરી
ગળામાંથી ટપકતો મંદ્રનિપાદ
ગુંજે
બાથરૂમમાં તું ગણગણતી હતી તેવું.

પંખીનો કલરવ કવિને ભૂતકાળના કોઈ મનગમતા દ્વીપ પર લઈ જાય છે. પંખીનો કલરવ શ્રોત્રેન્દ્રિયને અમૃત-શા તત્ત્વનો અનુભવ કરાવે છે. માગશરની મંદ, શીતળ લહેરખી અને તેની હળવીફૂલ કલગી પાંપણો પંપાળતી હોય તેવો સુખદ અનુભવ કરાવે છે. પંખી થાંભલાની પેઠે એક-વિધતાના અનુભવથી જડ અસ્તિત્વમાં વીજળીના કરન્ટ જેવું ઇંદ્રિયસંતર્પક સુખ વહાવે છે. જુઓ ને, પંખીની ગુંજ પ્રકાશગતિથી ફરી વળે છે જીવનનાં ગોચર-અગોચર ખૂણાઓમાં અને તેને અજવાળી મૂકે છે :

ઊડી આવે દૃષ્ટિમાં
હળીમળીને પરિવર્તિત થાય
બારીના પરદા,
વૉશબેસિન, સીડીની ઢળતી રેલિંગ,
પિત્તળનાં કૂંડાં, પેનસ્ટેન્ડ,
ટેલિફોનનું એરિયલ,
બેડરૂમમાં લટકતું

અજાણ્યા ચિત્રકારનું ન્યૂડ -
સજીવ તેની ઊડાઊડથી, બધું.

પંખી કવિની એક પછી એક ઇન્દ્રિયને સર કરતું આગળ વધે છે ને પોતાનું ચૈતન્યમય સામ્રાજ્ય સ્થાપી દે છે. મકાનમાં ખડકાયેલી જડ વસ્તુઓને પંખી સૌન્દર્યની રંગોળી જેવી બનાવી દઈ તેને 'ઘર'માં હૃદય અર્થમાં પરિવર્તિત કરી મૂકે છે !

આ અદ્ભુત પંખી ક્યાંથી આવી ચડ્યું છે તેની કવિને ખબર નથી, પણ તે કવિના હૃદયમાં વહાલનાં ફૂટડાં સ્પંદનો જગાડે છે :

અજાણ્યા કોઈ ખંડમાંથી
આવી ચડ્યું,
રૂપકડું અતિથિ
આપણી કાળી દેવચકલી જેવું જ
અમસ્તું અમસ્તું વહાલું લાગ્યા કરે...

આ પંખી હજુ દૂરના ઇલેક્ટ્રિક થાંભલા પર બેઠું છે, પરંતુ ઘરનું અતિથિ અનુભવાય છે. એ પંખી તાજેતરમાં અનાવૃત થયેલા સુખના વિશ્વના કોઈ ખૂણા જેવું હૃદયંગમ છે. હજુ તે પોતાના કલરવની ત્રિજ્યાથી દોરી રહ્યું છે વર્તુળ, જેથી કવિને કષ્ટ આપતાં દુરિતો તો બહાર જ રહી જાય છે. તેથી તો કવિ કહી ઊઠે છે :

આવું એકાદ
ઘરમાં આવી ચડે તો
તિરાડો સંધાય,
તેની સાથેના ગમ્મતમાં
આસાનીથી
ભૂલી શકાય, ઘણું.

કવિનાં દુઃખો કંઈ તેનાં અંગત હોતાં નથી. કવિનું સંવેદનવિશ્વ વ્યાપક અને સંકુલ હોય છે અને તેમાં સમાવિષ્ટ હોય છે. તેથી એવું વિધાન પણ કરી શકાય કે કવિ એવો કેન્દ્રીયભૂત ઇલેક્ટ્રિક-થાંભલો છે. જ્યાં બધી દિશાઓમાંથી આવીઆવીને મનુષ્યનાં સંવેદનો જેવા અનેક વાયરો જોડાયેલા હોય છે. કવિને શ્રદ્ધા છે કે આજુબાજુ પડેલા વિશ્વના કદરૂપા ભંગારને

પંખીની સર્જક ચાંચ જ એકત્ર કરી શકશે. આ પંખી કોણ ? પંખી અહીં સર્જક-શક્તિનું પ્રતીક છેજ તેની તેની

ચાંચમાં પરોવાઈ
એક તાંરણે બંધાય વસ્તુઓ.
વર્ષોનું વેરવિખેર.
વર્ષોનું વેરવિખેર,
વિગતો પરની રજોટ ઝપટાય
લાક્ષણિક શિલ્પો રચતી હરફરથી.

પરંતુ આ ક્ષણ પછી કવિ વિષાદયોગમાં સરી પડે છે. તેમને થાય છે કે જેની પાંખોમાં ત્રિભુવન વિસ્તરતું હોય તે પંખી ઘરમાં તો ક્યાંથી આવી ચડે ? ઘરની મર્યાદામાં સમાઈ શકે નહીં તેવો અને તેટલો પંખીનો વ્યાપ અપેક્ષાની સંદૂકમાં કેદ થઈ શકે ખરો ? પંખી અપેક્ષાઓ જગાવે છે, ચૈતન્યનો સ્પર્શ આપે છે સકળ જડચેતનને, પણ એ મુકર્રર આનંદક્ષણ લંબાતી નથી પંખી સૂક્ષ્મ  રીતે કવિની પહોંચ બહાર ઊડી જાય છે. આમ થતાં કવિ એકાંતની અને જીવનના અભાવોની અનૂભૂતિ બેવડાઈ જાય છે. થાય છે

રોજ સવાર પડે છે,
છાપું આવે છે, રાહમાં હીંચકે બેઠો છું.
ધીમે ધીમે સવાર, બપોર, સાંજ વહે ,
દિવસ, માસ, વર્ષો વીતે ...

-આમ વળી પાછું એકધારાપણું કવિના અસ્તિત્વને જાણે વીંટળાઈ વળે છે. ઇલેક્ટ્રિક થાંભલા સાથે સંલગ્ન વાયરોમાં પણ એ જ એકધારાપણાનો પ્રવાહ દૂરદૂર સુધી પ્રસરી રહે છે. ફરી પછી રાહ જોવાય છે ઉત્કટતાથી, પેલા પંખીની, કથ્થઈ પાંખોવાળા, અજાણ્યું બોલતા એ આગંતુકની -

ઘર સામેના
ઇલેક્ટ્રિક થાંભલે
કથ્થઈ પાંખો ખજવાળતું
અજાણ્યું બોલતું ,
આગંતુક આવી બેસે...

## પરભુ ધોબી / અલગારી

નંદી પર બેસીને આવતા શિવને તો મેં જોયા નથી, પણ ધોયેલાં કપડાંના ગાંસડા સાથે નંદી પર બેસીને આવતા ઘણાના છતાં 'અમારા' પરભુ ધોબીને મેં શેરીના નાકેથી બળદની મલપતી ચાલે આવતો જોયો છે. મારે તો એ જ શિવદર્શન ! દેવદેવીનાં વાહનો સર્વકાળ માટે, સનાતન ! શ્રીમંતો દર નવા વર્ષે વાહનના નવા મોડેલમાં બેસી બેસતા વર્ષે પોતે દર્શન-પ્રદર્શનનો આનંદ માણે. જાહેર દર્શકોને તેનો આનંદ પમાડે એવા ચંચળ સ્વભાવનાં આપણાં દેવદેવી નહીં અમારા એક સારસ્વતશ્રી નવા મોડેલની કારમાં ફરે છે, તે જોઈને પણ મા શારદાને પોતાનું ચારયુગ જૂનું વાહન બદલવાની શુભ પ્રેરણા મળતી નથી ! કેમ ? તેઓ માણસને સાપેક્ષ, પોતાને જ નહીં; પોતીકું હોય તેને પણ સનાતન માને છે, અને જે સનાતન હોય તે ઘરડાં થાય નહીં, અને 'છે વાર્ધક્યે વધુ વિમળતા' તે ગુમાવે;

એ તે કેવા દિવસો હતા બાળકો મારો પેનનો કટકો, મારો પેન્સિલનો ટુકડો, ચાકનો કટકો, મારો કાચના મણકો એવી 'બોલી'ના ધણી હતા તો ઘરના લોકો અમારો વાળંદ, અમારો ધોબી, અમારો દરજી, અમારો સોની, કાપડિયો, અમારા ગોર મહારાજ એવો 'પોતીકો વૈભવ' ધરાવતા તે બીજાઓનો પણ હોય તેનો એમને વાંધો નહીઃ પણ હવે સમાજવાદી-સમાજરચના નથી છતાં પોતીકું સાર્વજનિક થઈ ગયું છે. અમારા કણિયાનું સ્થાન સૌની રેશનશોપે લઈ લીધું છે, અને જે હોમડિલિવરીથી આવતું તે લેવા લોકો લાઇનમાં ઊભા રહે છે. રસ્તો,

કોરાં ફુલ્સકેપ કાગળ હતો, તે આંકેલી લાઇનવાળો થઈ ગયો છે...

બંધન વિના ફરતા સ્વૈરવિહારી ગર્ધવસેનને આ દુનિયામાં કોઈ કે કંઈ હતું તો તે વર્ણમાળામાં ગધેડાંનો 'ગ' હતો ! અરેરે, તે પણ, જાણે ગણપતિને રિદ્ધિસિદ્ધિ ઓછી પડી કે શું.'ગ' ગણપતિનો 'ગ' થઈ ગયો ! હવે ગધેડાને નવી વર્ણમાળા ધરીએ તો એ ચાવી ખાય; એને અજાણ્યે લાગે કે ગણેશનું સ્થાન હૈયે હોય - ચોપડીમાં નહીં; પુરાણ કહે છે કે એક વાર હનુમાનને એવું કંઈક લાગેલું તે સૂર્યને ગળી ગયેલા; પણ ત્યારે જોઈતું તેલ નહીં, કોડિયાં પણ નહીં એટલે લોકોએ પ્રાર્થના કરી એટલે ગળેલા સૂર્યને હનુમાને ઓકી કાઢ્યો ને આકાશે મૂકી દીધો. એ હનુમાને એંઠો કરેલો સૂર્ય આપણને સ્વચ્છ તડકો આપે છે.

કંઈ નહીં તો પેલા સ્વૈરવિહારી ગર્ધવે એકડિયાના વર્ગમાં દાખલ થઈ, વર્ણમાળાના અક્ષર 'ગ' ગધેડાનો 'ગ' ગોખવો જોઈતો હતો અને બીજા ગોખતા હોય તેનો શ્રવણમધુર આનંદ માણવો જોઈતો હતો ! આ દુનિયામાં મારું કંઈક તો છે. એવા આત્મગૌરવે તેના ચહેરે તેજસ્વી આભા મઢાઈ ગઈ હોત; હવે તો તે અભણ છતાં છાપાના કાગળ પાસે થોભે છે અને છાપેલા અક્ષરોને 'ઉદરસાત' કરે છે, પછી કોઈક ખૂણે ઊભા રહી ઉદરસ્થજ્ઞાન વિશે મૂગો મૂગો ચિંતન કરે છે !

સોરઠમાં મેં કુંભારને ગૌરવની, પ્રસન્ન મુદ્રામાં માટીનાં વાસણ સહિત ગધેડા પર સવાર થઈને આવતો જોયો હતો, ત્યારે ગધેડા વિશેની મારી ગેરસમજની અને પૂર્વગ્રહો ખંખેરાઈ ગયા હતા. તંદુરસ્તી એ પહેલું સૌન્દર્ય છે. એવું બાલાવબોધી નહી; પણ સર્વ બોધી સૂત્ર મેં કોઈ પ્રાથમિક શાળાની ભીંતે, બોર્ડ બ્લેકબોર્ડે વાંચ્યું નહીં એનું મને આશ્ચર્ય છે. કમમાં કમ, શિક્ષકોએ ખૂંટ, આખલો ગોધો તો જોયો જ હશે, ભલે કુંભારનો ગધેડો નહીં જોયો હોય !

આત્મવિસર્જનના કે હું-મારાંના વિસર્જનનો આધ્યાત્મિક સદ્‌ગુણ મેં સાધુઓમાં અદર્શનીય તે, શિક્ષકો અને અધ્યાપકોમાં જોયો છે; તેઓ બ્લેક બોર્ડ પર હસ્તાકમલવત નહીં પણ હસ્તાચોકવત્ ઓજસ્વી ગતિએ લખ્યે જાય છે ! અને એ સમયજીવી શબ્દો અને આંકને બમણા વેગથી પોતે જ

ભૂંસી નાખે છે ! કોઈ સેવામાં પોતાની જાતને ભૂંસી નાખે છે. પણ શિક્ષકો અને અધ્યાપકો પોતાના નાશવંત શબ્દો/આંકને ભૂંસી નાખે છે ! અહીં ક્ષણજીવી કે સમયજીવી હોય તે અમે બ્લેકબોર્ડ પર લખીએ છીએ તે એવું પ્રાયોગિક શિક્ષણ પણ અભ્યાસક્રમમાં તે ન હોવા છતાં, આપે છે !

મહાત્મા ગાંધીજીના લખેલા શબ્દો વિધાતાએ લખેલા છઠ્ઠીના લેખ જેવા ગણાતા, લખે તે છપાય બોલે તે છપાય જાણે બ્રહ્માક્ષર આવેલી ટપાલનાં પરબીડિયાં ફાડી તેની કોરી બાજુએ લખે તે પણ કંપોઝ થાય અને બીજાઓ વાંચે તે પહેલાં કંપોઝ કરી પ્રૂફરીડર વાંચે ! રસોઈ કરે તે સૌથી પહેલાં ચાખે-એવા ન્યાયે ગાંધીજીએ એના વિશે કોઈ લેખ લખવા કરતાં, ભાષણ કરવા કરતાં વાણિયાબુદ્ધિ ચલાવી. 'મારું લખેલું હું જ ભૂંસી શકું છું' એવો બોધપાઠ આપવા માટે એમણે અઠવાડિયે એક દિવસ મૌનવાર પાળવાનો નિયમ કર્યો. પોતાને કહેવું હોય, સૂચના આપવી હોય કે પોતાને પુછાય તેનો જવાબ આપવા માટે એમણે સ્લેટ રાખી. તે પર સૂચના લખે, જવાબ આપે અને પોતે લખ્યું હોય તે પોતે જ ભૂંસી નાખે ! એ કંઈ ગાંધીજીની મૌલિક શોધ નહોતી. એ શિક્ષણ એમને નિશાળના એકડિયાના વર્ગમાં મળેલું ! હવે શિક્ષકો અને અધ્યાપકો ગાંધીજીને અનુસરે છે, પહેલાં ગાંધીજી મૌનવારે શિક્ષકો અને અધ્યાપકોને અનુસરતા હતા !

કુંભારનું ગધેડું શરીરે ખાસ્સું હૃષ્ટપુષ્ટ ન્હાવાધોવાના આર્ય સંસ્કારવ ળું. એના શરીર પર હાથ ફેરવવાનું મન થાય એવા સુંવાળા કેશવાળું અને એ સોળ વર્ષનું ન હોય તોય માણસની મર્યાદા તોડી સોળને બદલે ઓ:૭ા વર્ષમાં વાનવાળું અને મારી માના શબ્દોમાં કહું તો ધોળા બાસ્તા જે:ું સ્મૃતિ ખોવાયેલાં દૃશ્યોનું આલબમ લાગે છે !

અમારો પરભુ ધોબી શેરીના નાકેથી આવતો દેખાય... ડોલતામલપતા સુપુષ્ટ ગાત્રોવાળા બળદ પર સવાર, કપડાંના ગાંસડા સાથે તેના પ્રથમ દર્શન' અમને અમે જાહેર ક્ષેત્રમાં હોવાથી પ્રથમ થાય એટલે ઘરમાં એ ખુશાલીના સમાચાર દોડીને આપીએ ત્યારે, ફયા સારે-પ્રભુ પધાર્યાનો ઉલ્લાસ અને ચેતના વ્યાપી જાય. ખૂણે ખૂણેથી ધોવા આપવાનાં કપડાંની શોધ ચાલે. આવવા, જવા, મહાલવાના ટાણાં નજીક હોય તો પતરાની

ટ્રંકમાંથી કીમતી કપડાં પણ બહાર આવે. સમાજવાદી કપડાંનો ઢગલો થાય અને શ્રીમંતને ખાટલા પર રિઝર્વ બેઠક મળે. કંઈ રહી તો નથી જતું ને, એવી શોધ પણ ચાલે. પણ અમારો પરભુ ધોબી શેરીમાં રહેનારા બીજાઓનો પણ હતો એટલે જેઠમાં જેની રાહ જોઈ હોય તે અષાડમાં આવે-એવું બનેજ ઓટલે જઈને એ કેટલે પહોંચ્યો તે નહીં, એ કેટલો નજીક આવ્યો એની સર તપાસ તો અમારે, પોયરાઓએ જ કરવાની ! અમને પોયરાઓને થતું કે આપણું ઘર શેરીની વચ્ચે છે તેને ખસેડીને શેરીના નાકે લઈ જવું એટલે વાળંદ જેવો પ્રવેશે કે તે અમારા ઓટલે અમને બેસાડી સૌપ્રથમ અમારું મુંડન કરે ! જાંબુ, રાયણ, જમરૂખ અને કેરીનું ગાલ્લું પણ પહેલા ઘર પાસે આવે, થાંભે ! બધા જ ફેરિયા પહેલાં અમને પહેલી તક આપીને પછી આગળ જાય પણ હનુમાન મૂર્છિત લક્ષ્મણ માટે તો પહાડ ઉપાડી લાવે, પણ અમારું ઘર શેરીના નાકે ન ખસેડે ! શરત કરી હોત તો તે માટે અમે શનિવાર કરવા માટે પણ તૈયાર હતા ક્યારેક તો ધોબી, વાળદનું અંતર ભવના અંતર જેવું લાગે !

આમ તો ઘરનો સ્ત્રીવર્ગ જ ધોબીને ઓછામાં ઓછો શ્રમ પડે તે માટે એની ચિંતા કરનારો, રોજ બપોરે કપડાં ઝીંકાવા, ધોકણે ધીબાવાના પડછંદા પડે, તેમાં આળસ થઈ હોય તો વડીલ 'આ શું ઘરમાં ન ધોવાય ?' એવો યક્ષપ્રશ્ન કરે ! યક્ષિણી ધોબીને કપડાં ધોવા આપતી હતી કે કેમ તેના કોઈ સગડ 'મેઘદૂત'માં નથી મળતાં યક્ષ રામટેકરી પર એટલે યક્ષ પ્રશ્ન જ નથી મળતા !

લગનગાળો આવે ત્યારે ધોબીની આતુર પ્રતીક્ષા વધી જાય; એનો ગાંસડો કપડાંથી ગલોફા જેવો ફૂલી જાય ! સગાંને ત્યાં લગ્ન હોય તો બાળગોપાળ સાથે જમવા જવાનું, શેરીજમણમાં જરિયાન વાઘા પહેરીને ખાખરાની બાજ પર ઉઘાડેછોગ બેસી જમવાનું. કપડાં ધૂળિયાં ન થાય, કપડાં પર દાળ, કઢી કે અથાણાના ડાઘ ન પડે તે જોવા સાથે જમવાનું એટલે જમવાનું જ ! વળી લગ્નનાં જમણ કંઈ એક દિવસમાં થોડાં પતે ? શેરીમાં પંગત ન બેસે તો ઘરમાં ને ઘરના વાડામાં અંગત માણસો પૂરા પાંચ દિવસ ઓહિયા કરે ! જાનૈયણો તો માંડવે પહોંચ્યા પછી નજીકના ઓળખીતા ઘરે બીજાં

કપડાં પહેરવા જાય અને તે નવા વેશે મંડપમાં આવી બેસે ! જમવા ગયા હોય કે વરઘોડે ગયા હોય ત્યારે ઘરમાં આમતેમ કપડાંના ઢગલા પડેલા જોવા મળે. છેલ્લી ઘડીએ સૂઝે કે આ કપડાં સેટ થતાં નથી, તો તે બદલી નવા કપડાં પહેરાય અને અભિપ્રાયોની આપ-લે થાય. ઘરમાં રમણભ્રમણ ચાલે. અલ્યા, તમે માથે કાંસકીયે ફેરવી નથી ? એવા ચિંતાભર્યા પ્રશ્ન સાથે પોયરાઓના માથે ફિનિસિંગ ટચ માટે કાંસકી ફરે! ભટૂરિયાના લટૂરિયા સરખા થઈ જાય !

લગ્નટાણે ધોબી દરજી ખૂબ મહત્ત્વના થઈ જાય. સોની ઝવેરી મહત્ત્વના બને એટલા મહત્ત્વના અમે થયેલા જ નહીં ! છે એટલાને પહોંચી વળાય તોય ભયો ભયો ! કાપડિયાએ ધોબીદરજીના પુણ્યાર્થે જ દુકાન માંડી હોય એવું લાગે ! એ દિવસોમાં પરભુ ધોબી હીરો થઈ જતો. છેવટે કપડાં ખૂબ મહેનતે ધોઈ, સૂકવીને અમારે ધોબીને ત્યાં બેસીને ઇસ્ત્રી કરાવીને પાછા ફરવાનો સમય પણ આવે તે અમને 'તક' લાગે. વાળંદ સિવાય તો બીજા સરનામે બહેન ભાભી જાય, પોયરા સાથે થાય એટલે સૌનાં સરનામાં જાણે, બદલામાં કટોકટીમાં ઘાંટા પાડી, આંખો બતાવી, ચોક્કસ શબ્દો ગોખાવીને એમને એ સરનામે ધકેલવામાં આવે !

છેવટે પરભુ ધોબીનો બળદ આંગણે આવી થોભે તો ખરો જ. પરભુ કપડાંનો ગાંસડો બળદની કાંધ પરથી પોતે ઊતર્યા પછી ઉતારે, ઘરમાં આવે ત્યારે હેતાળ ભાષામાં એનું સ્વાગત થાય. પરભુ ભોળું ભોળું હસે, ગાંસડો છોડે, બહેનોની યાદશક્તિ શંખપુષ્પીના સેવન વિના પણ સારી. આપેલાં કપડાંના વીગત, સંખ્યા તો કંઈ નોંધેલા ન હોય. હા, ભીંતે લીટા તાણ્યા હોય તે જુએ, બાકી તો યાદ હોય: કપડાં ગણી લો કહેવાય અને ગણાય, સમજફેરનો સંવાદ ચાલે, એકાદ કપડું તો બદલાઈ ગયેલું હોય જ. એની માથાકૂટ વખતે પણ પરભુ સ્થિરપ્રજ્ઞ જેવો શાંત ! ક્યાંક કોઈ કપડું ફાટ્યું તો નથી, પેલો ડાઘ બરાબર ગયો છે કે નહીં એની ઊલટતપાસ સાથે-સાડીને ઊલટાવીને તપાસ થાય તે ઊલટ તપાસ ! પછી ધોવા આપવાનાં કપડાં આ એક, આ બે... એવી હાજરી પૂરતી હોય તે એવી કે જેલમાં બેરેકમાં પૂરવામાં આવે તે પહેલાં કેદીઓની ગીનતી થાય એમ ગીનતી

ચાલે. પાડોશીને ત્યાં ગેણિયો બળદ. શિયાળે ઘાસનાં ગાલ્લાં આવે. ભાવ નક્કી થાય પછી ગાડાવાળો પૂળો નાખે ને બોલે એક, બીજો પૂળો ન નાખે ત્યાં સુધી, એક, એક ગોખે, બીજો પૂળો નાખે કે બે... કેરીના ગાલ્લામાં બેઠેલા તોલાટનું ત્રાજવું પાંચ શેર કેરી જ તોલે એટલે એ પણ કેરીઓ આઠ કટકે તોલે. પાંચ શેર તોલાય કે બોલે એક,બીજી કેરી ન તોલાય ત્યાં સુધી એક, એક ... ગોખ્યા કરે. કેટલી વીસે સો થાય એમ કહેનાર વડીલને જવાબ ન અપાય કારણ કે નાપાસ થવું એ વિનય-વિવેક હોય ! કપડાંની ગીનતી પૂરી થયે વિભાગીકરણ થાય અને છેલ્લે ગાંસડી બંધાય. ધોબી ભર્યોપૂર્યો આવે ને ભર્યોપૂર્યો જ પાછો ફરે !

કોરાં કાંજીવાળા પાણકોરાનો તો આખો તાકો જ ઘરમાં આવે. ચાદરો, ઓછાડ, ચણિયા લોંગકલોથના નહીં એના જ બને, પીળો કાજીવાળો તાકો 'ડબલ ભઠ્ઠી'માં ધોવા અપાય અને આવે ત્યારે પાણકોરાનો તાકો સફેદ હોય. બધું પતે પછી શાંત વિનય, 'જે જે..' સંબોધન, પાણી પૂછાય 'વહેલો લાવજે' એવી હાર્દિક અપીલ. હિસાબ હોલસેલ, સો કપડાંનો. બંદા અને બંદાનવાજ - બધા સોની ગણતરીમાં. બિલ વળી કેવું ? મોઢે હિસાબ ! અમાસે, ટાંકણે પરભુ ધોબી રાણી છાપ અને પંચમ જ્યોર્જ છાપ રૂપિયા ગણી લે અને રાજારાણીની સમાનતાનો સ્વીકાર પણ થઈ જાય.

બારણે ઊભેલા બળદનો, ઊતરેલા બોજની રાહતનો ઇન્ટરવલ પૂરો થાય. ફરી કપડાંના ગાંસડાનો અને પરભુ ધોબીનો બોજો પીઠે ઉપાડીને જાણે કશું જ બન્યું નથી એવા ભાવે ચાલવા માંડે ! ચાલો ત્યારે ધોવાઈને આવેલાં કપડાં ટ્રંક, કબાટ ને પેટી પર મૂકવા માંડીએ.

## ત્રાંબાના ઘડાપર હથોડીના ચાંદલા / રતિલાલ 'અનિલ'

મા કોઈ વાર હળવી ધોલથપાટ મારતી ત્યારે એ ઈનામ લઈને ભાગી જતો, વળી પાછળ નજર પણ કરી લઉં; માના મોઢે શિકાર છૂટ્યાનો ભાવ છે. પણ એ તો હાથમાં લીધું હોય એ કામમાં એના હાથ ચાલતા હોય અને આંખો કામ પર મંડાઈ હોય ત્યારે વિજયના હર્ષને બદલે જાણે પરાજયની ભોંઠપ અનુભવાતી. 'કર્મનિરપેક્ષ' શબ્દ યાદ આવે છે ને હોઠે સ્મિત ફૂટે છે! આ તત્ત્વજ્ઞાને ફૂલ જેવી વાત પર કેવો ભારે બોજ લાદ્યો કે તે ફૂલ જેવી હોવાથી જ કચડાય ?

ઠીક છે - ધોલથપાટ વિના આપણે ઘડાયા હોત ખરા ? એ તો એક આકાર આપવાની કારીગીરી હોય એવો વિચાર કેમ નહીં આવતો હોય ? હા, ઠપકારવામાં આવ્યાનાયે અનુભવ છે, પણ ત્યારે તો, આજે એવા પ્રસંગે ભોંઠપ અનુભવાય છે એવું કશું નહીં. ભાગી જવાય ને વળી સામે થોડી દૂરતા જાળવી ઊભાયે રહેવાય, જરૂર પડે તો ભાગી જવાની તૈયારી સાથે ! આજે 'ટાપટીપ' ચાલે છે ત્યારે 'થાપથપાટ' ચાલતી ! રોટલા થાપો વાંસની ભીંત થાપો, છાણાં થાપો અને કોઈ વાર સંભળાય : ઘરે કુંભ થાપ્યો ( સ્થાપ્યો) છે ! થાપવું એ સ્થાપવું બની જાય, તબલાની થાપ તો કોણ જાણે જોઈ હશે. ઢોલકને પડતી થાપ તો ભજન ચાલે તે જોઈ જ હોય; અલ્યા, તું મારું કહેવું ઉથાપે છે ? એ સાંભળીએ ત્યારે કહેનારના ચહેરો ગુસ્સાભર્યો નહીં રીસભર્યો હોય ! વાત્સલ્ય અને પ્રેમ પાસે પોતીકી રાસના સૌન્દર્યો હોય છે.

આ જીવનઘડતર અત્યારે યાંત્રિક દાબથી થાય છેઃ યાંત્રિક દાબ ઝટ આકાર આપે છે, પણ ચીજો કંઈ માણસ થોડી કે' મારે પેલા જેવું થવું છે ? એ સંકલ્પ તો માણસનો અને એ સંકલ્પ હોય સોનેરી છતાં બીબાંઢાળ થવાનો! નીચે લોખંડી ખાડા પર તાંબા પિત્તળનું પતરું મૂક્યું છે, ઉપરનું વજન નીચે ઊતરે દબાવે, ધાતુનું ચગદું વાડકો બની જાય અને બીજું ચગદું અનુકરણ કે સંકલ્પ કર્યા વિના આગલા વાડકા જેવો વાડકો થઈ જાય ! આજે બાળકો અનુકરણ કે સંકલ્પ કર્યા વિના સમાન રૂપના થવા માટે સમાન વેશ-યુનિફોર્મ પહેરીને શાળાએ જાય છે, અને શિક્ષણનો દાબ તેમને સમાન બનાવવાના પ્રયત્ન કરે છે ! પહેલાં આખો મહોલ્લો, શેરી હાથબનાવટની કારીગીરીથી બનેલી લાગતી. હવે સોસાયટી, મકાનો બીબામાં મૂકેલી ચીજપર પ્રેશર દાબથી બનેલી ચીજ જેવી લાગે છે. મકાનપર પ્લાસ્કિટક કલર કર્યો હોય ત્યારે પ્લાસ્ટિકની ચીજ જેવા લાગે.

હવે તો કંસારાવાડ અને કોઈ ગામકસબામાં હોય તો હોય, પણ ત્યારે તો આ શહેરમાં હતો જાડામસ પતરાને હથોડાથી ટીપી ટીપીને ઊંડાણ ધરાવતું તપેલું, કઢાઈઘડો બનાવી દે; પતરાને ફેરવતા જાય, ટીપ્યે જાય અને એક ઘાટ ઘડાતો આવે એવા સમયમાં ઘોલથપાટ ઘડતર માટે હોય. એમાં ખોટું લગાડવા રડવાનું શું હોય ? સૂપડીમાં અનાજ હોય, બે હાથ એને ઉલાળ્યા કરે એની કંઈ સંગીત જન્મે નહીં, એટલે સૂપડાની પીઠના બંને છેડાને લયબદ્ધ થાપ પડે જાય અને એ થપકારે થૂલું કે કાંકરા હોય તે અલગ પડતા જાય! સૂપડાની પીઠે, બંને છેડે એને થપકારવામાં આવે છે કે પેલા તબલા પર પડે છે એવી થાપ પડે છે અને લયબદ્ધ ધ્વનિ આવે છે. માણસના હાથ ત્યારે મશીનના દાબ નહીં પણ ઘડતરનાં જીવંત ઓજાર હતા. જીવન એટલે જાણે કારીગરનું ઘડેલું, ઘડાતું આવતું જીવન. હવે તો બસ લોખંડી દાબ જાણે માણસને આકાર આપે છે તેય તે એકસરખો ! માના હાથે થાપેલો ઘડેલો રોટલો અને વહુના હાથે ઘડેલો રોટલો શું સરખા હોય ? હા, રોટલી વણતા હાથ જાણે યંત્ર બની જતાં હોય એવા લાગે.

પોતાના લલાટે ચાંદલો કરતી આંગળી જોયાને તો પોણી સદી થઈગઈ. કોરા કપાળે ક્યાં ચાલ્યો એ સાદ પોણી સદીના ઊંડાણેથીયે સંભળાયા કરે

છે અને છોકરી તો કોરા કપાળે ઘરમાંયે ન ફરેતો બહાર શેં જાય ? પણ એ ચાંદલો કરતી આંગળી કદી હથોડી જેવી લાગે ખરી ? પણ આ ચાંદલાના સંદર્ભે હથોડી સાંભરી જ કેમ ? આવો ગુસ્સો ના કરશો ભાઈ !

કોઈ કોઈ વાર કંસારાવાડે કુતૂહલભેર ઉપડી જવાય ત્યારે ચાલે ઘડતર અને ચણતર. ઈંટ ઘડાય નહીં તો ભીંત ને મકાન ચણાય જ કેમ ? ત્યારે કંઈ માણસનું છે એવું ઘડતર ચણતર જ ચાલે. લંબચોરસ બીબામાં માટીનો લોંદો પડે, હાથ અને સાધનની દબાય, પછી કાચી ઈંટ રૂપે જમીન પર આવે, જીવનને પણ એવી રીતે જ આકાર મળતો, પણ બીબાંઢાળ નહીં. મકાનોને બીબાં કહીએ પણ ત્યારે મકાનોને પણ પોતીકું એવું રૂપ હતું, શેરી કંઈ ફ્લેટોની પલટણ નહોતી.

હું કંસારા કારીગરે લોખંડના ઊભા ખીલા પર ત્રાંબાના ઘડાનો નીચેનો ભાગ ડાબા પગના ઘૂંટણ પર રાખ્યો હતો અને હથોડીથી ત્રાંબાના ઘડાના અડધિયાને ચાંદલા કરતો હતો! આંગળીથી નહીં; હથોડીથી ચાંદલા હા ભૈ હા ! તમે અગાઉ પ્રચલિત ત્રાંબાના ઘડા જોયા છે ? એના પર ચાંદલાની ભાત હોય છે. બધાં ચાંદલા એક સરખા ! સૂર્યપ્રકાશમાં એ જ ચાંદલાની ભાત હોય ! કંસારા કારીગરની હથોડી તાંબાના ઘડાને ધીરજથી એકસરખા ચાંદલા કરતી જાય, એ વળી ભુંસાય નહીં એવા. ત્રાંબું પોતે જ કૈંક કંકુ જેવું નથી હોતું ? હથોડીના ચાંદલા તો કંકુ પર ચાંદલા કરવા જેવા હોય છે. ડોસીના ઠપકા તો એવા ચાંદલા જેવા, સાંભળીએ તો મોઢા પર રતાશ આવી જાય, માના ઠપકા તો પેલા કંસારાની હળવી હથોડીના ત્રંબાળુ ઘડાને કરવામાં આવતા ચાંદલા જેવા હોય !

હવે તો ઘરમાં રોટલી પર વેલણ ફરે છે, રોટલી પણ ફરે છે. પણ એ રચના મૂગી હોય છે; એમાં ઘડાતો રોટલાનો ધ્વનિ અને ગળણા પરથી રોટલાના કાચા આકારને ઊખેડી નહીં, સેરવી લઈને તેને કલેડા પર નાખવાના થપ્પ ધ્વનિનું કાવ્ય પણ નથી...

## મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

આમ બોલીને પેલો તપસ્વી પાછળ ચાલતાં પેલાં ત્રણને દોરતો જંગલમાં અમુક અંતર સુધી ચાલતો રહ્યો, અને સાથે સાથે ઝાડુ વડે પગ આગળની જમીનને કાળજીપૂર્વક સાફ કરતો ગયો. આમ તેઓ એક પુરાણા કદમ્બના વૃક્ષ પાસે આવી પહોંચ્યાં, જ્યાં એનો નિવાસ હતો. વૃક્ષના થડમાં એક મોટું પોલાણ હોવા છતાં, એ ઉપરથી સાવ લીલું હતું. એવું તો હતું જ નહીં કે કામદમને ટાઢ, તાપ અને વરસાદથી બચવા માટે લીલ છવાયેલા આ રહેઠાણને પસંદ કર્યું હતું. કારણ કે એ તો પોતાના દેહને સતત પવનના તોફાનોને સોંપી દેતો હતો; શિયાળામાં ભીનાં વસ્ત્રો ધારણ કરતો હતો તથા આકરી ગરમીમાં ચારે બાજુ અગ્નિ પેટાવી વચ્ચે બેસતો હતો. રહેઠાણ તો એણે એટલા માટે પસંદ કરેલું કે એને યાદ રહે કે ક્યાં એનો વાસ છે તથા જ્યાં એ ભોજન માટેનાં કંદમૂળ અને ફળ તેમ જ નૈવેદ્ય માટેનાં પુષ્પો, દર્ભ અને ઈંધણ માટેનાં લાકડાં રાખી શકે.

અહીં એણે પેલા અતિથિઓને બેસવાનું કહ્યું, અને ત્રણે તરત જ વિનયપૂર્વક નીચે બેસી ગયા. તેઓ સારી રીતે સમજતા હતા કે સંન્યાસીના વૈરાગ્યની ધારને તીક્ષ્ણ બનાવવા માટે જ તેમને અહીં લાવવામાં આવ્યા હતા. કહ્યા પ્રમાણે એણે ત્રણેને બદર ફળો આપ્યાં, જે ખાધા પછી એમના જીવમાં કાંઈ જીવ આવ્યો. દરમિયાન તપસ્વી તો કાયોત્સર્ગ નામનું એક આસન ધારણ કરી બેસી ગયો. એનાં અંગો સ્થિર થઈ ગયાં, એના કડક

લાકડા જેવા હાથ ઊંચે ઉઠાવાયેલા હતા અને એના ઘૂંટણ સખત બની ગયા હતા. એણે પ્રયત્નપૂર્વક પોતાના હાથની અને પગની આંગળીઓ એકમેકથી અલગ રાખી હતી. એનું સમગ્ર ચૈતન્ય એક ઉચ્ચતમ અવસ્થાને પામ્યું હતું. આ પ્રમાણે એ સંપૂર્ણ નિર્વસ્ત્ર બેઠો હતો. પરંતુ માંસ અને ચરબીના સદંતર અભાવને કારણે એની નિર્વસ્ત્રતા કશાય અર્થ વગરની હતી. એના મસ્તકને કારણે કથા કહેવાનું કાર્ય શ્રીદામનને શિરે આવી પડ્યું. એટલે અન્ય(નંદ)ની સરખામણીમાં અત્યંત દેદીપ્યમાન એવા દેહવાળા એણે તેમને અહીં સુધી ખેંચી લાવનાર સઘળી ઘટનાઓ તેમ જ કોઈ સાધુ કે રાજવી જેવી કોઈ ચોથી વ્યક્તિ જ જેનું નિરાકરણ લાવી શકે એવી તેમને દમતી સમસ્યા વિશે વાત શરૂ કરી.

એણે આખીય વાત અમે અગાઉ કહી ચૂક્યા છીએ એ પ્રમાણે યથાર્થ રીતે અને ક્યાંક ક્યાંક તો એના એ જ શબ્દોમાં કહી. વિવાદના મુદ્દાને સ્પષ્ટ કરી આપવા માટે તો કદાચ અંતિમ તબક્કાની વાત કહેવી જ પૂરતી થઈ પડત. પરંતુ પોતાના આગવા એકાંતમાં એ પુણ્યાત્માને વિચાર કરવા માટે પૂરતી સામગ્રી મળી રહે એ હેતુથી એણે આરંભથી માંડીને સઘળી ઘટનાઓ જે રીતે બની એ રીતે વર્ણવી આપી. એણે નંદના અને પોતાના જીવન અંગે વિગતે જણાવી, બંને વચ્ચેના મૈત્રીસંબંધની તેમ જ સાથે પ્રવાસ કરતાં કરતાં તેઓ કેવી રીતે સુવર્ણમક્ષિકા નદીને કાંઠે વિખૂટા પડ્યા એની વાત કરી. પોતાની પ્રેમ-વિહ્વળતા, સંવનન અને લગ્ન આદિનું વર્ણન કરતી વખતે એણે ઝૂલા ઉત્સવ સમયે નંદને થયેલા સીતાના પરિચય જેવી અગાઉની માહિતી પણ સાથે જ વણી લીધી. વિવાહિત જીવનના પોતાના કડવા અનુભવો જેવા કેટલાક મુદ્દાઓનો ઉલ્લેખ એણે સાચવીને નાજુકાઈથી અથવા તો આડકતરાં સૂચનો દ્વારા કર્યો. આમ કરવા પાછળનો એનો હેતુ પોતાની જાતને બચાવવાનો તો ન જ હતો, કારણ કે જે હાથોએ સીતાને ઊંચે આકાશમાં હીંડોળી હતી એ હાથ હવે એના પોતાના હતા તથા અગાઉ એના બાહુઓમાં સીતા જે દેહનાં સપનાં જોતી હતી એ જીવંત દેહ હવે એનો પોતાનો હતો. ના, એવા કોઈ સીધા ઉલ્લેખો સીતાને માટે સુખકર ન નીવડે, એટલે એનો વિચાર કરીને જ એણે પોતાની કથનશૈલી નક્કી કરી

હતી. અને સમગ્ર કથન દરમિયાન સીતાએ પણ પોતાનું માથું ભરેલા ઉત્તરીય વડે ઢંકાયેલું રાખ્યું હતું.

એના મસ્તકને કારણે, શક્તિશાળી શ્રીદામન એક અચ્છો અને કાબેલ કથક પુરવાર થયો. અરે, સીતા અને નંદ તો આ કથાને પૂરેપૂરી જાણવા છતાં તેમ જ વારતા પોતે આઘાતજનક હતી તો પણ બંનેએ શ્રીદામનના મોંઢે એ કથાને આનંદ સાથે સાંભળી. વળી કાયોત્સર્ગ આસન બદલ્યા વિના બેસી રહેલા કામદમનને પણ આ કથા જકડી રાખે તેવી લાગી હશે એવું અનુમાન કરી શકાય. શ્રીદામને પોતાના અને નંદના વિકરાળ કાર્યની, દેવીમાતાએ સીતા પ્રત્યે દાખવેલી કરુણાની તેમ જ પહેલાંની સ્થિતિની સ્થાપના કરવાના કામમાં સીતાથી થઈ ગયેલી ક્ષમ્ય ચૂકની પણ વાત કરી. છેવટે સમાપન કરતાં એણે નીચેનો પ્રશ્ન રજૂ કર્યો.

'તો ઘટનાઓ આ પ્રમાણે ઘટી હતી.' એણે કહ્યું, 'પતિનું મસ્તક મિત્રના દેહ ઉપર મૂકવામાં આવ્યું અને મિત્રનું મસ્તક પતિના દેહ ઉપર. હે મહાતપસ્વી, હે મહાદમન, અમારા ઉપર કૃપા કર તથા ગૂંચવાઈ ગયેલા અમને તારા શાણપણનો લાભ આપ. તું જે નિર્ણય આપીશ એનો અમે સ્વીકાર કરવા અને એનો અમલ કરવા અમે બંધાઈએ છીએ, કારણ કે અમે પોતે તો આ બાબતે કોઈ નિર્ણય ઉપર આવી શકતા નથી. આ સર્વાંગ સુંદરી કોની બને, એનો પતિ કોણ ?'

નંદે પણ વિશ્વાસ સાથે ભારપૂર્વક ઉમેર્યું, 'હે સર્વ કામનાઓના વિજેતા ! કૃપા કરી અમને તારો નિર્ણય જણાવ.' સીતાએ તો એના મુખને ઢાંકતો સાડીનો છેડો ઉતાવળે ઊંચો કર્યો કે જેથી એનાં કમળ સરખાં નયનો કામદમનને નિહાળી શકે.

કામદમને પોતાનો હાથ પગની પાનીઓ ઉપર મૂકી અને દીર્ઘ ઉચ્છ્વાસ મૂક્યો. પછી એણે પોતાનું ઝાડુ હાથમાં લઈ જમીનના એક ટુકડાને વાળી જીવજંતુઓ રહિતનો બનાવ્યો તથા અતિથિઓને ત્યાં બેસાડ્યાં.

એણે કહ્યું, 'હા...હા, સાચે જ તમે ત્રણે મારે માટે યોગ્ય પ્રકારનાં માણસો છો ! અલબત્ત, જીવનની જલદમાં જલદ બાષ્પથી ભરપૂર એવી કથા માટે તૈયાર હતો. પરંતુ તમારી આ કથાને તો તમે છરી વડે સુંદર

ચોસલાંમાં કાપી શકો. તમે જે બાષ્પ કાઢો છો એની વચ્ચે શ્વાસ લેવા કરતાં તો મારે માટે ઉનાળાની ગરમીમાં ચારે બાજુ સળગતા અગ્નિ વચ્ચે બેસી શ્વાસ લેવાનું વધારે સરળ છે. જો મારા ચહેરા ઉપર ભસ્મના થથેડા કરેલા ન હોત તો મારા ઊંડાં ઊતરી ગયેલા ગાલ ઉપર અથવા ખરેખર તો ગાલ નીચેનાં મારાં તપસ્વી હાડકાંઓ ઉપરની રતાશ તમે જોઈ શકતા હોત. અરે વત્સો, ! જેની આંખો પર પાટો બાંધી દેવામાં આવ્યો છે એવો બળદ જેમ ગોળ ગોળ ચાલતો ઘાણીને ચલાવે છે તે જ પ્રમાણે રાગાદિ દુઃખોથી વ્યથિત અને દેહ ઉપર કામક્રોધાદિ છ ઘાણીવાળાઓની પરોણી અને ચાબુકનો માર ઝીલતાં તમે જીવનચક્રની સાથે ગોળ ગોળ ફરી રહ્યાં છો. તમે આમાંથી મુક્ત કેમ નથી થઈ શકતા? શું હજું પણ તમારું લોલુપ નજરે જોવાનું, ખુશામત કરવાનું, લાળ દદળાવવાનું તથા કામનાઓનું પાત્ર નજર સમક્ષ આવી ચઢે ત્યારે તમારા ઘૂંટણનું ઢળી પડવાનું ચાલુ જ રહેવાનું છે? હા, હા... હું જાણું છું, બધું જાણું છું : કામેચ્છાને કારણે પ્રસ્વેદ બિંદુઓ છવાયેલો પ્રેમનો દેહ – સૌંદર્ય, ઉબટનો લગાડાયેલી રેશમી ત્વચાની સપાટી નીચે અનુભવાતો મદનનો થરકાટ – કમનીય વિવર રચતા સ્કંધો– સૂંઘતું નાક અને શોધી રહેલું મુખ – સુંદર તારાઓનાં છૂંદણાંઓથી મંડિત મધુરાં સ્તનયુગલો – બગલના પોલાણમાં પરસેવાથી ભીના વાળ – ઓહ, બાહુઓ માટે (યથેચ્છ) ભમવા માટેનાં રમણક્ષેત્રો – ગોરા નિતંબો, સુંદર જંઘાઓ, થરકતી પીઠ, પ્રેમનો શ્વાસ લેતું ઉદર – બાહુઓની સ્વર્ગીય ભીંસ, યૌવનથી છલકાતા સાથળો અને એમની પડછેના બે શીતળ નિતંબનો રોમાંચ – અને પછી. તો કામમાં મત્ત બની ઉત્તેજનાના ચરમ બિંદુએ તેઓ ગરમ બાફ મારતા અંધારામાં યુગલ રમતમાં પ્રવૃત્ત થયા છે, એકમેકને વધારે ને વધારે આનંદ પ્રાપ્ત કરવા પ્રેરતાં રહે છે, એકમેકને ઉન્માદના ઉદ્ગાર સુધી પહોંચાડી દે છે – વળી આ અને તે અને ત્યાં – હું એ બધું જાણું છું, મને એ સઘળા વિશે મને પૂરી જાણકારી છે.'

પોતાના અવાજમાંની અધીરાઈને કાંઈક દબાવતાં નંદે કહ્યું, 'અને અમે પણ... હે કામદમન, અમે પોતે પણ અને અમારા સંબંધી એ સઘળું જાણીએ છીએ. એટલે તું કૃપા કરીને અમને સમજાવ કે સીતાનો પતિ કોને

ગણી શકાય કે જેથી અમે એ જાણી લઈએ અને એ પ્રમાણે આચરણ કરી શકીએ.'

તપસ્વીએ કહ્યું, 'મારો નિર્ણય તો લગભગ અપાઈ જ ગયો છે. આવી સ્વયં-સ્પષ્ટ અને દેખીતી લાગતી બાબતમાં પણ તમને કોઈ નિર્ણય આપનારની જરૂર પડે એટલી હદે સાચી વસ્તુઓની સમજણથી તમે ખૂબ દૂર નથી એ જાણી મને આશ્ચર્ય થયું છે જે સ્પષ્ટ છે. અલબત્ત, આ સુંવાળી લલના જેના ખભા ઉપર પોતાના મિત્રનું મસ્તક છે એની પત્ની છે, કારણ કે લગ્નમાં વધૂને જમણે હાથે ગ્રહણ કરવામાં આવે છે. પરંતુ હાથ શરીરનું એક અંગ છે અને શરીર તો મિત્રનું છે.'

આનંદના એક ચિત્કાર સાથે નંદ કૂદીને પોતાના સુડોળ પગ ઉપર ઊભો થઈ ગયો. સીતા અને શ્રીદામન હજુ નીચા મસ્તકે બેસી રહ્યાં હતાં.

કામદમને મોટા અવાજે આગળ ચલાવ્યું, 'પરંતુ એ થયો આપણો પક્ષ. – આપણું અવયવ વાક્ય. મારો નિષ્કર્ષ એને વળોટી જાય છે એને ક્યાંય પાછળ મૂકી દે છે. થોડી ક્ષણ જરા રાહ જુઓ.'

આમ કહીને એ ઊભો થઈ બખોલમાં ગયો અને અંદરથી બારીક છાલમાંથી બનાવેલું ઉપરણા જેવું એક અણઘડ વસ્ત્ર લઈ આવ્યો જેના વડે એણે પોતાની નિર્વસ્ત્રતાને ઢાંકી દીધી. પછી એ બોલ્યો :

પતિ એ, જે મસ્તક પતિનું ધારણ કરે
અહીં કશી ન શંકા, માત્ર કહેવું એ ઘટે
જ્યમ સ્ત્રી ઉત્તમ આનંદ ગીતની જાયા
ત્યમ સર્વ અંગમાં મસ્તક શ્રેષ્ઠ ગણાયાં

મસ્તક ઊંચું કરવાનો તથા ખુશીમાં એકમેકની સામે જોવાનો વારો હવે સીતા અને શ્રીદામનનો હતો. અત્યાર સુધી જે ખૂબ ખુશ હતો એ નંદ ખિન્ન અવાજે બોલ્યો :

'પરંતુ પહેલાં તો તેં કાંઈ જુદું જ કહ્યું હતું !'

કામદમને ઉત્તરમાં જણાવ્યું, 'મારું અંતિમ વિધાન નિર્ણયાત્મક છે.'

અને આમ તેમને તેમનો નિર્ણય મળી ગયો. હવે સુકુમાર દેહ ધારણ કરતો નંદ તો આ નિર્ણય સામે કોઈ ગણગણાટ પણ કરી શકે નહીં, કારણ

કે એ તપસ્વી પાસે નિર્ણય માટે જવાનો પ્રસ્તાવ એનો પોતાનો જ હતો. વળી જે અનિંદ્ય દાક્ષિણ્યના આધાર ઉપર કામદમને પોતાનો ચુકાદો આપ્યો હતો એનો વિરોધ કરવાનું પણ નંદ માટે શક્ય ન હતું.

ત્રણેએ નીચાં નમી કામદમનને પ્રણામ કર્યા અને ત્યાંથી ચાલી નીકળ્યા. વરસાદને કારણે લીલાછમ એવા દંડકારણ્યમાં અમુક અંતર સુધી ત્રણે કશું બોલ્યા વિના ચાલતાં રહ્યાં. પછી એક સ્થળે ઊભા રહી નંદે તેમની રજા માગી.

એણે કહ્યું, 'તમને મારી શુભેચ્છાઓ. હવે હું મારે રસ્તે આગળ જઈશ. મારે માટે એક નિર્જન ટુકડો શોધી કાઢી, હું સંન્યાસી બની જઈશ. અગાઉ પણ મને સન્યાસી થવાની ઇચ્છા હતી જ. ગમે તેમ તોય, મારા હાલના સંનિયોજનમાં હું દુનિયા માટે ઝાઝો કામનો રહ્યો પણ નથી.'

બંનેમાંથી કોઈ પણ આ નિર્ણય માટે એનો દોષ કાઢી શક્યું નહીં. થોડાં ખિન્ન થઈ ગયાં હોવા છતાં પણ બંને એની સાથે સંમત થયાં તથા નસીબમાં થોડો ઊણો ઊતર્યો હોય એ માણસ માટે જે મૈત્રી દર્શાવાય એવી મૈત્રીની લાગણી સાથે એને વિદાય આપી. ધીરજ બંધાવતાં શ્રીદામને એના ખભાને થાબડ્યો જે એક કાળે એનો પોતાનો ખભો હતો તથા પોતાની જાતને બાદ કરતાં અન્ય કોઈ માટે ભાગ્યે જ અનુભવાય તેવી ચિંતા સાથે અતિશય યમ નિયમના પાલનથી દેહને પીડા ન પહોંચાડવા માટે તેમ જ વધારે પ્રમાણમાં કંદમૂળ ન ખાવા માટે સલાહ આપી કારણ કે એ શરીરને એકવિધ આહાર માફક આવતો ન હતો એની એને જાણ હતી.

નંદે રુક્ષતાથી કહ્યું, 'એ બધું હવે મારે જોવાનું છે.' અને પછી જ્યારે સીતાએ આશ્વાસનના શબ્દો કહેવાનો પ્રયત્ન કર્યો ત્યારે એણે ઘેરા શોકમાં પોતાનું બકરાના નાકવાળું મસ્તક હલાવ્યું.

'હવે બહુ દુઃખી ન થતો,' સીતાએ કહ્યું. 'અને એ ભૂલીશ નહીં કે તું લગભગ વિજયની અણી સુધી પહોંચી ગયો હતો, તથા હમણાં તું જ કદાચ મારી સાથે ન્યાયપુરઃસરના વૈવાહિક સુખનો ભાગીદાર બની ગયો હોત. વળી એની ખાતરી રાખજે કે જે સઘળું એક વખત તારું હતું એને માટે હું હંમેશાં પગથી માથા સુધી મધુરતમ લાગણી અનુભવીશ તથા મારા આ

આનંદ માટે મારા હાથ અને હોઠ વડે માત્ર જગન્માતા જ શીખવાડી શકે એવી રીતે મારી આભારવશતા પ્રદર્શિત કરતી રહીશ.'

એણે મમત સાથે ઉત્તર આપ્યો, 'એ સઘળામાંનું કાંઈ પણ મને મળવાનું નથી. સીતાએ તો હોઠ ફફડાવી એને કહ્યું પણ ખરું, 'ક્યારેક તો હું તારા મસ્તકનું સ્વપ્ન પણ જોઈશ.' પરંતુ એની સિકલ બદલાઈ નહીં. એણે ખિન્નતાથી અને હઠપૂર્વક કહ્યું, 'એમાંનું હું કાંઈ પામવાનો નથી.'

અને આમ ત્રણે છૂટા પડ્યા, બે એક દિશામાં અને ત્રીજો બીજી દિશામાં. પરંતુ નંદ થોડે જ દૂર પહોંચ્યો હતો એટલામાં સીતા પાછી વળી અને નંદને ભેટી પડી.

'આવજે', એણે કહ્યું. આમ તો તું જ મારો પહેલો પતિ હતો. તેં જ મને પહેલી વાર જાગૃત કરી, હવે હું જાણું છું એ પ્રેમના પાઠ તેં ભણાવ્યા હતા; અને પેલો સુકલો તપસ્વી ગમે તે વિચારતો હોય, પત્નીઓ અને મસ્તકોનાં ગાણાં ગાતો હોય તો પણ, મારા હૃદય નીચેનું ફળ તો છેવટે તારું જ આપેલું છે !'

આમ કહી એ બળવાન શ્રીદામન પાસે પાછી દોડી ગઈ.

## ૧૧

પછી તો એક વાર ધેનુમંગલ ગામમાં પહોંચી ગયા પછી સીતા અને શ્રીદામનના દિવસ અને રાત દૈહિક સુખોની ભરમારમાં પસાર થવા લાગ્યા. એમના એ સ્વર્ગીય સુખના નિરભ્ર આકાશમાં આરંભમાં તો એકે વાદળું ડોકાયું નહીં. એ નિરભ્ર આકાશમાં ખળભળી ઊભી થઈ રહી હોવાની આગાહી આપતા પેલા નાનકડા શબ્દો – 'આરંભમાં તો' વારતામાં સીધી રીતે સંડોવાયેલી નહીં એવી વ્યક્તિએ પોતાની કથામાં ઉમેરેલા શબ્દો છે; પરંતુ જેઓ વારતા જીવતાં હતાં, વારતા જે વ્યક્તિઓની છે, તેમને તો આવા કોઈ 'આરંભમાં તો'–ની જાણ ન હતી. તેમને ભાન હતું તો માત્ર તેમના પોતાના સુખનું – જે બંનેને અસામાન્ય લાગતું હતું.

અલબત્ત, એ એક એવા પ્રકારનું સુખ હતું જે સ્વર્ગમાં જ મળવું સંભવિત હોય, પૃથ્વી ઉપર તો કદાચ મળે જ નહીં. આપણે જેના દબાવ હેઠળ જીવીએ છીએ એ સામાજિક અને નૈતિક વ્યવસ્થાની સર્વ કોઈ પરિસ્થિતિમાં મર્ત્ય માનવોના ભાગે આવતા સંતોષો અને ઐહિક સુખો તો સાચ્ચે જ સીમિત હોય છે. કામચલાઉ ગોઠવણો, ત્યાગ અને આવી પડે તેનો નિર્વિરોધ સ્વીકાર એ જ આપણું સર્વસામાન્ય પ્રારબ્ધ બની રહે છે. આપણી ઇચ્છાઓ અમર્યાદિત હોય છે પરંતુ એ ઇચ્છાઓની પરિતૃપ્તિ અત્યંત મર્યાદિત સ્વરૂપની હોય છે.'

(અપૂર્ણ)

# એક મોટો ખજાનો / સુરેશ જોષી

કોઈક વાર કશીક નાની શી આકસ્મિક ઘટના બને છે અને આપણે એકાએક કોઈ જુદા જ વિશ્વમાં જઈ ચઢીએ છીએ. ઘર બદલ્યા પછી પુસ્તકોની હજી યોગ્ય સ્થાને પ્રતિષ્ઠા થઈ નથી. આથી ફરી ફરી વાંચવી ગમે એવી કેટલીક કવિતાઓ ઝટ દઈને હાથે ચઢતી નથી. આમ છતાં કોઈક વાર, કૂતુહલનો પ્રેર્યો, અભ્યાસખણ્ડમાં જઈ ચઢું છું ને પુસ્તકોના ઢગલામાંથી ગમે તે એક કાઢીને વાંચવા માંડું છું. સદ્ભાગ્યે ઓગણીસમી સદીની ફ્રેન્ચ કવિતાનું પુસ્તક હાથમાં આવ્યું. બેરેન્જર, લામાર્તિન, વિક્તર ઉગો; ગોતિયેર, બોદલેર, રેંબો – મોટો ખજાનો હાથમાં આવી ગયો.

વોલ્તેર અને રૂસોએ ફેલાવેલી ક્રાન્તિની આબોહવામાં આ પૈકીના ઘણા કવિઓ જીવ્યા. કહેવાતો પ્રગતિવાદી કવિ આપણે ત્યાં આજે લખે એવી કવિતા બેરેન્જરે ત્યારે લખેલી તે વાંચીને આશ્ચર્ય થયું. આખી ઉક્તિ રખડુના મુખમાં મૂકી છે : મારી જુવાનીના દિવસમાં હું એક કસબી પાસે ગયો ને કહ્યું, મને કશો કસબ શીખવો. એણે જવાબમાં કહ્યું, ચાલતી પકડ, અમારી પાસે એવું કશું ઝાઝું કામ નથી, જા, જઈને માગી ખા. પૈસાદારોએ મને કહ્યું, કામ કર. મેં એમના ભાણામાંથી કદીક બટકું રોટલો ખાધો છે; એમની પરાળની પથારીમાં હું કદીક સૂતોય છું. આથી મારા જેવો જૈફ રખડુ એમને શાપ શી રીતે આપે ? હું ગરીબ આદમી, ચોરીય કરી શક્યો હોત; પણ ના : એના કરતાં તો હાથ પસારવો એ સારું. બહુબહુ તો કદાચ મેં રસ્તા પર ઝૂકેલી ડાળ પરથી એકાદ પાકું સફરજન તફડાવ્યું હશે. પણ એ લોકોએ

તો મને રાજાના હુકમથી નહિ નહિ તો વીસેક વાર અંધારી કોટડીમાં પૂરી દીધો હશે ! મારી એકની એક મૂડી એ લોકોએ ઝૂંટવી લીધી : સૂરજ તો રખડુની જ મૂડી કહેવાય ને ! ગરીબ માણસને કોઈ દેશ હોય ખરો ? તમારા અનાજના કોઠાર, ઘી, દૂધ, તમારી યશગાથા, તમારા ધંધાધાપા, વક્તૃત્વછટાથી ભાષણ કરનારાઓના સભાગૃહો – આ બધાંનો મારે મન શો અર્થ ? પરદેશી માટે તમે બારણાં ખુલ્લાં મૂકો, તમારી મહેમાનગીરી માણીને એ તગડો થાય, ને હું મૂરખ જેવો આંસુ સાર્યા કરું ! એ પરદેશી તો બુઢ્ઢા રખડુને ખવડાવેય ખરો. તમને હું કોઈ જન્તુ જેવો ઉપદ્રવી લાગ્યો હોઉં તો ભલા, મને કચડી કેમ નહિ નાખ્યો ? ના, તમે તો મને બધાંના ભલા માટે કામ કરી છૂટવાની સૂફિયાણી સલાહ આપી. ક્રૂર પવનથી રક્ષણ મળે તો કીડોય પતંગિયું થઈને ઊડી જાય. મેંય તમને ભાઈની જેમ ચાહ્યા હોત. હું તમારો દુશ્મન બનીને હવે જૈફ રખડુની જેમ મોતને ભેટું છું.

અહીં નિખાલસતા છે, પ્રામાણિકતા છે; વેદનાની ચીસ નથી, વ્યંગ છે. સ્વચ્છ પારદર્શકતા છે. આથી આ રખડુની ઉક્તિ આપણને સ્પર્શી જાય છે. જે ભાઈ બનવા ઇચ્છતો હતો તેને દુશ્મન બનીને મરવાનું આવ્યું. આતિથ્ય તો પરદેશીઓ માટે. વળી જેને ઘરબાર નહિ, તેને આ બધા સંસ્કૃતિના ઠાઠ અને દેશાભિમાન શા ખપનાં ? એની એક માત્ર મૂડી તે સૂર્ય, તે પણ લોકો ઝૂંટવી લે, રાજા ઝૂંટવી લે. ત્યારે કવિઓ પોતાના આત્માને સમ્બોધીને વાર્તાલાપ કરતાં. બોદલેરની આવી ઉક્તિ તો ખૂબ પ્રખ્યાત છે. પણ કવયિત્રી માર્સેલિનનીય આવી ઉક્તિ છે. વાતાવરણ પાનખરનું છે; દિવસ પાણ્ડુવર્ણો ને પાક્યો પાક્યો ઢળે છે. કવિ પોતાના હૃદયને આવા એક દિવસની યાદ અપાવે છે. એ દિવસ વ્યાપેલા વિષાદથી ખિન્ન બનીને વનની વદાય લઈ રહ્યો હતો. ઊડતાં પંખીઓ કશી આશાનો ટહુકો કરતાં નહોતાં; ઠારી નાખે એવું ઝાકળ એમની પાંખોને વીંટળાઈ વળ્યું હતું. પંખીઓ એમના સાથીને સાદ દેતાં, માળામાં પાછા ફરવાની રાહ જોઈ રહ્યાં હતા. એઓ જે ડાળ પર હતાં તેના પર હવે ફૂલ રહ્યાં નહોતાં. ઘાસિયા મેદાનમાં ખેદપૂર્વક વાળેલાં ધણ માટે જંગલી ઝાંખરાં સિવાય બીજો કશો ચારો નહોતો. ગોવાળિયો પણ એનું ગીત ભૂલી જઈને એ ખીણમાં વ્યાપી ગયેલી નિઃશબ્દતા

અને વિષયમાં સહભાગી થતો હતો. કશું કામણટૂંમણ પ્રકૃતિમાં વ્યાપેલી, કંટાળો ઉપજાવતી એકવિધતાને દૂર કરી શકતું નહોતું. પાંદડાં પરનો સ્મિતની જેમ રેલાઈ જતો રંગ વિલાઈ ગયો હતો; આજુબાજુની ટેકરી લીલાંછમ અલંકારો ખોઈ બેસીને બોડી થઈ ગઈ હતી. બધું જ જાણે આકાશ પાસે ઉષ્માભર્યા એક કિરણની યાચના કરી રહ્યું હતું. આવા વાતાવરણમાં કાવ્યમાંનું પાત્ર કહે છે : હું એકલી આનંદ કરતા લોકોના ઘોંઘાટથી દૂર સરી ગઈ; તારા દૃષ્ટિપાતથી પણ દૂર ભાગી છૂટી. મેં મારી બુદ્ધિને શોધી; પણ ખેતરોમાં વ્યાપેલી ક્લાન્તિ, એની આકર્ષક ગ્લાનિ – આ બધાંએ ઊલટાનું એનું ઝેર મારા પ્રચ્છન્ન પ્રમાદમાં ભેળવી દીધું. નહિ કશું લક્ષ્ય કે નહિ કશી આશા, કેવળ મારા તરંગોને જ અનુસરતી હું મારાં મંદ અને ભીરુ પગલાં મને જે તરફ લઈ જાય તે તરફ લઈ જવા લાગ્યાં. પ્રીતિએ તારી પ્રિય છાયાથી મને ઢાંકી દીધી અને વર્ષની આ પાનખર ચાલતી હોવા છતાં હવા જાણે મને દઝાડવા લાગી. મારાથી મારી જાતને બચાવી લેવાનો મેં છેલ્લો મિથ્યા પ્રયત્ન કરી જોયો; તારાથી બચવાનો મિથ્યા પ્રયત્ન કરી જોયો. ધરતી પર મંડાયેલી મારી અશ્રુધૂસર આંખોને જાણે કશાક અજેય મન્ત્રના બળે ત્યાંથી કોઈએ ઉતરડી નાખી. ધુમ્મસમાંથી દેખાતી નાજુક છબિએ મારા હૃદયને મૃદુતા અને ભયથી થડકાવી મૂક્યું. સૂર્ય ફરીથી દેખાયો, એણે બધું આવરી લઈને પ્રકાશિત કરી દીધું. સૂર્યે જાણે અર્ધું આકાશ ઉઘાડી આપ્યું... તું મારી આગળ પ્રગટ છે તે જાણવા છતાં તારી જોડે કશું બોલવાની મારી હિમ્મત ન ચાલી; હું સહેજ હેબતાઈ ગઈ હતી અને વિચારમગ્ન હતી; આ મોહક વિભ્રમની સ્થિતિમાં વિવશ બનીને હું પુલકિત થઈ ઊઠી હતી; આથી હું તારી જોડે કશું બોલી શકતી નહોતી છતાં હું સુખી હતી; તારા આત્માની મને ઝાંખી થતી હતી અને હું વિશ્રબ્ધપણે મારા હૃદયને સાંભળ્યા કરતી હતી. પણ જ્યારે તારી હથેળી મારા ધ્રૂજતા હાથ સાથે દબાઈ, સહેજ સરખા કમ્પથી જ્યારે મારું આખું શરીર ધ્રૂજી ઊઠ્યું અને મારા કપાળ પર મને દઝાડતી લજ્જા છવાઈ ગઈ ત્યારે મને શુંનું શું થઈ ગયું ! ત્યારે તારાથી ભાગી છૂટવાનું હું ભૂલી ગઈ; તારાથી ભયભીત થવાનુંય હું ભૂલી ગઈ; પહેલી વાર તારું સુખ ઉપાલમ્ભ આપી

શક્યું, મારી વેદના તારી વેદના આગળ પ્રગટ થઈ અને મારો આત્મા તારી તરફ ઉચ્છ્વસિત થવાની અણી પર આવી ગયો. મને યાદ છે ! હે મારા જીવન, તને એ મધુરી યાતનાનું સ્મરણ છે ખરું, તારા વિષાદમાંથી ઉતરડી કાઢેલા એ શબ્દોનું તને સ્મરણ છે ખરું : 'જો હું વેદના સહું તો એમને પણ સ્વર્ગમાં વેદના ભોગવવી પડશે !' એ અરણ્યમાં વ્યાપેલી નિઃશબ્દતાનો આ સિવાયના બીજા કશા એકરારે વિક્ષુબ્ધ કરી નહિ. આપણા સહુ દિવસોમાં એ દિવસ સૌથી સુન્દર અને મધુર દિવસ હતો; અસ્ત થવાની અણી પર છતાં એ ઘડી થમ્ભી ગયો અને એનું ચાલ્યા જવું મારા હૃદયને તારી અનુપસ્થિતિના ઓળાથી છાઈ ગયું : જગતના આત્માએ આપણા પ્રેમને અજવાળી દીધો; વાદળની નીચે એની છેલ્લી દ્યુતિને શમી જતી મેં જોઈ; હવે તો માત્ર એની છબિ જ, હમેશને માટે છૂટાં પડી ગયેલાં આપણાં ભગ્ન હૃદયમાં સચવાઈ રહી છે.

ઘડીભર કશાક જાદુથી પાનખરના એ વિષાદપૂર્ણ દિવસને બદલી નાખતા પ્રેમના વિશ્વમાં આપણે ફરી આવ્યા. આ કવિતાના વાતાવરણને શ્વસતા કશીક આનન્દસમાધિમાં બેસી રહેવાનું આપણને પ્રલોભન થાય છે. મૂળ ફ્રેન્ચમાં તો એનો આગવો લય અને એનું માધુર્ય પણ ઉમેરાયાં છે. ઘણી વાર મારા જ ઘરમાં વસતાં પણ જેમનું હજી સુધી હું સ્વાગત નથી કરી શક્યો એવા કેટલાય કવિઓનો મને ખ્યાલ આવે છે ને ત્યારે મારી થોડી ક્ષણો એમને માટે જ હું ન્યોછાવર કરી દઉં છું.

એક બીજી રમ્ય છબિ જોવાનો લોભ જતો નથી કરી શકતો. એ છબિ આલેખી છે થિયોફિલ ગોતિયેરે. ગુલાબી વસ્ત્રમાં શોભતી એક સુન્દરીની એ છબિ છે. કવિ કહે છે : તને ઉત્તમ રીતે નિર્વસ્ત્ર કરનાર તારી એ વેશભૂષા મને કેટલી બધી ગમે છે ! તારાં સુડોળ સ્તન એમાંથી ઊપસી આવે છે, તારા નગ્ન બાહુનો કેવો રમણીય પ્રસાર એમાંથી હું જોઉં છું ! મધમાખીની પાંખ જેવું નાજુક, ગુલાબના હૃદય જેવું શીતળ, એ વસ્ત્ર તારા સૌન્દર્યની આજુબાજુ ઊડાઊડ કરીને એને ગુલાબી સ્પર્શથી પંપાળી રહ્યું છું. તારી ત્વચાથી તે રેશમી વસ્ત્ર સુધી રૂપેરી સળનાં મોજાં ઊછળ્યાં કરે છે અને આ વસ્ત્ર એમાં પ્રતિબિમ્બિત થતા ગુલાબી રંગની ઝાંયથી તારી કાયાને ઉજ્જ્વળ

કરી મૂકે છે. જાણે તારી જ સુન્દર કાયામાંથી રચ્યો હોય એવો આ વેશ તું ક્યાંથી પામી ? એનો જીવનથી ધબકતો તાણો તારી ત્વચા સાથે એકરૂપ થઈને કેવી મોહક ભાત ઉપસાવે છે ! આ રહસ્યમય રંગને પ્રભાતની અરુણાઈમાંથી તું લઈ આવી છે, વીનસની રૂપેરી છીપમાંથી એ લાવી છે કે તસતસતા તારા સ્તનાગ્રમાંથી એ રંગ લીધો છે ? કે પછી તારી લજ્જાનમ્રતાના ગુલાબી રંગે તે આ વસ્ત્રને રંગ્યું છે ? ના, કેટલીયવાર રંગથી ચિત્રરૂપે અંકાયા પછી, શિલ્પરૂપે કંડારાયા પછી તારી સૌષ્ઠવપૂર્ણ કાયા અને ઐશ્વર્યથી સુપરિચિત થઈ ચૂકી છે.

ઘડીભર આ લાવણ્યમૂર્તિ આગળ આપણે સ્તબ્ધ થઈને ઊભા રહી જઈએ છીએ. આ કાવ્યમાં મૂર્ત થયેલી નારી તે બોદલેરની પ્રિયતમા માદામ સાબાતિયેર છે. મેં એની છબિ જોઈ છે. પણ કવિઓ, ચિત્રકારો અને શિલ્પીઓએ આંકેલી મૂર્તિમાંનું લાવણ્ય કશુંક જુદું જ છે. એથી જ તો જગતના સૌન્દર્યને કવિકલ્પનાનો સ્પર્શ થાય પછી એ આપણે માટે મોહક બને છે.

ભાદ્રપદની અરોચક ઉત્તાપભરી આ મધ્યાહ્નની વેળાએ આ કવિઓએ રચેલા સૌન્દર્યલોકમાં સ્વેચ્છાએ લટાર મારવાનું મારું આ સુખ કોઈ ઝૂંટવી લઈ શકે એમ નથી. કોઈ સોગિયા જીવ નાકનું ટેરવું ચઢાવશે, કોઈ આને ભાગેડુ વૃત્તિ કહેશે: જમાને જમાને એની ગાળો તો વરસ્યા જ કરશે. પણ તેથી આ સૌન્દર્યલોક કલંકિત થતો નથી, થશે પણ નહિ. ગત પિતૃઓની વિષાદભરી સ્મૃતિથી ધૂસર એવા શ્રાદ્ધ પક્ષના દિવસોમાં મારા શ્વાસ તો, રૂંધાયેલા જ રહે છે. તેથી કરીને મારા ઘરના વાડામાં ફૂલોની મબલખ બિછાત પાંથરીને નર્યું સુગન્ધભર્યું ઐશ્વર્ય લૂંટાવી દેનાર પારિજાતની હું અવજ્ઞા નથી કરતો. એની સાથે તુલસીની તીખી વાસ ભળે છે. આંગણામાં ખીલેલી ગુલછડીની આછી મધુર વાસ પણ અહીં સુધી વહી આવે છે. આમ છતાં ચારે તરફ સુખ જ સુખ છે એવું નથી. નર્યા સુખનું સ્વર્ગ તો આપણને કદાચ સદે પણ નહિ. આ સંસારના વિષ વચ્ચે જ શ્વાસ લઈને બોદલેરે વિષપુષ્પોનો આપણને પરિચય કરાવ્યો. એના અભિશપ્ત જીવનને ઘડીભર રમ્ય અને આહ્‌લાદમય બનાવી ગયેલી આ નારી તે પણ આ વિષ વચ્ચેથી જ પ્રગટેલું રમ્ય પુષ્પ નથી ?

# સમાચાર

• ભારતમાં પેટ્રોલિયમ પેદાશોના ભાવવધારાની નજીકના ભવિષ્યમાં કોઈ શક્યતા નથી એવી જાહેરાત પેટ્રોલિયમ પ્રધાને કરી છે.

• ભારતના વડાપ્રધાન અટલબિહારી બાજપેયીના જમણા ઘૂંટણ પર શસ્ત્રક્રિયા કરવામાં આવી છે.

• નાણાંપ્રધાને કબૂલ કર્યું છે કે યુનિટ ટ્રસ્ટનાં રોકાણોના કારણે એ સંસ્થાને લગભગ સો કરોડ રૂપિયાનું નુકસાન થયું છે.

• ભારતભરના નેપાળીઓએ પોતાના રાજારાણીના માનમાં મુંડન કરાવ્યાં.

• બ્રિટનના વડાપ્રધાન ટોની બ્લેર આગામી ચૂંટણીમાં રૂઢિચુસ્તોને હરાવશે એવી ધારણા છે.

• સાતમી જુલાઈથી શરૂ થઈ રહેલી અમરનાથ યાત્રા માટે કડક સલામતીની વ્યવસ્થા કરવામાં આવી છે.

• આસામમાં ઉગ્રવાદીઓના હુમલામાં ૧૨ જવાનોને ઈજા થઈ છે.

# કંકાવટી

જુલાઈ, ૨૦૦૧
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૫
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

જીવી ગયા લ્યો કારણ છોડી,
રણમાં યે ર્‌હીને રણ છોડી.

શ્વાસોચ્છ્‌વાસની આવનજાવન,
રેત જવાની ક્યાં રણ છોડી ?

વણદીઠાની વાટ નિહાળી,
ચરણ ગયાં નહી આંગણ છોડી.

સંખ્યામાં આ 'એક' તો હોય જ,
જણ જ ન છૂટ્યો, જણગણ છોડી.

રેસા, રેસા, રહ્યા જ રેસા;
વળ ભીંસે તે વળગણ છોડી.

પડછાયો તો સાથ રહ્યો, પણ;
સૂરત સાચવી, દર્પણ છોડી.

જેવું તેવું એ જ રહ્યું છે,
જાય ક્યાં ધરતી, આ તૃણ છોડી ?

શૂન્ય રાગનો સૂર છે એવો :
સર્ગ રચો  કંઈ સગપણ છોડી !

જીવ્યો છું તે છે જ જિંદગી,
જોગીએ ક્યાં જોગણ છોડી ?

ઢળતા ઢાળે ગઝલ તે આવી ?
સૂઝ ગઈ કે સમજણ છોડી ?

૨

આંખ, તને કંઈ દૃષ્ટિ મળ,
આકાશે તું જોઈ શકે તળ !

કોઈ કહે : અંધારે વળ !
સૂરજ છે ત્યાં છે મૃગજળ !

માણસનાં આ કેવાં છળ !
સંગ ચલે આગળ પાછળ !

રળ, તું આખું જીવન રળ !
ઓગળતો, ઓગળતો ગળ !

ટોળામાં જઈને તું ભળ,
રહ્યું દોરડે રેસાનું બળ !

કેવો અજંપો આ પળપળ,
દળ, તું તારી જાતને દળ !

સપાટ નજરે જોયા કર તું,
મોજાંની પાસેના સળ !

બારી બારણાં રાખ્યાં છે, પણ
જ્યાં નિરખો ત્યાં ભોગળ, સાંકળ !

ઉપર છે, બસ તે જ નીચે છે,
રેતીમાં શું નાખ્યું હળ !

પૃથ્વિનું અમૃત છે એવું,
મીઠાં, મીઠાં, ખારાં જળ !

દાઢી હાલી, બોલી ઊઠી :
જંગલમાં કરજે તું મંગળ !

૨ : ૨૦૦૧, જુલાઈ

ચાલ્યા વિના ય લ્યો હવે ચાલી જવાય છે,
થોભી ગયા કે આપમાં આવી જવાય છે.

ભાગ્યા વિના ય એકદમ ભાગી જવાય છે,
મીંચાય છે આ આંખ ને કાશી જવાય છે !

ના હોય આયનો છતાં એક શબ્દ હોય, હોય;
અદૃશ્ય રહીને પણ  હવે ભાળી જવાય છે.

મીંડાવિહોણા શૂન્યને તો જાણતા હશો,
એક જ કદી અદ્વૈતને પામી જવાય છે.

ક્યારેક આ નજરમાં કશું હોય પણ અરૂં !
હું માગતો નથી અને માગી જવાય છે :

કંઈ હર્ષમાં ને રોષમાં બોલી ગયાં હશે,
અમૃત ને ઝેર કેમ આ ચાખી જવાય છે ?

અદૃશ્ય તત્ત્વ એક દિલે ઊતર્યા કર્યું,
પીધા વિના શરાબ જેવું પી જવાય છે.

વૈરાગ્યને આ રાગના કીમિયાની શી ખબર
હસતા રહીને કેટલું ત્યાગી જવાય છે !

માની લીધો મુકામ ને આવી ગઈ ગતિ,
પ્હોંચ્યા પછી ન પ્હોંચીને ભાંગી જવાય છે.

હવે આ જિંદગી ના જાણવાની,
સુખેથી લાંબી નિંદર તાણવાની.

તણાયા લ્હેર, ઝંઝાવાતમાં, પણ;
સફર જુદી હવે છે માણવાની.

હવાથી યે વધુ હળવાશ કેવી !
નથી આ જાત પણ સંભાળવાની !

સ્મૃતિનો બોજ પણ ઊતરી ગયો છે,
'હતી એકાદ વ્યક્તિ જાણવાની.'

બધી મૂડી હવે ખર્ચાઈ ગઈ છે,
નથી એકાદ ચીજ પણ આણવાની !

અજબ વરદાનની આ, કદ્ર કર !
ઘડી ના આવશે કંટાળવાની !

પરાજયનો વિજય પણ જોઈ લીધો !
હવે દુનિયા મને શું ટાળવાની !

હવે હું ઓટમાં વિરમી ગયો છું,
નથી કોઈ જ ભરતી ખાળવાની.

હવે મારી નજીક દીવો ન કરશો,
નથી આ આંખ કશ્શું ભાળવાની.

બધાએ સ્પર્શ છોડ્યા છે, છતાં યે –
અનિલની લ્હેરખી પંપાળવાની...

૪ : ૨૦૦૧, જુલાઈ



## કિલ્લો / રતિલાલ 'અનિલ'

શિવાજી થવું હોય તે કિલ્લો રચી  તેમાં નિરાંતે નહીં, ક્યારે કિલ્લાની બહાર જઈને કશુંક ઇચ્છિત મેળવવા ક્યાંક જઈને કશુંક મેળવીને પાછા ફરવાના વ્યૂહ ઘડે પણ આ ક્યાંયે ન જવાની અવસ્થા ભીંત વિહોણા કિલ્લામાં રહેવા જેવી નથી ? ક્યારેક આપણી આસપાસ અનાયાસ રચાઈ ગયેલા કિલ્લામાં બેઠા હોઈએ અને ડૂમો ભરાઈ આવે છે. શું આપણા વિજયો તો જવા દો, આપણો પરાજય આપણી સાથે બેઠો નથી હોતો ? ઘણા લોકો પોતાની સાથે ક્યારે વાતોડિયા થાય છે,  કશાક પરાજયની લાગણી થાય છે ત્યારે ! આ તે કેવું કે ન તો કોઈ સ્પર્ધા કે સંઘર્ષમાં ઊતર્યા છીએ અને એનો લગભગ ચુકાદો આવી ગયો છે એવું કશું જ ન હોવા છતાં પોતાને પરાજિત જેવા અનુભવીએ છીએ ? વાસ્તવમાં એ પોતાને મળવાનો, નજીક બેસી વાત પોતાની સાથે શાંત પાડોશી રૂપે બેસવાનો સમય હોય છે પણ પોતે હોવા છતાં જાણે નથી હોતા. નિરર્થકતા જેવું તો કશું નહીં, કારણ કે જેમાં ને તેમાંથી બોધ લઈને ભાતાનો ડબ્બો ભરવાનો તો કોઈ ઉપક્રમ નથી છતાં અત્યારે જે સ્વયં બોધ છે તે બહારથી નહીં અંદરથી આવતો લાગે છે...

ઘરની ભીંતે ક્યાંય કોઈ બોધસૂત્ર ચીતર્યું નથી, પોતાને વાંચવા કે બીજાને વંચાવવા અને એ રીતે પોતાની કોઈ ઇમેજ ઉપસાવવાનો પ્રપંચ તો થઈ શક્યો નથી, શું બોધ બહારથી બીજા કોઈ દ્વારા, બહાર બનતી ઘટના પરથી જ આવે છે ! એમ આવનારો તો સમયબંધી સ્વીકારીને આવેલો આગંતુક હોવાનો. બહારની જરૂરિયાતને પોતાની જરૂરિયાત બનાવનારા ઉદાર લોકોયે

છે જ તો ! પણ વ્યવસ્થા જ કંઈ એવી છે કે બહારની જરૂરિયાત પૂરતા જ આપણે કામ આવીએ પછી તો, જીવવાનો પ્રપંચ તો અબાધિતપણે સિલકમાં હોય જ છે. કઈ રીતે એવા સમયે જીવવું એનો અણલખ્યો કાર્યક્રમ વ્યવસ્થિત લોકોએ આત્મસાત્ કર્યો હોય છે, અને જાણે ઓટોમેટિક બધું ચાલ્યા કરે છે – આ જ તો નથી ગમતું. કંઈક વ્યવસ્થા તો જીવીએ ત્યાં છે જ, પણ એ આપણામાં ગોઠવાય કે આપણે એમાં ગોઠવાઈ જઈએ – એ જ તો ગમતું નથી. કોઈનામાં નાનકડો સર્જક બેઠો હોય તે એવું ઇચ્છે નહીં પણ અહીં પોતીકી વ્યવસ્થા જેવું છે ? ઘર છે, અસબાબ છે, બે ટાણે રસોડેથી રંધાવાની સોડમ આવે છે, વળી આસપાસ ઘણું બધું ચાલ્યા જ કરે છે – પણ પેલું પક્ષી ઓચિંતું આવ્યું, બારીએ બેઠું, આમતેમ જોયું અને ઊડીને ચાલ્યું ગયું – એ વ્યવસ્થા તો નથી, હું તો એમાં કોઈ હેતુ જોતો કે આરોપતો નથી, પણ એવું જ કંઈ બનતું નહીં હોય એટલે જાણે દીવાલો વિનાના કિલ્લામાં હોઈએ એવું લાગતું હશે.

આપણો શા માટે બધામાં હેતુ અને અર્થ શોધવાની ઝંઝટથી માંડી શિકાર પાછળ પડ્યા હોઈએ એમ પડતા હોઈશું ? બસ, આ જ કંઈ આવી પડેલી એકલતા કે કંઈ જ નથી, પોતે માત્ર ‘કંઈ નથી’ના નહીં નિમાયેલા છતાં ટ્રસ્ટી જેવા લાગતા હોઈશું ? સ્વઅર્થે જ બધું વિચારવાની ટેવ પડી જાય છે – કોઈ યોજના કે સંકલ્પ વિના ! એ જ તો પોતામાંથી પોતાને બાદ કરવાની છતાં તે નહીં જાણવાની જાણે રેડીમેઇડ વ્યવસ્થા છે. સૂરજની ઊંચા વડીલની હાજરીમાં અસૂર્યલોકમાં જીવતા હોવાની લાગણી એ જ કંઈ કિલ્લા વગરની કેદ હશે ! આપણે પોતે શું રચ્યું ? બધા જ કિલ્લાની બાંધણી, રચના અને એમાં રહેવું – કેવળ અનુકરણ હોય છે ! પણ જુઓ તો અનુકરણની પોતીકી એવી ક્રિયા વિના પણ આપણે માણસ નહિ, પણ વીજળીના જોડાણવાળું યંત્ર હોઈએ એવા પરચાલિત નથી હોતા ? ના રે, આ કંઈ જાતતપાસનો આયોજિત કાર્યક્રમ નથી. મિથ્યા અને નિરર્થક શોધવા, જાણવા, પ્રમાણવા, અને વળી કહેવાના આદિ શંકરાચાર્ય જેવો તો કોઈ મારો ખોજી કાર્યક્રમ નથી, નથી.

આપણે ‘હોઈએ’ તો, કંઈ થવા જેવું હોય છે ખરું ? આપણે આપણામાં જ

ઓછાવત્તા ખૂટતા હોઈશું એટલે પૂરક યોજના ઘડી કાઢતા કે એવી રેડીમેઇડ યોજના હોય તેમાં ગોઠવાઈ જતા હોઈશું ! અને બલિહારી કે આપણે તે જાણતાયે નહીં હોઈએ – કારણ કે અહીં તો ઈશ્વર અને શેતાન પણ પહેલેથી જ ઘડી રાખેલા છે ! અને એ ઘડતરમાં બંધબેસતા ન થવાનું જ કારણ અત્યારે અનુભવાય છે તેનું હોઈ શકે. વિચારવાનીએ કોઈ પદ્ધતિ અને સાયન્સ, મનોવિજ્ઞાન હોઈ શકે ખરું ? પણ અહીં છે જ એવું – કદાચ એટલે જાણે ડૂમો ભરાઈ આવતો હશે ! એ નિરર્થક તો નહીં હોય ! માત્ર આપણે પેલા પરસેવે રેબઝેબ મજૂરનું નામ મગન પાડ્યું છે અને પેલો લારી લઈને ફરે છે તેનું નામ ઈશ્વર છે – આવા જાળામાં આપણે, રેડીમેઇડ જાળાના કરોળિયા ! ક્યો માણસ અહીં કરોળિયો થઈને પોતાની મૌલિક રચના જેવું પોતાનું જાળુંયે રચે છે ? સાચું કહું ? વિશ્વકર્માનું નામ સાંભરે છે ને હું જાણે ખરેખર થોડી ક્ષણો તો સાવ મૂગો, ચૂપ થઈ જાઉં છું – આપણામાં સ્વત્વ જેવું કશું નહીં ? તૈયાર સંચે, વીજળીના પાવરે કાપડ વણાયા કરે એવા આપણે ? રડવા માટે પણ શિશુપણું હોવું જોઈએ ! બાળક આંસુ સુકાય તે પહેલાં વળી હસવાયે માંડે એવું કંઈ હોય તો ... તો, આ દીવાલ વગરના કિલ્લામાં હોઈએ એવું ન લાગે. આપણા દુઃખ, અભાવ પણ આપણે બાળક જેવાં રાખ્યા નથી, શા માટે રડવું અને શા માટે ખુશ થવું એનું વ્યાકરણ, ગણિત, કોષ્ટકો રેડીમેઇડ છે. બાળક હરખાતું ભયની દિશામાંયે જાય છે ત્યારે એ સાહસિક લાગે છે, ઈતિહાસના નરપુંગવો કરતાં, ભય હોય તેનુંયે કૌતુક હોય એ કેવી અદ્‌ભુત દશા છે ! ભયનો સ્પર્શ થતા કે નજીકથી અનુભવાતા બાળક અટકી કે પાછું, તેય આપોઆપ કોઈ કાયદા કાનૂન કે ફિલસૂફી ભણ્યા વિના ફરે છે કે છેટે રહે જ છે. આ વ્યવસ્થાને નામે જીવનને પૂર્વઆયોજિત કાવતરું બનાવી દેવાયું ન હોય તો વળી દીવાલ વગરના કિલ્લામાં હોઈએ એવું અનાયાસ અનુભવાય ખરું ?

## ગોટા / જિતેન્દ્ર પટેલ

'પપ્પા, ટ્રેઇન ક્યારે ઊભી રહેશે ?' બેબીએ બીજી વાર પૂછ્યું. પહેલી વાર તો એ એટલું ધીમું બોલી હતી કે એને પણ માંડ સંભળાયું હશે.

'બસ, થાકી ગઈ ?' સ્વાતિ તિરસ્કારથી બેબી સામે જોઈ રહી.

બેબી બારી તરફ મોઢું ફેરવી ગઈ.

'ભૂખ લાગી છે ને, બેટા ?'

સુહાસે પૂછ્યું એટલે બેબીએ હકારમાં ધીમેકથી માથું નમાવ્યું.

'ઠીક સાત વાગ્યે આપણે પહોંચી જવાના. અંધારું પણ નહિ થયું હોય.' સ્વાતિ નરમ થતાં બોલી ઊઠી : 'ટ્રેઇન પણ સમયસર છે. અંજુને ફોન કરી દીધો છે એટલે રસોઈ તૈયાર જ હોવાની.'

'આપણે તો આમે ય મોડા જ જમવા ટેવાયેલા છીએ.'

'તે આનો ક્યાં સમય નક્કી હોય છે ?' સુહાસ વધુ કાંઈ કહે એ પહેલાં સ્વાતિ બેબી સામે જોતાં બોલી ઊઠી : 'ક્યારેક તો છેક સૂતી વખતે જમે છે. ખબર નહીં આજે જ કેમ ? ભલે, ભૂખ ઊઘડતી હોય. અંજુએ એના માટે સ્પેશિયલ વેઢમી બનાવી રાખી હશે. એટલે તો મેં એને ફોન કર્યો હતો.'

'વચ્ચે કાંઈ મકાઇની ધાણી જેવું હલકું...'

'તો તો ઘેરથી જ ન લઈ લેત ?' સ્વાતિએ સુહાસને આગળ વધવા ન દીધો : 'જે તે ખાઈને સાંજનું જમવાનું બગાડવાનું છે ને ? અંજુએ કૂકીંગ ક્લાસીસ કર્યા છે તે પેટ ભરીને જમવું છે એને ત્યાં જ.'

થોડીવાર ચૂપકીદી છવાઈ ગઈ. બેબીએ બગાસું ખાધું એટલે સુહાસે વોટરબેગ ખોલી.

'હમણા રંગપર આવશે હોં.'

'કેમ ? રંગપર શું છે ? વોટરબેગ ખાલી થઈ ગઈ ?'

સુહાસે સ્વાતિના એ પ્રશ્નનો જવાબ ન આપ્યો. બારીમાંથી હાથ બહાર કાઢીને બેબીને બતાવતા કહે : 'હું તારા જેવડો હતો ત્યારે દાદા સાથે આ રસ્તેથી કેટલીય વાર નીકળ્યો છું.'

'જમુ ફોઈને ત્યાં જવા માટે ને ?' સ્વાતિ વાતમાં ટાપસી પુરાવ્યા વગર રહી ન શકી.

'યસ,' સુહાસે એ તરફ વધુ ધ્યાન ન આપ્યું. 'ઘેરથી નીકળીએ કે વચ્ચે ફક્ત રંગપર સ્ટેશને જ ઊતરવાનું. લાજવાબ.' બોલતાં સુહાસના મોઢામાં પાણી આવી ગયું. 'અહીંના ગોટા બહુ ફેમસ છે. લાઇનમાં ઊભું રહેવું પડે.'

બેબી તાલી પાડી ઊઠી.

'શું વાત છે ? તમે ઊઠીને બહારનું ?' સ્વાતિથી જોરથી બોલાઈ ગયું.

'એના પરથી તું અંદાજ લગાવી જો કે એ વસ્તુ કેટલી સરસ હશે.'

'તો પછી આપણે અંજુને ખોટો ફોન કર્યો' સ્વાતિ કટાક્ષમાં બોલી : 'તમારા ગોટાથી જ સાંજનું ભોજન પતાવી દેત. ઠીક છે, પાછા ફરતી વખતે આપણે જરૂર ટેસ્ટ કરીશું.'

'પછી પપ્પા, દાદા તમને ગોટા લઈ દેતા ?' બેબીએ પપ્પાની દાઢી પકડીને પૂછ્યું.

'મારો તો ક્રમ જ ગણને કે અહીંના ગોટા ખાધા વગર આગળ વધવાનું જ નહિ. ત્યાર પછી મોટો થઈને અહીંથી ઘણી વાર નીકળ્યો છું. પણ એ નિયમ તૂટ્યો નથી.'

'તમે નક્કી અંજુનું જમવાનું બગાડશો.' સ્વાતિ ખિજાઈ ગઈ : 'એણે બિચારીએ કેટલી મહેનત કરી હશે.'

'અને ખૂટ્યું તો ?'

'શું ખૂટશે ? તે દિવસે બેબીના બર્થડે પર એણે કેવી સરસ રસોઈ બનાવેલી.

તમે તો કાંઈ... પાછળથી એ મને કહેતી હતી કે : મારા જીજાજીએ તો કશી કદર જ ન કરી.'

'આ વખતે રેવન્યુ સ્ટેમ્પ પર લખી આપીશ કે...'

'બસ, આવું બોલવામાં જ પાવરધા છો.'

રંગપર આવ્યું કે બેબી જ બોલી ઊઠી : 'આ જ પેલું સ્ટેશન ?'

'યસ, બેટા.' કહેતાં સુહાસ ઊતરવા જતો હતો ત્યાં સ્વાતિએ એને રોક્યો : 'અહીં ક્યાં કશું છે ?'

'એ તો પ્લેટફોર્મ બહાર છે. અહીંના ભ્રષ્ટ અધિકારીઓ એમને અંદર આવવા નથી દેતા.'

'એટલે દૂર જાવ ને ટ્રેઇન ઉપડી ગઈ તો ?'

'ટ્રેઇનનો ડ્રાઇવર પણ ગોટાનો વ્યસની છે.'

સુહાસ પાછો આવ્યો ત્યારે બેબીએ રડી લીધું હતું. પપ્પાને ખબર પડવાની બીક ન હોત તો તે પેલી વસ્તુ સામે નજર સુધ્ધાં ન કરત. સુહાસે આવતાની સાથે જ એના હાથમાં પડીકું પકડાવી દીધું. એને સહેજે ઇચ્છા ન થઈ.

'બસ, આ જ તમારા ગોટા ને ?'

'પડીકું ખોલવાનું તો બાકી છે. કાગળની આરપાર દેખાઈ આવ્યું તને ?' સુહાસ સ્વાતિ સામે જોઈ જ રહ્યો.

'સ્ટેશનની વસ્તુમાં બીજું શું હોય વળી ?'

'લે, જરા ટેસ્ટ કર જોઈ,' સુહાસે પડીકું ખોલ્યું. સૌથી પહેલા સ્વાતિના હાથમાં જ આપ્યાં.

'છટ !' સ્વાતિએ ખાધું ન ખાધું ને મરેલા ઉંદરની જેમ એને ફેંકી દીધાં : 'પામોલીન,'

'ઓહ ! સોરી. યાદ ન આવ્યું. તારા માટે કોપરેલના લેતો આવત.'

'એવી ખોટી મશ્કરી નહિ.' સ્વાતિ ઉશ્કેરાઈ ગઈ. પછી બેબી સામે આંખો પહોળી કરતાં કહે 'ફેંકી દે એને. જો તો ખરી, આમાં લોટ ચણાનો છે કે ઘઉંનો ? ને આ અંદર રહ્યું એ ખડ જેવું મેથી છે ? પાલકેય નથી કે તાંદળજોય નથી.'

બેબીએ કે સુહાસે ધ્યાન ન આપ્યું એટલે સ્વાતિ વધારે ઉશ્કેરાઈ. બળપૂર્વક

બેબીના હાથમાંથી ગોટા પડાવી લેતા કહે : 'ભૂંડ જેવી, શું ખાઈ રહી છે ? કહું છું તે માનતી નથી. આવો કચરો પેટમાં નાખીશ તો પછી માશીને ત્યાં શું ખાઈશ ? ફેંકી દે.'

'પણ શા માટે ??' સુહાસ તંગ થઈ ગયો.

'પછી રાત્રે ઊધરસ ખાશે ત્યારે કોણ હેરાન થાશે ?' ઊઠવું તો છે નહિ ને ?'

બે-ચાર ગોટા ખાધા ન ખાધા ને સુહાસે પણ ફેંકી દીધા.

'કેમ, તમે પણ ?'.

'એકલા એકલા ન મજા આવી .'

'સારું બહાનું શોધી કાઢ્યું.'

સુહાસ ચૂપ જ રહ્યો.

સમયસર જ પહોંચ્યા. સ્વાતિએ બેલ વગાડી. બારણું ન ખુલ્યું એટલે બેબી વરંડામાં દોડી ગઈ તરત જ પાછી આવી. એના હાથમાં ગુલાબનું ફૂલ હતું. એ કશુંક મમળાવી રહી હતી. સ્વાતિ ગુસ્સાથી એની સામે જોઈ રહી. સ્વાતિએ ફરી બેલ વગાડી.

અંજુ દોડાદોડ બહાર આવી.

'બેલ નથી સંભળાતી ?' સ્વાતિ અંદર પ્રવેશતાં બોલી ઊઠી : 'એટલી બધી રસોઈમાં ગૂંચવાઈ ગઈ છે ?'

'સોરી, અંદર કપડા બદલતી હતી. હજુ આવી જ છું, ઑફિસેથી.'

સ્વાતિ બાજુમાં પડેલી ખુરશી પર જ બેસી ગઈ. અંજુ પાણી લઈને આવી કે બોલી ઊઠી : 'પણ, ફેન ચાલુ કરો ને. પરસેવો ચાલ્યો જાય છે તને તો, દીદી. ટ્રેનમાં એટલી બધી ભીડ હતી ?' પછી સુહાસ તરફ ફરતા કહે : 'શું બનાવું જીજાજી, ઠંડું કે ગરમ ? મને લાગે છે કે ઠંડું...'

– સુહાસે હકારમાં માથું નમાવ્યું કે અંજુ વાક્ય પૂરું કર્યા વગર જ અંદર જતી રહી. સ્વાતિએ એનો પીછો કર્યો. ગુલાબનું પેલું ફૂલ સ્વાહા કરી ગયેલી, મમ્મીની નજરથી બચવા મથતી બેબી હવે મોકળાશ

પડાવી લીધી : 'જમવાનું કર જલદી.'

'એની શા માટે ચિંતા કરે છે ? બધું તૈયાર જ છે. મારી ઑફિસની બાજુમાં નવરંગની કટલેસ વખણાય છે. આપણે ચારેય ખાલી નહિ કરી શકીએ તેટલી લેતી આવી છું. ચટણી તો મેં સવારમાં જ બનાવી રાખી હતી.'

સ્વાતિના હાથમાંથી પ્લેટ પડતા રહી ગઈ. પણ તું રૂમમાં બેઠી ફ્રેશ થા ને ?' અંજુએ રસોડાનો ફેન ચાલુ કર્યો.

સ્વાતિ અચલ જ રહી.

યાદ આવ્યું ને અંજુએ પૂછ્યું : 'નહિ ભાવે કટલેસ તને ?'

'ભાવશે.'

'મારા જીજાજીને ?'

'એને શું છે વળી ?'

સ્વાતિ ડ્રોઈંગ રૂમમાં આવતી રહી.

જમવા બેઠા ત્યારે અંજુ દિલગીર થતાં કહે : 'સોરી, જીજાજી, જમવામાં માત્ર કટલેસ જ છે. ચાલશે ને ? આજે જરા લેઈટ થઈ ગઈ તે...'

'એની ચિંતા શા માટે કરે છે ?' અંજુ વધુ એક અક્ષરેય બોલે એ પહેલાં સ્વાતિએ વાત કાપી નાખી : 'એ તો સ્ટેશન પરનો કચરો ખાઈ શકતા હોય તો આ તો...'

'કેમ વચ્ચે ક્યાંય નાસ્તો કર્યો હતો ?'

'પૂછ ને કેવા થર્ડક્લાસ ગોટા હતા એ.'

'શું થાય ? લાંબા રૂટમાં વચ્ચે ભૂખ લાગે એટલે ખાવું તો પડે જ.' કહેતા અંજુએ સુહાસની ડીશમાં વધુ બે કટલેસ મૂકી દીધી. 'તો પછી મારે તમને આગ્રહ કરવાની જરૂર જ નથી.'

ત્યાં સ્વાતિ ઊભી થવા ગઈ કે અંજુએ એને રોકી : 'શું જમી તું તો ? જીજાજીએ તો વચ્ચે ગોટાયે ખાધા છે.' એ આગ્રહ કરીને જ જંપી. સ્વાતિએ અંજુની નજર ચુકાવીને એ કટલેસ બેબીની ડીશમાં મૂકી દીધી. બેબી માત્ર ચટણી ગટગટાવી રહી હતી.

'એમ કરીએ, કાલે આપણે હોટલમાં જઈએ. મજા આવશે.' અંજુએ પોતાના હાથથી કટલેસનો એક ટુકડો સ્વાતિના મોંમાં આપ્યો.

જમવામાં તીખુ તમતમતું મરચું આવી ગયું હોય તેમ સ્વાતિ સીસકારી ઊઠી : 'કૂકીંગ ક્લાસનો લાભ નથી આપવો તારે ?'

'ઓહ કૂકીંગ ક્લાસ !' અંજુ હસી પડી : 'બહુ હેરાન કર્યા. ઈચ્છા તો હતી જ પૂરા કરવાની. પણ ઑફિસ અને ક્લાસીસ વચ્ચે એવી વહેંચાઈ ગઈ કે થયું; જવા દો અત્યારે.'

સ્વાતિએ આ વખતે પાણી પીવું જ પડ્યું. અંજુ એ તરફ ધ્યાન આપતા કહે : 'કટલેસ તો બરાબર જ હશે. ચટણી તીખી થઈ છે કે શું ?'

ત્યાં સુહાસ ઊભો થયો. અંજુ એને રોકવા ગઈ પણ એ પહેલાં જ સ્વાતિ કહે : 'જવા દે ને. એ તો ગોટા ખાઈને જ ધરાઈ ગયા છે.'

'પણ તું ?' પાછળ સ્વાતિ ઊભા થવાની તૈયારી કરતી હતી ત્યાં પાછી એની ડીશમાં કટલેસ મૂકાઈ. આ વખતે તો એ અંજુની નજર ચૂકવી શકે તેમ નહોતી.

'એમ કરને અંજુ, આટલું અત્યારે રાખ. હું ખરેખરની થાકી ગઈ છું. આમે ય સૂતી વખતે ખાવાની મને આદત છે. ત્યારે લઈશ. આજ તો મોડે સુધી જાગવું છે.'

'પણ શું ખાધું તમે લોકોએ ?' અંજુ બબડતી રહી : 'કટલેસ માટે તો મોડી પડી. એવું જ હતું તો ઘેર જમવાનું ન બનાવી નાખત ?'

સુહાસ અને બેબીએ તો તરત જ બેડરૂમમાં લંબાવી દીધું. બંને બહેનો ટી.વી. જોતી રહી. વચ્ચે વાતો ચાલુ જ હતી અચાનક સુહાસ ઊઠ્યો. થોડી વાર ટી.વી. સામે અટક્યો. પછી ધીમેકથી ટોઈલેટ તરફ વળ્યો. સ્વાતિએ અંજુ સામે જોઈને આંખ મીંચકારી : 'ગોટા !'

'કયા સ્ટેશનના હતા ?'

'રંગપર' સ્વાતિ ધીમેકથી બોલી.

સુહાસ બહાર આવ્યો કે અંજુ બોલી ઊઠી : 'પેટમાં ગરબડ જેવું હોય તો ઈનો આપું, જીજાજી ?'

'ના.' ટૂંકમાં પતાવતા સુહાસ પાછો સૂઈ ગયો. અંજુએ ફરી ટી.વી. ચાલુ કર્યું. સ્વાતિ કશાકમાં ખોવાઈ ગઈ હતી.

એકાએક સ્વાતિ ઊભી થઈ : 'સૂઈએ હવે.'

'કેમ ?' અંજુએ એનો હાથ પકડી લીધો : 'તું તો મોડે સુધી જાગવાનું કહેતી હતી ને સ્પ્રિંગની જેમ... નથી મજા આવતી ટી.વી.માં ?'

'થાકી જવાયું છે.'

'તો પેલી કટલેસ...'

અંજુ રસોડામાંથી પાછી આવે એ પહેલાં સ્વાતિ ટોયલેટની મુલાકાત લઈ આવી.

'પ્લીઝ અંજુ, હવે એ નહીં ચાલે. સૂવા દે. ખરેખરની ઊંઘ આવે છે.'

અંજુ વધુ આગ્રહ ન કરી શકી : 'હું અહીં જ સૂતી છું. રાત્રે કાંઈ જોતું કરતું હોય તો.'

ત્રણેકના સુમારે સ્વાતિએ અંજુને ઊઠાડી : 'લાવને, પેલો ઈનો. તારા જીજાજીને...'

'ચાલ, હું આવું છું.' અંજુએ જાતે જ ગ્લાસ તૈયાર કરી આપ્યો, ધીરજ ખૂટતાં સ્વાતિ કહે : 'લાવ જોઈ જરા હુંયે...'

'કેમ ? તેં તો ક્યાં ગોટા ખાધા છે ?'

'બળ્યા ચાખ્યા તો છે ને ? નહિ ને...' પછી બેબી તરફ ફરતા કહે : 'લે, તુંયે પી લે.'

અંજુ ચલી નહિ એટલે કહે : 'તું તારે તું સૂઈ જા, હવે. બોટલ ભલે અહીં પડી.'

## મસ્તકની અદલાબદલી / ટોમસ માન

અનુવાદ : સનત્ ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

'જો હું આમ કરી શકતો હોત...' ને ચારે બાજુએ 'એવું તો ચાલે જ નહીં'ની સખ્તાઈ સાથે અથડાવું પડે છે. આપણને જે કાંઈ મળી જાય એની સાથે પનારો પાડી લેવાની શીખ જીવન આપણને સલુકાઈથી આપતું રહે છે. આપણને મળે છે સાવ થોડી વસ્તુઓ, ઘણી બધી તો નસીબમાં જ નથી હોતી; અને એ સઘળી વસ્તુઓ આપણને એક દિવસ પ્રાપ્ત થશે એ હમેશાં એક સપનું જ રહે છે. અલબત્ત, એક સ્વર્ગીય સપનું કારણ કે જે મેળવવાની છૂટ ન હોય તે.તથા જે મળી શકતું હોય ને એ બે અહીં નીચે પૃથ્વી ઉપર સાવ ભિન્ન હોય છે પરંતુ ઉપર સ્વર્ગમાં બન્ને અભિન્ન બની જાય છે. કારણ કે વલખાં મારતા માનવો સમક્ષ સ્વર્ગ અન્ય કયા લેબાશમાં રજૂ થઈ શકે ?

તો પછી પેલાં વિવાહિત પ્રેમીઓ ધેનુમંગલ ગામમાં પાછાં ફર્યાં ત્યારે ચંચળ પ્રારબ્ધે એમને આ પ્રકારના અનૈહિક સુખથી નવાજ્યાં હતાં અને એમણે પણ આરંભમાં તો તરસ્યાંઓની માફક એ સુખને ઘૂંટડે ઘૂંટડે પીવા માંડ્યું. અગાઉ સીતાને માટે જાગૃત પ્રેમી અને મિત્ર ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હતા. પરંતુ હવે તો, શી મઝા, બન્ને એક થઈ ગયા હતા. અપરિહાર્ય ભાવિએ બન્નેના ઉત્તમ અંશોને એક વ્યક્તિમાં ભેળવી દીધા હતા. બન્નેની અત્યંત આગવી એવી વિશેષતાઓના સંયોજને એક નવી વ્યક્તિતાનું રૂપ ધારણ

કર્યું હતું જે સઘળી ઇચ્છાઓની કલ્પના બહારનું હતું. દરેક રાત્રિએ સીતા એની વૈવાહિક શૈયામાં શ્રીદામનના મિત્રના બાહુઓમાં ઢબુરાઈ જતી હતી અને એના ઉદ્રેકોને અનુભવતી હતી, જે બાહુઓ અને ઉદ્રેકોનાં અગાઉના સમયમાં એ પોતાના પતિના સુકુમાર વક્ષમાં આંખો બંધ કરી માત્ર સપનાં જોતી હતી અને છતાં કૃતકૃત્યતાના ભાવ સાથે એ જેને ચૂમતી હતી એ તો એક બ્રાહ્મણ કૂળમાં જન્મેલી વ્યક્તિનું હતું. એ દુનિયાની સૌથી વધારે અનુગ્રહ પામેલી સ્ત્રી હતી કારણ કે એક રીતે કહેતાં એનો પતિ કેવળ ઉત્તમોત્તમ - લક્ષણો ધરાવતો પુરુષ હતો.

વળી બીજી બાજુએ નવું રૂપ પામેલો એનો પતિ શ્રીદામન પોતે પણ કેવો મગરૂર અને મસ્ત હતો ! એનો પિતા ભવભૂતિ અથવા એની માતા (કથામાં અત્યંત સામાન્ય પ્રકારની ભૂમિકા ભજવતી હોવાને કારણે જેનું નામ પણ અહીં લેવામાં આવ્યું નથી) અથવા એ બ્રાહ્મણ-વણિક કુટુંબના અન્ય સભ્યો અથવા તો અન્ય ગ્રામવાસીઓ વગેરે ઉપર આ ફેરફારની રખેને કોઈ અવળી અસર થઈ હોય એ વિશે આપણે ચિંતા કરવાની લગીરે જરૂર નથી. હવે પરિવર્તન પામેલો નંદ પણ એમની સાથે જ હોત તો તો શ્રીદામનમાં થયેલા શારીરિક સુધારાવધારામાં કાંઈ ખોટું અથવા તો પ્રકૃતિ વિરુદ્ધનું છે (જાણે કે પ્રાકૃતિક વસ્તુઓ જ સાચી હોય, અન્ય નંહી) એ વિચાર ખૂબ સહેલાઈથી રમતો થયો હોત. પરંતુ પહેલાં પણ જે પ્રકારના જીવન પ્રત્યે એણે આકર્ષણ અનુભવ્યું હતું એવું સંન્યાસી જીવન ગાળતો નંદ તો બન્નેથી દૂર હતો. એના મિત્રમાં આવેલા પરિવર્તનની સાથે સાથે જો એનામાં આવેલા પરિવર્તનને જોવામાં આવ્યું હોત તો તો શ્રીદામનમાંનું પરિવર્તન ઊડીને આંખે વળગે એટલી હદે સ્પષ્ટ બની જાત. કોઈએ એ પરિવર્તનને નોંધ્યું સરખું નહીં. હવે તો માત્ર શ્રીદામન એકલો જ રહ્યો હતો. એનાં તામ્રવર્ણાં અને મનોહર અંગો માટે (જેટલી હદે આ અંગો અન્ય લોકો સમક્ષ પ્રગટ થતાં હોય તેટલી હદે) તો એના વિવાહિત જીવનની એના પુરુપત્વના વિકાસ ઉપર થયેલી વિધેયાત્મક અસરને જ કારણભૂત લેખવી પડે. અલબત્ત, સીતાનો સ્વામિ અને પતિ કાંઈ નંદની માફક ટૂંકી પોતડી, કડાંઓ તેમ જ અકીકના પત્થરની માળા આદિ પહેરતો ન હતો. એ તો અગાઉ પહેરતો હતો એ જ પ્રમાણે,

પોતાના મસ્તકને અનુરૂપ ખુલ્લો પાયજામો તથા અંગરખું પહેરતો હતો, એ એનો કાયમનો પોષાક હતો. અહીં બધે આપણે માણસની ઓળખ સ્થાપી આપવા માટેનું અત્યંત મહત્ત્વનું અંગ એ એનું મસ્તક છે એ દાવા માટેનાં નિર્વિવાદ પ્રમાણ જોવા મળે છે. કલ્પના કરો કે સ્કંધો ઉપર ચિર-પરિચિત મસ્તક સાથે તમારો પુત્ર અથવા ભાઈ અથવા કોઈ અન્ય પરિચિત માણસ ઓરડામાં પ્રવેશી રહ્યો છે. હવે એના બાકીના દેખાવમાં ભલે ને ગમે તેવી અનિયમિતતા દેખાતી હોય, એ માણસ હકીકતમાં તમારો પુત્ર અથવા ભાઈ અથવા કોઈ પરિચિત છે એ વિશે તમને લેશ માત્ર પણ શંકા રહેશે ખરી ?

આ વાર્તામાં શ્રીદામનના આનંદની સરખામણીમાં સીતાના આનંદના વર્ણનને અગ્રિમતા આપવામાં આવી છે. કારણ કે પરિવર્તન પછી તરતના ગાળામાં શ્રીદામને પોતે પણ સીતાના આનંદને જ અગ્રિમતા આપી હતી એ આપણે જોઈ ગયા છીએ. એનો પોતાનો આનંદ પણ સીતાના આનંદ જેટલો જ અને એવો જ સ્વર્ગીય ચહેરાવાળો હતો. સાચે જ પોતાની જાતને શ્રીદામનના સ્થાને મૂકી જોવા માટેનો અનુરોધ હું કરી શકું નહીં. એક પ્રેમી છે જે ઘેરી નિરાશાને કારણે સંકોચાઈને પોતાના પ્રિયપાત્રથી દૂર ખસી ગયો છે કારણ કે એને ખાતરી કરાવવામાં આવી છે કે એનું પ્રિય પાત્ર બીજાના બાહુઓને ઝંખે છે અને હવે પ્રિય પાત્ર જે કશાની તીવ્રતાથી ઝંખના કરતું હતું એ સઘળું એને આપી શકે એવી એક અદ્વિતીય સ્થિતિને પામ્યો છે. લાવણ્યમયી સીતાના ભાગ્ય કરતાં શ્રીદામનના ભાગ્યને ચઢિયાતું લેખી લેવાની લાલચ પણ કદાચ કોઈને થઈ આવે. સીતાને વિધિઅનુસાર સ્નાન કરતાં જોઈ ત્યારથી સુમંત્રની હેમવર્ણીપુત્રી માટે પ્રેમની જે ઉત્કટ લાગણી એણે અનુભવી હતી – એવો ઊંડો અને ઉત્કટ પ્રેમ કે એણે તો એવું જ વિચારેલું કે મરી જવાશે – જે જાણીને નંદના ગ્રામ્ય ચિત્તે મોટી રમૂજ અનુભવી હતી; ખૂબ ત્વરાથી જેને માનવી ગૌરવનું આરોપણ કર્યું હતું એ સુંદર મૂર્તિએ જન્માવેલા નાજુક ભાવોનો વેદનામય આવેશ – અને ટૂંકમાં એનો આત્મા, દેહ અને એના આખા વ્યક્તિત્વમાંથી પેદા થયેલો એ ઉદ્રેક – એ સઘળું આખરે તો તત્ત્વતઃ વિચારની ઉત્કટતા અને કલ્પનાની શક્તિ વડે મંડિત તથા સરસ્વતીના ઉપહાર રૂપ એક બ્રાહ્મણ મસ્તકની બાબત હતી. એ મસ્તકનાં

સૌમ્ય અનુબંધ રૂપ શ્રીદામનનો દેહ – મસ્તકની બરોબરીનો સાથીદાર ન હતો તથા વૈવાહિક સંબંધમાં તો એણે મસ્તકને છેહ આપ્યો જ હશે. હવે જ્યારે એવા પ્રખર બુદ્ધિશાળી, ઉત્કટ અને વિદગ્ધ મસ્તક સાથે સુંદર, આનંદી અને સામાન્ય શરીર – એક એવું સરળ શક્તિશાળી તથા જે મસ્તકમાં આકારાતા આધ્યાત્મિક ભાવોને ચુસ્ત રીતે અનુરૂપ હોય એવું એક શરીર સંયોજાય ત્યારે એ હસ્તીના આનંદ અને સંતોષની શું આપણે કલ્પના કરી શકીએ ખરા ! સ્વર્ગનાં સુખોની - અથવા અન્ય શબ્દોમાં કહીએ તો 'આનંદ' નામની સુખ-વાટિકામાંના જીવનની આ પરિપૂર્ણતાની પ્રતિમા સિવાયના કોઈ અન્ય રૂપે કલ્પના કરવાનું જ વ્યર્થ છે.

અરે, નિરુત્સાહ કરી નાખનાર- 'આરંભમાં તો' પણ ઉપરના વર્ણનમાં તો ક્યાંય દેખા દેતું નથી; વળી એ 'આરંભમાં તો -' અહીં સાવ તોછડાઈભરેલું લાગે છે. કારણ કે સંબંધિત પાત્રોના ચિત્તમાં તો એવું કશું છે જ નહીં. એ તો કથકના ચિત્તનાં નિયંત્રક ક્ષેત્રમાં રહેલું છે અને આમ એક વસ્તુલક્ષી અને બિનઅંગત પડછાયો માત્ર જ પડે છે. પરંતુ, અલબત્ત, હવે તો ઉલ્લેખ કરવો જ પડે કે ખૂબ ઝડપથી, પ્રમાણમાં ખૂબ વહેલાં એ (આરંભમાં તો) અંગત ક્ષેત્રમાં સરકી આવવાની શરૂઆત કરે છે. હા, કદાચ તો આરંભથી જ એ સ્વર્ગમાં અપરિચિત હોય એવી કોઈ પદ્ધતિએ મર્યાદાઓ ઊભી કરવાની અને ધારી અસર ઊભી કરવાની પોતાની ભૂમિકા ભજવતું જ રહ્યું હતું. દેવીમાની કૃપાઆજ્ઞાનું એણે જે રીતે પાલન કર્યું તેમાં સુંદર નિતંબોવાળી સીતાએ ભૂલ કરી હતી એ તો આપણે સ્વીકારવું જ રહ્યું : એણે જે આંધળી ઉતાવળમાં એનું પાલન કર્યું એટલી હદે તો ભૂલ ખરી જ; ઉપરાંત જેટલી હદે પાલન કરવામાં માત્ર અને પૂર્ણતા આંધળી ઉતાવળ ન હતી તેટલી હદે પણ એ ભૂલ હતી. આ વાક્ય પૂરી સભાનતાથી લખાયું છે અને એને સારી રીતે સમજી લેવાની જરૂર છે.

માયાને ધારક, જીવનના આભાસના મૂળભૂતનો નિયમ, ભ્રમણા, કલ્પના આદિ તરીકે ઓળખવવામાં આવે છે. એ માયા પ્રાણીમાત્રને દાસ બનાવી જકડી રાખે છે. એ માયાના જાદુની ભ્રામક અસર સૌથી મોટા અને પ્રબળ પ્રમાણમાં પ્રેમમાં જોવા મળે છે. પ્રેમ એટલે કે એક વ્યક્તિની અન્ય

વ્યક્તિ માટેની ઝંખના; જે સર્વરાગ, સર્વજટિલતા અને સર્વ ગૂચવાડાઓ, જીવન જેના વડે પુષ્ટ થાય છે તથા સાતત્ય પામવાને આકર્ષાય છે એ સઘળી ભ્રમણાઓ આદિની ચોક્કસ ભાત – તેમની મૂળભૂત સામગ્રી રૂપ છે એ પ્રેમ. વાસનાને કાંઈ વિના કારણે પ્રેમ-દેવતા/કામદેવની સખી તરીકે ઓળખવામાં નથી આવતી; વળી વિના કારણે જ કાંઈ એ દેવીને 'માયાવી ગણવામાં નથી આવતી કારણ કે કોઈ પણ વ્યક્તિ કે વસ્તુને કમનીય અને કામ્ય બનાવટી અથવા એને એવો આભાસ આપનારી એ દેવી જ છે. એ પદમાંનું ઇન્દ્રિય તત્ત્વ અત્યંત સ્પષ્ટ છે જે એને તેજસ્વિતા અને સૌંદર્ય સાથે સાંકળી આપે છે. એ વાસનાએ – એ માયાવી દેવીએ પેલા બે યુવાનો માટે અને ખાસ કરીને વશીકરણને પાત્ર શ્રીદામન માટે દુર્ગામાતાના સ્નાનઘાટ ઉપર સીતાના રૂપને આંજી નાખે એવું સૌંદર્યવાન બનાવ્યું હતું.

સ્નાન કરનારી યુવતીએ જ્યારે એનું મસ્તક ફેરવ્યું અને જ્યારે બન્ને મિત્રોએ એનું મુખ જોયું તથા સાથે એ પણ જોયું કે એનું મુખ, એનાં નમણાં નાક અને હોઠ, ભ્રમર અને આંખો વિગેરે પણ એટલાં જ મનોહર હતાં, ત્યારે તેઓ કેવા પુલકિત અને ધન્ય થઈ ગયા હતા એ નોંધી લેવું જોઈએ એટલે કે કુરૂપ મુખાકૃતિને કારણે એનો સુંદર દેહ મૂલ્યહીન અને વ્યર્થ બની ગયો ન હતો. માણસને માત્ર ઇચ્છિત વસ્તુ કે વ્યક્તિનું જ નહીં પરંતુ ઇચ્છાઓનું પણ કેવું ગાંડું વળગણ હોય છે તેમ જ એને સ્વસ્થતાની નહીં કિંતુ નશાની અને ઝંખનાની શોધ હોય છે તથા એને સૌથી વધારે ડર તો ભ્રાન્તિમુક્ત એટલે કે ભ્રમણાઓમાંથી બહાર નીકળી જવાનો રહે છે એ પણ આપણે અહીં સમજીને યાદ કરી લેવું જોઈએ.

પેલા મિત્રો જેને ગુપ્ત રીતે નિહાળી રહ્યા હતા એ નાનકડો ચહેરો પણ સુંદર હોઈ શકે એ ચિંતા પણ સાબિત કરે છે કે પોતાના માયા અને મૂલ્ય વડે કરીને દેહ જે મસ્તકના અનુબંધમાં હોય તેના ઉપર આધાર રાખે છે ! સર્વ કામનાઓના વિજેતા કામદમને જણાવ્યું હતું એ સાચું જ હતું કે સર્વઅંગોમાં મસ્તક ઉત્તમ છે અને એનો નિર્ણય પણ આ જ વિધાનને આધારે હતો. દેહનું પ્રેમમૂલ્ય તથા દેહ જે અસર ઊભી કરે એનો નિર્ણય મસ્તક જ કરે છે. દેહ જો બીજું કોઈ મસ્તક ધારણ કરતો હોય તો એનું મૂલ્ય એક સરખું

ન રહે એવું કહેવું પૂરતું નથી. કોઈ એક જ લક્ષણ, કોઈ એકાદ વ્યંજક રેખા પણ બદલાઈ જાય અને સમગ્ર દેહ બદલાઈ જાય છે. સીતાએ ભૂલમાં કરેલી ભૂલ આ જ હતી. એ ભૂલ કરીને પણ સીતા પોતાની જાતને નસીબવાળી માનતી હતી કારણ કે પતિના મસ્તક ચિહ્ન હેઠળ મિત્રના દેહ ઉપર અધિકાર થવાથી– એ ભૂલ એને સ્વર્ગીય લાગતી હતી – અથવા તો કદાચ શરૂઆતમાં સ્વર્ગીય હોય એવી દેખાતી હતી. વિચારશીલ અને મુદુ આંખો, પંખા આકારની દાઢીમઢેલા ગાલ તેમજ અણિયાળા નાકવાળા શ્રીદામન-મસ્તક સાથે અનુબંધિત નંદ-દેહ હવે નંદનો જીવંત-ચચળ દેહ રહ્યો ન હતો - પૂરી રીતે તો એ નંદ-દેહ રહ્યો જ ન હતો. એવું સીતા જોઈ શકી જ ન હતી – શરૂઆતમાં સુખ અને મસ્તીમાં એ એવું કબૂલી તો ન જ શકી હતી.

તત્કાળ અને તેની માયા પછીની પહેલી ક્ષણથી એ દેહ એક બીજો જ દેહ થઈ ગયો હતો. પણ મારે માત્ર આટલી જ વાત કરવાની નથી. કારણ કે સમય પસાર થતાં – પોતાનાં ઈન્દ્રિયજન્ય સુખોના પૂર્ણ ઉપભોગમાં, પ્રેમના અદ્વિતીય આનંદમાં સીતા અને શ્રીદામને આરંભના ગાળામાં જે સમય ગાળ્યો, જેની અત્યંત ઉત્કટતાથી ઝંખના કરી હતી અને અંતે જેની પ્રાપ્તિ થઈ હતી એ મિત્રદેહ (એ તો જો આપણે શ્રીદામન-મસ્તકના સંકેત વડે નિર્દેશાતા નંદ-દેહને જો એ પ્રમાણે ઓળખાવી શકીએ તો કારણ કે વાસ્તવમાં તો દૂર રહેલો પતિ-દેહ હવે મિત્ર-દેહ બની ચૂક્યો હતો), તો સમય પસાર થતાં, અને અલબત્ત, થોડો જ સમય પસાર થતાં, સન્માન્ય પતિ મસ્તક વડે મંડિત નંદ-દેહે એનું રૂપ પ્રાપ્ત કરી લીધું, અને કોઈ પણ માયાને બાજુએ રાખતાં, એ કોઈ અલગ દેહ જ બની રહ્યો. મસ્તક અને મસ્તકના નિયમોની અસર હેઠળ એ દેહ ધીરે ધીરે પતિ-દેહના જેવો જ બની ગયો.

અને એ તો એક સર્વસામાન્ય ઘટના છે, વિવાહિત જીવનની એક સામાન્ય અસર છે. એક વિવાહિત સ્ત્રી થોડા સમયમાં એના આરામ-પ્રિય પતિમાં પહેલાં એને રાજી કરવામાં પ્રવૃત્ત પાતળા તરવરિયા યુવાનને નિહાળી શકતી નથી અને સીતાનો ઉદાસી પ્રેરનારો અનુભવ પણ અન્ય વિવાહિતાઓ કરતાં કાંઈ વધારે અલગ ન હતો. પરંતુ આ કિસ્સામાં એ સામાન્ય અનુભવની એક વિશેષ ચાલ કહી એની પાછળ એક વિશેષ કારણ હતું.

સીતાનો વિવાહિત પતિ એના નવા દેહ ઉપર પણ નંદની માફક નહીં પરંતુ પોતે પોતાના પહેલાંના દેહ ઉપર ધારણ કરતો હતો એ જ પ્રકારનાં વસ્ત્રો ધારણ કરવા લાગ્યો ત્યારે જ શ્રીદામન-મસ્તકનો આગવો પ્રભાવ દેખાવો શરૂ થઈ ગયો હતો. વળી પોતાના શરીર ઉપર સરસવના તેલનું મર્દન કરવાની ટેવ શ્રીદામને ચાલુ રાખી ન હતી. એનું મસ્તક પોતાના દેહની એક પ્રકારની ગંધ સહન કરી શકતું ન હતું. એણે સરસવના તેલનો ઉપયોગ કરવાનું છોડી દીધું તે સીતા માટે નિરાશાજનક હતું. વળી એ કહેવાની જરૂર જ નથી કે શ્રીદામન જ્યારે જમીન ઉપર બેસતો ત્યારે દેહની ટેવ પ્રમાણે નહીં પરંતુ પોતાના મસ્તકની ટેવ પ્રમાણે બેસતો હતો એ હકીકત પણ સીતા માટે એક નાનકડી નિરાશાનું કારણ બની જતી હતી. નંદને જે પ્રિય હતી એવી બેઠક માટે શ્રીદામનને અનાદર હતો. એ તો હંમેશની માફક પલાંઠી વાળીને બેસતો હતો. પરંતુ આ બધી તો આરંભના ગાળાની તુચ્છ બાબતો હતી.

નંદ-દેહ સાથે પણ બ્રાહ્મણપુત્ર શ્રીદામન તો પહેલાં જેવો જ બની રહ્યો અને પહેલાંની માફક એ લુહાર કે પછી ગોપાલક નહીં પરંતુ એક વાણિયો, એક વણિકપુત્ર હતો જે પોતાના પિતાને એક પ્રતિષ્ઠિત વેપારના કામકાજમાં મદદ કરી રહ્યો હતો. જેમ જેમ પિતાની શક્તિ ક્ષીણ થવા માંડી તેમ તેમ પુત્રે જ બધો ધંધો સંભાળી લેવા માંડ્યો. એને કાંઈ હાથમાં ભારે હથોડો પકડવાનો ન હતો અથવા ઉજ્જવળ શિખર પર્વત ઉપર ગાયોના ધણને ચરવા લઈ જવાનું ન હતું. એનું કામ તો મલમલ, રેશમી અને સુતરાઉ કાપડ અને એ જ પ્રમાણે બીજી ચીજવસ્તુઓની ખરીદી અને વેચાણ કરવાનું તથા એ રીતે ધેનુમંગલ ગામના લોકોની જરૂરિયાતો પૂરી કરવાનું હતું. વચગાળાના સમયમાં એ વેદોનો અભ્યાસ કરતો હતો. એટલે આપણી કથા ગમે તેટલી અદ્ભુત હોય તો પણ થોડા જ સમયમાં નંદના બાહુઓએ પોતાની શક્તિ ગુમાવવા માંડી અને પાતળા પણ થવા માંડ્યા, એની છાતી સાંકડી અને ઢીલી પડવા માંડી અને એના ઉપર ચરબીનો આછો થર ચડવા માંડ્યો – ટૂંકમાં એ દેહ વધારે ને વધારે પ્રમાણમાં પતિરૂપ ધારણ કરવા લાગ્યો એમાં તો કોઈ નવાઈ જેવું ન હતું. અરે છાતી પરનું વત્સચિહ્ન પણ એને છેહ દેવા

માંડ્યું. વત્સચિહ્ન સાવ નીકળી તો ન ગયું, પરંતુ કૃષ્ણચિહ્ન તરીકે માંડ ઓળખી શકાય તેટલી હદે ઝાંખું થઈ ગયું – એ પણ સીતાએ દુઃખ સાથે નોંધ્યું. એવું કહી શકાય કે, માયાને બાજુ પર રાખીએ તો પણ, આ પરિવર્તન સાથે એક પ્રકારની પરિમાર્જિતતા સંકળાયેલી હતી જે અંશતઃ બ્રાહ્મણોમાં જોવા મળે તેવી હતી તો અંશતઃ મુનિઓમાં જોવા મળે એવી, તથા જે એની આગળ વધી એના વધારે ઊજળા બનતા વાન સુધી પહોંચતી હતી. એના હાથ અને પગ નાના, સુંવાળા અને નાજુક થવા માંડ્યા હતા તેમ જ એનાં હાડકાં અને ઘૂંટણના સાંધાઓ પણ વધારે નાજુક થવા લાગ્યા હતા. એટલે ટૂંકમાં એ આનંદી મિત્ર- શરીર છે. એના આગલા જીવનમાં સમગ્રનું પ્રધાન અંગ હતું એ હવે એક મસ્તકના કેવળ દીન અનુબંધ બની ગયુંઃ એ શરીર હવે જેની સાથે જોડાયું છે એ મસ્તકમાં સ્વર્ગીય સંપૂર્ણતા સાથે પ્રવેશતું નથી અને પ્રવેશી શક્તું પણ નથી અને એમનું જોડાણ પણ અમુક હદની નામરજીનું છે.

તો મધુરજનીના ગાળાનું અનુપમ સુખ એક વાર ઓસરી ગયા પછીનું સીતા અને શ્રીદામનનું વિવાહિત જીવન આ પ્રકારનું હતું. નંદ-દેહ પૂર્ણ રીતે શ્રીદામન-દેહમાં ફેરવાઈ જવા સુધીની નોબત તો ન આવી, કારણ કે તો તો બધું જ પૂર્વવત્ થઈ ગયું હોત. અમારી કથામાં કોઈ અતિશયોક્તિ નહીં હોય, એ તો ખરેખર એવાં પરિબળો ઉપર ભાર મૂકે છે જે દેહ પરિવર્તન ઉપર મર્યાદા મૂકી દે છે. વળી એ પરિવર્તન કેટલાંક સુસ્પષ્ટ ચિહ્નો સુધી મર્યાદિત બની રહે છે. જેથી આપણી સમજણ વધી શકે. કારણ કે જે અસર થઈ હતી એ તો મસ્તક તથા અન્ય અંગો વચ્ચે પારસ્પરિક હતી. પોતાના 'સ્વ' અને મમ-ભાવને મર્યાદિત કરતા શ્રીદામન મસ્તક પણ સામા પક્ષે અનુકૂલનની પ્રક્રિયામાંથી પસાર થવા માંડ્યું હતું. કેટલાક આંતરિક સાવો મસ્તક તથા દેહ માટે સામાન્ય હોય છે.

પરંતુ તત્ત્વચિંતનના આધાર લેવા માટે બીજાં ઉદાત્ત કારણો શોધી શકાય.

સૌંદર્ય બે પ્રકારનાં હોઈ શકે એક તો બૌદ્ધિક સૌંદર્ય અને બીજું જે ઇન્દ્રિયોને સ્પર્શે તે. કેટલાક લોકો કહેશે કે સૌંદર્ય કેવળ ઇન્દ્રિયોના ક્ષેત્રની બાબત છે. આમ તેઓ ઇન્દ્રિયો અને બુદ્ધિ વચ્ચે પૂર્ણ ભેદ કલ્પે છે. જેને પરિણામે આપણું જગત એ બન્ને વચ્ચેની ખાઈનું ચિત્ર રજૂ કરે છે. વેદના જ્ઞાનનો પાયો અહીં

પડેલો છે. વિશ્વમાં અનુભવાયેલો આનંદ બે પ્રકારનો હોય છે - દેહના માધ્યમ દ્વારા પ્રાપ્ત થયેલો આનંદ અને આત્માની મુક્તિ અપાવનાર શાંતિ દ્વારા પ્રાપ્ત કરેલો આનંદ.

પરંતુ આ સિદ્ધાંતમાંથી એ પણ ફલિત થાય છે કે સૌંદર્યના સંબંધમાં આત્માની જે સ્થિતિ છે તે અસુંદર સાથેના સંબંધમાં એની સ્થિતિ બરાબરની નથી. બન્ને અનિવાર્ય રીતે એક નથી. આત્મા અને મનની વાતો કુરૂપતાને સમાનાર્થી નથી, એવું હોવું જરૂરી પણ નથી. કારણ કે સૌંદર્યના બોધ દ્વારા અને એના પ્રત્યેના પ્રેમ દ્વારાં તેઓ સૌંદર્ય પ્રાપ્ત કરે છે. અને પ્રેમને આધ્યાત્મિક સૌંદર્ય તરીકે ઓળખાવે છે. એટલે તેમનો પ્રેમ કોઈ પણ અર્થમાં અપ્રસ્તુત અને નિરાશાજનક નથી. કારણ કે અસમાન વચ્ચેના આકર્ષણના નિયમને આધારે સૌંદર્ય પણ આધ્યાત્મિકની ઝંખના કરે છે. એની પ્રશંસા કરે છે તથા એનું સંવનન  આવકારે છે. જગતની રચના કોઈ એવી નથી કે એમાં આત્માને ભાગે માત્ર આત્માને જ  ચાહવાનું આવે તથા સૌંદર્યને ભાગે માત્ર સૌંદર્યને.  તો એ બે વચ્ચેનો વિરોધ બૌદ્ધિક હોય અને સાથે સુંદર પણ હોય એ પ્રકારની સ્પષ્ટતા સાથે બતાવી આવે છે કે આત્મા અને સુંદરતાની એકતા એ જ જગતનું લક્ષ્ય છે અને આ લક્ષ્ય એક એવું પરમ સુખ છે જે વિભકત નહીં પરંતુ એક અને પરિપૂર્ણ છે અને આ વારતા એ લક્ષ્યને પ્રાપ્ત કરવાના પ્રયત્નો સાથે સંકળાયેલી નિષ્ફળતાઓ અને મિથ્યા આરંભોનાં ઉદાહરણરૂપ છે.

ભવભૂતિપુત્ર શ્રીદામનના સૌંદર્યરાગના વર્ચસવાળા મસ્તક સાથે એક સુંદર અને મજબૂત બાંધાવાળો દેહ ભૂલ ભૂલમાં આપી દેવામાં આવ્યો અને એના ચિત્તને એકાએક એક વિલક્ષણ હકીકતનું દુઃખદ ભાન થયું કે જે વિલક્ષણ હતું એ હવે પ્રશંસાપાત્ર રહ્યું ન હતું પરંતુ પોતાનું બની ગયું ગયું - બીજા શબ્દોમાં હવે જે સ્થિતિની એને સતત ઝંખના રહેતી હતી એ સ્થિતિને એ કદાચ પ્રાપ્ત કરી શક્યો ન હતો. એના નવા પ્રાપ્ત થયેલા દેહની સાથે સાથે એના મસ્તકમાં થતા રહેલા પરિવર્તનના ગાળા દરમિયાન આ દુઃખ સતત ચાલુ જ રહ્યું હતું; કારણ કે એ પરિવર્તનો તો એવાં હતાં જે સૌંદર્યપ્રાપ્તિ પછી મસ્તકમાં ચાલુ જ રહેતાં હોય છે અને જેમને પરિણામે મસ્તક પોતાની

સૌંદર્યપ્રીતિ થોડા યા વધારે પ્રમાણમાં ગુમાવતું જાય છે અને સાથે પોતાનું આધ્યાત્મિક સૌંદર્ય પણ ગુમાવી દેતું હોય છે.

અન્ય કોઈ પરિસ્થિતિમાં અર્થાત્ દેહપરિવર્તન વિના પણ, શ્રીદામન હવે કમનીય સીતાનો સ્વામિ હતો માત્ર એ કારણે પણ, આ પ્રક્રિયા થાત કે નહીં એ પ્રશ્ન તો ઊભો જ રહે છે. વિશિષ્ટ સંજોગો હોવાને કારણે કિસ્સો ભલે અતિશયતાને પામ્યો હોય, સામાન્ય રીતે તો એ કિસ્સો સરેરાશ સંજોગોમાં જે રીતે બન્યો હોત એ જ પ્રકારનો હતો એ તો અમે આ અગાઉ કહી જ ચૂક્યા છીએ. તટસ્થ શ્રોતા માટે એ એક રસપદ હકીકત બની રહે છે, પરંતુ સીતાને માટે તો એ બધી પરિસ્થિતિઓના સાક્ષી બનવાનું દુઃખદ અને મદનિરસન કરનારું હતું સુકુમાર દાઢીમાં એના પતિના હોઠ પુષ્ટ અને જાડા થવા માંડ્યા અને છેવટે માંસની વાંકી ગોળાઈ ધારણ કરી રહ્યા; છરીની ધાર જેવું પાતળું એનું નાક પણ સ્થૂળતા ધારણ કરવા માંડ્યું અને ચોક્કસ રીતે બકરાના નાકના હોય તેવા વળાંકો ધારણ કરવા લાગ્યું, સમય જતાં એની આંખોમાં પણ તરલ આનંદીપણાના ભાવો દેખાવા માંડ્યા. અંતિમ પરિણામ એ આવ્યું કે શ્રીદામન પરિમાર્જિત નંદ-દેહ તથા સ્થૂળ શ્રીદામન મસ્તક ધરાવતો થઈ ગયો. ટૂંકમાં એને લગતું કશું ઉચિત બની રહ્યું નહીં. આ તબક્કે કથાકાર સીતા માટે પોતાના શ્રોતાઓમાં સમભાવ જગાવવા ઈચ્છે છે જે આ પરિવર્તનો નિહાળી રહી હતી તથા દૂર રહેલા મિત્રમાં પણ પણ સમાંતર આવા જ પ્રકારનાં પરિવર્તનો આવી રહ્યાં હશે એવાં અનિવાર્ય અનુમાનો કરતી હતી.

કદાચ સાચા અર્થમાં આનંદપૂર્ણ નહીં તોય રુચિપૂર્ણ અને ઉદ્દીપક વિવાહિત રાતો દરમિયાન એ જેને આલિંગતી હતી પરંતુ જે હવે એનો રહ્યો ન હતો - અથવા તો, તમે એમ માનો તો, હવે જે એની પાસે રહ્યું નથી એ મિત્રના દેહ વિશે એ સતત વિચારતી હતી. અને પેલું વત્સચિહ્ન હવે ક્યાં હતું એના વિશે કોઈ શંકા રહેતી નહીં. વધારામાં જે પ્રમાણે પતિ-મસ્તક ધારણ કરતા મિત્ર-દેહમાં પરિમાર્જનની તે પ્રક્રિયા પતિ-દેહની ઉપર રહેલા મિત્ર-મસ્તકમાં પણ જરૂરથી થઈ જ હશે એવી એને આશંકા હતી. પહેલા અનુમાન કરતાંય આ બીજું અનુમાન એને અંદરથી હલબલાવી દેતું હતું.

થોડા જ સમયમાં એને દિવસે કે રાત્રે કે પછી પ્રમાણમાં સુકુમાર બનેલા એવા બાહુઓમાં પણ એને ચેન પડતું નહીં. અનુકંપા જાગી ઊઠે એવી રીતે પરિમાર્જિત થયેલા નંદ-મસ્તકને ધારણ કરતો એકલો-અટૂલો પરંતુ વધારે સુંદરતાને વરેલો તથા વિચ્છેદને કારણે આધ્યાત્મિક દુઃખને પામેલો પતિ-દેહ એની નજર સામે તરવર્યા કરતો હતો. સુદૂર રહેલા એને માટે સીતાના ચિત્તમાં ઝંખના તવા અનુકંપા જાગી જેને પરિણામે શ્રીદામનના વિવાહિત આલિંગનોમાં સીતા પોતાની આંખો બંધ કરી લેતી હતી અને એ જ દુઃખને કારણે તીવ્ર ઝંખના અનુભવતાં એ પીળી પડી જતી હતી.

૧૨

પછી વખત જતાં સીતાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. એમણે તેનું નામ સમાધિ રાખ્યું, સમાધિ એટલે કે એકાગ્ર ચિત્ત થવાની સ્થિતિ; દુરિત અસરોથી રક્ષણ આપવા માટે એમણે નવજાત શિશુના માથા ઉપર ગાયનું પૂંછડું હલાવ્યું તથા એના મસ્તક ઉપર ગાયના છાણનો લેપ કર્યો, તેમ કરવું યોગ્ય અને જરૂરી હતું. માતા-પિતા(જો આ પ્રયોગ સાચો હોય તો)નો આનંદ અવધિ વિનાનો હતો કારણ કે બાળક અંધ કે વિવર્ણ ન હતો. એ સાચું કે એ ઊઘડતા વાનનો હતો; પરંતુ એ તો ક્ષત્રિય કુળની એવી માતાની દેન હોઈ શકે. પાછળથી એ અત્યંત ટૂંકી દૃષ્ટિવાળો, દૂરનું બરાબર ન જોઈ શકે એવો નીકળ્યો. ભવિષ્યકથનો અને દંતકથાઓ કદાચ આ જ રીતે અર્થાત ક્યાંક અસ્પષ્ટ રીતે અને ક્યારેક અપૂર્ણ રીતે સાચી ઠરી જાય છે. તમે ઇચ્છો તો એવું પણ કરી શકાય કે 'એ સાચી ઠરી છે' અથવા તો 'એ સાચી ઠરી નથી.'

દૂરનું જોઈ શકતો ન હોવાને કારણે થોડા સમયગાળા પછી સમાધિ 'અંધક'ના ઉપનામે જ ઓળખાવા લાગ્યો અને પછી તો ઉપનામ જ નામની જગાએ દૃઢ થઈ ગયું. અંધકની આંખો આમ તો સીતાની આંખો ઉપર જ ગઈ હતી. કુદરતી નબળાઈને કારણે હરણના બચ્ચાની હોય એવી એની નાજુક અને મૃદુ આંખોમાં એક આકર્ષક ચમક આવી ગઈ હતી જેને કારણે

એ સીતાની આંખો કરતાં પણ વધારે આકર્ષક લાગતી હતી. આમ તો એકંદરે એ પોતાના બન્ને પિતાઓ કરતાં માતા ઉપર જ ગયો હતો. એના કુળમાં એની માતાનું સત્ત્વ જ સૌથી વધારે સ્પષ્ટ અને અસંદિગ્ધ હતું, એટલે એની આકૃતિ માતાને અનુસરતી હોય એ સાવ સ્વાભાવિક હતું. એ એક મિત્રના જેવો સુંદર દેખાતો હતો. મેલાં અને કસીને બાંધવામાં આવેલાં બાળોતિયાં અને કકડાઓના તબક્કામાંથી એક વખત બહાર નીકળી ગયા પછી તો એ સપ્રમાણતા અને શક્તિના નમૂનારૂપ બની ગયો. શ્રીદામન એને પોતાના રક્ત-માંસથી બનેલા પુત્રની માફક ચાહતો હતો અને એનો આત્મા જીવનવ્યવહારની જવાબદારીઓ પુત્રને સોંપી સંન્યસ્ત લઈ લેવાની લાગણીઓ અનુભવવા માંડ્યો.

સમાધિ-અંધક જે સમયગાળામાં પોતાની માતાના ખોળામાં કે પછી ઝૂલતા પારણામાં રહી દિવસે દિવસે વધારે ને વધારે સુંદરતા પામતો ઉછરી રહ્યો હતો એ વર્ષોમાં શ્રીદામનના મસ્તકમાં અને એનાં અન્ય અંગોમાં ધીમે ધીમે પરિવર્તનો થવાં માંડ્યાં, જેના પરિણામ રૂપે એનું આખુંય વ્યક્તિત્વ પતિરૂપમાં એવું તો નિર્ણયાત્મક રીતે બદલાઈ ગયું કે સીતા એને નભાવી લેવાની સ્થિતિમાં જ ન રહી. જેને પોતાના પુત્રના જનક તરીકે લેખતી હતી એ દૂર રહેલા મિત્ર માટે એ વશમાં લઈ લે એવી સહાનુભૂતિ અનુભવતી હતી. એને ફરી એક વાર જોવાની - આત્મસાતીકરણના સિદ્ધાંતના વ્યાપારને કારણે બીજે પક્ષે એ કેવો બની ગયો હતો એ જોવાની એને તીવ્ર ઇચ્છા થતી હતી. પોતાના સુંદર બાળકને એને બતાવવાની ઇચ્છા થતી હતી જેથી એ પણ બાળકને જોઈને રાજી થઈ શકે. આ પ્રબળ ઇચ્છા એના સમગ્ર આત્મા ઉપર છવાઈ ગઈ હતી. પરંતુ પોતાના પતિ-મસ્તકની સમક્ષ આ ઇચ્છા જાહેર કરવાની સીતામાં હિંમત ન હતી. એટલે જ્યારે સમાધિ ચાર વર્ષનો થયો, અને પોતાના મૂળ નામ કરતાં અંધકના નામે જ ઓળખાવા માંડ્યો હતો; જ્યારે એ દોડતો થયો અને દોડવા કરતાં પડતો વધારે થયો, ત્યારે એક વાર એવું બન્યું કે શ્રીદામનને ધંધા અર્થે બહારગામ જવાનું થયું, ત્યારે સીતાએ નિશ્ચય કર્યો કે પરિણામ ગમે તે આવે એ સંન્યાસી નંદને શોધી કાઢશે અને એને આશ્વાસન આપશે.

વસંત ઋતુની એક વહેલી સવારે એણે ગાડામાં યાત્રા માટેના ખાસ પગરખાં પહેરી લીધાં, એક હાથમાં છડી લીધી અને બીજા હાથમાં કાલિકટથી આવેલા સુતરાઉ કાપડનું ખમીસ પહેરેલા પોતાના નાનકડા પુત્રનો હાથ લીધો અને પ્હો ફાટતાં પહેલાં, તારાઓના અજવાળે ચાલી નીકળી. જરૂરી ભાથું ભરેલો થેલો એણે ખભે લટકાવ્યો, કોઈ ન જુએ એ રીતે એ ચાલી નીકળી અને સદ્‌નસીબે એ ટૂંક સમયમાં ઘરની અને ગામની બહાર પણ નીકળી ગઈ.

પ્રવાસ દરમિયાન આવી પડનારી મુશ્કેલીઓ અને જોખમોની સામે એણે જે હિંમત કરી હતી એ જ એની ઇચ્છાની તીવ્રતા અથવા ઉત્કટતાનું પ્રમાણ છે. થોડું ઘણું નિર્બળ થઈ ગયા અહીં એનું ક્ષત્રિયલોહી જ કદાચ એની મદદે આવ્યું હશે. એની સુંદરતા તો અહીં ખૂબ જ કામમાં આવી ગઈ, કારણ કે માર્ગમાં બધા આ સુંદર યાત્રીને અને ચમકતી આંખોવાળા એના સાથીદારને શબ્દો અને કાર્યો વડે મદદ કરવામાં આનંદ અનુભવતા હતા. એ લોકોને કહેતી કે એ પોતાના પતિ અને આ બાળકના પિતાની શોધમાં યાત્રાએ નીકળી છે, તે સત્‌નું સ્વરૂપ પામવા માટેની અદમ્ય ઇચ્છાને કારણે જગંલમાં સંન્યાસી બની ગયો છે. એ કહેતી કે એ પુત્રને એની પાસે લઈ જવા ઇચ્છે છે કે જેથી પિતા પુત્રને આશીર્વાદ આપે અને શિખામણના બે શબ્દો કહે. આને કારણે લોકોનાં હૃદય વળી ઓર મૃદુ આદરયુક્ત અને માયાળુ બની જતાં. ગામડાંઓમાં અને ધર્મશાળાઓમા પુત્ર માટે એને દૂધ મળી રહેતું તથા એમાં પુત્રને રાતભર સૂઈ રહેવાનું સ્થાન પણ હંમેશાં જ મળી જતું. ઘણી વાર તો શણ અને ડાંગર ઉગાડતા ખેડૂતો લાંબાં અંતરો સુધી બન્નેને પોતાનાં ગાડાંઓમાં બેસાડી લેતા, તેવા એવા કોઈ વાહનની સગવડ ન મળે ત્યારે એ સ્હેજ પણ ગભરાયા વિના પોતાની છડીના આધારે મુખ્ય માર્ગોની ધૂળમાં ચાલી નીકળતી. એક હાથમાં એ દંડો પકડી રાખતી હતી અને પોતાની ચળકતી આંખો વડે સામેના રસ્તાનો માત્ર એક નાનકડો ભાગ જ જોઈ શકતો અંધક માતાના એક પગલા સાથે પોતે બે પગલાં ભરતો ચાલતો હતો. પરંતુ સીતા તો બાકી રહેલી મજલમાં દૂર સુધી નજર નાખતી આગળ વધતી હતી, એની કરુણા અને ઝંખનાનું પાત્ર એની આંખો સામે સદાય અવિચળ રહેતું હતું.

આમ મજલ કાપતાં એ દંડકારણ્યમાં આવી પહોંચી, કારણ કે એના મિત્રે એ જ વિસ્તારમાં પોતાને માટે એકાદ એકાંત વિસ્તાર શોધી કાઢ્યો હશે એવું તો એણે પહેલેથી જ જાણી લીધું હતું. પરંતુ સંત પુરુષોને પૂછતાં એને જાણ થઈ કે નંદ ત્યાં રહેતો ન હતો. ઘણા તો આનાથી વધારે કાંઈ પણ કહેવાની સ્થિતિમાં ન હતા અથવા તો કહેવા તૈયાર ન હતા. પરંતુ કેટલીક માયાળુ ઋષિ-પત્નીઓ નાનકડા સમાધિને વ્હાલ કરતી, એને ખાવાનું આપતી તથા નંદ ક્યાં છે એ સીતાને જણાવતી કારણ કે સંન્યાસીઓની દુનિયા પણ અન્ય દુનિયાઓ જેવી જ હોય છે. જો તમે એ દુનિયાના હો તો તમને એમાં રસ્તો મળી જ રહે; તથા ત્યાં પણ એ જ પ્રકારની ગપસપ, ઈર્ષા, સ્પર્ધા તેમ જ નિંદા-કુથલી આદિ ચાલ્યાં કરતાં હોય છે. એટલે જ આ ભલી સ્ત્રીઓએ સીતાને જણાવી દીધું કે સંન્યાસી નંદે ગોમતીને કિનારે પોતાનું આશ્રયસ્થાન બનાવી લીધું છે, જે દક્ષિણ-પશ્ચિમ (ઈશાન ખૂણામાં) દિશામાં સાત દિવસની મુસાફરીના અંતરે આવેલું છે. તેમણે એવું પણ કહ્યું કે સર્વ પ્રકારનાં વૃક્ષો, પુષ્પો, વીંટળાયેલી લતાઓ, પક્ષીઓનાં ગીતો તેમ જ પશુઓના સમૂહોવાળું એ સ્થળ તો હૃદયને આહ્‌લાદ આપનારું સ્થળ હતું. નદીકિનારે પુષ્કળ માત્રામાં કંદમૂળ અને ફળો મળી આવતાં હતાં એટલે કે ટૂંકમાં નંદે એક વધારે પડતા આનંદદાયક સ્થળે પોતાનો નિવાસ રાખ્યો હતો. વધારે કઠોર એવા તપસ્વીઓ તો નંદના તપને ગંભીરતાથી લેખતા પણ ન હતા, કારણ કે નંદ સ્નાન અને મૌનને બાદ કરતાં અન્ય કોઈ બંધનો સ્વીકારતો ન હતો. વળી એ જંગલી ચોખા પણ સાથે ખાતો હતો તો વળી ક્યારેક અગ્નિમાં પકાવેલું પક્ષી પણ આરોગી લેતો હતો. ટૂંકમાં, નિરાશા અને ખિન્નતાને પામેલા કોઈ પણ મનુષ્યની માફક એ કેવળ ચિંતનશીલ રહેતો હતો. અને બીજું તો એવું કે ત્યાં સુધી પહોંચવાનો રસ્તો આમ તો કોઈ વિશેષ મુશ્કેલીઓવાળો ન હતો, સિવાય કે લૂંટારાઓની ઘાટી, વાઘની ખીણ તથા સર્પોનું કોતર – જ્યાં યાત્રીએ ખૂબ કાળજી તથા હિંમત રાખવાની જરૂર હતી.

આવી જાણકારી મળ્યા પછી, સીતાએ દંડકારણ્યની એ માયાળુ સ્ત્રીઓની વિદાય લીધી તથા નવી આશા સાથે પોતાની યાત્રા અગાઉની માફક શરૂ

કરી દીધી. એક પછી એક દિવસ પસાર થવા લાગ્યા અને સીતા મુશ્કેલીઓને પાર કરતી ગઈ. સદ્ભાગ્યે પ્રારબ્ધની દેવી લક્ષ્મીએ તથા પ્રેમના અધિષ્ઠાતા કામદેવે એનાં પગલાંને સાચા માર્ગે વાળ્યાં. કોઈ પણ પ્રકારનો હુમલાનો સામનો કર્યા વિના એ લુંટારોઓની ઘાટી પસાર કરી ગઈ, કેટલાક ભલા ભરવાડોની સલાહને કારણે એ વાઘની ખીણ પણ વટાવી ગઈ. માર્ગ વચ્ચે આવતા સર્પોના કોતરને પસાર કરતી વખતે તો એણે આખે રસ્તે અંધકને હાથમાં જ ઊંચકી લીધો હતો.

પરંતુ જ્યારે એ ગોમતીને કિનારે આવી પહોંચી ત્યારે એણે અંધકને નીચે મૂકી દીધો અને એક હાથે એને દોરતી અને બીજે હાથ છડીનો ઉપયોગ કરતી એ આગળ વધવા માંડી.

ઝાકળ બિંદુઓથી ઝબૂકતી સવારનો સમય હતો. થોડી વાર માટે તો એ ફૂલોથી લદાયેલા કિનારાની બાજુમાં આગળ વધતી રહી. પછી એને કહેવામાં આવ્યું હતું એ પ્રમાણે એ મેદાનોની દિશામાં વાળી. સામે વગડા પછવાડેથી સૂરજ ઊગતો દેખાયો. લાલ અશોક અને કિંશુક વૃક્ષોનાં પુષ્પોને કારણે આખો વનવિસ્તાર અગ્નિની માફક રાતોચોળ બની ગયો હતો. સૂર્યના પ્રકાશથી એની આંખો ઝંખવાઈ જતી હતી. પરંતુ પ્રકાશથી બચવા એણે જ્યારે આંખ ઉપર હાથ વડે છાજલી કરી ત્યારે એને સામેના એક સમતલ જમીનના ટુકડાની કોર ઉપર સુક્કા ઘાસ અને કડાકની છાલ વડે છાયેલી એક ઝૂંપડી દેખાઈ. ઝૂંપડી પછવાડે વલ્કલ ધારણ કરેલો એક યુવાન મઢૂલી પાસે કુહાડી વડે કામ કરતો દેખાયો. પછી એ વધારે નજીક ગઈ ત્યારે એણે જોયું કે યુવાનના હાથ એને સૂરજ સુધી ઊંચે આકાશમાં હીંચકો નાખનારા હાથની માફક મજબૂત હતા. પરંતુ મધ્યમ જાડાઈવાળા એના હોઠ તરફ નીચે લંબાતા એના નાકને બકરાનું નાક ન કહી શકાય એટલી હદે સંસ્કારાયેલું હતું.

એનું હૃદય આનંદથી સળગી ઊઠ્યું અને એ બૂમ પાડી ઊઠી, 'નંદ !' એને નંદ કોમળતા અને મૃદુતાના ઊભરાતા સાગર જેવો લાગ્યો. 'નંદ, જો-હું સીતા, તારી પાસે આવી છું.'

હાથમાં પકડેલી કુહાડી પડી જવા દઈ એ સીતા તરફ દોડ્યો. એના વક્ષ સ્થાન ઉપર વત્સચિહ્ન હતું. સો સ્વાગતના શબ્દો અને સો લાડનાં નામો વડે

એણે સીતા સાથે વાતો કરવા માંડી, કારણ કે એને સતત સંપૂર્ણ સીતાને માટે-એના શરીર અને એના આત્મા માટેની તીવ્ર ઝંખના રહી હતી. 'આખરે તું આવી ખરી,' એ બોલી ઊઠ્યો, 'મૃદુ ચંદ્ર, તેતર જેવી આંખોવાળી નિતાંત સુંદર અંગોવાળી ધવલવર્ણા, સીતા, સુંદર નિતંબોવાળી મારી પત્ની, તું આખરે આવી.'

'આ નિર્જન જંગલ પસાર કરીને, પ્રારબ્ધના ફેંસલાથી ગુસ્સે ભરાઈને મેં આપણી વચ્ચે ઇરાદાપૂર્વક ગોઠવેલાં લુંટારાઓની ઘાટી અને વાઘની ખીણ અને સર્પોના કોતરને પસાર કરીને તું... ખરેખર તું એકાકી અને બહિષ્કૃત એવા મારી પાસે આવી એવાં સ્વપ્નોમાં મેં કાંઈ કેટકેટલીય રાતો પસાર કરી છે. અહા કેવી અદ્ભુત સ્ત્રી છે તું ! અને આ તું સાથે કોને લઈને આવી છે ?'

એણે કહ્યું; 'આ તો તું જ્યારે હજુ નંદ ન હતો ત્યારે પવિત્ર સુહાગરાતે તેં આપેલા બીજનું ફળ છે.'

એણે કહ્યું; 'એ તો ઠીક પણ એનું નામ શું રાખ્યું છે ?'

'એનું નામ તો સમાધિ છે; પરંતુ હવે એ વધારે અને વધારે અંધકને નામે ઓળખાય છે.'

'એ કેમ વળી ?'

સીતાએ જવાબમાં કહ્યું; 'તું એવું ન ધારી લઈશ કે એ આંધળો છે. ગૌરવર્ણો હોવા છતાં જેમ એને ફિક્કો ન ગણી શકાય એ જ પ્રમાણે એને આંધળો પણ ન ગણાય. ચોક્કસ એની દૃષ્ટિ અત્યંત ટૂંકી છે, પરિણામે એ માત્ર ત્રણેક ડગલાંની દૂરી સુધી જોઈ શકે છે.

'એની પણ એક ઊજળી બાજુ તો છે જ.' નંદે કહ્યું. એણે બાળકને ઝૂંપડીથી થોડે દૂર તાજા લીલા ઘાસની વચ્ચે બેસાડ્યો અને રમવા માટે ફૂલો અને અખરોટ-બદામ આપ્યાં, એ રમવામાં ગુંથાઈ ગયો તથા કામનાઓને ઉત્તેજવા માટે વસંત ઋતુએ મોકલેલી આમ્રમંજરીઓની માદક ગંધ અને સૂર્ય-પ્રકાશ વડે સોહતી કલગીઓ પાછળ સંતાયેલી કોકિલાના ગાનથી મસ્તીથી આવી એમણે જે રમત આદરી તે એની દૃષ્ટિમર્યાદાની બહાર રહી ગઈ.

પછી તો વારતા આગળ ચાલે છે અને આ પ્રેમીઓનો વિવાહ-આનંદ માત્ર એક દિવસ અને એક રાત સુધી ટકી રહે છે. શ્રીદામન જ્યારે દૃશ્યમાં પ્રવેશે છે ત્યારે નંદની ઝૂંપડીની બાજુમાંના દેદીપ્યમાન વનપુષ્પો ઉપર સૂર્યનાં કિરણો બીજી વાર પડતાં પણ ન હતાં. ખાલી ઘરમાં આવતાંની સાથે જ એને સમજાઈ ગયું હતું કે એની પત્ની ક્યાં ગઈ હશે. ધેનુમંગલ ગામનાં એનાં કુટુંબીઓએ ધ્રૂજતા અવાજે સીતા ધેનુમંગલ ગામમાંથી ગુમ થઈ હોવાનું જાહેર કર્યું. તેઓ માનતા હતા કે અગ્નિમાં ઘીની આહુતિ પછી જેમ ભડકો થાય તેમ એનો ગુસ્સો પણ ભડકી ઊઠશે. પરંતુ એવું તો કશું થયું નહીં. જાણે આ બધાની અગાઉથી જ જાણ હોય એ પ્રમાણે એણે માત્ર ડોકું હલાવ્યું. વળી એ પત્ની પાછળ ગયો એ કાંઈ ગુસ્સા અને વેરની લાલસાને કારણે નહીં.

અલબત્ત, એ ઉતાવળ વિના પરંતુ સ્હેજ પણ આરામ કર્યા વિના યોગ્ય ઠેકાણે પહોંચી ગયો. નંદના નિવાસની ચોક્કસ જગાની એને ક્યારનીય જાણ હતી, પરંતુ પ્રારબ્ધને ત્વરાથી સામે ધસી આવતાં રોકવાના ઇરાદાથી એણે સીતાને એ ઠેકાણું જણાવ્યું ન હતું.

નત મસ્તકે, કશીક ઉતાવળ વિના એ યાક ઉપર બેસીને યોગ્ય જગાએ આવી પહોંચ્યો. પ્રભાતના તારાના અજવાળે એ નંદની ઝૂંપડી પાસે યાક ઉપરથી નીચે ઊતર્યો પરંતુ અંદર એકમેકના બાહુપાશમાં બંધાયેલા ખોવાયલા યુગલને સ્હેજ પણ ખલેલ પહોંચાડ્યા વિના એ બહાર જ બેસી ગયો અને દિવસનો પ્રકાશ એમને અલગ કરે એની રાહ જોવા માંડ્યો. કારણ કે એની ઈર્ષા પકડાઈ ગયેલાં પ્રેમીઓના સિસકારાઓ સાંભળી સામાન્ય રીતે અનુભવાય એવી કોઈ તુચ્છ પ્રકારની ઈર્ષા ન હતી. વળી એના પહેલાના દેહ સાથે જ સીતા પોતાની લગ્નની પ્રતિજ્ઞાઓ નવેસરથી દોહરાવી રહી હતી. એ જાણકારીને કારણે એની ઈર્ષા વિશેષ રીતે હળવી બની ગઈ હતી. સીતાના આચરણને બેવફાઈને બદલે એક રીતે કહીએ તો વફાદારી પણ લેખાવી શકાય. પ્રાપ્ત પરિસ્થિતિ અંગેની પોતાની જ સમજણે શ્રીદામનને શીખવાડ્યું હતું કે સીતા એની સાથે કે પછી એની મિત્રની સાથે શયન કરે

એ સૈદ્ધાંતિક રીતે બિનઅગત્યનું હતું કારણ કે બેમાંના કોઈ એકને એ સ્થિતિમાં કશું જ પ્રાપ્ત થવાનું ન હતું તો પણ સીતાના પક્ષે તો બન્ને સ્થિતિમાં પ્રાપ્તિ જ થવાની હતી.

યાત્રા દરમિયાન ઉતાવળનો અભાવ તેમ જ દિવસ ઊગવાની રાહ જોતો એ ઝૂંપડીની બહાર બેઠો હતો એ વેળાની એની ધીરજ અને સ્વસ્થતાનું કારણ પણ એ (જાણકારી) જ હતી. વારતા તો કહે છે કે જ્યારે અંધક તો હજુ ઊંઘી રહ્યો હતો એ પ્રભાતનું પહેલું કિરણ પડ્યું એ સમયે બાજુમાં વહેતી નદીમાં સ્નાન કરવા જવા માટે સીતા અને નંદ ગળામાં ટુવાલ વીંટાળી ઝૂંપડીની બહાર આવ્યાં. તેમણે મિત્ર અને પતિને જોયો ને એમના તરફ પીઠ કરીને બેઠો હતો અને તેઓ બહાર આવ્યાં ત્યારે પણ એણે પાછું વળી જોયું ન હતું. બન્ને એની નજીક આવ્યાં અને નમ્રતાથી એનું અભિવાદન કર્યું. શ્રીદામને રસ્તામાં એમની સમસ્યા તથા એ સમસ્યાના ઉકેલ સંબંધી જે ચિંતન કર્યું હશે એને અનિવાર્ય ગણી બન્નેએ એમની ઇચ્છા શ્રીદામનની ઇચ્છા સાથે એકરૂપ કરી દીધી.

એની સમક્ષ નીચા વળી પ્રણામ કરી સીતા બોલી, 'શ્રીદામન, મારા સ્વામિ અને આદરણીય પતિ-મસ્તક, હું તારું અભિવાદન કરું છું. તું ભૂલમાં એવું ન માનીશ કે તારું અહીં આવવું અપ્રિય અને આપત્તિકર છે. કારણ કે જ્યાં જ્યાં આપણામાંનાં કોઈ ને હોય ત્યાં ત્યાં ત્રીજાનો અભાવ વરતાય જ તો પછી તારી સાથે હું વધારે લાંબું ન રહી અને કરુણાથી દોરવાઈને વિખૂટા પડેલા મિત્ર-મસ્તકને શોધતી અહીં આવી એ બદલ મને માફ કર.'

'અને પતિ-શરીર' શ્રીદામને ઉત્તર આપ્યો, 'હું તને ક્ષમા આપું છું અને નંદ, તને પણ હું ક્ષમા આપું છું, જેમ કે તારા પક્ષે મને પેલા પવિત્ર તપસ્વીના નિર્ણયને સ્વીકારવા બદલ તું પણ મને ક્ષમા આપી શકે છે. જો પવિત્ર તપસ્વીનો નિર્ણય તારી તરફેણમાં આવ્યો હોત તો તેં પણ કદાચ એવું જ કર્યું હોત. કારણ કે માનવનું પ્રારબ્ધ જ કાંઈ એવું છે કે એને જીવનની મૂર્ખતા અને વિભક્તતામાં એકબીજાના દૃષ્ટિકોણથી ટકી રહેવાનું હોય છે તથા જ્યાં એકનું હાસ્ય બીજાનું રુદન ન બને એવા કોઈ અસ્તિત્વ માટે વધારે સારી રીતે સેવાયેલી ઝંખના વ્યર્થ રીતે કર્યા કરવાની હોય છે. તારા દેહમાં દેહ

મેળવી પુલકિત થયેલા મારા મસ્તક ને મેં ઘણા વધારે પ્રમાણમાં મહત્ત્વ આપ્યું છે. કારણ કે હવે કદાચ કાંઈ મૃદુતાને પામેલા તારા આ બાહુઓ વડે તેં સીતાને ઊંચે સૂરજ સુધી હીંચોળી હતી તથા નવી વહેંચણી બાદ હું તો ગર્વ લેતો હતો કે મારી પાસે સીતા જેને ઝંખતી હતી એ સઘળું એને આપવા માટે હાજર છે. પરંતુ પ્રેમને તો સમગ્ર સાથે લેવાદેવા છે. પરિણામે સીતા તારા મસ્તકને વળગી રહીને મારા ઘરમાંથી ચાલી નીકળી અને મિત્ર, હવે તારામાં એને કાયમનો આનંદ અને સંતોષ મળશે એવી જો મને પ્રતીતિ થઈ જાય તો તો હું અહીંથી ચાલી જાઉં અને મારા પૂર્વજોના ઘરમાં શાંતિથી રહેવા માંડું. પરંતુ હું એવું માની શકતો નથી. મિત્ર-દેહ ઉપરના પતિ-મસ્તકને પામ્યા પછી એ પતિ-દેહ ઉપરના મિત્ર-મસ્તકને ઝંખવા માંડી અને એ જ પ્રમાણે મિત્ર-દેહ ઉપરના પતિ-મસ્તકને માટે કરુણા અને સહાનુભૂતિ અનુભવશે; વળી એ ક્યારેય લેશ માત્ર શાંતિ અને સંતોષ તો પામી શકશે જ નહીં, દૂર રહેલો પતિ એ હંમેશાં એનો પ્રિય મિત્ર હશે, જેની પાસે એ પોતાના પુત્ર અંધકને લઈ જશે કારણ કે એનામાં એને પિતાદર્શન થાય છે. આપણા બન્નેની સાથે તો એ રહી શકે તેમ નથી, કારણ કે ઉચ્ચ વર્ણોમાં બહુપતિત્વનો તો રિવાજ જ નથી. સીતા, હું જે કહું છું. એ સાચું છે ?

સીતાએ કહ્યું ; 'મારા સ્વામિ અને મિત્ર, અરેરે, તું જે કહે છે એ શબ્દશ; સાચું છે અને' 'અરેરે...' ઉદ્‌ગારમાં સમેટાયેલી મારી દિલગીરી તારા કેટલાક શબ્દોના સંદર્ભમાં વ્યક્ત થયેલી છે. બહુપતિત્વ જેવી ઘૃણાસ્પદ પ્રથા સાથે એને કોઈ લેવાદેવા નથી. કારણ કે મારા જેવી સ્ત્રીની વિચારણામાં એ વાત આવી શકતી નથી, એને માટે હું દિલગીર નથી જ નથી. કદાચ હું ગર્વિષ્ઠ છું. પિતા સુમન્ત્ર તરફનું ક્ષત્રિય રક્ત હજુ મારી નસોમાં વહે છે તથા મારો અણુએ અણુ બહુપતિત્વ જેવી અધમતા સામે ઊભો થઈ જાય છે. દેહ સાથે સંકળાયેલી નિર્બળતા અને વિમૂઢતાની સર્વ સ્થિતિઓમાં પણ ઉચ્ચ અવસ્થા વ્યક્તિ તરીકેનું પોતાનું ગૌરવ અને આત્માભિમાન તો ટકી રહે જ છે.'

'હું પણ એથી અલગની કલ્પના કરતો ન હતો.' શ્રીદામને જવાબ આપ્યો. 'તારી સ્ત્રીસહજ નિર્બળતાથી અલગ એવા તારા આ પ્રકારના અભિગમને મેં પહેલેથી જ ગણત્રીમાં લીધો હતો એ વિશે તું ખાતરી રાખજે. તું અમારા

બન્ને સાથે તો રહી શકે તેમ છે જ નહિ કારણ કે આ યુવાન, નંદ, જેની સાથે મેં મસ્તકની અથવા તો કહો દેહની અદલાબદલી કરી છે, એ નંદ પણ મારી સાથે સહમત થશે કે અમારા બેમાંથી પણ કોઈ એ રીતે જીવી શકે તેમ નથી. પરિણામે આપણે જે ભેદની અદલાબદલી કરી છે તેને મિટાવ્યા સિવાય તથા આપણા આત્માઓને પરમાત્મામાં વિલીન કરી દીધા સિવાય અન્ય કાંઈ કરવાનું બાકી રહેતું નથી. કારણ કે જ્યારે કોઈ વ્યક્તિગત આત્મા આપણા કિસ્સામાં બન્યું છે તેવા કોઈ સંઘર્ષમાં સંડોવાઈ જાય ત્યારે એ યજ્ઞની વેદીમાં અર્પણ થયેલી ઘીની આહુતિની માફક જીવનની જ્વાળાઓમાં ઓગળી જાય એ જ ઉત્તમ છે.

'ભ્રાતા શ્રીદામન, તું સત્ય બોલે છે.' નંદે કહ્યું.' તારા શબ્દોમાં હું પણ સહમત છું એવું જ માન અને સહમતિ કોઈ શરત વિનાની છે. મને તો એ જ નથી સમજાતું કે આપણે ભૌતિકમાં હજુ શું પ્રાપ્ત કરવાનું બાકી રહે છે– કારણ કે આપણે બન્નેએ આપણી કામનાઓને સંતોષી છે અને સીતાને ભોગવી છે. તારા મસ્તકના ચૈતન્યમાં મારું શરીર સીતાની પ્રાપ્તિમાં આનંદ અનુભવે છે તથા તારું શરીર મારા મસ્તકના ચૈતન્યમાં એ જ પ્રમાણે સીતાએ પણ તારા મસ્તકના પ્રતીક હેઠળ મારામાં આનંદ મેળવ્યો છે તથા મારા મસ્તકના પ્રતીક હેઠળ તારામાં, પરંતુ મેં તારા દેહ વડે તારા મસ્તકને છેહ દીધો છે અને એક રીતે જોવા જઈએ તો એનો બદલો પણ મને મળી ગયો છે કારણ કે સુંદર નિતંબોવાળી સીતાએ તારા શરીર વડે મારા મસ્તકને છેહ આપ્યો છે. એટલે આપણા બન્નેનું ગૌરવ સચવાયું છે એવું લેખી શકાય તેમ છે. બ્રહ્માએ આપણને આત્યંતિક અધમોધમ અવસ્થામાંથી તો ઉગારી લીધા છે કે વફાદારીના ચિહ્નરૂપે એક વખતે તારા માનમાંથી ભાગ પડાવતા એવા મારે નંદ-મસ્તક અને નંદ-દેહ બન્ને વડે છેહ દેવાની નોબત ન આવી. તેમ છતાંય આપણે આ જ પ્રમાણે જીવવાનું ચાલુ રાખીએ એ ગૌરવપૂર્ણ તો નથી જ નથી કારણકે આપણે બહુપતિત્વ અને વિવેકશૂન્ય (દેહ)સંબંધો પરત્વે અત્યંત જાગૃત છીએ. અલબત્ત સીતા માટે પણ આવું જ કહી શકાય; અને મારું શરીર તારી પાસે હોવા છતાં તારા માટે પણ આવું જ કહેવું પડે. હું તારું શરીર ધારણ કરતો હોવા છતાં મારું પણ એ જ પ્રમાણેનું છે. એટલે તું જ્યારે

આપણાં આત્માઓની ભેળસેળ થઈ હોવાની વાત કરે છે ત્યારે હું કોઈ પણ પ્રકારના અપવાદ અને શરત વિના તારી સાથે સહમત થઉં છું. આ મારા બાહુઓ વનપ્રદેશમાં કામ કરતાં કરતાં મજબૂત બની ગયા છે - કાષ્ઠની ચિતા રચી આપવા માટે રાજીખુંશીથી તૈયાર થઉં છું. આ અગાઉ પણ મેં આવી તૈયારી બતાવી છે. જે તમને યાદ હશે. હું તમારા પછી વધારે જીવવા ઇચ્છતો નથી એ પણ તું જાણે જ છે. તેં જ્યારે દેવી માતાને ચરણે શિશ વધેરી દીધું ત્યારે કોઈ પણ પ્રકારની હિચકિચાહટ વિના મેં તારું અનુકરણ કર્યું હતું. મેં તારો દ્રોહ કર્યો એ પણ જ્યારે મારા પતિદેહને કારણે મને એક વિશિષ્ટ અધિકાર મળ્યો તથા જ્યારે સીતા નાનકડા સમાધિને મારી પાસે લઈ આવી એ પછી. કારણ કે હું એનો શારીરિક પિતા કહેવાઉં જ. જોકે મસ્તકના આધારે તારું પિતૃત્વ હું રાજીખુશીથી અને સન્માનપૂર્વક સ્વીકારું જ છું.'

શ્રીદામને પૂછ્યું; 'અંધક ક્યાં છે ?'

'એ તો પણે ઝૂંપડીમાં સૂતો છે.' સીતાએ ઉત્તર આપ્યો. 'એ ત્યાં ભવિષ્ય માટે શક્તિ અને સૌંદર્ય સંચિત કરી રહ્યો છે. હવે આપણે એનો વિચાર પણ કરી લેવો જોઈએ. કારણ કે આ ગૂંચવણભરી સમસ્યામાંથી આપણે કેવી રીતે ગૌરવપૂર્ણરીતે બહાર નીકળી શકીએ એ પ્રશ્ન કરતાંય આપણે માટે વધારે મહત્ત્વનું તો એનું ભવિષ્ય છે. પરંતુ એનો પ્રશ્ન અને આપણો પ્રશ્ન એ બન્ને પ્રશ્નો એકમેક સાથે સંકળાયેલા છે. આપણું ગૌરવ સાચવવાના આપણા પ્રયત્નો એનું ગૌરવ સાચવવાના પ્રયત્નો પણ બની રહેવાના છે. હવે તમારા બેના પરમાત્મામાં વિલીન થઈ ગયા બાદ મારે જો તમારી પાછળ અંધક સાથે જીવતા રહેવાનું હોય તો - અને મારે કદાચ એવો નિર્ણય કરવો જ પડે - તો એવા સંજોગોમાં એણે આદર અને આનંદ વડે ત્યજાયેલા એવા એક અભાગી અનાથ બાળક તરીકે જીવન પસાર કરવું પડશે. હવે જો મૃતપતિઓના દેહ સાથે સંલગ્ન થઈ એમની ચિતામાં બેસી જાય છે એવી સતીઓના ઉદાહરણને હું અનુસરું તો ચિતાના સ્થળે મારું પણ સ્મારક રચાય, ખાંભી અને શિલાલેખ મૂકવામાં આવે. ઘણી સ્ત્રીઓ મૃતપતિઓના દેહ સાથે સંલગ્ન થઈ એમની ચિતામાં બેસી જાય છે અને એ સ્થળે એમની સ્મૃતિમાં

બન્ને સાથે તો રહી શકે તેમ છે જ નહિ કારણ કે આ યુવાન, નંદ, જેની સાથે મેં મસ્તકની અથવા તો કહો દેહની અદલાબદલી કરી છે; એ નંદ પણ મારી સાથે સહમત થશે કે અમારા બેમાંથી પણ કોઈ એ રીતે જીવી શકે તેમ નથી. પરિણામે આપણે જે ભેદની અદલાબદલી કરી છે તેને મિટાવ્યા સિવાય તથા આપણા આત્માઓને પરમાત્મામાં વિલીન કરી દીધા સિવાય અન્ય કાંઈ કરવાનું બાકી રહેતું નથી. કારણ કે જ્યારે કોઈ વ્યક્તિગત આત્મા આપણા કિસ્સામાં બન્યું છે તેવા કોઈ સંઘર્ષમાં સંડોવાઈ જાય ત્યારે એ યજ્ઞની વેદીમાં અર્પણ થયેલી ઘીની આહુતિની માફક જીવનની જ્વાળાઓમાં ઓગળી જાય એ જ ઉત્તમ છે.

'ભ્રાતા શ્રીદામન, તું સત્ય બોલે છે.' નંદે કહ્યું.' તારા શબ્દોમાં હું પણ સહમત છું એવું જ ઋાન અને સહમતિ કોઈ શરત વિનાની છે. મને તો એ જ નથી સમજાતું કે આપણે ભૌતિકમાં હજુ શું પ્રાપ્ત કરવાનું બાકી રહે છે– કારણ કે આપણે બન્નેએ આપણી કામનાઓને સંતોષી છે અને સીતાને ભોગવી છે. તારા મસ્તકના ચૈતન્યમાં મારું શરીર સીતાની પ્રાપ્તિમાં આનંદ અનુભવે છે તથા તારું શરીર મારા મસ્તકના ચૈતન્યમાં એ જ પ્રમાણે સીતાએ પણ તારા મસ્તકના પ્રતીક હેઠળ મારામાં આનંદ મેળવ્યો છે તથા મારા મસ્તકના પ્રતીક હેઠળ તારામાં, પરંતુ મેં તારા દેહ વડે તારા મસ્તકને છેહ દીધો છે અને એક રીતે જોવા જઈએ તો એનો બદલો પણ મને મળી ગયો છે કારણ કે સુંદર નિતંબોવાળી સીતાએ તારા શરીર વડે મારા મસ્તકને છેહ આપ્યો છે. એટલે આપણા બન્નેનું ગૌરવ સચવાયું છે એવું લેખી શકાય તેમ છે. બ્રહ્માએ આપણને આત્યંતિક અધમોધમ અવસ્થામાંથી તો ઉગારી લીધા છે કે વફાદારીના ચિહ્નરૂપે એક વખતે તારા માનમાંથી ભાગ પડાવતા એવા મારે નંદ-મસ્તક અને નંદ-દેહ બન્ને વડે છેહ દેવાની નોબત ન આવી. તેમ છતાંય આપણે આ જ પ્રમાણે જીવવાનું ચાલુ રાખીએ એ ગૌરવપૂર્ણ તો નથી જ નથી કારણકે આપણે બહુપતિત્વ અને વિવેકશૂન્ય (દેહ)સંબંધો પરત્વે અત્યંત જાગૃત છીએ. અલબત્ત સીતા માટે પણ આવું જ કહી શકાય; અને મારું શરીર તારી પાસે હોવા છતાં તારા માટે પણ આવું જ કહેવું પડે. હું તારું શરીર ધારણ કરતો હોવા છતાં મારું પણ એ જ પ્રમાણેનું છે. એટલે તું જ્યારે

આપણાં આત્માઓની ભેળસેળ થઈ હોવાની વાત કરે છે ત્યારે હું કોઈ પણ પ્રકારના અપવાદ અને શરત વિના તારી સાથે સહમત થઉં છું. આ મારા બાહુઓ વનપ્રદેશમાં કામ કરતાં કરતાં મજબૂત બની ગયા છે - કાષ્ઠની ચિતા રચી આપવા માટે રાજીખુશીથી તૈયાર થઉં છું. આ અગાઉ પણ મેં આવી તૈયારી બતાવી ~ છે. જે તમને યાદ હશે. હું તમારા પછી વધારે જીવવા ઇચ્છતો નથી એ પણ તું જાણે જ છે. તેં જ્યારે દેવી માતાને ચરણે શિશ વધેરી દીધું ત્યારે કોઈ પણ પ્રકારની હિચકિચાહટ વિના મેં તારું અનુકરણ કર્યું હતું. મેં તારો દ્રોહ કર્યો એ પણ જ્યારે મારા પતિદેહને કારણે મને એક વિશિષ્ટ અધિકાર મળ્યો તથા જ્યારે સીતા નાનકડા સમાધિને મારી પાસે લઈ આવી એ પછી. કારણ કે હું એનો શારીરિક પિતા કહેવાઉં જ. જોકે મસ્તકના આધારે તારું પિતૃત્વ હું રાજીખુશીથી અને સન્માનપૂર્વક સ્વીકારું જ છું.'

શ્રીદામને પૂછ્યું; 'અંધક ક્યાં છે ?'

'એ તો પણે ઝૂંપડીમાં સૂતો છે.' સીતાએ ઉત્તર આપ્યો. 'એ ત્યાં ભવિષ્ય માટે શક્તિ અને સૌંદર્ય સંચિત કરી રહ્યો છે. હવે આપણે એનો વિચાર પણ કરી લેવો જોઈએ. કારણ કે આ ગૂંચવણભરી સમસ્યામાંથી આપણે કેવી રીતે ગૌરવપૂર્ણરીતે બહાર નીકળી શકીએ એ પ્રશ્ન કરતાંય આપણે માટે વધારે મહત્ત્વનું તો એનું ભવિષ્ય છે. પરંતુ એનો પ્રશ્ન અને આપણો પ્રશ્ન એ બન્ને પ્રશ્નો એકમેક સાથે સંકળાયેલા છે. આપણું ગૌરવ સાચવવાના આપણા પ્રયત્નો એનું ગૌરવ સાચવવાના પ્રયત્નો પણ બની રહેવાના છે. હવે તમારા બેના પરમાત્મામાં વિલીન થઈ ગયા બાદ મારે જો તમારી પાછળ અંધક સાથે જીવતા રહેવાનું હોય તો - અને મારે કદાચ એવો નિર્ણય કરવો જ પડે - તો એવા સંજોગોમાં એણે આદર અને આનંદ વડે ત્યજાયેલા એવા એક અભાગી અનાથ બાળક તરીકે જીવન પસાર કરવું પડશે. હવે જો મૃતપતિઓના દેહ સાથે સંલગ્ન થઈ એમની ચિતામાં બેસી જાય છે એવી સતીઓના ઉદાહરણને હું અનુસરું તો ચિતાના સ્થળે મારું પણ સ્મારક રચાય, ખાંભી અને શિલાલેખ મૂકવામાં આવે. ઘણી સ્ત્રીઓ મૃતપતિઓના દેહ સાથે સંલગ્ન થઈ એમની ચિતામાં બેસી જાય છે અને એ સ્થળે એમની સ્મૃતિમાં

સ્મારક રચાય છે, ખાંભીઓ ખોડાય છે, શિલાલેખો મુકાય છે. હવે જો હું એવી ઉમદા સતીઓના ઉદાહરણને અનુસરું. જો હું એને(અંધકને) છોડી ચાલી જઉં તો એનું આખું જીવન આદરપૂર્ણ બની જશે, સર્વ મનુષ્યોના પક્ષપાતનું એ કેન્દ્ર બની રહેશે. એટલે હું, સુમન્ત્રની પુત્રી નંદને ત્રણ જણા માટે ચિતા રચવાનો અનુરોધ કરું છું. હું તમારી બન્નેની શૈયાઓની ભાગીદાર બની મૂકી છું અને મૃત્યુશૈયા પણ આપણને ત્રણેને અભિન્ન કરી દેશે. આમ આપણે હમેશાં ત્રણ જ રહ્યાં છીએ.'

શ્રીદામને કહ્યું. 'તારી પાસે અન્ય કશાની આશા પણ ન રાખું, ક્યારેય ન રાખું. કારણ કે આરંભથી જ મેં તારી ઉદાત્તતાને જાણી છે. તારા આત્મગૌરવને જાણ્યું છે અને તારા વ્યક્તિત્વમાં સ્ત્રીસહજ દુર્બળતાથી સાથે સાથે એ બન્નેનો પણ નિવાસ છે. તારા નિર્ણય માટે હું આપણા પુત્ર માટે કરીને તારો આભાર માનું છું. પરંતુ વિષયોએ આપણને જે પાયમાલીની જે ગર્તામાં ધકેલી દીધા છે એમાંથી આપણી પ્રતિષ્ઠા અને આપણા માનવોચિત ગૌરવને કેવી રીતે બચાવી લેવાં એ અંગે આપણે સારી રીતે વિચાર કરવો પડશે. એ બચાવ જે રૂપ ધારણ કરે એની પણ આપણે ઘણી કાળજી રાખવી પડશે અને અહીં આવતાં રસ્તામાં મેં આ બાબતે જે વિચાર્યું છે, જે યોજનાઓ બનાવી છે એ તારા વિચારો અને તારી યોજનાઓથી કાંઈક અલગ છે. ઊંચી ભાવનાઓવાળી વિધવા મૃતપતિની સાથે અગ્નિમાં બળી રાખ બની જાય છે. પરંતુ અમારા બેમાંથી કોઈ પણ એક જીવતો હોય ત્યાં સુધી તું વિધવા નથી. અને માત્ર આમ પણ અમારા મૃતદેહો સાથે ચિતામાં બેસી અગ્નિમાં બળી જવાથી તું વિધવા કહેવાય કે નહીં એ તો પ્રશ્ન છે જ. તને વિધવા બનાવવા માટે નંદે અને મારે અમને પોતાને હણવા પડે. એટલે કે એકબીજાને હણવા પડે; પરંતુ અમારા કિસ્સામાં બન્ને સાચાં છે અને બન્નેનો અર્થ એક જ થાય છે, બન્ને અભિન્ન છે. અમારે માદા માટે બે સાબર બાખડે એમ લડવું પડે. યાક ઉપર લાદેલા જીનના પટાએ મેં બે તલવાર લટકાવી જ રાખી છે. પરંતુ કોઈ એક જીતી જાય, જીવી જાય અને સુંદર નિતંબોવાળી સીતાને પોતાની સાથે લઈ જાય એવું કદાચ ન પણ બને અને એનો કોઈ અર્થ પણ ન સરે કારણ કે મૃત માણસ એ પેલો મિત્ર જ હશે જેની ઝંખનાં એને સતત

દમતી રહેશે. એના પતિના બાહુઓમાં નિસ્તેજ બની ચીમળાઈ જાય ત્યાં સુધી એને પીડતી રહેશે... ના, નાં, એકમેકની તલવારના હૃદયસોંસરા ઘાને કારણે અમારે બન્નેએ પડવું પડે – કારણ કે માત્ર તલવાર જ અન્યની હશે, હૃદય નહીં અને હાલની વિભાજિત અવસ્થામાં અમે પોતાના તરફ જ તલવાર ઉગામીએ એના કરતાં તો એ બહેતર હશે. કારણ કે અમારા મસ્તકને કદાચ પોતાની સાથે જોડાયેલા શરીરનો વધ કરવાના નિર્ણય કરવાનો કોઈ અધિકાર જ નથી. જેમ જે મસ્તક એમનાં નથી એને ધારણ કર્યા પછી એ મસ્તક સાથે સંકળાયેલા વૈવાહિક આનંદનો કોઈ અધિકાર એ દેહને હોઇ શકે નહીં. અલબત્ત, આ લડાઈ ઘણી દુઃખદ બની જાય કારણ કે અમારા બન્નેના મસ્તક અને શરીરે પોતાને માટે નહીં, સીતાની પ્રાપ્તિ માટે નહીં પરંતુ એકબીજાને મરણતોલ ઘા મારવા મેળવવાની દ્વિવિધ ફરજને માટે જ લડવાનું છે એ માટે સચિંત રહેવું પડે. અમે અમારું મસ્તક તો જાતે વધેરી દીધું જ હતું – અને આ પરસ્પરની આત્મહત્યા એની સરખામણીમાં કાંઈ વધારે કપરી હોઈ શકે નહીં.

નંદે કહ્યું, 'તો ચાલો તલવારો ઊંચકી લઈએ. હું આ લડાઈ માટે તૈયાર છું અને આપણી સ્પર્ધાનો એ એક ન્યાયી ઉકેલ એમ સ્વીકારું છું. ન્યાયપૂર્ણ એટલા માટે કે આપણા મસ્તક સાથે આપણાં શરીરનું અનુકૂલન સધાવાની પ્રક્રિયાને પરિણામે આપણા બાહુઓની તાકાત લગભગ એકસરખી થઈ ગઈ છે. મારા દેહ ઉપરના તારા બાહુઓ વધારે તાકાતવાન બન્યા છે અને તારા શરીર ઉપરના મારા બાહુઓની તાકાત કાંઈક ઓછી બની છે. પરંતુ હું તારા શરીરને ભેદી નાખીશ કે જેથી મારા પ્રત્યેના અનુરાગને કારણે સીતા તારી બાહુઓમાં ઝાંખી પડી જાય નહીં... પરંતુ બેઉ રીતે વિધવા થઈને આપણી ચિતામાં આપણી સાથે બેસી જાય.'

આ ગોઠવણથી સીતાએ પણ સંતોષ માન્યો અને જણાવ્યું કે એના ક્ષત્રિય લોહીને આ ગોઠવણ આકર્ષક લાગે છે. એટલે એ દેહથી દૂર રહેવાને બદલે સ્વસ્થતાપૂર્વક એને નિહાળશે. આમ અંધક જ્યાં સૂતો હતો એ ઝૂંપડીની સામે ગૌનદી અને લાલપુષ્પોવાળા જંગલોની વચ્ચે ફૂલોથી ઊભરાતા મેદાનમાં આ દ્વન્દ્વ શરૂ થયું. બન્નેએ એકમેકનું મર્મસ્થળ તલવાર વડે વીંધી

સ્મારક રચાય છે, ખાંભીઓ ખોડાય છે, શિલાલેખો મુકાય છે. હવે જો હું એવી ઉમદા સતીઓના ઉદાહરણને અનુસરું. જો હું એને(અંધકને) છોડી ચાલી જઉં તો એનું આખું જીવન આદરપૂર્ણ બની જશે, સર્વ મનુષ્યોના પક્ષપાતનું એ કેન્દ્ર બની રહેશે. એટલે હું, સુમન્ત્રની પુત્રી નંદને ત્રણ જણા માટે ચિતા રચવાનો અનુરોધ કરું છું. હું તમારી બન્નેની શૈયાઓની ભાગીદાર બની મૂકી છું અને મૃત્યુશૈયા પણ આપણને ત્રણેને અભિન્ન કરી દેશે. આમ આપણે હમેશાં ત્રણ જ રહ્યાં છીએ.'

શ્રીદામને કહ્યું. 'તારી પાસે અન્ય કશાની આશા પણ ન રાખું, ક્યારેય ન રાખું. કારણ કે આરંભથી જ મેં તારી ઉદાત્તતાને જાણી છે. તારા આત્મગૌરવને જાણ્યું છે અને તારા વ્યક્તિત્વમાં સ્ત્રીસહજ દુર્બળતાથી સાથે સાથે એ બન્નેનો પણ નિવાસ છે. તારા નિર્ણય માટે હું આપણા પુત્ર માટે કરીને તારો આભાર માનું છું. પરંતુ વિષયોએ આપણને જે પાયમાલીની જે ગર્તામાં ધકેલી દીધા છે એમાંથી આપણી પ્રતિષ્ઠા અને આપણા માનવોચિત ગૌરવને કેવી રીતે બચાવી લેવાં એ અંગે આપણે સારી રીતે વિચાર કરવો પડશે. એ બચાવ જે રૂપ ધારણ કરે એની પણ આપણે ઘણી કાળજી રાખવી પડશે અને અહીં આવતાં રસ્તામાં મેં આ બાબતે જે વિચાર્યું છે, જે યોજનાઓ બનાવી છે એ તારા વિચારો અને તારી યોજનાઓથી કાંઈક અલગ છે. ઊંચી ભાવનાઓવાળી વિધવા મૃતપતિની સાથે અગ્નિમાં બળી રાખ બની જાય છે. પરંતુ અમારા બેમાંથી કોઈ પણ એક જીવતો હોય ત્યાં સુધી તું વિધવા નથી. અને માત્ર આમ પણ અમારા મૃતદેહો સાથે ચિતામાં બેસી અગ્નિમાં બળી જવાથી તું વિધવા કહેવાય કે નહીં એ તો પ્રશ્ન છે જ. તને વિધવા બનાવવા માટે નંદે અને મારે અમને પોતાને હણવા પડે. એટલે કે એકબીજાને હણવા પડે; પરંતુ અમારા કિસ્સામાં બન્ને સાચાં છે અને બન્નેનો અર્થ એક જ થાય છે, બન્ને અભિન્ન છે. અમારે માદા માટે બે સાબર બાખડે એમ લડવું પડે. યાક ઉપર લાદેલા જીનના પટાએ મેં બે તલવાર લટકાવી જ રાખી છે. પરંતુ કોઈ એક જીતી જાય, જીવી જાય અને સુંદર નિતંબોવાળી સીતાને પોતાની સાથે લઈ જાય એવું કદાચ ન પણ બને અને એનો કોઈ અર્થ પણ ન સરે કારણ કે મૃત માણસ એ પેલો મિત્ર જ હશે જેની ઝંખના એને સતત

લીધી અને તેને શુદ્ધ, સભ્ય વાણી, વ્યાકરણ, જ્યોતિષ, તત્ત્વજ્ઞાન શીખવવા માંડ્યા. વીસ વર્ષની યુવાન વયે તો તે વારાણસીના રાજાનો સલાહકાર બન્યો. મહેલની ભવ્ય અગાશીમાં સુંદર પોશાક પહેરીને અને સફેદ રેશમી છત્ર નીચે તે રાજાને પ્રસન્ન અવાજે પવિત્ર ગ્રંથો પોતાની ચમકતી આંખોની નજીક રાખીને વાંચી સંભળાવતો હતો.

(સંપૂર્ણ)

**નવાં પ્રકાશનો :**

*રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધી રોડ,*
*અમદાવાદ-૩૮૦ ૦૦૧*

નિબંધ :

*ધોળી ગયા જે તડકો* : લાભશંકર ઠાકર, મૂલ્ય રૂ.૭૦/-
*આત્માની નદીના કાંઠે* : વીનેશ અંતાણી, મૂલ્ય રૂ.૧૦૯/-
*થોડુંક આકાશ, થોડીક ધરા* : ડૉ. ચન્દ્રકાન્ત મહેતા, મૂલ્ય રૂ.૧૦૯/-

*ખુરશીઓ* : યુજિન આયોનેસ્કો, અનુ. દિગીશ મહેતા, મૂલ્ય રૂ.૩૦/-
*અવાજનો એક્સરે* : યોસેફ મેકવાન, મૂલ્ય રૂ.૬૫/-
*સૂરજને પડછાયો હોય* : ત્રિઅંકી : રમેશ પારેખ, મૂલ્ય રૂ.૫૦/-
*આનંદની આરાધના* : રમણ પાઠક, મૂલ્ય રૂ.૧૦૦/-
*વિચારમાધુરી* : યાસીન દલાલ : મૂલ્ય રૂ.૫૦/-
*માયાનગર* : રજનીકુમાર પંડ્યા, મૂલ્ય રૂ.૭૫/-
*સિદ્ધિનાં પગલાં* : ફાધર વર્ગીસ પૉલ, મૂલ્ય રૂ.૭૦/-
*અજબ ભયોજી ખેલ* : વિજય શાસ્ત્રી, મૂલ્ય રૂ.૪૫/-
*શિક્ષકનો ધર્મ અને કર્મ* : ડૉ.મફતલાલ પટેલ, મૂલ્ય રૂ.૫૦/-
*નિધિ અને સંનિધિ* : રાધેશ્યામ શર્મા. મૂલ્ય રૂ.૯૫/-
*કથાસૂત્ર* : રાધેશ્યામ શર્મા, મૂલ્ય રૂ.૯૫/-

# સમાચાર

• યુ.એસ.-૬૪ના રોકાણકારો માટે કેન્દ્રસરકાર એક નવી યોજના જાહેર કરશે.

• આ સમગ્ર પરિસ્થિતિની નૈતિક જવાબદારી ભારતના નાણાપ્રધાન યશવંત સિંહાએ સ્વીકારી છે.

• પાકિસ્તાનમાંથી ભારતની મુલાકાતે આવનારા લોકો માટે ભારતસરકાર ઉદાર વલણ અપનાવવા માગે છે.

• ભારત સરકારે સ્પષ્ટતા કરી છે કે કાશ્મીરનો મુદ્દો આ મંત્રણા પરિષદમાં મુખ્ય વિષય બનવો ન જોઈએ.

• ભારત સંચારની મોબાઈલ ફોન સેવા સૌથી સસ્તી રહેશે.

• ઉત્તર ભારતમાં દલિતોના મત જીતવાને માટે અત્યારથી રાજકીય પક્ષોમાં સ્પર્ધા થઈ રહી છે.

• ઈંગ્લેન્ડના પ્રિન્સ ચાર્લ્સ શાહી પરંપરા તોડીને લગ્ન કરી રહ્યા છે એ સામે ભારે વિરોધ થઈ રહ્યો છે.

• ગુજરાત સરકાર ચાર નવી યુનિવર્સિટીઓ સ્થાપવા વિચારી રહી છે.

• દેશભરમાં આવકવેરા ખાતાના અધિકારીઓ દેખાવો યોજશે.

• અમરનાથ યાત્રામાં વધારે પડતા ભાવિકો ઉમટી પડવાને કારણે અવ્યવસ્થા સર્જાઈ છે.

# કંકાવટી

ઓગસ્ટ, ૨૦૦૧

રતિલાલ 'અનિલ'
નિર્મિશ ઠાકર
મહેશ દાવડકર
રિષભ મહેતા
ફ્રાન્ઝ કાફકા
જુઆં રલ્ફો
શિરીષ પંચાલ

# કંકાવટી

આગસ્ટ, ૨૦૦૧
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૬
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બામરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ગઝલ / રતિલાલ 'અનિલ'

અનિલ ક્યારેક તો બ્હેકી ગયો છે,
અજાણ્યા સૂરમાં ચહેકી ગયો છે.

નથી જોયું એ ફૂલની વાત કરતો,
થઈને ફૂલ ખુદ મ્હેકી ગયો છે.

ભીના મૃગજળની કરતો'તો કવિતા,
કોઈના હેતમાં, હેતી ગયો છે.

જતો'તો ક્યાંક થોડી હૂંફ લેવા,
અને ખુદ જાતને શેકી ગયો છે.

અજાણ્યા દેશની એ વાત કરતો,
બધીયે સરહદો ઠેકી ગયો છે.

ગુમાવી છે બધી યે છાપ, ઓળખ,
અરે, ખુદને ય એ છેકી ગયો છે !

સગડ ને ભાળ પણ મળતાં નથી કંઈ,
ગયો છે ક્યાંક, 'અતિરેકી', ગયો છે.

## ગીત ? / રતિલાલ 'અનિલ'

ઓકળિયાની ધરતી છોડી ચક્ચૂરિયા ભૂમિ પર આવ્યા,
ઘર છોડીને દોડતા પગલે કોઈ પરાયા ઘરમાં આવ્યા.

છબિ ઉતારી ભીંતેથી ને બીજી ભીંતે લટકાવી દીધી,
ફ્રેમ નહિ પણ છબિ જ આખી જાણે કે બદલાવી લીધી.

સૂરજનો તો પંથ પુરાણો કોઈ ન શોધી નવલી કેડી,
અમે જ ઊલટી દિશાએ જોતી, જોયા કરતી બારી બદલી.

વરસાદી ફોરાના માથે પડતાં'તાં જે તેજ ટકોરા,
હવે અહીં આ છત ચૂએ નહીં, બંને સાબૂત કાન બહેરા.

જનમ લીધો તો ભઈલા જાણે ઊલટ ફેરનું પાસું બનવા,
ઊંધી જવાની શરત હતી, હા, શરત હતી હા, પડખું ફરવા !

ઈ.સ. ૧૯૭૧, ઑગસ્ટ

કંકાવટી

# બે ગઝલો / નિર્મિશ ઠાકર

## આવીશ હું !

ભવ્ય કો આધાર પર આવીશ હું,
મેઘ પર, મલ્હાર પર આવીશ હું.

સૂર્ય જેવી શક્યતાનો સ્પર્શ જો,
વાદળોની ધાર પર આવીશ હું.

ના પ્રતીક્ષા કર દિશાના દ્વાર પર,
પ્રેરણાના તાર પર આવીશ હું.

જો, અઢેલીને ઊભાં સંવેદનો,
એ હૃદયના દ્વાર પર આવીશ હું.

એ કિનારે નાવ ઉષાની હશે,
તેજની પતવાર પર આવીશ હું.

પત્રમાં સંદેશ થઈ આવું નહીં,
પ્રેમના અણસાર પર આવીશ હું.

શબ્દની સીમા જરા તું પાર કર,
અર્થના સંચાર પર આવીશ હું.

_ાં લગી ?

આભનો નિસ્તેજ માળો, ક્યાં લગી ?
સૂર્ય આ ગમગીન-કાળો, ક્યાં લગી ?

વિસ્તરે છે શૂન્યતાનાં વર્તુળો;
કાંકરીનો સ્હેજ ચાળો, ક્યાં લગી ?

રોજ ભૂંસાવું-લખાવું, આપણો –
આંકડાની જેમ તાળો, ક્યાં લગી ?

ગાઉં તોયે સાથ મન ગાતું નથી;
એ જ ગીતો, એ જ ઢાળો, ક્યાં લગી ?

ક્યાંક શોષાઈ ગયાં છે જળ છતાં –
આ પ્રતીક્ષાની ય પાળો, ક્યાં લગી ?

અસ્ત ધાવા સાંજ શોધ્યે જાઉં છું;
શ્વાસનો સંદિગ્ધ ગાળો, ક્યાં લગી ?

## સમાવવું પડશે / મહેશ દાવડકર

જે બને એ નિહાળવું પડશે,
સ્વપ્ન છે એમ માનવું પડશે.

સાત તાળી રમે છે સુખ ભીતર,
મન એ રીતે મનાવવું પડશે.

રોજ દર્પણ મને કહે છે કે,
પોત ભીતરનું જાણવું પડશે.

પાળ બાંધી દઈને આંખોમાં,
જળને અટકાવી રાખવું પડશે.

સાગરે એક'દી કહ્યું મુજને :,
દર્દ જે હો સમાવવું પડશે.

એમને એમ શ્વાસ ના લઈશ,
ઋણ એનું ચુકાવવું પડશે.

## ગઝલ / રિષભ મહેતા

બંધનો તોડ્યા પછી પણ જંપ ક્યાં ?
આપને છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

બિંબ તારું છે અખંડિત આંખમાં
દર્પણો ફોડ્યા પછી પણ જંપ ક્યાં ?

રોમરોમે સ્પર્શના બાહુની ભીંસ
આંગળી છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

ટેરવે ટંકાર ગમનો ઝણઝણે
તારને તોડ્યા પછી પણ જંપ ક્યાં ?

મૌનની ચીસો બધાએ સાંભળી
શબ્દ તરછોડ્યા પછી પણ જંપ ક્યાં ?

કૈંક પાછળ રહી ગયાની વ્યગ્રતા
સાત ભવ દોડ્યા પછી પણ જંપ ક્યાં ?

ત્રાસ કેવળ શ્વાસનો; માન્યું; છતાં –
શ્વાસને છોડ્યા પછી પણ જંપ ક્યાં ?

## અપરિણિતનું દુર્ભાગ્ય / ફ્રાન્ઝ કાફકા

*અનુવાદ : શિરીષ પંચાલ*

જીવનભર કુંવારા રહેવું, પોતાનું ગૌરવ સાચવી સાચવીને કોઈની સંગાથચે વીતાવવાનું આમન્ત્રંણ માગવું, જે ખૂણામાં પલંગ હોય તે ખૂણામાંથી અઠવાડિયાંઓ સુધી ખાલી ઓરડામાં તાક્યા કરવું, પ્રવેશદ્વારે હંમેશાં આવજો આવજો કહેતાં રહેવું, પત્નીની સંગાથે ફટાફટ દાદર ચઢી જવાનું સુખ કદી ન હોવું, બીજાઓના બેઠકખંડોમાં પડતાં બારણાં જ હોવાં, હાંથમાં વાળુ માટેની તાસક લઈ જવાની, બીજાંઓનાં બાળકોની પ્રશંસા કરતાં રહેવાનું અને 'મારે એકેય નથી' એટલુંય કહેવાની છૂટ ન હોય તે, યુવાનીના સમયના એકબે અપરિણિતોના હાવભાવ અને દેખાવની નકલ કરવી - આ બધું કેટલું ભયાનક છે.

એમ જ ચાલ્યા કરશે.. ફેર માત્ર એટલો કે આજે અને હવે પછી માંસલ દેહ લઈને, સાચકલું માથું, સાચકલું કપાળ -એટલે કે પોતાના હાથ વડે એને કૂટ્યા કરવું - લઈને ઊભા જ રહેવાનું.

દિવસભરના ઉકળાટ પછી મધુરો પવન શરૂ થયો... એ કંઈ વિશિષ્ટ અસાધારણ નહોતો તોય એનો સ્પર્શ મધુર લાગ્યો... દિવસભર એની લગભગ ગેરહાજરી પછી સહેજ આળી ત્વચાને સ્પર્શવા આવ્યો એટલે મધુર લાગ્યો. એ પણ જાણે વિરહ પછીના સામાન્ય મિલનને સ્મરણીય, અને હું અત્યાર સુધી આને જ તરસતો હતો એવો ભાવ થાય એવા મિલન જેવો આ સાંજનો પવન ખરેખર મધુર છે. સામાન્ય પણ અસાધારણ કેમ બની જાય છે? પહેલાં અપેક્ષા જન્માવે પછી આવે તે મધુર, અસાધારણ બની જાય !

અમાસના દિવસે પેલી રૂપાળી, રૂપાની પાવલી આવતી તેનો આનંદ કેવો હતો. આ દશ રૂપિયાની નોટ પડી છે અને મને કશો જ ભાવ થતો નથી... કેમ ? હોય એ તો ! કોઈને હજાર રૂપિયાની નોટ જોઈને ય 'હશે હવે' એવો ભાવ થતો હોય બધું મૂલ્ય શું અપેક્ષાએ ? ના, ના; ક્યારેક રસ્તા વચ્ચે ભીડમાં હોઈએ ત્યારે એકાએક આસપાસનું બધું જાણે અલગ પડી જાય છે અને કોણ જાણે શો વિચાર આવે છે અને બસ, ધૂનમાં આગળ નીકળી જવાય છે. જાગ્રત અપેક્ષાની જાણ અને ક્યારેક તો જાગૃતિ પણ હોય છે, પણ કોણ જાણે આંતર મન શું કરે છે કે આસપાસનું વાતાવરણ, પ્રવૃત્તિ, પોતાના આગળ જતાં પગ... ના, યાંત્રિક તો નથી. એટલા સભાન નથી કે ચાલું છું, આગળ વધું છું તેનો ખ્યાલ હોય... અને ક્યારેક ચાલવું એ જ સભાનતા બની જાય છે. એવે વખતે એ સભાનતા અલોપ થઈ જાય છે, કોઈ માર્ગે ભેટતું નથી છતાં કોણ જાણે શું ય ભેટી જાય છે. તે માર્ગ કંઈ ઉપજાઉ માટી નથી કે કશું ઊગી જાય છતાં કંઈક ઊગી છે... લ્હેરખી નથી છતાં જાણે લ્હેરખીનો સ્પર્શ થાય છે...

કોઈ ઘડિયાળ પર આંક છે તો કોઈક પર માત્ર ઊભી લીટી – રેખા જ છે... સમય જાણે એક રેખા પરથી બીજી રેખા પર પગલું ભરે છે, આમ આગળ વધતો લાગે પણ સમય ઘડિયાળમાં ચક્કર મારે.... શિયાળાની સવાર હોય કે ઉનાળાની બપોર હોય કે નીરવ રાત્રિ હોય... પણ ઘડિયાળનો કાંટો, થાકતો નથી તેમ લટાર મારતા માણસના પગમાં દેખાતી સ્ફુર્તિ પણ

ન ... મને તો માર્ગ લાગે છે. પણ ઘડિયાળ એને વર્તુળ બનાવી દે છે. પણ મહત્ત્વ તો આજે લ્હેરખીએ સૂર્યની વિદાય, સાંજને આપ્યું... કોઈ વાર વડીલની ગેરહાજરી જ સમયને હળવો બનાવી દે. આ સમય સંદર્ભોથી ભાતીગળ લાગે છે, બાકી તે અરૂપે એક જ હશે; આ તે કેવું ? સમાન સરખો કહો કે સપાટ ચક્કર મારતો, સીધો સટ્ટ જતો, હોવા છતાં અટકી જતો, ક્યારેક ધીમે ચાલતો, ક્યારેક અધડાતો જતો સમય ઊંઘમાં લુપ્ત પણ થાય છે. અ.હ, મોટે ભાગે એ માનવ સંદર્ભે હોય છે, ક્યારેક નથી હોતો – હોય છે તો પણ !

અરે, આ માણસ, પોતાને શું સમજે છે ? બધું જ જાણે મારા વડે, મારા સંદર્ભે છે ! જે હોય તે જાણે હોય–એનું તે વળી શું ! મારા પછી યે આ ઘડિયાળ, આ સમન, મારી કહેવાતી ચીજોયે હશે અને છતાં એ પોતાને અનાથ નહીં માને; બાકી બધું જ હોય છે અને એ હોવાનો કોઈ સંદર્ભ મારે માટે નથી હોતો ! તે મારા પછી આ મૂગી ચીજોને વળી મારો કયો સંદર્ભ હોય ! મારે મૂગા રહીને સંજ્ઞાઓ, અંકોને સામે રાખી સમયને તટસ્થ દ્રષ્ટા રૂપે નિરખવો રહ્યો . એ કાં તો સમય પોતે જ કરે છે ! ક્યાં કશું નામ પાડે છે કે નામ પાડતા માણસની બાલિશતા અને કહેવાતી વિદત્તા પર હસેય છે...

## મકારીઓ / જુઆં રલફો

*અનુ. શિરીષ પંચાલ*

દેડકાઓ બહાર આવે તેની રાહ જોતો હું મોરી પાસે બેઠો છું. ગઈ કાલે રાતે અમે જમવા બેઠા ત્યારે તેમણે ખૂબ કકળાટ મચાવ્યો હતો, પરોઢ સુધી તેઓ ગાતા. દાદી પણ એમ જ કહે છે. દેડકાઓના અવાજે તેની ઊંઘ ઊડી ગઈ હતી અને હવે તે ખરેખર સૂવા માગતી હતી. એટલે એણે મને આ મોરી પાસે બેસવા કહ્યું. જેવો દેડકો છલાંગ લગાવીને બહાર આવે એટલે મારે પાટિયા વડે તેને ફટકારવાનો દેડકા તો પેટને બાદ કરો તો આખા શરીરે લીલા હોય છે. મોટા દેડકા કાળા હોય છે. દાદીની આંખો પણ કાળી છે. લીલા દેડકા ખાવામાં સારા લાગે, કાળા ન ભાવે. લોકો કાળાં દેડકા ખાતા નથી પણ હું ખાઉં છું. સ્વાદમાં તો તે લીલા જેવા જ હોય છે. ફેલિપા કહ્યા કરે–કાળા દેડકા તે કંઈ ખવાતા હશે. ફેલિપાની આંખો બિલાડીના જેવી લીલી છે. હું જ્યારે જ્યારે ખાવા જાઉં ત્યારે ત્યારે મને રસોડામાં પીરસે છે. હું દેડકાને મારું તે એને ગમતું નથી. આવું બધું દાદી મારી પાસે કરાવે છે. દાદી કરતા વધારે ફેલિપા મને ગમે છે. પણ પાકીટમાંથી પૈસા કાઢીને આપનાર દાદી છે. દાદી પૈસા આપે તો જ ફેલિપા ખાવાપીવાની વસ્તુઓ લાવે. ફેલિપા અમારા ત્રણ માટે રસોઈ બનાવવા એકલી રસોડામાં રહે છે. હું જ્યારથી તેને ઓળખતો થયો ત્યારથી તે રસોઈ જ કરે છે. તાસકો ધોવાનું કામ મારું. ચૂલા માટે બળતણ લાવવાનું કામ પણ મારું. પછી દાદી તાસકોમાં ખાવાનું પીરસે. એ ખાઈ–પીને પરવારે એટલે પોતાના હાથે બે નાના ભાગ કરે, એક મારા માટે, બીજો ફેલિપા માટે. પણ ક્યારેક ફેલિપાને ખાવાનું મન ન થાય, ત્યારે એ બંને ભાગ મારા માટે. એટલે જ તો મને ફેલિપા ગમે છે, હું હંમેશા ભૂખ્યો હોઉં છું. મારું પેટ ક્યારેય ભરાતું નથી, ક્યારેય નહીં. એના ભાગનું ખાઈ જાઉં તો પણ નહીં. બધા કહે છે ખરા કે ખાવાથી પેટ ભરાઈ જાય છે. પણ મને ખબર છે–મારું પેટ ભરાય જ નહીં. તેઓ જેટલું આપે તેટલું બધું આપે તો પણ ન ભરાય. ફેલિપાને પણ આ વાતની ખબર છે, શેરીઓમાં બધા મને ગાંડિયો કહે છે કારણ કે હું હંમેશા ભૂખ્યો જ હોઉં છું. દાદીએ એમની વાતો

સાંભળી છે. મેં સાંભળી નથી. દાદી મને એકલો શેરીમાં મોકલતી નથી. તે જ્યારે મને બહાર લઈ જાય છે ત્યારે સમૂહપ્રાર્થના સાંભળવા ચર્ચમાં અમારે જવાનું હોય. ત્યાં તે મને બાજુમાં બેસાડે અને તેની શાલના છેડાથી મારા હાથ બાંધી દે. શા માટે મારા હાથ બાંધી દે છે તેની તો મને ખબર નથી પણ તું કંઈક ને કંઈક અડપલાં કરતો રહે છે એવું બધા કહે છે.એટલે મારે તારા હાથ બાંધવા પડે છે એમ દાદી કહે છે. એક દિવસ તેણે મને કોઈને લટકાવતા જોયો હતો. હું બસ આમ જ બાઈને લટકાવતો હતો. મને તો યાદ નથી પણ હું શું કરું છું. એ બધું દાદી કહ્યા કરે છે ને તે તો જૂઠું બોલતી જ નથી. તે જ્યારે મને કશુંક ખાવા કહે છે ત્યારે મારા ભાગનું ખાવા કહે છે. બીજા લોકો તો મને ખાવા બોલાવે અને પાસે જઉં ત્યારે મારી સામે પથરા ફેંકે ને હું ભાગી ન જાઉં ત્યાં સુધી મારો છાલ ન મૂકે, મારી દાદી એવી નથી. ના, એ તો મારી સાથે સારી રીતે વર્તે છે. એટલે તો એના ઘરમાં હું સુખી છું. વળી, ફેલિપા અહીં જ રહે છે. એ મારી સંભાળ સારી લે છે. એટલે તો એ મને ગમે છે. એનું દૂધ જાસૂદનાં ફૂલનો રસ જ જોઈ લ્યો. મેં બકરીનું દૂધ પીધું છે. હમણાં જ વિયાયેલી સૂવરીનું દૂધ પણ પીધું છે. પણ ના, ફિલિપાના દૂધની તોલે ન આવે. આપણને જ્યાં પાંસળાં હોય છે ત્યાં ફિલિપાને થાન છે, કેટલો બધો સમય થઈ ગયો મને ધવડાવ્યાને. રવિવાર બપોરે દાદી અમને જે દૂધ આપે છે તેના કરતાં એ દૂધ બહુ સારું. તમને જો લેતાં આવડતું હોય તો બહુ સારું. ફિલિપા દરરોજ રાતે હું જે ઓરડામાં સૂઈ જતો ત્યાં આવતી અને પાસે ખેંચતી, મારા ઉપર જરા ઝૂકતી. પછી તે એવી રીતે થાંન મારા મોઢામાં ગોઠવતી કે હું તેનું મીઠું અને હૂંફાળું દૂધ પી શકું. મારું મોં છલકાઈ જાય, ઘણી વખત મારી ભૂખ શમાવવા મેં જાસુદનાં ફૂલ ખાધાં છે. ફેલિપાના દૂધની સોડમ પણ એવી જ હોય છે, મને એ વધુ ગમે છે. કારણ કે એ મને ધવડાવતી હોય ત્યારે આખા શરીરે ગલીપચીઓ પણ કરે. પછી ઘણું કરીને તે પરોઢ સુધી મારી સોડમાં સૂઈ રહેતી. મને તો એ બહુ ગમતું કારણ કે હું ઠંડીની કશી પરવા કરું નહીં, કોઈ રાતે એકલો સૂઈ જઉં અને ઠૂઠવાતો ઠૂઠવાતો મરી જઉં તો પણ મને ચિંતા નથી. ક્યારેક મને નરકની ચિંતા નથી થતી. પણ ક્યારેક બીક લાગે. ગમે તે દિવસે નરકમાં જવાનું આવશે તો શું થશે

એમ વિચારીને પણ મારી જાતને બીવડાવું. કારણ કે મારું માથું ખૂબ જ સખત છે, જે કંઈ સામે આવે ત્યાં ભટકાવવા આતુર રહું છું. પણ ફેલિપા આવે છે અને મારી બીક દૂર કરી આપે છે. તે મને બંને હાથે પંપાળે છે અને મારા મનમાંથી મરણની બીક કાઢી નાખે છે. થોડો વખત તો હું પણ ભૂલી જઉં છું. ફેલિપા કહે છે, મારી સાથે રહેવાનું તને મન થાય ત્યારે તે આમ કરે. તે હવે બહુ જલદી સ્વર્ગે જશે અને ભગવાનને મળશે, પગથી માથા સુધી મારા શરીરમાં જે દુષ્ટતા પેસી ગઈ છે એ બદલ માફ કરી દેવા ભગવાનને સમજાવશે. તે ભગવાનને વિનંતી કરી મને માફી અપાવશે જેથી મારે આ બધી ચિંતા કરવી ના પડે. એટલે તો એ દરરોજ કબૂલાત કરવા જાય છે. એ ખરાબ છે એટલે નહીં પણ મારામાં પૂરેપૂરો શેતાન વસે છે એટલા માટે જશે. મારા વતી કબૂલાત કરીને તે શેતાનને મારા શરીરમાંથી હાંકી કાઢવા માગે છે દરરોજ તે જાય છે. કરરોજ બપોર પછી તે જાય છે. તે આખી જિંદગી મારા માટે આમ કર્યા કરશે. ફેલિપા મને આમ કહે છે. એટલા માટે તે મને બહુ ગમે છે. છતાં મારું આટલું બધું સખત હોય એ બહુ મોટી વાત છે. હું વરંદાના થાંભલે પછાડ્યા જ કરું છું અને કંઈ કરતાં કંઈ થતું નથી. એ તો એવું ને એવું રહે છે, એ તરડાઈ જતું નથી. હું ભોંય પર માથું પછાડું છું. પહેલાં ધીમેથી પછી જોરથી અને નગારાના જેવો અવાજ આવે છે. ચર્ચમાં દાદીએ મને બાંધી રાખ્યો હોય ત્યારે બારીમાંથી વાંસળી સાથે સંભળાતા નગારાના અવાજ સાંભળતો હોઉં એના જેવો જ આ અવાજ હતો. ધડામ ધડામ ધડામ... અને દાદી મને કહે છે કે તારા ઓરડામાં જો ગરોળીઓ, વીંછી, વંદા હોય તો તું નરકની ચિંતામાં સળગવાનો કારણ કે તું માથા પછાડવાનું બંધ કરતો નથી. પણ મને નગારું સાંભળવાનું બહુ ગમે છે. તમને ખબર હોવી જોઈએ. હું ચર્ચમાં જઉં ત્યારે પણ હું તો શેરીમાં જવા અધીરો બનું છું. નગારું આટલે બધે દૂરથી સંભળાતું હોવા છતાં ચર્ચની અંદરથી મને ઉપદેશ આપતા પાદરીના માથા ઉપરથી કેમ સંભળાય છે. 'સદ્‌થી ભરેલા માર્ગ ઉપર પ્રકાશ હોય છે. અસદ્‌થી ભરેલા માર્ગ ઉપર અંધકાર હોય છે' પાદરી આવું બોલ્યા કરે છે. હું ઊભો થઉં છું અને અંધારું હોય ત્યારે બહાર જઉં છું. હું શેરી વાળું છું અને અજવાળું થાય તે પહેલાં

પાછો આવી જઉં છું. શેરીમાં તો ઘણું બને છે. કેટલાક લોકો મને જોતાંવેંત પથરા મારવા માંડે છે. ચારે બાજુથી મોટા અણિયાળા પથરા વરસે છે અને પછી મારા ખમીસને સાંધવું પડે છે. મારા ચહેરા પરના તથા ઘુંટણ પરના ઘા રુઝાય એટલા માટે કેટલાય દિવસ રાહ જોવી પડે છે અને ફરી મારા હાથ બાંધી દેવા પડે છે કારણ કે જો એમ ન કરું તો તરત તે પાટા ઉખેડી નાડે અને ફરી લોહી વહેવા માંડે. લોહીની ગંધ પણ સારી હોય છે પણ ફેલિપાના દૂધ જેવી નહીં. એટલે જ હું મારા ઘરમાં પુરાઈ રહું છું. જેથી તેઓ મને પથરા ન મારે. જ્યાં તેઓ મને ખવડાવે છે ત્યાં હું બારણું બંધ કરી દઉં છું. જેથી મારા પાપ અને મને શોધી ન કાઢે, કારણ કે અંધારું છે અને હું દીવો સળગાવીને જોતો પણ નથી કે વંદા મારા શરીર પર ક્યાં ચઢી રહ્યા છે. હવે હું શાંત થઉં છું. હું મારા કોથળા પર સૂઈ જઉં છું અને જ્યાં મારી ગરદન પર વંદો એના ખરબચડા પગે સરકવા માંડે ત્યાં હું હાથની થપાટ વડે કચડી નાખું છું. પણ હું દીવો સળગાવતો નથી. હું મારા ધાબળા નીચે દીવો સળગાવીને વંદા શોધતો હોઉં ત્યારે મારા પાપ આવી રીતે મને પકડી પાડે એવું હું ઇચ્છતો નથી. તમે જ્યારે વંદાને કચડી નાખો ત્યારે ફટાકડાની જેમ અવાજ આવે છે. કંસારીઓના એવા અવાજ એવા છે કે નહીં તેની મને ખબર નથી. હું કંસારીઓને કદી મારતો નથી. ફિલિપા કહે છે તે પ્રમાણે તમારે કાને નરકમાં રીબાતા આત્માઓની ચીસો ન પડે એટલા માટે કંસારીઓ હંમેશા અવાજો કરતી રહે છે. જે દિવસે કંસારીઓ નહીં હોય તે દિવસે જગત આખું પવિત્ર આત્માઓની ચીસોથી ભરાઈ જશે. અને આપણે બધા સુધબુધ ગુમાવીને હાંફળાફાંફળા બધે દોડતા થઈ જઈશું. વળી, મને તો કાન સરવા રાખીને કંસારીઓના અવાજો સાંભળવાનું બહુ ગમે છે. કદાચ હું જે કોથળાઓ ઉપર સૂઈ જઉં છું તેની સળોમાં વંદા કરતાં કંસારીઓ વધારે હશે. વીંછી પણ છે. અવારનવાર છતમાંથી પડ્યા કરે છે અને મારા ઉપરથી સરકીને ફરસ પર ચાલે નહીં ત્યાં સુધી તો મારો જીવ અદ્ધર થઈ જાય છે. કારણ કે જરાક હાથ હાલી જાય કે કદાચ હાડકું ધ્રૂજી ઊઠે તો તરત જ ડંખ મારી દે. એ પીડે છે. એક વખત ફેલિપાની પૂંઠે વીંછીએ ચટકો ભરેલો. તેણે તો કણસવા માંડેલું અને પવિત્ર મેરીને પોતાની પૂંઠ ખરાબ ન થઈ જાય એ માટે પ્રાર્થના પણ કરી હતી. મેં

એને લોખંડનો સળિયો ઘસી આપેલો. આખી રાત હું ઘસતો રહેલો અને તેની સાથે પ્રાર્થના કરતો રહેલો. થોડી વારે જ્યારે મેં જોયું કે મારા ઉપાયથી તેને કશી રાહત થતી ન હતી ત્યારે મારાથી શક્ય એટલી રીતે તેની સાથે હું પણ રડવા લાગ્યો હતો. ગમે તેમ પણ બહાર કરતા મારા ઓરડામાં મને સારું લાગે છે. લોકોની સામે પથરા ફેંકવાનું જેમને ગમે છે તેમનું ધ્યાન તો ન ખેંચાય. અહીં કોઈ કશું મને કરતું નથી. જ્યારે હું દાદીના દાડમ કે જાસુદ ખાઈ જઉં છું ત્યારે મને ઠપકો પણ નથી આપતા. મને આખો વખત કકડીને ભૂખ લાગેલી હોય છે તેની તેમને ખબર છે. મારું પેટ ભરાય એવી કોઈ વાનગી નથી. પછી હું આમતેમ હરતાફરતા ગમે તે ખાતો હોઉં. તગડા ડુક્કરોને કઠોળનો જે ભરડો આપું કે સૂકલા ડુક્કરોને જે મકાઈનો ભરડો આપું તેમાંથી પણ હું મારા પેટમાં પધરાવી દેતો હતો એ વાતની તેમને ખબર હતી. એટલે હું સૂવા જાઉં ત્યાં સુધી મારે કેટલું બધું ખાવા જોઈએ છે તેની એને ખબર છે. જ્યાં સુધી આ ઘરમાં મને ખાવા કશુંક મળતું રહેશે ત્યાં સુધી હું અહીં રહીશ. કારણ કે જે દિવસે હું ખાવાનું બંધ કરી દઈશ ત્યારે મરી જઈશ અને સીધો નરકમાં જ પહોંચી જઈશ. ત્યાં કોઈ મને બહાર કાઢશે નહીં, મારી સાથે સારી રીતે વર્તતી ફેલિપા પણ છોડાવી નહિ શકે, દાદીએ મને આપેલ ચર્ચનો ડગલો પણ છોડાવી ન શકે. એ હું પહેરું જ છું. અત્યારે તો દેડકાઓ બહાર આવે તેની રાહ જોતો મોરી પાસે બેઠો છું. જો તે બહુ વાર લગાડશે તો હું સૂવા જતો રહીશ અને ત્યારે એમણે મારી નાખનાર કોઈ નહીં હોય. જો એ બધા ગાવા માંડશે તો દાદી સૂઈ નહીં શકે અને ગુસ્સે થશે અને પછી એમના ઓરડામાં સંતોની જે માળા છે તેમાંથી એકને કહી મારી પાછળ શેતાન દોડાવશે એટલે નરકમાંથી પસાર થવા દીધા વિના કાયમને માટે મને ક્યાંય દૂર ફંગોળી જ દે, હું મારા માબાપને પણ જોઈ ન શકું. તેઓ ત્યાં જ છે. એટલે વાતો કરતા બેસી રહેવું સારું. ખરેખર તો ફેલિપાના દૂધના થોડા ઘૂંટડા પીવા મળે તો બહુ સારું. જાસૂદના ફૂલોમાંથી જે મધ નીકળે તેના જેટલું એ દૂધ મીઠું હોય છે.

હોળીએ શેરીમાં ચૂલ માંડતો, ધાણી ફોડતો, ના લાલ જુવારને સૂકા ફલ [illegible]
ધાણી બનાવી દેતો અને તેય, રજકણ જેવી [illegible] રતાના પ્રતાપે, તે સહકુટુંબ
આવતો એનું કર્મ સહકર્મ બનતું. સહનૌ ભુનક્તુ મંત્ર બોલવાની નવરાશ
તો ચોર્યાસી જમવા બેઠેલા બ્રાહ્મણોને હોય, તે તો રસોઈ માટે, પણ આ તો
સુક્કી ધાણી ફોડવાની. એ વળી મંત્ર શું બોલે ! [illegible]તાનો કોથળો, મોટું કઢાયું
અને ખોદવાનું સાધન લઈ [illegible] જાય. પેલા ભૂગર્ભ ગેસ શોધનારા પ્રાથમિક
[illegible] અપવ્યય કરે એવી ઝંઝટ નહીં, એ તો માટીમાંથી કઢાયાની નીચે ઘાલાં સળેકડાંનો
ભડકો સમાય એટલો ખાડો ખોદે, એની વહુ દીકરાને કેડથી ઊતારી,
આસપાસથી પાણી લાવી માટીને લીંપવા જેટલી લચકાલોળ કરે, ખાડાપર
ખાલી કઢાયું પછી ચૂક્યું હોય એટલે આસપાસ લીંપવા માંડે. છાલાં, સળેકડાંનો
ભડકો સીમોલ્લંઘન કરે તો તાપ આછો થાય. મુનિ જેમ વૃત્તિઓને કેન્દ્રિત
કરે એમ છાલાંનો ભડકો કઢાયાના તળિયે કેન્દ્રિત થવો જોઈએ. હવા વિના
તો ભડકો ગુંગળાઈ મારે એટલે ચૂલાનું મોઢું બંધ કરી શકાય નહીં, એટલે શું
થાય ? બહાવરો ભડકો મોઢા વાટે બહાર નીકળે તે... ધાણી કોડીને પરસેવો
થાય એટલી ઉષ્મા તો મળે ! કાળી રેતી ખાસ્સી તપે ત્યારે કોમરેડ (લાલ)
જુવાર લઈને બાળગોપાળ લઈને આવેલી બહેનો પહેલાં મારી જુવાર લ્યો
એવો માત્ર આગ્રહ કરે.ત્યારે ગાંધીયુગ હતો પણ સત્યાગ્રહ ક્યાં કરવો તે
અજાણ બહેનોય જાણે. પેલા દલપતરામે એમ કેમ ન કહ્યું કે, પાણી કે પ્રવાહી
તો બધા હલાવે સૂકું હલાવે તો જાણું તું શાણો છે ? તો ધાણીફોડુ ગરમ ઝીણી
કાળી રેતીમાં લાલ જુવાર નાખે,

લાકડીથી રેતી અને જુવારેને ભેળાભેળ આમ તેમ, તેમ ગોળગોળ હલાવે,
એટલે કોઈ ગુનેગાર પોલિસનો દંડો જોઈ એકાકાર કરે એમ નહીં, પણ કોઈ
પ્રેમિકા હૃદય ખુલ્લું મૂકીને અંદર છુપાવેલું બધું, ધવલ, ધવલ પ્રકટ કરી દે
એમ લાલ જુવાર હૈયું ખોલે અને લાલ છાંટવાળાં સૂકાં ફૂલ ઊડવા માંડે.
બઈ, મારે હૈયું ઊઘડવાની હોંશ એવું ગીત તો કવિ થઈને આરોપવું ન પડે,
પ્રેમથી પકડી લેવું પડે ! આવે ત્યારે તો એ જોડામાં માત્ર દામ્પત્ય દેખાય, પણ

સાંજે ગાંઠે ખાસ્સું પરચૂરણ, માથે તોતિંગ કઢાયું અને એની કાખે [illegible] બેસાડી રેતીની કોથળી અને ધાણી લઈ જતી જોડાજોડ દેખાય ત્યારે એ દૃશ્ય, પ્રસન્ન દામ્પત્યનું હોય. હવે એ જુગલજોડી, ભઠ્ઠીનો તાપ, ધુમાડો, સુકાયેલા પરસેવાની ગંધ સાથે સીધું ઘરે નહીં જાય, બજારે થઈને જશે, પરચૂરણ ભેગું થયું છે તે ઓછું કરશે ને હોળી ઉજવવા સાદી ખરીદી કરશે અને કાખનું છોકરું બીજા બાળક ડુગડુગી વગાડે તે તરફ ઘરે પહોંચશે ત્યાં સુધી હાથ લંબાવી પેલું દેખાય તે દિશામાં તણાઈને માગ્યા કરશે. તક મળ્યે રડશે પણ ખરું !

કોઈ કોઈ વાર શેરીમાં એવી જ જુગલ જોડી સરજામનો કોથળો લઈને શેરીમાં આવે. થાણું કે થાનક નક્કી કરી, કોઈ ઘરના આંગણે બધો બોજ ઉતારી વણઝારાની જેમ કામચલાઉ થાણું નાખે. મરદ ઊપડે ઘરે ઘરે પિત્તળનાં વાસણ ઉઘરાવવા. વહુ હમણાં રોપવા, પાસે નાનો ખાડો કરવા માટી ખોતરે, પાણી લાવી ગાર કરી ધમણના મોઢા આસપાસ લીંપે, કોથળામાંથી કલાઈની ચાંદી જેવી પટ્ટી કાઢે, વાટકીમાં સુરોખાર ભરે, દાઝેલા રૂના ગોટા કાઢે, કોલસી કાઢી ધમણના મોઢા પાસેના નાનકડા ખાડામાં નાખે. ઘરે ઘરે ફરીને મજૂરીના રેઈટની લમણાંઝીક કરીને પેલો વાસણો લઈ આવે. કાખેથી ઊતરેલું છોકરું લીલા/ક્રીડા કરવા માંડે તેને વારવું પડે, પણ તે દરમ્યાન અમારા જેવા બીજાં બેચાર છોકરાં રાસલીલા જોવા અંતરીક્ષમાં દેવો આવે તેમ તે ભઠ્ઠી પાસે, નક્કર ભૂમિ પર લીલા દર્શન કરવા જમા થયાં હોય, વાસણો આવ્યે પેલાં બહેન એક પછી એક વાસણને કશાકથી અજવાળી અજવાળી ચોખ્ખાં કરવા માંડે. આગલી કલાઈના ઝાંખા સફેદ ડાઘ દૂર કરે, માંજવા જેવું લાગે તો માંજે, એ દરમ્યાન પેલાએ કોલસીમાં આગનો તણખો મૂકી ધમણ ધમવા માંડી હોય... ચોખ્ખું થયેલું વાસણ સાણસીથી પકડી ભઠ્ઠીપર ઊંધુંચત્તું કરે, શેકે કે ગરમ કરે... શેકાયા વિના તે વળી કંઈ ગરમ થતું હશે... પછી અમારે માટે ચમત્કાર દર્શનની વેળા આવે... કલાઈની પટી લઈને ગરમ વાસણ પર એક લિસોટો દોરે, સુરોખાર નાખી ધૂપ કરે, એક હાથે સાણસીથી પકડેલું વાસણ હોય, બીજા હાથમાં રૂનો ગોટો... અને એ રૂનો ગોટો પેલા કલાઈના લિસોટાને વાસણના અંદરના આખા ભાગ પર કસબી જમણા હાથ દ્વારા ફરી

વળે, અને વાસણ આખું તડકાના પ્રકાશમાં પૂનમની ચાંદની જેવું હસતું થઈ જાય ! શ્રીધરાણીએ સર્જકશ્રેષ્ઠ આંગળાં ખરી પડ્યાં તે બતાવ્યા તે જોઈ હૈયે ડૂમો ભરાયેલો પણ કલાઈગરના સર્જકશ્રેષ્ઠ આંગળાનો જાદુ તો પેલા શેરીમાં આવતા ડબ્બા થિયેટરના અંધકારમાં દીઠેલા ચમત્કાર કરતાં વધારે વિસ્મિત કરે... અરે અમારા ચહેરા પરના એ વિસ્મયની છબિ ! તસ્વીર કેમ કોઈ કેમેરામેને ઝડપી ઝીલી નહીં હોય! અમે ઘરે એવાં જાદુપ્રયોગ અનુકરણ કરવા જતાં તરત જ હાથ ખેંચી લેવા જેટલા દાઝેલા ! કલાઈ થયેલા વાસણને પેલા પાણી ભરેલા મોટા વાસણમાં બોળે ને વાસણ છમ્મ,... કે એવા કોઈ ધ્વનિએ ચીસ પાડે ! મોટી વયે દાઝવાના, લાલચોળ થવાના 'અવસર' તો આવ્યા અને ચીસ પણ ઊઠી પણ એ મૂગી કે બીજા બહેરા હશે તે અમારા વિના બીજા કોઈએ કંઈ નહીં તો વિસ્મય ભાવેય સાંભળી નહીં... આ તો વાતેવાતે વાત નીકળે એવું થયું... બસ, પછી તો એક પછી એક વાસણો અંદરના ભાગે ચાંદીપોતે ચકચકતાં, ગિલેટેડ જતાં જાય ! સુરેશભાઈ હ. જોષીએ આવી ગિલેટેડ કળા કે ગિલેટેડ કસબ જોયો નહીં એટલે પંદરેક લીટીના અવિસ્મરણીય ગદ્યખંડમાં ગિલેટેડ માણસનું સજીવ ચિત્ર દોર્યું છે, તેનો વિસ્મય તો નહીં, પણ સ્તબ્ધતા હજુ આ લખતી વેળા અરીસામાં મોઢું જોયા વિના અનુભવાય છે. ઓહ, આ ગિલેટેડ વાસણ રસોઈને ઝેરી થતાં બચાવશે. ગિલિટ એક ઢાલ બની રહેશે... ગિલેટેડ, પ્લેટેડની પણ સોનેરી, રૂપેરી, લાલ પીળી એવી શ્રેણીઓ હોવી જોઈએ. અરે મારા પર તો કાંઈ ગિલિટ નથી, કોઈ સોનેરી રૂપેરી નહીં પણ વિધાતાનો મૂળ વાન જ છે. પેલો નરસૈંયો જાણે મને જ મેણું મારે છે : 'વૈષ્ણવ નથી થયો તું રે...' ગિલેટેડ ન હોય તે નકરા માણસ મેણાંના મારતલ' થવું પડે મેઘાણીભાઈ !

આ લખતી વેળા જાણે ખાસ તો જૈનભાઈઓ મૂર્તિ સામે ધૂપ કરે છે એવો નહીં પણ કલાઈગરની હવે અદૃશ્ય મૂર્તિ અને સૂરંખારના ધુમાડાની ગંધ આવે છે અને ઊંડા શ્વાસ લઈ એને હૈયા સુધી ઉતારતો નથી – એ બધું આપોઆપ બને છે....

પેલી બહેન ચકચકતા થવાના હર્ષોદ્‌ગારને બદલે ચીસ પાડી ઊઠેલા વાસણોને અલગ કરે છે, ધમણને દાબે છે, અને હૃદયરોગના હુમલા વખતે

કોઈ હૈયાની ધમણને દાબે છે એની સાથે તે શી રીતે સરખાવાય ? આ વિલયની નહીં, સર્જનની નહીં તોયે 'રૂપેરી સંસ્કાર'ની વાત છે. અંગારા ઓછા પડ્યા... એવું ગીત તો મેં નથી લખ્યું. કોઈએ ઈંધણાં ઓછાં પડ્યાંનું ગીત કર્યું છે. પણ ભઠ્ઠીને અંગારા ઓછા પડે તે પેલી બહેન જુએ અને તેકોલસી પણ વચવચમાં ઉમેરતી જાય, અવળચંડા બનતા ભૂલકાને વળી કનૈયો થતો વાર્યા કરવાનો.. બધાં વાસણ ગિલેટેડ થયા પછી કલાઈગર વાસણો લઈને ઘરે ઘરે હોમડિલિવરી માટે ઊપડે, કલાઈ બરાબર થયાની ચકાસણી થાય છે, 'તેં તો આટલા જ કહ્યા હતા... એવો મતિભ્રમ સહેજ સાંભળે; ઘરે ઘરે વાસણ વહેંચી પરચૂરણ ભેગો કરતો જાય, ત્યારે પેલી લીલા સમેટવાની ક્રિયા કરે. બચેલી કોલસી થેલામાં ભરે, કજળતી કાં બળી જશે કાં ઠરી જશે એવા વિશ્વાસે એમને હોય ત્યાં જ રહેવા દે... ધમણ, સાણસી, કલાઈ, દાઝેલા રૂના ગોટા – બધું કોથળામાં ભરી લે, સૂરોખારના ધુમાડાની ગંધ તો હૈયે આપોઆપ જ બને એટલી સંઘરાઈ ગઈ હોય. ભઠ્ઠીને પાણીથી ઠારે છે... પણ છમ્મ... સાદ આવતો નથી. છોકરાને ખોળે લઈ વાટ જુએ છે અને તેરા તુઝકો અર્પણ એ સંતવાણીને સાર્થ કરી ખાસ્સું પરચૂરણ લઈને કલાઈગર આવે છે. બે જણ સાંભળે એવી એકાંતિક વાત જરા અમથી ચાલે છે. બાઈની કાખે છોકરું, માણસની કાંધે ઓજારો, ધમણ ભરેલો કોથળો અને બંને આસપાસ નજર કરી ધીમા પગલે ચાલવા માંડે અને ઘટનાલોપ પછીયે અમે પોપચાંઓમાં ઘટના જીવ્યા કરે છે. એમની સાથે થોડે સુધી દૂર ગયા પછી, થોભી એ કલાઈગર જોડી દેખાતી અદૃશ્ય થઈ જાય ત્યાં સુધી બસ જોયા કરીએ.

મારી પાસે તો ત્યારે બે જોડ કપડાંયે ક્યાં હતાં ? એ જોડને તો એક જોડ કપડાં બસ હતાં, પણ પેલી ધાણી ફોડતી ભાડભુંજાની જોડી અને આ કલાઈગર જોડી – બે જોડી માણસ તો હજી મારામાં છે...

## તેડાં..../ રતિલાલ 'અનિલ'

ભૂતકાળમાંથી, પાતાળમાંથી આવ્યા કરતા બોલ જેવી પંક્તિ સંભળાયા કરે છે.

તેડાં આવ્યાં તે શ્રીરામનાં....

ગરુડપુરાણ વંચાઈ ગયું હતું.... આખા, મોટા ઓરડામાં એક અજબ જેવી ચૂપકીદી અને વાંચનાર ગાંભીર્યના વાતાયનમાં એકે એક શબ્દ છુટ્ટો સંભળાય એમ બોલ્યે જતો હતો, અને રાત્રે ઘુમ્મટના પોલાણમાંયે ન હોય એવું મૌન હતું. એ મૌન હજી પડઘાયા કરે છે, પણ કૈશોર્યની નજીક જતા બાળકને એના શબ્દો સમજાતા નહોતા. એ શબ્દો જે વાતાવરણને સઘન કરતાં હતા તે અનુભવાતા હતા. એના ચિત્તમાં સ્તબ્ધતા હતી.... જ્યાં થોડા દિવસ પર એક નિઃશબ્દ, જુદા અર્થમાં નિશ્વાસ કાયા સૂતી હતી. પાસે ઘીનો દીવો બળતો હતો અને બંધ બારણાના ઓરડામાં એનો જ હોય એટલો જ પ્રકાશ હતો, ચારપાંચ જણ મૂગા પડછાયા જેવા બેઠા હતા, ત્યાં જ હવે, પ્રૌઢ બહેનો બેઠી હતી અને ભારે કંઠે ગાતી હતી;

તેડાં આવ્યાં તે શ્રીરામના...

'તેડાં' શબ્દ મારા હૃદયમાં બેસી ગયો છે... એ સાવ મૂગો છે, છતાં તેની અક્ષરાકૃતિ મારી સામે જાણે તગતગતી આંખે તાક્યા કરે છે... આ તેડાં શબ્દ સાથે કેટકેટલા ધ્વનિઓ રહેલા છે તે સૂર્યનાં કિરણોની જેમ વિસ્તરતા વિસ્તરતા અસીમ મૌનમાં ખોવાઈ જાય છે, પણ મારા મૌનમાં તો એ જ સંભળાયા કરે છે, મૂગો મૂગો એ સાંભળું છું.

૨

તેડું આવ્યું... અને આખા ઘરમાં એક ઉલ્લાસ... છોકરીનું મોં ફૂટે... ફૂટે... પણ એ નજીકની ઓરડીમાં આડું જોઈને ચાલી ગઈ... એ બાળલગ્નનો

સમય... કિશોર કિશોરીને માબાપ પરણાવી દે... ઢીંગલો ને ઢીંગલી બનાવી દીધાં હોય તેઓ તો નર્યા અચરજનાં પાત્રો... કંઈ થઈ રહ્યું છે, આજ સુધી જાણે રેઢાં, રખડતાં પડ્યાં હતાં તે જાણે જડી ગયાં ને તેના હરખનો આ મેળાવડો હશે... એવું કંઈ અનુભવતાં હશે... જે નાટકમાં પોતે પાત્ર એ પોતે અબુધ કે ઢીંગલા ઢીંગલી થવા સિવાય અમારી શી ભૂમિકા છે તે જાણે નહીં. પણ એ ઘટનાને થોડાંક વર્ષો વહી જાય અને કોઈ તેડે આવે અને ઘરમાં બોલ બોલ, બોલાશ થઈ જાય, આનંદ ફેરફુદડી ફરે અને છોકરા હડી કાઢે... બહુ મોટી ઉમરે જાણ થઈ તે એ 'તેડું' તો 'આણું' કહેવાય... એવું તેડું છોકરીના જીવનમાં એક જ વાર આવે છે... કંસાર – લાપસી બફાવાની વરાળ જાણે લહેરાતી વળાંક લેતી માનુનીના અવર ધીમા પગલા ઉપર અળસાતી જાય, ચોખ્ખા ઘીની ગંધ કિશોરના નાકે પહોંચે... કંઈ સારું સારું થઈ રહ્યું છે એટલી જ જાડી છતાં ઋજુ સમજ ને એવો જ, ચહેરે ઉલ્લાસ...

૩

... ત્યારે વળી કંકોતરી કેવી... મોટા જમાઈરાજ નોતરાં દેવા જાય, હાથમાં કંકુચોખાની રૂમાલે બાંધેલી પોટલી સાથે... પણ વેવાઈ વિસ્તારના લોકો કંઈ નર્યા નોતરે આવે નહીં...

પેલી જરીના શેઠિયાને ત્યાં પ્રસંગની વાત કરેલી એટલે એમણે મોકલેલી બે ઘોડાની વિકટોરિયા બારણે ઊભી છે... અમે એકેક રોટલી હાથોહાથ બંને ઘોડાના મોઢા પાસે લઈ ગયેલા અને ઘોડાએ મોઢામાં લોખંડની આડશ હોવા છતાં જીભ લંબાવીને સ્વીકારી લીધેલી.. હાથોહાથની સાથે 'જીભેજીભ' શબ્દ આ શબ્દકોશમાં કેમ નહીં હોય? કેમ કે આ પ્રશ્ન થાય છે. જીભે જીભે 'તેડાં' શબ્દ સાંભળેલો એટલે... બારણે વિકટોરિયા થોભી છે... હાંકેડુ તો જાણે સિંહાસન પર બેઠો છે... સબસે ઊંચી વિકટોરિયાના ગાડીવાનની બેઠકે... 'એને અમે પોયરા છલકાતી, સહેજ દઝાડતી ચાનો કપ આપી આવેલા ને થોભીને ખાલી કપ–રકાબી લઈ આવેલા.. ઘરમાં મોટા ભાભી કોણ જાણે કેવાં કેવાં જરિયાનનાં વાઘાં પહેરે છે.. ઘરેણાં પહેરતાં નથી. બહેનો પહેરાવે છે, લલાટે ચાંદલો કરે છે, તે માણેકઠારી પૂનમ જેવો મોટો...

માણેક લાલ એટલે એ કંકુનો મોટ્ટો ચાંદલો માણેકઠારી પૂનમના ચંદ્ર જેવો.. એની આસપાસની લાલ ઝાંય બહેનની આંગળીનું ટેરવું હળવેથી દૂર કરે છે અને કેવી હરખ ઉજમભરી વિક્ટોરિયામાં કંકુઆળી સોપારીની પોટલી લઈને ભાભી નણંદ બેસે છે... ઘરમાં તેડાં કરવા ગઈ.. શબ્દો સાથે ઘોડીના ડાબલાં... અને ગળે બાંધેલ ઘૂઘરા રણકે છે. ઘોડાના માથે રેશમી પીછાંની લાલ કલગી છોગા જેવી તે ઘોડાની ડોક સાથે હવામાં ઊંચીનીચી થતી શેરીના છેડે પહોંચી અદૃશ્ય થઈ જાય છે... તેડાં કરવા ગઈ... શબ્દો ઉલ્લાસના ધ્વનિએ સંભળાય છે. વેવાઈના ઘરના જમાઈરાજના નોતરે ન આવે, વેવાઈના ઘરના તેડે જ લગનના અવસરે આવે.

...ઘરમાં સોપો પડી ગયો... એવો સ્તબ્ધ સૂનકાર મેં જીવનમાં જોયો નથી... બધાંની, ખાસ કરીને ઘરના નારીવર્ગની આંખો ભયાતુર, વિસ્ફારિત... દરેક આંખમાં આ શું ?એવો પ્રશ્ન. અમે બાળકો જાણે હિજરાયેલાં... કાંઈ મરણટાણે ન અનુભવ્યો હોય એવો સન્નાટો બહેનો ખૂણે અડોઅડ મૂગી મૂગી એકબીજાના હાથ પકડી જોયા કરે અને એમને જોઈને પોયરાં પણ કશી જ સમજ વિના એમની સામે, ઘડી બારણા તરફ પીઠ કરી ઊભેલા વડીલ સામે જોયા કરે... હિન્દુ-મુસ્લિમ દંગો તો થયો નહોતો પણ બંને બાજુ ડંગોરો લઈને વચ્ચે ખાસ્સું અંતર રાખી હાકોટા કરતાં હતા એ દૃશ્ય જીદ કરીને. ના, ના સાંભળ્યા છતાં, બંધ બારણું જરા વલ્લું કરી, બારણાની ફાંટમાંથા જોયેલું પણ ત્યારના ભેંકારમાં પણ એક જુસ્સો વરાળના પરપોટામાં હોય એવી ઉષ્ણ ગતિ હતી, પણ મસાણની સૂની રાત્રે હોય એવો ઘરમાં ધોળા દિવસનો સન્નાટો હતો... પોલિસનું તેડું થયું હતું, તે વડીલને પોલિસ સ્ટેશન લઈ જવાના 'તેડે' આવ્યો હતો... પોલિસનું તેડું થયું હતું....

૪

... બારણે સાયકલની ઘંટડી વાગી.. પોસ્ટમેન આવે ત્યારે તો આંખો ઉત્સુક થઈ જતી... કોનો કાગળ આવ્યો ? એવો પ્રશ્ન આંખોમાં વંચાતો... સારા સમાચાર જ હશે... એવો વિશ્વાસ આંખોમાં ડોકાય, પણ એ તો પગે ચાલતો

આવે, આ તો સાયકલ પર આવ્યો છે... જરૂર કંઈ અસૂરું થયું હશે એવો ભય:.. ઘંટડીના સાદે મોટા ભાઈ ગયા, સૌની આંખ એમની પીઠે મંડાયેલી. પેલાએ કાન પરની પેન્સિલ ઉતારી, ભાઈના હાથમાં આપી, ભાઈએ પીળા કાગળ પર પોતાની સહી કરી... આવે વખતે તો ભાઈ, તું જ વાંચી આપ... શું થયું છે એવું અમે પોયરાંઓએ બીજાં ઘરે પેલી સાયકલ થોભે ત્યારે સાંભળેલું, પણ મોટા ભાઈ વર્નાક્યુલર ફાઈનલ પાસ તે અંગેજી, શોર્ટ અંગ્રેજી વાંચી સમજી શકે... તાર વાંચીને ગંભીર થઈ ગયા હતા, ત્યાં જ પેલો તારવાળો એક સિક્કો લઈને ગયો તે પછી એ ઊભા રહ્યા. પાછળ જોયું તો સૌની આંખોમાં પ્રશ્ન : શું થયું.. અંદર આવી માત્ર એટલું જ કહ્યું : અકિયાબ (બર્મા)માં મોટાં બેનાં જડી બેન ગુજરી ગયાં... તે સાથે આખાં ઘરમાં રુદનો ફૂટી નીકળ્યાં... માની આંખમાં આંસુ ખરાં પણ જાણે મૂર્તિની આંખે મોતી જડ્યાં હોય એવા સ્થિર... મોઢું બતાવવાયે ન આવી.... અને છેલ્લે : 'ચૂડી ચાંદલાભેર ગઈ...'આટલા જ શબ્દો.

૫

ચોમાસું એટલે મલેરિયાની મોસમ... આજે છે એવી ભૂગર્ભ ગટર નહીં, ઘરે ઘરે ખાળ કૂવા, તે ઉભરાય ત્યારે એ ઉલેચનારને શોધવો પડે... એવું કામ કોણ કરે ? પણ પેટ કરાવે એટલે એવી વેઠ પણ કોઈ કોઈ કરે... મચ્છરનો ત્રાસ... માટીની ઠીબમાં અંગારા અને તેના પર લીમડાનાં લીલાં પાંદડાં અને તેની ઉપર ફેલાતો કડવો ધુમાડો... મલેરિયાના તાવમાં સસડતો ગોદડીએ પડ્યો હતો.. લાલ પ્રવાહી ક્વિનાઈનના ઘૂંટડા ગળતાં વાર કોઈ વાર મોટી હેડકીના આંચકા સાથે ઓકીયે કાઢતો હતો... પણ ઘરમાં ચિંતા સહિત મલેરિયા આજે અને, તો કાલે બીજાને થાય... એવી રીઢી પ્રતીતિ... ભોંયતળિયાના આગલા ઓરડે જ પથારી... ત્યાં ઊંબરે આવી કોઈ ઊભું, કણસતી ડોક તે તરફ વળી તો મારી સ્કૂલનો જ પટાવાળો... પાછલા રસોડેથી બહેન આવ્યાં. ત્રણ દિવસથી છોકરો નિશાળે આવ્યો નથી, એટલે હેડમાસ્તરે મને તેડવા મોકલ્યો છે.... એનું નામ જ તેડાગર ! મારી તરફ આંગળી ચીંધી 'માંદો પડ્યો છે... ' રૂઢિપ્રયોગનો ધ્વનિબોધ ન સાંભળવા જેટલા

આપણે સુધરેલા થઈ ગયા છીએ એટલે 'માંદો' અને 'પથારીએ પડ્યો છે ' એ સૂચકસંબંધ આપણને શે સમજાય; મોઢામોઢ નહીં, ચિઠ્ઠી પર જવાબ લખી આપો ! ત્યારે લખાણું તે વંચાણું-યુગ હતો. ભાઈ પાસે જવાબ લખાવી તે લઈને તેડાગર ગયા... હવે તો પૌત્ર માંદો પડે છે તો નિશાળેથી 'નોટિસ' આવે છે.... તેડાગર હવે રહ્યો હોય તો તે એક જ અને છેલ્લા કેટલા દિવસોથી હું એકલો એ એક તેડાગરની રાહ જોઉં છું... એ આવતો હશે... પણ માર્ગમાં જ કોઈ માણસ અકસ્માતમાં સપડાયો હશે તેને તેડવા રસ્તે રોકાઈ ગયો હશે.

તેડાં શ્રીરામનાં કેમ પાછાં વળે ?

એ પંક્તિ ભૂતકાળનાં ગહ્‌વરમાંથી સંભળાયા કરે છે, ઓરડે બેઠી ગાતી પ્રૌઢ બહેનો માતાઓને ગાતી જોઉં છું અને મંચ પરની નહી, નેપથ્યેની જૂની રંગભૂમિનું ગીત ગવાતું સાંભળું છું.

તેડું થયું કિરતારનું, જાયા વિના કેમ ચાલશે ?

હવે તો નોટિસો છે, એટલે ચિત્રગુપ્તનો એક જ, જીવનના છેવાડાનો એકલવાયો 'તેડાગર' રહી ગયો છે...

૨૨, જુલાઈ, ૨૦૦૧

બાળપણ પાસે માર્ગો બહુ ઓછા હતા. બે શેરી, અને છતાં એમાં ભરપૂર જીવન હતું. એમાં ખોવાઈ જવામાં છેવટે પોતાને મળાતું હતું. વિવેકના કોઈ શબ્દોવિના એકાએક સ્ફુરતા હાસ્યમાં ફેલાઈને ફોરા થઈ જવાનું હતું. એટલા નાનકડા વિસ્તારમાં ગણત્રીના ભેરૂઓમાં બધું પૂર્ણ સંપૂર્ણ, અપૂર્ણ એક માત્ર સમય હતો. અલ્યા જમવું નથી ? એવો સાદ જાણે હજી કોઈ ઘરના ઓટલેથી પાડે છે. ખોવાઈ જવાનું હતું અને એમાં જ પોતાને મળી જવાતું હશે. આખે આખાં પ્રગટ થઈને, વહેંચાઈ જઈને પણ કશું ખોવાતું નહોતું. ક્યારેક કોઈ ચીજ ખોવાઈ ગઈ હોય ત્યારે ઝાંસી કે ચિત્તોડ ગઢ ગયા જેવો હાહાકાર થયો હશે. પણ બાળપણના ઇતિહાસમાં પરાજયનો મોટો સમયખંડ નથી હોતો. વિખૂટું પાડવામાં આવેલું પાણી ફરી આપોઆપ મળી જાય અને સપાટી રચાઈ જાય એવું. અનાયાસ આવેલાં આંસુ કરતાં અનાયાસ ફૂટેલું હાસ્ય કેટલું બધું !

થોડો વિસ્તાર, થોડાંક ભેરૂ, આનંદનાં સાધનો કેવાં સહજપ્રાપ્ય. જાણે નાના વિસ્તારની બહાર આવેલી આખી દુનિયા સમાઈ જતી હતી, દુનિયાથી અલગ હોવાની વાત ક્યાં હતી. વડેરાઓ ઘરબહાર, શેરી બહાર જતા તેમને જોઈ રહેવાતું અને પાછા ફરે ત્યારે તેમના હાથમાં ઝૂલતી ઝોળી પર નજર મંડાતી, આ શેરીની બહાર પણ કેટલું બધું છે ! પણ તે આપણા ઘરમાં આવે છે, બસ ! બધી સરિતા દરિયાની દિશામાં જાય પણ દુનિયાની બધી દિશા ઘરે વળતી અને આવવા જેવું તે ઘરે આવતું – ખોટ શેની ! મોટી વયે અન્નપૂર્ણા વિશે સાંભળ્યું – તેઓ એમના પાત્રમાંથી કડછી કડછીએ આપતાં જ જાય છે. પાત્ર એવું જ ભરેલું રહે છે, કશું ખૂટતું નથી, પણ ત્યારે બાળપણમાં માત્ર સમય સિવાય શું ખૂટતું હતું ? તો સવાર પડ્યે ફરી શેરીમાં દોડી જવાનો ઉત્સાહ અને જોમ આખી રાત સંચિત કરતી હતી.

પેલી જૂની ઘડિયાળે વર્ષો પૂરાં કરી લીધાં છે. એ સતત ચાલતી રહી છે; એનો પંથ ખૂટ્યો નથી. કેટલા નાના વિસ્તારમાં ! એનો ચંદો અન્નપૂર્ણાના અખંડપાત્ર જેવો સમયપાત્ર છે. એના વર્તુળમાં સમય છે અને એની બહાર

પણ સમય છે, પણ એને મળ્યો છે એટલા વિસ્તારમાં એનો સમય ક્યાં ખૂટ્યો છે ? એનું ભ્રમણ ક્યાં ખૂટ્યું છે ? ઘડિયાળની બહાર સમય છે એમ શેરીની બહાર શેરીઓ હતી. આ વિશ્વ જાણે અનેક પોતપોતાના વર્તુળમાં રમમાણ એવી ઘડિયાળોનું જીવંત સંગ્રહસ્થાન લાગે છે.... બધે જ સમયની ગતિ પોતપોતાના વિસ્તારમાં છે.

એક બે શેરીના માર્ગો કદી ટૂંક અનુભવ્યા નથી. ફંટાતા માર્ગો પર નજર ગઈ અને ક્યારેક ફંટાયા પણ પરિચિતતાના પ્રદેશમાં પાછા ફર્યા. જમણની થાળી કેટલી નાની – વર્તુળાકાર છે ! પણ એણે જ રોજિંદી ભૂખ મિટાવી છે. કોઈ કોઈ વાર શેરીમાં મંડાતાં પતરાળાં પાસે પલાંઠી વાળીને બેઠા ત્યારે વધારે સારું લાગ્યું છે. ઉલ્લાસ, વધારે હોંસથી જમ્યા છીએ. પંગતે બેસવા સારાં કપડાં પહેરવા મળ્યાં એ શેરીની જ ઇનાયત ને ?

આખો દિવસ વિખેરાતા હતા પણ ખૂટતા નહોતા ! હવે એવો જાદુ જીવન સિવાય બીજો ક્યો જાદુગર બતાવવાનો હતો ? આ વડીલ શેરીબહાર જઈને શાકભાજી, જમરૂખ, બોર લઈ આવે છે તો બહાર જે છે તે અમારે માટે ફેરિયા રૂપે બધું તેમના ટોપલાં, લારીમાં આવતું હતું. શેરી જાણે એવો સાગર હતી, જ્યાં બહારનાં બધાં ઝરણાં ત્યાં આવતાં, હતાં. શેરીની બહાર બસ એક જ રાસલીલા જેવો હતો વર્ષ ભરાતો મેળો. ઘરના ઉંદરને રોટલાનું બટકું લઈને હોંશભરી ઉત્સાહી ગતિમાં પ્રવેશી જતો જોયો હતો એમ બહારથી ફુગ્ગો, ચકરડી, પીસવો લઈને એવી જ ઉત્સાહી ગતિએ મેળામાંથી આવી ઘરમાં ભરાઈ જતા હતા. મોટપણે પગારની રકમ ગજવામાં લઈ ઘરે પાછા ફર્યા ત્યારેય પગલાં તો રોજિંદી ગતિનાં હતાં, ગૃહપ્રવેશ પણ રોજિંદી ગતિનો હતો. બહારથી કશું વિશેષ ઘરે લઈ આવ્યાં છીએ એવું લાગ્યું ખરું ? મેળામાંથી ઘરે પાછા ફરી ઘરમાં ઘૂસી જતા અને દોડધામ કરતાં એવું, દિવાળીએ બોનસ મળ્યું ત્યારેય થયું ખરું ? ઉંદરને કદી એના દરને આધુનિક બનાવવાનું મન થતું નથી, અને ઘર બદલવાનું આવ્યું ત્યારે આંખમાં આંસુ હતાં. નવું મેળવવાનો કશો લોભ ન હોતો. આ શેરી શું, જિંદગીમાં વર્ષો અહીં રહી જાય છે, મારાથી વિખૂટાં પડી જાય છે. અને હવે નવી શેરીમાં કંઈ નવું બાળપણ તો મળવાનું નથી, જાણે રામાયણ નહીં તો મહાભારતનો પ્રથમ

અધ્યાય કાયમ માટે અલગ પડી જાય છે. બાળપણની સૌથી મોટી સજા અજાણ્યા પડી જવાની છે. કેડે લીધેલું બાળક માને ચીંટિયા ભરીને, નાજુક નાના હાથે વાંસે ધબ્બા મારીને ઘેર જવા માટે કજિયા કરે છે એ દૃશ્ય જોઈને અમને સતત એક સત્ય મળતું રહ્યું છે. પોતીકા જગતમાં જ જીવી શકાય અને જગતને કંઈ પોતીકું બનાવવાનું હોય નહીં, તે પોતીકું બની જ જાય... એકડો ઘૂંટી ઘૂંટીને જ એને સાધ્ય કરવાનો હોય છે એમ એક જ શેરી, એક જ ઘરમાં જીવનનો એકડો ઘૂંટાઈ ઘૂંટાઈને પાક્કો થાય છે. અને કોઈ મહાદેશના પરાર્ધો ડોલરના બજેટમાંયે એકડો તો હોવાનો. આ એકના એક આંક ચીડવતા કે ગુસ્સે કરતા નથી, બારાખડીનું અક્ષયપાત્ર કદી ઊણું અધૂરું લાગતું નથી, પછી પોતીકી કરેલી શેરી અને ઘર ઊણાં અધૂરાં કેમ લાગે ? ઘણું બધું ઉમેરાતું અને વધતું જાય તેમ તેમ ઓછું અને અધૂરું લાગે એ મોટા થયાનો શાપ છે.

શેરી, ઘર એક હતાં, સ્વરૂપ એક હતાં. કોઈ કોઈ વાર શણગાર કરે, રોજિંદો ઉપક્રમ એક બે દિવસ બદલાય પણ બે હાથ છેટે ગયેલા પતંગને પકડી લઈએ એમ રોજિંદી શેરી, રોજિંદું ઘર ફરી હાથમાં આવી જતું. હાથમાં હોય તેનો આનંદ હતો હોય જ, પણ જે ક્ષણેક છૂટી જાય તેને ફરી સાહજિક સાહસે હાથ કરીએ તેનો ઉજમ ઉલ્લાસ સવાયો, નોખો હોય છે. હેઠું ગયેલું પુસ્તક ફરી હાથ કરતાં એવો આનંદ હવે ક્યારેક થાય છે ખરો !

આખો દિવસ પોતામાંથી જાણે સતત બહાર ઢોળવા પથરાવાનું હતું પણ એવું શું અખૂટ હતું કે પથારીએ પડ્યા પછી પોતાને સમેટવાનું ન હતું ? સવારે વેરાઈ જવા માટે અખૂટમાં ઉમેરવા સિવાય રાત્રિની ઊંઘને બીજું શું કરવાનું હતું ? શેરીમાં ઘરમાં ચહેરો ખોવાતો નથી, એકમાંથી જુદાં જુદાં બહાર નીકળીને ફંટાતા માર્ગે જતાં નહોતાં એટલે પથારી એ પડ્યા પછી એકમાંથી અનેક થયેલા પોતાને સંમેટી સમેટીને, પેલો કુંભાર છેલ્લા પાત્રને ફરી માટીનો લોંદો બનાવીને ચાકડેથી ઊઠી જાય એવી જ તો બાળપણની પથારીની ઊંઘ હતી... આજે તો ઘણાં રૂપોને, બહાર ગયેલાં રૂપોને ફરી બોલાવી બોલાવીને તેમનાં સ્વતંત્ર કહેવાતાં રૂપોને ફરી એક કરી દેવામાં હોય છે અને છતાં ભીની માટીના લોંદામાં તિરાડો પડતી નથી એવું બનતું નથી, સમેટેલાં રૂપોને અલગ પાડી સૂક્ષ્મ તિરાડો રહી જ જાય છે... આંખ

અંજાવતી વખતે તો નહી પણ આંખ ચોળ્યા પછીનો ચેરાયેલો ચહેરો જોઈએ અનાયાસ ખડખડાટ હસવું આવી ગયું છે પણ આજે કોઈ વિવેચક કે ટીકાકાર ચહેરા પર કશું મસળે છે ત્યારે કેમ ખડખડાટ હસી શકાતું નથી ? આ ઈશ્વરની કહેવાતી ખોજમાં નીકળેલું માણસોનું ધાડું, રાવણું પોતાના રહ્યાસહ્યા સ્વરૂપને થોડા સમય માટે પણ રસ્તા પર ખોઈ નાખવા માટે બહારવટે ચઢે છે તે જોઈને મને વિષાદ ઘેરી વળે છે.

કશું અખૂટ ખૂટી ગયું ન હોય તો રાત્રે વિખેરાયેલા પોંતાને સમેટવાનું હોય ખરું ? ઘણી વાર લાગે છે કે આપણી મૂળ ઓળખ ગુમાવવા માટે જ આપણે ઘર બહાર જઈએ છીએ. આ મુદ્રાનો સિક્કો બહાર ચાલે એમ નથી એવા અવિશ્વાસે જુદી જુંદી ચલણી મુદ્રા ઉપસાવીએ છીએ... પણ પથારીએ પડીએ ત્યારે મૂળ મુદ્રા મળે છે ખરી ? આપણાં પુનરાગમનો અપૂર્ણ હોય છે, કશુંક ખોઈ આવીને પાછાં ફર્યાનાં હોય છે. બાળકનું શેરીમાંથી ઘરે થયેલું પુનરાગમન પૂર્ણ હોય છે, આપણું પુનરાગમન પાછી ફરેલી ટપાલની ટિકિટ પર પડેલી, ટિકિટને ઓળખી ન શકાય એટલી, પડેલી છાપ જેવું હોય છે... એટલી કમાણી ક્યાં હાથમાં આવે છે કે તે ગણવાની હોય ? માત્ર અર્થ બેસાડવાના હોય... અને કેટલાક સાર્થ અર્થો માત્ર પોતાના ખાનગી શબ્દ કોશમાં રાખવાના હોય, પણ એમાંનો એક અર્થ માત્ર અને માત્ર 'જીવન' થતો નથી... બાળક પથારીએ જાય છે ત્યારે 'જીવન' સિવાય બીજો કોઈ અર્થ હોતો નથી,.. વાસ્તવમાં જ જીવન જીવે છે તેને એનો અર્થ કરવાનો હોતો જ નથી. ઘરચકલી સાંજે માળામાં પાછી ફરે છે. રાત્રે એ માળામાં કશું સંચલન દેખાતું નથી, પણ સવાર પડે છે કે એ 'ફુદુક !' કરતી ઉત્સાહની ગતિમાં જીવન જીવવા શેરીમાં ચાલી જાય છે. સહિયરો ભેગી ધમાલ, રમમાણ કરે છે અને એક ચકલી પોતાની ચાંચમાં લીધેલો દાણો પાસે પાંખો ફફડાવતા, ચાંચ પહોળી કરી એની પાસે આતુર આંખે જોઈ રહેલાં બચ્ચાંની ખુલ્લી ચાંચમાં મૂકે છે, અને હું અમારા બાળપણને ચણનો એક દાણોય આપી શકતો નથી.

## ચણોઠીની આંખે / રતિલાલ 'અનિલ'

જોશી નહીં તોયે ઝાડી વચ્ચે મોટાના પગ પાસે છોકરું હોય એમ ઝીણકાં પાંદડાંની વેલ હોય તેમાં કોઈ લાલ આંખે જોતું હોય, બેઠાડું તો ખરો જ, ઊભાં ઊભાં આંબો વેડાય, પણ કંઈ શબ્દો થોડા વેડાય ?
એટલે લેખક નામે બેઠાડું ! કવિતા (ના, ગઝલ તે વળી કવિતા કહેવાય ?) 'નહીં ચૂકો ઊંચું નિશાન' યાદ આવે તોયે કોઈ વાર બ.ક.ઠા.નીયે લાજ, મલાજો છોડીને ગઝલનો એકાદ શબ્દ આવે ત્યારે તો આંટા મારી શબ્દો ઘૂંટી પંક્તિ ને શેર રચવાના, ત્યારે ગઝલ ઊભડક ગણાતી ! આજે ચાલતી લાગે છે ત્યારે ગઝલના શબ્દો પાસે આવતા નથી એટલો બેઠાડું થઈ ગયો છું, એ સાથે ઊભડક વાંચક પણ ખરો ! સૂતા હોઈએ અને આંખ મેળવવા જેટલું જ 'પ્રકાશની વાટ' આપતું ફાનસ પાછળ હોય અને આરામથી વાંચવાનું ને બળતા ઘાસલેટની કેફી વાસ આવે એવો આરામ તો જુવાની સાથે ગયો, ઊભડક બેસી કાચના મણકાને દૂરથી ટીચતા કે કોડીને 'ગઠ' કહેવાતી મોટી કોડીથી ટીચતા એ ઊભડકિયા દિવસો તો ક્યારનાયે વહ્યા ગયા. સૌરાષ્ટ્રમાં દિવસ જાય નહીં, વહ્યો જાય ! એમાં વળી સવાર, બપોર ને સાંજની છુટ્ટી કે પગે ખંજવાળ ઊપડે તો કામના સમયે પણ ઝાડવાં પાસે જઈએ ત્યાં, આ કોણ લાલ આંખ કાઢે છે – એવું આશ્ચર્ય થાય એટલે ઊભડક બેસીએ. જંગલમાં ખરેલાં પાંદડાં યે ઊભડક નહીં, ક્યારેક પવન એને દેડકાથી ચાલે કૂદકા મરાવે, ક્યારેક દોડાવે, ઘુમરડી લેવડાવે તો સાવ પડ્યાંયે રહેવા દે ! પણ લીલાં ઝીણાં પાન વચ્ચેથી કોઈ નાની આંખ દેખાય એટલે ઊભડક બેસી

જ જવાય. પ્રથમ તો લાલ આંખ દેખાય – સવારે સુધ્ધાં ! આ આંખે ઉજાગરો વેઠ્યો છે એવું લાગે નહીં ! આંખ લાલ તોયે એમાં સસલાની ખુલ્લી આંખ જેવો વિસ્મયભાવ ! ઓહ, આ તો ચણોઠી ! એ આંખમીંચામણા શબ્દથી અજાણ ! ન્હાનાલાલની નાયિકાએ કે કવિએ ન નિરખ્યા હરિ ! પણ ચણોઠીની આંખમાં એવો વિષાદ ક્યારેય દીઠો નહીં. એ આંખ કાઢે છે એવું લાગે નહીં, એટલે ચણોઠી ચૂંટ્યા વિના રહેવાય નહીં, પણ ચણોઠી થોડી ચખાય છે ? આ આંખે સૌન્દર્ય ચાખ્યું છે અને માણ્યું છે એ તો નોંધપોથી રાખું નહીં એટલે શું વાંચું ? પણ લોભી અક્કલ કહે, ચણોઠીનાં ઝીણેરાં, નાનડાં પાંદડામાં શીળો સ્વાદ છે, એટલે વાંદરો જ્યાં પાદડું જુએ ત્યાં જ ચૂંટે અને ત્યાં જ પાંદડું મોઢામાં મૂકે એમ મોઢે મૂકું, વળી દૂરની ડાળ પર બેઠેલો વાંદરો જુએ તેનો ક્ષોભ નહીં ! જાતભાઈનો વળી ક્ષોભ કેવો ! આપણે કંઈ શહેરમાં રહેવાના હક્કે પાનના ગલ્લે ગયા નથી, પણ છેટે રહ્યા ને ભાઈબંધ પાન ગલોફામાં ગોઠવી અમારે માટે ચણોઠીનાં બે પાંન.પાન ગલોફામાં ગોઠવી અમારે માટે, મોઢામાં મૂકીએ ત્યારે ઊભડક બેઠાં, ચણોઠીના પાન ચાખી મમળાવેલાં તે સ્મૃતિ તાજી થાય. માણસ સાદો વિલાપ પણ કરે તો જંગલમાં લીલાં થયેલાં ચણોઠીની વેલના પાન સુકાં થઈને ય શહેરમાં આવે... આ વૃક્ષો પણ સૂકાં થાય છે ત્યારે જ શહેરની મુલાકાતે જાય છે... એક વાર ઊભડક બેસી ચણોઠીને વિસ્મયની આંખે જોયા પછી, વળી એના પાનનો સ્વાદ કર્યા પછી તો ચણોઠીની વેલ ક્યા ખૂણે હશે એની પતીજ જ પડી ગયેલી. માણસને બે જ આંખ એવી મર્યાદા ચણોઠીની પાતળી વેલને નહીં. સાચું કહીએ તો અમે પાંદડાં ઓછાં ને ચણોઠી ઝાઝી ચૂંટેલી. ગજવે ઘાલી ઘરે લઈ જઈને સંઘરેલી પણ ચોમાસે એને ફણગો ફૂટે ત્યારે જાણ્યું કે એ તો 'બીજ' છે ! માણસની આંખને પણ ક્યારેક ભીની મોસમમાં ફણગો ફૂટે છે. આ ખાનગી વાત જાહેરમાં કહેવા જેટલી નફફટાઈ અજાણ્યે જ આવી લાગે છે. ચોમાસે ઉઘાડા પડવાની મઝા બાળપણમાં માણી છે, જુવાનીમાં જરા જુદી રીતે ઉઘાડા પડીએ ત્યારે ભલે સંતાડવા જેવું લાગે પણ લેખક નફફટ થાય તોયે થોડો સંસ્કારી લાગે કે મનાવાય !

દર વર્ષે બળિયા બાપા સોંસરા શરીરે આવે, અને સૂતેલો માણસ આરામ

કરે એ સાપેક્ષ સત્ય છે એવું સમજાવવા તરફડાવે, તેયે મર્યાદામાં કારણ કે ઘાસ કોરી જમીન છોડે તો શીતળાના ઘા શરીરની ચામડી છોડે ! ત્વચાને પણ ફણગા ફૂટે; પણ અમારા તે દિવસ ગયા... ગુલબંકીમાં કહું તો – 'ગયા, ગયા, ગયા જ તે !' ત્વચા ઉઘાડી પડે તેનો બાળપણમાં ક્ષોભ નહીં તો એને અનેક આંખ ફૂટે, દ્રવે તેનું દુઃખ હોય, પણ ક્ષોભ શેનો ? જુવાનીમાં આંખ લાલ, વિસ્ફારિત થાય, ફણગો ફૂટે તે પહેલાં અમારી ત્વચાને જ્વાળામુખીના નાનાં નાનાં મોડેલ જેવાં દૂઝતાં મોઢાં ફૂટતાં... આંખો ચણોઠી જેવી શું, ચણોઠી જેવી જ વિસ્ફારિત, ફેર એટલો કે એમાં વિસ્મયભાવ નહીં. આંખો બધી બિડાય ત્વચાની, પછી બાધા ઉતારવાનું આવે. ઘરની ભીંતે છાણના બળિયા બાપાની મૂર્તિ માત્ર ડોકું પણ 'સંપૂર્ણ મૂર્તિ' હોય એ જ્ઞાન બળિયા બાપા આપે ! – અને એ મૂર્તિને ચણોઠીની આંખ મળે ! કપાસિયાની આંખ 'અણમેળ' કહેવાય ! શીતળાનાં ઘારાં – આંખો લાલચટક દૂઝતી હોય, તે આંખો કપાસિયા જેવી સૂકી ને સફેદ થોડી હોય. આરસની મૂર્તિને હીરાની આંખ ! જૈન થઈને તો વળી આવું આશ્ચર્ય ન થાય. નાળિયેરની ચોટલી ઉખેડીને બિડાયેલી હોય એવી 'સૂકી આંખો' જોઈ છે ! વધેરાવાના ભાગ્યની જાણ હોય તેની આંખો કયા ઉલ્લાસે ખુલ્લી હોય ? ડૉકટરી ભાષામાં જીવનમાં આંખો 'હોવા' છતાં 'આવી' હતી, લાલ થઈ હતી, પણ કેરી જેવા ફળને આંખ આવ્યાનો ઉલ્લાસ આવ્યો નહોતો... માણસની આંખ પણ ક્યારેક ચણોઠીની મોટ્ટી આંખ હોય છે, પણ તેમાં વિસ્મયભાવ નથી હોતો.. નાનપણમાં એક સખીએ છાણની ઢીંગલી બનાવી તેને ચણોઠીની આંખ આપેલી તે આંખ હજી મને કોઈ ખૂણે સંતાઈને જોયા કરતી હોય એવું કેમ અત્યારે, આ ક્ષણે, લાગ્યા કરે છે ?

એક નોંધ /

સંજાણાના ગઝલ વિશેના લેખની હસ્તપ્રત હાથમાં રાખી સુરેશ જોષી મારી સાથે કેટલાક મુદ્દાની ચર્ચા કરતા હતા તે અહીં પ્રસ્તુત નથી, માત્ર એક મુદ્દા પર ચર્ચા થયેલી કે સંતવાણી અને ગઝલની તૈયારી ભાષા, પ્રતીકો સહિત, મૂળ મરમી સંતો સૂફી અનુભૂતિના ઉદ્‌ગાર રૂપે આપી ગયા છે. એ ભજનોની તૈયાર સામગ્રી માળખામાં અત્યારે ભજન/ગઝલમાં આવે છે તે ઉપયોગમાં મૂળ હોવી જોઈતી અનુભૂતિ ને તેની અભિવ્યક્તિ મૂલ્યબોધ, અર્થબોધ માટે વિચારવા જેવાં નહીં ?

હવે કેટલાક નીવડેલા ગઝલકારો દ્વારા આ મુદ્દા પર, સામે સામગ્રી હોવાથી વિચારી શકાય છે. 'ગાફિલ' માણાવદરીથી સૂફી વિચારની પ્રતીતિ શરૂ થાય છે, મકરન્દ દવે, રાજેન્દ્ર શુક્લ અને હરીશ મીનાશ્રુએ પ્રતીતિજનકતાની સામગ્રી અભ્યાસ માટે સારા પ્રમાણમાં આપી છે, પણ હવે જાણીતા નામની ભજનોની, ગઝલોની કેસેટો પણ બહાર આવી છે, અને તે પહેલાંથીયે ભરપુર સામગ્રી ખડકાયેલી છે. પ્રશ્ન તો એ પણ છે, પ્રચલિત 'વાણી'(ભાષા નહીં), એના સૂચક શબ્દો વિના પણ શું ગઝલમાં પ્રતીતિજનક રૂપે સૂફી વિચાર શક્ય છે ? મને લાગે છે કે આ વાત વધારે મહત્ત્વની છે. પૂર્વ આલંબના તેની ગુડવિલ, એ શબ્દોએ એક પરિચિતતા રચી આપી છે, તેની ગુડવિલ, મૂલ્યના આધાર વિના આધ્યાત્મિક વિચાર, અનુભૂતિ વ્યક્ત કરવાની મથામણ કરવાનીયે જરૂર ખરી ? કશા 'પૂર્વવારસા વિના' કોઈ મુદ્રાકીય પિછાન વિના, કશા ઘટાટોપ વિના ! સર્જક પક્ષકાર રૂપે નહીં પણ પ્રતીતિએ જ વ્યક્ત થાય

એ કાવ્યકળાની પણ માગ નથી ? શેર અંજુમ વાલોડીનો છે.

ભૂલા પડ્યા વિના જો ભટકવાનું હોય તો,
ચાલ્યા કરું હું, જો તમે પળવાનું હોય તો.

સાવ સાદો, સ્વસ્થ લાગતો આ શેર વાસ્તવમાં પ્રેમની સ્થૂળ ભૂમિકાથી ઊંચી ભૂમિકાનો, ઈશ્વરી પ્રેમ સુધી પહોંચતો શેર છે. ઉત્કટ ઉદ્દ્ગાર, ઊંચો સાદ, ધ્યાન ખેંચતો અવાજ નહીં, માત્ર શાંત સ્વરમાં વ્યક્ત થયેલો વિચાર ઘરેણાં જેવા આલમ્બનોનો અભાવ પ્રથમ નજરે તો ભાવકની જ કસોટી કરે છે, વાંચીને સહેજે ય અટક્યા વિના આગળ ગયા કે ભાવક રૂપે આપણને શૂન્ય માર્ક મળી જાય.

સુ.જો. સાથે થયેલી વાત એકાએક એમનો નિબંધ વાંચતાં જુદા સ્વરૂપે વ્યક્ત થયેલી જોઈ. હવે ભજનો અને ગઝલોની કેસોટો બહાર પડવા માંડી છે. જાણીતા કવિ-શાયરોની ; ત્યારે એમની વાત ફરી તાજી કરવા જેવી લાગે છે. એ આખો પેરો જ વિચારણા માટે ઉતારું છું ત્યારે મને ક્ષોભ થતો નથી.

*...એક વર્ગ છે જે બહુ આસાનીથી ઇહલોક અને પરલોક વચ્ચે સીડી ગોઠવી દઈ શકે છે. એકતારાની રમઝટમાં બધું ભાન ભૂલી જાય છે. એને માટેની શબ્દાવલિ જ નહીં, પદાવલિ સુધ્ધાં અનેક સંતોએ અને મર્મીઓએ તૈયાર કરી આપી હોય છે. આ માર્ગ ભારે સુવિધાવાળો છે, સમાજ તો અહોભાવથી પ્રેરાઈને આ 'સંતવાણી' પર ભક્તિનાં પુષ્પો ચઢાવે જ, પણ સંસ્કારી ગણાતો વર્ગ પણ ભોગના અતિરેકથી ચોંચાઈ જઈને આ 'અક્ષયરસ' ચાખવા પ્રેરાઈ, આ કવિઓ વર્તમાનને માયા ગણીને કેવળ સનાતન સાથેની અનુસન્ધિતાથી પ્રેરાઈને જ કાવ્યસાધનામાં પ્રવૃત્ત થાય. એઓ ઈન્દ્રિયાતીતને માટે એમને કશા ઈન્દ્રિયપ્રત્યક્ષની આવશ્યકતા નહીં. એમનું કામ કેવલ આત્માથી નભી જાય, એમાં માનવનો સમૂળગો મોક્ષ થઈ જાય અને ભગવાનનો આવિર્ભાવ થાય.*

*હું તો જેવા છે તેવા માનવને ઝંખું છું.*

## રેખતા : ભાષ્ય – ગઝલ નહીં / રતિલાલ 'અનિલ'

*રેખતે કે તુમ્હી નહી ઉસ્તાદ ગાલિબ.*
*અગલે જમાનેમેં કોઈ 'મીર' ભી થા !*

ગાલિબ જ્યારે તટસ્થ સ્વવિવેચક, તટસ્થ દ્રષ્ટા રૂપે આત્મોદ્ગાર કાઢે છે ત્યારે પહેલા સંસ્કાર એ પડે છે કે ગઝલના ઉસ્તાદ રૂપે ગાલિબનો સ્વીકાર અને સ્વીકારોક્તિ રૂપે જે અભિપ્રાયો વ્યક્ત થતા હશે તેના સંદર્ભે, એકતરફી ન્યાયમાં ઇતિહાસનું સત્ય નેપથ્યમાં રહી જાય છે એવી અનુભૂતિએ 'ગાલિબે' આ શેર પરંપરિત ભાષા રૂઢિ અનુસાર કહું તો 'કહ્યો' હશે.

પ્રશ્ન એ છે કે એક ઓળખ સંજ્ઞા રૂપે ગઝલને 'ગઝલ' જ કહેવામા આવે છે, તે સાથે 'રેખતે' જેવો શબ્દ કેમ પ્રયોજાય છે ? ઉત્સાદ પણ ગઝલ રજૂ કરે છે ત્યારે 'ગઝલ કહેતા હુ' કહે છે અને 'ઇરશાદ' એવો પ્રતિભાવ મળે છે મોગલકાલીન શાયર પણ મૈં 'રેખતા કહેતા હૂં' એવું કહેતો નથી, એ ભેદ જ 'રેખતા', અને 'ગઝલ' આ બે શબ્દસંજ્ઞા વચ્ચે અંતર છે, જુદી જુદી ઓળખ છે, એવું સૂચવે છે.

મારું નમ્ર છતાં સ્પષ્ટ અનુમાન એ છે કે 'ગાલિબ' એમ કહેવા માગે છે કે ઉર્દૂ ભાષાનો ઉસ્તાદ માત્ર હું જ નથી. અગાઉના સમયમાં 'મીર' નામના એક શાયર હતા. શાયરોના અર્પણને 'ગાલિબ' 'રેખતે' કેમ કહે છે ? આ પ્રશ્ન એ ઐતિહાસિક તથ્ય તરફ નિર્દેશ કરે છે કે, ત્યારે, આજે આપણે ઉર્દૂ ભાષામાં જે સાહિત્યસ્વરૂપો જોઈ, માણી રહ્યા છીએ ત્યારે, મોગલકાલી ।

સમયમાં તે ગદ્ય રૂપે હતાં ખરાં ? ના, એક માત્ર વિકસિત સાહિત્યપ્રકાર (અને 'ગાલિબ', 'મીર'માં) ઉત્કૃષ્ટ સ્વરૂપે પ્રગટ થયું હતું અને શું ગુજરાતી ભાષામાં એ જ સ્થિતિ પરિસ્થિતિ નહોતી ? નરસિંહ મહેતા પછીના કાંઈ નિખાલસ, નીવડેલા કવિ કહી શક્યા હોત, ગુજરાતી ભાષાના ઉલ્લેખમાં માત્ર નામ મારું જ નથી, આગલા જમાનામાં નરસિંહ પણ હતા ! 'ગાલિબ'ના શેર અને તેમાં 'રેખતે'ના ઉલ્લેખને આ દૃષ્ટિએ જોવાનો તટસ્થ પ્રયત્ન કરીએ તો ગુજરાતી વિવેચકો, સાક્ષરોએ દયારામ, નર્મદ આદિની કેટલીક રચના કે તેના અંશોમાં ગઝલ નહીં, પણ 'રેખતો' જોયો એ મૂળ સુધી પહોંચી શકાય એમ મને લાગે છે. સાક્ષરોએ દયારામ, નર્મદની એ પંક્તિઓનાં ઉદાહરણો આપ્યાં છે તેમાં ઉર્દૂ કે હિન્દી શબ્દમાં મિજાજ કહીએ એવો ધ્વનિ આવશે. આમ કેમ ? વાસ્તવમાં સાધુઓ/ફકીરો/સૂફી અને સંતોની એ ભાષા હતી મિજાજમાં માત્રા ફેરે સમાનતા ખરી. એ સમાનતા પણ અહીં લક્ષમાં લેવા જેવી મને લાગે છે.

મોગલકાલીન યુગમાં ગદ્ય એટલે એ સંજ્ઞા એ ઓળખાય એવું શું હતું ? માત્ર બેચાર ઉદાહરણો વિચાર માટે સંભારું તો સરકારી જાહેરનામાં, રુક્કા, કોર્ટનાં સોગંદનામાં, અદાલતે થતી અરજીઓ, કેસના ચુકાદા આદિ અને લોકો એતાનશ્રી સૂરત બંદરેથી લખનાર–થી શરૂ થતો ગુજરાતી પત્રો(ટપાલો) જેવો ઉર્દૂમાં થતો પત્રવ્યવહાર ! 'ગાલિબ'ને ન્યાય મળે એ માટે અહીં ખાસ સંભારું છું કે 'ગાલિબે' લખેલા પત્રો 'ગાલિબ કે ખત' – ગાલિબના પત્રો પુસ્તક રૂપે પ્રગટ થયા છે અને તેને 'વિશિષ્ટ ગદ્ય'ની સાહિત્યિક માન્યતા મળી છે. 'ગદ્ય' કહેતાં નિબંધ/લેખસહિત સંખ્યાબંધ સાહિત્ય સ્વરૂપો અત્યારે સૂચવાય છે તે વ્યાપક અર્થમાં અને સાહિત્યના સાર્થ રૂપમાં હતાં. મોગલ કાળમાં હતા ખરા ? ને આપણે ત્યાં પણ ઉદાહરણ રૂપે નોંધું તો 'ગિરધર રામાયણ' સહિત મહાકાવ્યો અને આખ્યાનો, ચરિત્રો, દેશ્ય ઢાળો, દેશ્ય છંદોમાં હતા. પ્રકાશકો તેની જાહેરાતમાં ગાવામાં – રાગમાં એવો ઉલ્લેખ કરતા. આપણે નરસિંહ મહેતાને 'ગુજરાતી ભાષાના કવિ' કહીએ છીએ, સંત કવિસંજ્ઞા તો તે પછી આવે અને સાહિત્યપદાર્થ તો તેમાં છે; અને વ્યવહારમાં પ્રયોજાતા ગદ્યમાં એ સાહિત્યગુણ નથી. પાંચસો વર્ષ પહેલાની

રસૈંયાની સુઘડ, સંસ્કારી નાગરભાષા સમકાલીનો સાથે સરખાવતાં પ્રયોજ્યા છે તે શબ્દો જ સાર્થ લાગે.

કલ્ચર એટલે એગ્રીકલ્ચર એ જ ઐતિહાસિક દૃષ્ટિએ સાર્થ વ્યાખ્યા હોય. શિકાર કરી કાચું માંસ ખાતા આદિમાનવે બીજ ઓળખ્યાં, વાવણી કરી, અનાજ ઉપજાવ્યું, તેને રાંધી બાફી ખોરાક બનાવ્યાં એ જ સંસ્કૃતિની શરૂઆત હતી. ઈશ્વર અને ધર્મની શોધ તો પછી આવે છે એટલે એમ કહી શકાય કે રેખતે - ઉર્દૂ ભાષાની શરૂઆત – સાહિત્યિક મૂલ્યે ગઝલથી થઈ. શરૂમાં 'રેખતે'નો એક પર્યાય ગઝલ હતો.

૧૮-૬-૨૦૦૧

# ગુજરાત સાહિત્ય અકાદમી

*જૂનું વિધાનસભા ભવન,*
*સેક્ટર ૧૭, ગાંધીનગર*

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૦થી તા.૩૧-૧૨-૨૦૦૦ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં ૧. કાવ્ય ૨. વાર્તા ૩. ચરિત્રાદિ ૪. નાટકો અને પ્રૌઢ વિભાગમાં ૧. નવલકથા ૨. ટૂંકી વાર્તા ૩. નાટક-એકાંકી નાટક ૪. હાસ્ય-વ્યંગ કટાક્ષ ૫. નિબંધ અને પ્રવાસ ૬. કવિતા ૭. વિવેચન ૮. સંશોધન-ભાષાવ્યાકરણ ૯. આત્મકથા-રેખાચિત્ર જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) ૧૦. લોકસાહિત્ય ૧૧. અનુવાદ વિભાગોનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા. ૩૧-૮-૨૦૦૧ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદન ભરવાનું નથી.

૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતાં ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

૫. સાહિત્યકાર સહાયયોજના :

સાહિત્યક્ષેત્રે ગુણવત્તાલક્ષી સેવા બજાવી હોય એવા ગુજરાતમાં વસતા વયોવૃદ્ધ અને મદદપાત્ર સાહિત્યકારોને અકાદમી દ્વારા પ્રતિમાસ રૂ.૧૦૦૦ની આર્થિક સહાય આપવાની યોજના માટે આવેદનપત્ર સાથે જરૂરી વિગતો રજૂ કરવાની રહે છે.

૬. સાહિત્યિક પ્રવાસની યોજના :

ગુજરાત સાહિત્ય અકાદમીએ ગુજરાતી ભાષાના સાહિત્યકારોને ગુજરાત સિવાયના ભારતના અન્ય કોઈ રાજ્યમાં પ્રવાસ કરવા માટે પ્રવાસ અનુદાન(ટ્રાવેલ ગ્રાંટ) આપવાની યોજના કરી છે. આ યોજનામાં ભાગ લેવા ઇચ્છતા સાહિત્યકારોએ પોતાની સાહિત્યિક પ્રવૃત્તિની સંપૂર્ણ વિગત સાથેનો બાયોડેટા તેમ જ પોતે કયા રાજ્યમાં પ્રવાસ કરવા ઇચ્છે છે તેની

વિગતો અકાદમીને મોકલી આપવી. વિગત મળ્યા બાદ તે સાહિત્યકારોને આવેદનપત્ર મોકલવામાં આવશે. આ પ્રવાસ અનુદાનની રકમ રૂ.૭,૫૦૦/- છે અને પ્રતિવર્ષ વધારેમાં વધારે પાંચ સાહિત્યકારોને આનો લાભ આપવામાં આવશે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨થી ૬નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૮-૨૦૦૧ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| કનૈયાલાલ મ.પંડ્યા | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહમાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

નવાં પ્રકાશનો :

રન્નાદે પ્રકાશન, ૫૮/૨ બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

બાળસાહિત્ય :

જાદુનાં રમકડાં : ભાગ ૧ અને ૨ : સાંકળચંદ પટેલ, મૂ.દરેકના રૂ.૨૦/૨૦/-
બાળકો બનાવો : સાં.પટેલ : ભાગ ૧-૨, મૂ. દરેકના રૂ.૨૦/૨૦/-
અક્કલનાં રમકડાં : ભાગ ૧-૨, સાં.પટેલ, મૂ. અનુક્રમે રૂ.૨૦/૪૦/-
સર્જકોની દુનિયા : નવોદિત લેખકોની માર્ગદર્શિકા : સાંકળચંદ પટેલ, મૂ. અનુક્રમે રૂ.૨૦/૩૦/-

આરોગ્ય :

તમે અને તમારો આહાર : નીરજા શાસ્ત્રી : મૂ. રૂ.૧૦૦/-
વૈદ્ય બાપાનો આહાર : લાભશંકર ઠાકર, મૂ.રૂ.૧૦૦/-
રોગપરિચયમાળા : દરેકના લેખક લાભશંકર ઠાકર : પુસ્તિકા ૧૩
૧. અમ્લપિત્ત, ૨. બ્લડપ્રેશર, ૩. ચામડીના રોગ, ૪. સંધિવા - આમવાત, ૫. આર્તવવિકાર, ૬. વંધ્યત્વ, ૭. શરદી- સળેખમ, ૮. શુક્રસ્રાવ, ૯. દમસસણી, ૧૦. ડાયાબીટીસ, ૧૧. હરસ (પાઇલ્સ), ૧૨. અનિદ્રા, ૧૩. મેદ વૃદ્ધિ : મૂલ્ય પ્રત્યેકનું રૂ.૧૫/૧૫/- ,
આયુષ્યમાન : રખે ચૂકતા : નમણું નાક અને તેના રોગો : વાળ અને તેનું સૌન્દર્ય : દરેકના લેખક વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી, મૂ.અનુક્રમે ૧૩૫/૧૧૫/૩૦ અને ૨૫/- .
સરપંચ મેન્યુઅલ : ઘનશ્યામભાઈ બારોટ, મૂ. રૂ.૯૦/-
વહેતું આકાશ : નવલિકાસંગ્રહ : બીજી આવૃત્તિ : મહેશ દવે, મૂ. રૂ.૬૫/-

# સમાચાર

- શિવસેનાના સર્વેસર્વા બાળ ઠાકરેનો ભાજપને છેડો ફાડી નાખવાનો પડકાર
- યુટીઆઇના મુદ્દે વિસ્ફોટક નિવેદન કરનાર શિવસેનાના સાંસદ નિરૂપમે વડાપ્રધાનની માંગેલી લેખિત માફી.
- જમ્મુ સ્ટેશને અંધાધુંધ ગોળીબારમાં થયેલાં ૯ના મોત.
- કંડલા સહિત દેશભરનાં બંદરો પર ૫૦૦ કરોડનું ડ્યુટી ચોરી કૌભાંડ.
- કોલેજને બદલે થિયેટર બાંધી દેવાનું ચન્દ્રશેખરનું કૌભાંડ
- હજુ એક વર્ષ સુધી આર્થિક મંદી ચાલુ રહેશે : સીઆઇઆઇ
- કાશ્મીરમાં ત્રાસવાદ નહીં અટકે તો સંબંધો બગડવાની વાજપેયીને દહેશત.
- હાઇકોર્ટો દ્વારા ન્યાય આપવામાં થતાં વિલંબ બદલ સુપ્રિમનો આક્રોશ.
- ઉજ્જૈન પાસે કેરળની નન પર થયેલો ગોળીબાર.
- સમગ્ર ગુજરાતમાં પડેલા ધોધમાર વરસાદથી વ્યાપેલો સંતોષ.

## રેખતા : ભાષ્ય – ગઝલ નહીં / રતિલાલ 'અનિલ'

*રેખતે કે તુમ્હી નહીં ઉસ્તાદ ગાલિબ.*
*અગલે જમાનેમેં કોઈ 'મીર' ભી થા !*

ગાલિબ જ્યારે તટસ્થ સ્વવિવેચક, તટસ્થ દ્રષ્ટા રૂપે આત્મોદ્‌ગાર કાઢે છે ત્યારે પહેલા સંસ્કાર એ પડે છે કે ગઝલના ઉસ્તાદ રૂપે ગાલિબનો સ્વીકાર અને સ્વીકારોક્તિ રૂપે જે અભિપ્રાયો વ્યક્ત થતા હશે તેના સંદર્ભે, એકતરફી ન્યાયમાં ઇતિહાસનું સત્ય નેપથ્યમાં રહી જાય છે એવી અનુભૂતિએ 'ગાલિબે' આ શેર પરંપરિત ભાષા રૂઢિ અનુસાર કહું તો 'કહ્યો' હશે.

પ્રશ્ન એ છે કે એક ઓળખ સંજ્ઞા રૂપે ગઝલને 'ગઝલ' જ કહેવામાં આવે છે, તે સાથે 'રેખતે' જેવો શબ્દ કેમ પ્રયોજાય છે ? ઉત્સાદ પણ ગઝલ રજૂ કરે છે ત્યારે 'ગઝલ કહેતા હું' કહે છે અને 'ઇરશાદ' એવો પ્રતિભાવ મળે છે. મોગલકાલીન શાયર પણ મૈં 'રેખતા કહેતા હૂં' એવું કહેતો નથી, એ ભેદ જ 'રેખતા' અને 'ગઝલ' આ બે શબ્દસંજ્ઞા વચ્ચે અંતર છે, જુદી જુદી ઓળખ છે, એવું સૂચવે છે.

મારું નમ્ર છતાં સ્પષ્ટ અનુમાન એ છે કે 'ગાલિબ' એમ કહેવા માગે છે કે ઉર્દૂ ભાષાનો ઉસ્તાદ માત્ર હું જ નથી. અગાઉના સમયમાં 'મીર' નામના એક શાયર હતા. શાયરોના અર્પણને 'ગાલિબ' 'રેખતે' કેમ કહે છે ? આ પ્રશ્ન એ ઐતિહાસિક તથ્ય તરફ નિર્દેશ કરે છે કે, ત્યારે, આજે આપણે ઉર્દૂ ભાષામાં જે સાહિત્યસ્વરૂપો જોઈ, માણી રહ્યા છીએ ત્યારે, મોગલકાલી।

સમયમાં તે ગદ્ય રૂપે હતાં ખરાં ? ના, એક માત્ર વિકસિત સાહિત્યપ્રકાર (અને 'ગાલિબ', 'મીર'માં) ઉત્કૃષ્ટ સ્વરૂપે પ્રગટ થયું હતું અને શું ગુજરાતી ભાષામાં એ જ સ્થિતિ પરિસ્થિતિ નહોતી ? નરસિંહ મહેતા પછીના કાંઈ નિખાલસ, નીવડેલા કવિ કહી શક્યા હોત, ગુજરાતી ભાષાના ઉલ્લેખમાં માત્ર નામ મારું જ નથી, આગલા જમાનામાં નરસિંહ પણ હતા ! 'ગાલિબ'ના શેર અને તેમાં 'રેખતે'ના ઉલ્લેખને આ દૃષ્ટિએ જોવાનો તટસ્થ પ્રયત્ન કરીએ તો ગુજરાતી વિવેચકો, સાક્ષરોએ દયારામ, નર્મદ આદિની કેટલીક રચના કે તેના અંશોમાં ગઝલ નહીં, પણ 'રેખતો' જોયો એ મૂળ સુધી પહોંચી શકાય એમ મને લાગે છે. સાક્ષરોએ દયારામ, નર્મદની એ પંક્તિઓનાં ઉદાહરણો આપ્યાં છે તેમાં ઉર્દૂ કે હિન્દી શબ્દમાં મિજાજ કહીએ એવો ધ્વનિ આવશે. આમ કેમ ? વાસ્તવમાં સાધુઓ/ફકીરો/સૂફી અને સંતોની એ ભાષા હતી મિજાજમાં માત્રા ફેરે સમાનતા ખરી. એ સમાનતા પણ અહીં લક્ષમાં લેવા જેવી મને લાગે છે.

મોગલકાલીન યુગમાં ગદ્ય એટલે એ સંજ્ઞા એ ઓળખાય એવું શું હતું ? માત્ર બેચાર ઉદાહરણો વિચાર માટે સંભારું તો સરકારી જાહેરનામાં, રુક્કા, કોર્ટનાં સોગંદનામાં, અદાલતે થતી અરજીઓ, કેસના ચુકાદા આદિ અને લોકો એતાનશ્રી સૂરત બંદરેથી લખનાર-થી શરૂ થતો ગુજરાતી પત્રો(ટપાલો) જેવો ઉર્દૂમાં થતો પત્રવ્યવહાર ! 'ગાલિબ'ને ન્યાય મળે એ માટે અહીં ખાસ સંભારું છું કે 'ગાલિબે' લખેલા પત્રો' 'ગાલિબ કે ખત' – ગાલિબના પત્રો પુસ્તક રૂપે પ્રગટ થયા છે અને તેને 'વિશિષ્ટ ગદ્ય'ની સાહિત્યિક માન્યતા મળી છે. 'ગદ્ય' કહેતાં નિબંધ/લેખસહિત સંખ્યાબંધ સાહિત્ય સ્વરૂપો અત્યારે સૂચવાય છે તે વ્યાપક અર્થમાં અને સાહિત્યના સાર્થ રૂપમાં હતાં. મોગલ કાળમાં હતા ખરા ? ને આપણે ત્યાં પણ ઉદાહરણ રૂપે નોંધું તો 'ગિરધર રામાયણ' સહિત મહાકાવ્યો અને આખ્યાનો, ચરિત્રો, દેશ્ય ઢાળો, દેશ્ય છંદોમાં હતા. પ્રકાશકો તેની જાહેરાતમાં ગાવામાં – રાગમાં એવો ઉલ્લેખ કરતા. આપણે નરસિંહ મહેતાને 'ગુજરાતી ભાષાના કવિ' કહીએ છીએ, સંત કવિસંજ્ઞા તો તે પછી આવે અને સાહિત્યપદાર્થ તો તેમાં છે, અને વ્યવહારમાં પ્રયોજાતા ગદ્યમાં એ સાહિત્યગુણ નથી. પાંચસો વર્ષ પહેલાની

નરસૈંયાની સુઘડ, સંસ્કારી નાગરભાષા સમકાલીનો સાથે સરખાવતાં પ્રયોજ્યા છે તે શબ્દો જ સાર્થ લાગે.

કલ્ચર એટલે એગ્રીકલ્ચર એ જ ઐતિહાસિક દૃષ્ટિએ સાર્થ વ્યાખ્યા હોય. શિકાર કરી કાચું માંસ ખાતા આદિમાનવે બીજ ઓળખ્યાં, વાવણી કરી, અનાજ ઉપજાવ્યું, તેને રાંધી બાફી ખોરાક બનાવ્યાં એ જ સંસ્કૃતિની શરૂઆત હતી. ઈશ્વર અને ધર્મની શોધ તો પછી આવે છે એટલે એમ કહી શકાય કે રેખતે – ઉર્દૂ ભાષાની શરૂઆત – સાહિત્યિક મૂલ્યે ગઝલથી થઈ. શરૂમાં 'રેખતે'નો એક પર્યાય ગઝલ હતો.

૧૮-૬-૨૦૦૧

# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન,
સેક્ટર ૧૭, ગાંધીનગર

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૦થી તા.૩૧-૧૨-૨૦૦૦ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં ૧. કાવ્ય ૨. વાર્તા ૩. ચરિત્રાદિ ૪. નાટકો અને પ્રૌઢ વિભાગમાં ૧. નવલકથા ૨. ટૂંકી વાર્તા ૩. નાટક-એકાંકી નાટક ૪. હાસ્ય-વ્યંગ કટાક્ષ ૫. નિબંધ અને પ્રવાસ ૬. કવિતા ૭. વિવેચન ૮. સંશોધન-ભાષાવ્યાકરણ ૯. આત્મકથા-રેખાચિત્ર જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) ૧૦. લોકસાહિત્ય ૧૧. અનુવાદ વિભાગોનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા.૩૧-૮-૨૦૦૧ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદન ભરવાનું નથી.

૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતાં ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

૫. સાહિત્યકાર સહાયયોજના :

સાહિત્યક્ષેત્રે ગુણવત્તાલક્ષી સેવા બજાવી હોય એવા ગુજરાતમાં વસતા વયોવૃદ્ધ અને મદદપાત્ર સાહિત્યકારોને અકાદમી દ્વારા પ્રતિમાસ રૂ.૧૦૦૦/-ની આર્થિક સહાય આપવાની યોજના માટે આવેદનપત્ર સાથે જરૂરી વિગતો રજૂ કરવાની રહે છે.

૬. સાહિત્યિક પ્રવાસની યોજના :

ગુજરાત સાહિત્ય અકાદમીએ ગુજરાતી ભાષાના સાહિત્યકારોને ગુજરાત સિવાયના ભારતના અન્ય કોઈ રાજ્યમાં પ્રવાસ કરવા માટે પ્રવાસ અનુદાન(ટ્રાવેલ ગ્રાંટ) આપવાની યોજના કરી છે. આ યોજનામાં ભાગ લેવા ઇચ્છતા સાહિત્યકારોએ પોતાની સાહિત્યિક પ્રવૃત્તિની સંપૂર્ણ વિગત સાથેનો બાયોડેટા તેમ જ પોતે કયા રાજ્યમાં પ્રવાસ કરવા ઇચ્છે છે તેની

# સમાચાર

- શિવસેનાના સર્વેસર્વા બાળ ઠાકરેનો ભાજપને છેડો ફાડી નાખવાનો પડકાર
- યુટીઆઇના મુદ્દે વિસ્ફોટક નિવેદન કરનાર શિવસેનાના સાંસદ નિરૂપમે વડાપ્રધાનની માંગેલી લેખિત માફી.
- જમ્મુ સ્ટેશને અંધાધુંધ ગોળીબારમાં થયેલાં ૯ના મોત.
- કંડલા સહિત દેશભરનાં બંદરો પર ૫૦૦ કરોડનું ડ્યુટી ચોરી કૌભાંડ.
- કોલેજને બદલે થિયેટર બાંધી દેવાનું ચન્દ્રશેખરનું કૌભાંડ.
- હજુ એક વર્ષ સુધી આર્થિક મંદી ચાલુ રહેશે : સીઆઇઆઇ.
- કાશ્મીરમાં ત્રાસવાદ નહીં અટકે તો સંબંધો બગડવાની વાજપેયીને દહેશત.
- હાઇકોર્ટો દ્વારા ન્યાય આપવામાં થતાં વિલંબ બદલ સુપ્રિમનો આક્રોશ.
- ઉજ્જૈન પાસે કેરળની નન પર થયેલો ગોળીબાર.
- સમગ્ર ગુજરાતમાં પડેલા ધોધમાર વરસાદથી વ્યાપેલો સંતોષ.

# કંકાવટી

સપ્ટેમ્બર, ૨૦૦૧


એલન ગિન્સબર્ગ

રમણીક સોમેશ્વર

રતિલાલ 'અનિલ'

અંજુમ વાલોડી

ઉર્વશી પંડ્યા

કિસન સોસા

# કંકાવટી

સપ્ટેમ્બર, ૨૦૦૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૭

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઈન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ ‘અનિલ’

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ગયું એ તો – / એલન જિન્સ બર્ગ

*અનુ. રમણીક સોમેશ્વર*

ગયું, ચાલ્યું ગયું
હા, ગયું, ગયું, ગયું, એ તો
ચાલ્યુ ગયું સમૂળું
નહીં ફરે પાછું આજે
ગયું ગયું ગયું
સરી ગયું ગઈ કાલના જેવું
નથી રહ્યું હવે તે શેષ.
ગયું એ તો પેલે પાર
ગયું ગયું ગયું
નહોતું આવ્યું એ રહેવા અહીંયા
હા, ગયું, ગયું, ગયું એ તો –

ગઝલ / રતિલાલ 'અનિલ'

એક

કોઈ ચકચૂર લાગે છે,
બહુ ભરપૂર લાગે છે.

નિકટતા દૂર લાગે છે,
બહુ એ ક્રૂર લાગે છે.

વરસતાં કાં નથી વાદળ ?
ભીનાં મગરૂર લાગે છે !

કહેવું આ નજરને શું ?
પતંગિયા, 'હૂર' લાગે છે !

નથી એ બોલતાં શાને ?
બધું મંજૂર લાગે છે ?

વસંતી લહરીઓ ક્યાં છે ?
ગઝલના સૂર લાગે છે !

દશે કોઠે દીવા છે ક્યાં ?
દિવાળી દૂર લાગે છે...

ઊડી છે એમની અફવા,
બહુ મશહૂર લાગે છે !

બધે મોહિની, મોહિની,
ને ભસ્માસુર લાગે છે.

હજી નિરખું છું અજવાળું,
નયનમાં નૂર લાગે છે....

જીવન 'મારગનો મેળો' છે,
દિશાઓ દૂર લાગે છે....

'અનિલ' વેળા મિલનની છે,
કે, સામે પૂર લાગે છે !

બે

નજરથી દૂર લાગે છે,
સફરથી દૂર લાગે છે.

ધજા તો બોલતી 'ફર, ફર !'
સફરથી દૂર લાગે છે....

સ્મૃતિનો જીવ છે એવો.
કબરથી દૂર લાગે છે.

મરીને જીવવાનું આ,
'અમર'થી દૂર લાગે છે ?

મળે છે તો મળે રસ્તે,
જિગરથી દૂર લાગે છે.

સળંગ લંબાય છે રાતો,
પ્રહરથી દૂર લાગે છે...

સુરાલયમાં તો પ્યાલી છે,
અધરથી દૂર લાગે છે...

'અગર', કહેતો નથી કંઈ તો,
'મગર'થી દૂર લાગે છે !

સરાઈ વાસ છે, તો પણ;
નગરથી દૂર લાગે છે.

જુદાઈમાં જીવે છે તે,
અવરથી દૂર લાગે છે.

હવાની ચૂપકદી હમણાં,
લહરથી દૂર લાગે છે...

'અનિલ', બોડા પહાડો આ,
શિખરથી દૂર લાગે છે...

ત્રણ

એક ટહુકાની દિશામાં મન ગયું,
કોણ જાણે ક્યાં સુધી એ ત્યાં રહ્યું.

સંમિલન કરવા મધુર કલશોરનું,
એક પંખી એક ઝરણામાં વહ્યું.

કૂંપળોમાં હોય છે નમણી કુમાશ,
ઊગતા સ્વપ્નાએ કંઈ એવું કહ્યું.

મુગ્ધ હૈયે એક માળો બાંધવા,
કેટલું તરછોડવા જેવું ગ્રહ્યું !

સાત રંગો એક સૂરજમાં હતા,
બંધ આંખે એટલું છાનું રહ્યું.

૬ : ૨૦૦૧, સપ્ટેમ્બર

આયનો ઊંધો જ વાળ્યો એક ક્ષણ,
દૃશ્યો દ્વારા કેટલું એણે સહ્યું ...

ચાંદનીમાં કે સૂરજના તેજમાં,
નિત્ય પડછાયો બની મળવું રહ્યું.

પાંદડે તો સૂર્ય લીલો લાગતો,
કોઈના સહવાસમાં એવું બન્યું !

જિંદગીના માર્ગ ને એની ગતિ,
એક તરણું કેટલાં ઝરણે વહ્યું !

વૃક્ષટોચે લે હિલોળા તેજપુંજ,
સાંજ ટાણે શું 'અનિલ' એવું બન્યું ?

૪

ચહેરા મળ્યા તો એવા કે તારા વગર મળ્યા,
પામ્યો જે આયના ય તે તારા વગર મળ્યા!

મેળામાં માનવીઓ તો ભટકાયા બેશુમાર,
પણ સાંભરે શી રીત, જે તારા વગર મળ્યા !

મળતાવડા કહેવાય એવા માણસો મળ્યા,
સમજાતું એ નથી જ, શે તારા વગર મળ્યા !

વીસરાય શે રીતે અને સમજાય શી રીતે,
કે હાથ તો મળ્યા જ, ને તારા વગર મળ્યા,

દિલમાં દીવો હતો જ પણ એની તે શી વિસાત ?
હર રાત અંધકાર, ને તારા વગર મળ્યા !

આવેલા અવસરોને હું આપી શક્યો ન નામ,
સમજાયું નહિ કે કેમ એ તારા વગર મળ્યા !

ઈશ્વર હોવાની ઉચ્ચતા તો એમને ય હોય.
આપું છું ખુશખબર તે લે ! તારા વગર મળ્યા !

૮ : ૨૦૦૧, સપ્ટેમ્બર

## ગઝલ / અંજુમ વાલોડી

### – કે પછી

એ કિનારા પર પહોંચશે – કે પછી,
નાવ છે કાગળની, તરશે – કે પછી.

તુજ છબિ નજરોમાં રહેશે – કે પછી,
માછલી મૃગજળમાં તરશે – કે પછી.

ક્યારનાં ગરજી ગરજી રહ્યાં છે વાદળાં
એમ લાગે છે વરસશે – કે પછી.

બાળકે પકડી લીધું છે હોંશથી,
એ પતંગિયા સાથે રમશે – કે પછી.

સૂકી નદીઓ જોઈ વાદળની આંખ,
દુઃખનાં બે આંસુ વરસશે – કે પછી.

જાઉં તો શું ન્યાય સાંકળ ખેંચવા,
હાથ મારા ત્યાં પહોંચશે – કે પછી.

## સૂઈ જાશે

હાલરડું ભલે કોઈ ન ગાશે,
બાળક છે રડીને સૂઈ જશે.

ક્યારેક મળી જશે એ રસ્તે,
ચાલ્યા કરું છું એ જ આશે.

અંધકારથી જે ડરી રહ્યા છે,
વીજળીથી તો હેબતાઈ જાશે.

ભીંતો ચણી લીધી છે આખી,
શોચ્યું નહિ, દ્વાર ક્યાં મુકાશે.

દુનિયા મનમાં વસી ગઈ છે,
ભરડાઈ રહ્યો છું નાગપાશે.

## બોલ્યા કરે છે

કે છે એ જીભ ને બોલ્યા કરે છે,
મજા પણ એની એ ચાખ્યા કરે છે.

સહ્યો છે ક્યાં જીવનમાં તાપ એણે,
એ બાળક છે, સૂરજ માગ્યા કરે છે.

નજરના ધુમ્મસી વાતાવરણમાં
ચહેરો એક એ માગ્યા કરે છે.

નહીં રહેશે હવે એ ઘેર સૂનું,
કે ચકલી તૃણ હજી લાવ્યા કરે છે.

કે તારે આવવું છે તો આવ 'અંજુમ',
સમય છે, પણ સમય વીત્યા કરે છે.

## હવા

ગોંધાઈને રહે તો રહે ક્યાં સુધી હવા,
ફુગ્ગાને ફોડી દઈને જુઓ નીકળી હવા.

ઝરણાં પહાડ, બાગ, વનો, રોશની, હવા;
મારી સફરમાં સાથ નથી એકલી હવા.

મેં સાંભળ્યું પણ હું સમજી શક્યો નહીં,
જાણે શું એની વાતમાં ક્હેતી હતી હવા.

આખર સુધી એ સાથ મારો છોડશે નહીં,
હું જ્યાં સુધી જઈશ, જશે ત્યાં સુધી હવા.

પામે એ ઉડ્ડયનની મઝા શી રીતે ભલા,
જ્યારે કે એની પાંખને લાગી નથી હવા.

ક્યારેક મનને બારણે ખખડાટ સાંભળી
જોયું બહાર જઈને તો જાણ્યું; હતી હવા.

'અંજુમ', થયો છે શ્હેરની આબોહવાથી તંગ,
આવે ન યાદ કેમ પછી ગામની હવા.

## પત્રકાવ્ય -૧ / ઉર્વશી પંડ્યા

એકમાત્ર મનગમતા પગરવથી
બધાં જ દુઃખ ને દુરિતનો ઘેરો ભેદાઈ જાય
કારાગારની બેડીઓ તૂટી જાય – એવા સુખી દિવસનો વિચાર
કદી નથી આવ્યો.

અંધારા ઉલેચતી નિમ્ન – અશક્ત આંખ
વર્ષોથી પરત પર પરત બાઝતી ઝાંખપની,
એમાં ફેલાઈ પડેલાં ટાઢાબોળ ધુમ્મસ છેદી અસંખ્ય રંગનો કલરવ
કોળી ઊઠે એકમાત્ર મનગમતા પગરવથી.

આ તારા પગરવ, મારા મનગમતા પગરવના પડઘા રેલાય
શુષ્ક પથરાળી ભોમ માથે જ્યાં એકે દુર્વાંકુર ન ફરકે ત્યાં
લચી પડતાં કર્ણિકાર – મારી ત્વચા જેવા પીળા – સુંવાળા કર્ણિકાર.
અસીમ આકાશની પેલે પાર – મારી વિવશ આરતો ન પહોંચી શકે
એટલે દૂર તારો કરડો છતાં
મારી સુંવાળપને જીવાડનારો પારદર્શી ચહેરો.
અગ્નિશિખા સમો – છતાં સૌમ્ય.
એને જોવા સ્પર્શવાની ઇચ્છાનો અપરાધ મનમાં નથી ઊઠ્યો આજે.
પણ

મારા મૃત્યુ પૂર્વે જ મને ખબર પડે કે –
તારી સ્મૃતિમાં વહેતી નદીનો વણથંભ્યો પ્રવાહ,
તારી પાંપણ તળે જાસૂદ ફૂલનો રંગ તે મારામાંથી જ
અનરાધાર વરસેલાં વાદળાં.
મેં જતનપૂર્વક ઉછેરેલી જૂઈસુવાસ તારા પ્રદેશની એકેય
છલનામયી સ્તબ્ધ રાત્રિથી પૃથક્ નથી.
તેં પોતાની ચોપાસ વાવેલા થોરિયા પરના ઝાકળબિંદુ
આજ દૂર રહ્યે રહ્યે પણ જોઈ શકું છું તારી
તગતગતી આંખના ખૂણે.
શિશિરનાં વૃક્ષોને પાન ફૂટે એવી આશ્ચર્યકારક રાતે
મરણાસને મારે માથે ટમટમતી જ્યોતમાં દેખાય તારું સત્ય –
જેને જોવા જાણવા કે પામવા તું અસમર્થ.
તારી ઘૃણાને પણ તારા પ્રેમ જેટલી જ હળવાશ ને
શ્રદ્ધાથી સમાવી લેતી છાતી
તેં ન જીરવેલા સત્યને કેમ કરી ખમે ?
છતાંય
અપરાજિત રહેવા તરફડતા તારા અસત્યને ય આજે
ચાહું છું – ખૂબ,
જેથી તારો પારદર્શી ચહેરો યથાવત્ રહે.
આજે અજાણ પથ પર પગરણ માંડતા –
મારી બધી જ મિરાત મુઠ્ઠી બંધ મુઠ્ઠી ખોલી વેરી જાઉં
જીવતી રહું તારા પરાજયમાં.
મારા આર્તનાદ, વિહ્વળ પોકાર અને ભયાકુલ રાત્રિઓ
જીવંત રહેશે સત્ય-અસત્યના દ્વન્દ્વમાં ઝઝૂમતા
તારા શરીરમાં, મનમાં.

## પત્રકાવ્ય : ૨

તને યાદ રહેશે એ રાત્રે કેવા વાવંટોળ વિંઝાયેલા ?
કદાચ તું એ ભૂલી શકીશ છતાં ક્યારેક તો યાદ આવવાના
એ દિવસ-રાત.
મારાથી દૂર
ઘણે દૂર ત્યાં મારી પથારીમાં મોગરાની માદક સુવાસ
ને
અધખૂલા નેત્રે ડોકાતી અનુભૂતિ સેલ્લારાતી હશે
તારી રોમાવલિમાં તે ઘડી તને લગીરે યાદ નહીં આવે
એ રાતનું આથી અધિક શાંત ને સુખદ સમર્પણ ?
તારી ક્રૂરતાએ તને આમરણ વિસ્મરણનું સુખ આપ્યું હોય,
તો પણ જે ઘડી તારા વક્ષસ્થળ પર જૂઈ, રાતરાણી ને
ગંધરાજ મ્હોરતાં હશે
ને
તારા હોઠ પર આખું આકાશ પોતાનામાં ભરી લેવા
પાંખ ફફડાવતાં પોપટાનાં ઝુંડ કલશોર કરતા હશે તેવે વખતે
તને જરૂર વિચાર આવવાનો બીજી કોક ધરતીનો
એ જ સુગંધની રાહમાં સૂકાતી, તરડાતી ને દહાડે દહાડે
વંધ્ય થતી ગઈ જે.
ઉન્માદથી કંપતા હોઠનો ચચરાટ અને સુખથી રવરવતો કંઠ
ખેરવતાં રહેશે દૂરની એકાકી રાત્રિના મૂંઝારા.
તને જરૂર યાદ આવશે તારાથી દૂર દિન-રાત ક્રંદન કરતું હૈયું.
તારા અપ્રામાણિક અંધકારમાં દેહ ગોપવી
તારી અભિશપ્ત જાતને ધરબી રાખજે ભીતર – આજ પછી,
જેથી કદી તું તને કે મને કોઈ પ્રશ્ન ન પૂછી શકે.
ચાહ્યા કરજે સોનાનાં વરખ ચઢાવેલાં, જાત માટે તેં સર્જેલા અસત્યો.
તારું સુખ, તારું સત્ય માત્ર -મારી નાભિમાં ગોપિત.

એ જાણપણાની યાતના બદલના અધિકારમાં મારે તને
એ જ જાણપણું આપવું છે કે એ રાતનાં વાવંટોળ પછી
આકાશ-પાતાળ એકાકાર કરતો વિનાશકારી-પ્રલય સર્જાય છે –
દર રાત્રે તારાથી દૂર.... ઘણે દૂરથી ધરતી પર.
સરિયામ સડક પર દોટ મૂકી ભાગી છૂટવા ઝાવા નાખ મન.
મધરાતે આ અનૂરી પથારીનો અવકાશ તજી
ભાગી છૂટવા ઝાંવા નાખે છે મન.
તને ને તારા શહેરને ઊંઘતા મૂકી ચાલી નીકળવું જોઈએ.
મારા મકાનની પાછલી રવેશમાંથી દેખા દેતાં
ઝૂંપડા માંહ્યલી રિબામણી મથામણોને રોજ સાંજે
થાકેલી આંખે પસવારવા મથું તે ઘડી મારા ઘરની
બધી ઊની લ્હાય વરાળો રૂવાંડે-રૂવાંડું દાહે.
દીવાલો, બારી-બારણાં, રાચરચીલુ અને
પરસાળમાં સૂસવતો સજીવ રવ
બધું જ દાલીના સૉફ્ટ વોચીઝના ચિત્ર માફક
પીગળતું રહે
ધગધગતા પ્રવાહીમાં ગળાબૂડ ભીષણ અગ્નિપ્રપાતમાંય
ન પીગળનારી કાળમીંઢ શિલા અડીખમ.
ઋતુની રાહ સાવ જ ઠાલે હાથે પેલા ઝૂંપડાનું ઢાંકણ
એવા પાંડરવાને અથડાઈ પાછી ફરે.
એનાં પડઘાથી કાનની સાથોસાથ બુદ્ધિ બહેર મારે.
જ્યારે જ્યારે ઊભી છું અહીં રાહ જોતી
ને
આ મકાન, પરસાળ, પહોળા મારગ, ભેજવાળી હવા,
આ ઝૂંપડાં, વૃક્ષો ને આ શહેર બધું જ તજી
ભાગી છૂટવા ઝાંવા નાખે છે મન.
પણ
વર્ષોથી દરેક પળ ઇન્દ્રિયો મેલ – સબર્બન ટ્રેન,

બસ, રિક્ષામાં ફેરવાતી રહી છે.
ટ્રાફિક સિગ્નલ પર ભીખ માગતા કુષ્ઠરોગીઓ,
પાવૈયા કે ભાડુતી છોકરાં કાખમાં ઘાલી પાઈ-પાઈ
માટે કરગરતાં અર્ધનગ્ન અશક્ત સ્ત્રી પુરુષો –
છિદ્રો વાટે શરીરમાં પેસી જાણે લોહી – માંસ, મજ્જા ચૂંથે.
આ જ ચૂંથારામાં તારી જાડી ચામડીનો સ્પર્શ જીવતો થાય,
ને
સરિયામ સડક પર દોટ મૂકી ભાગી છૂટવા ઝાંવા નાખે મન.
આજ કાલ
શરીર તાવમાં તવાતું હોય, રક્ત સ્રાવ થતો હોય
ત્યારે માઠાં સ્વપ્નો આવે.
મોટે ભાગે રોજ.
ને
આ માઠા સપનાંથી બચવા તને ને મારા શહેરને
ઊંઘતા મૂકી ભાગી છૂટવા ઝાંવા નાખે મન.
પણ તને મને સાંધતા – વછોડતાં
આ ડામરી રસ્તા, લોખંડી ટ્રેક સિવાય ક્યાં કોઈ
ઠામ – ઠેકાણાં છે થાકેલા પગને થોભવા ?

## માકપન્સગટની સુન્દરી / મૃત્યુંજય

પત્ર આખો લાલ શાહીથી લખાયેલો હતો. કાગળ પણ લોકો પ્રેમપત્ર લખવા માટે વાપરે તેવા પ્રકારનો કશાક આછા કેસરી રંગનાં છાંટણાંવાળો હતો, અને એટલે વાંચવામાં થોડી મુશ્કેલી જણાઈ. અક્ષરય ઘણા જુદા. ઘણા લાંબા સમય સુધી તો મેં એમ જ ધાર્યા કર્યું કે આ પત્ર મીરાંબહેનનો છે. લખ્યું હતું, કેટલો સમય આમ જ બેસી રહેશે. બૈરાંના કરવાનાં કામ – કપડાં ધોવાં, વાસણ માંજવાં, ખાવાનું બનાવવું – ક્યાં સુધી આમ કરશે. ચોખ્ખું લખ્યું તો નહોતું પણ એનો સાર કંઈક આવો હતો કે મારે યોગ્ય કન્યા જોઈ લગ્ન કરી લેવાં જોઈએ. એટલે કે ઘર વસાવી લેવું જોઈએ. આ લીટી વાંચી ત્યારે મને ઝટ ખ્યાલ આવ્યો : અરે ! આ તો કુમુદનો પત્ર છે. આમ કેમ થયું ? અક્ષરો ન ઓળખાયા. બન્નેના અક્ષર તો ઘણા જુદા છે. ભલે. કાગળ પ્રેમપત્રમાં વપરાય છે એવો હતો, પણ એની પાછલી બાજુ સફેદ હોવાને બદલે આગલા જેવી જ કેસરી છાંટણાંવાળી હતી.

મેં જોયું ભાસ્કર આવ્યો છે. એનાં મમ્મી-પપ્પા પણ સાથે આવ્યાં છે. મેં ભાસ્કરભાઈ કેમ છો કહીને બૂમ પાડી, પણ કદાચ એમને સંભળાઈ નહીં ધ્યાન નહીં હોય, કદાચ. એનાં મમ્મીને બોલાવ્યા તો ઓળખતા જ ન હોય એમ કરી બાજુએ જતાં રહ્યાં. ભાસ્કરના પપ્પા 'કેમ છે દોસ્ત' કહી ખભે હાથ મૂકે છે. ઓહ ! કેટલો વજનદાર. લાગ્યું કે હમણાં જ હાથ છૂટો પડી જશે. ફસડાઈ જશે. સાંધો નીકળી જશે. – એમ થાય ખરું ? હાથ લઈ લે તો સારું – મેં વિચાર્યું. મેં કાનમાં હેડફોન ભરાવેલા હતા ને વોકમેન પર કંઈક

મારું પ્રિય ગીત 'જતેમ, જતેમ, જતેમુરેર' વાગતું હતું. પણ કોણ જાણે અત્યારે સાંભળવું ગમ્યું નહીં.

ભાસ્કર ને એ લોકો કેમ આવ્યા હશે ?

ઝાઝું વિચારવું નહીં એમ વિચારીને મેં અવાજ મોટો કર્યો. કદાચ બહાર પણ આછું આછું ગીતનું સંગીત સંભળાતું હોય. મારા કાન ગીતની પંક્તિઓથી ધણધણી રહ્યા હતા ને છતાં ય હું ભાસ્કરના પિતાજી સાથે વાતો કરતો હતો.

કાનમાં વૉકમેન ભરાવી રાખી વાત કરવી અસભ્યતા લેખાય. હું એ જે બોલતા હતા તે ભાગ્યે જ સમજી શકતો હતો ને છતાં ય હસી હસીને મેં કંટાળાજનક રીતે ઉત્તરો આપવા ચાલુ રાખ્યા.

કેવું બેહૂદું ! મારે લગ્ન કરી લેવા એનો અર્થ એ જ કે કોઈ એવી છોકરી/સ્ત્રી સાથે મારે મારું જીવન જોડી દેવું – લગ્નનો અર્થ જ કંઈક એવો જીવન જોડી દેવું એવો થાય છે – જેને હું ઓળખતો જ નથી, જેને હું મુદ્દલ ચાહતો જ નથી અને ચાહી શકું એવી શક્યતા ય નથી. – અને સામો પક્ષ પણ એ જ રીતે નહીં નકારતો હોય એની ય શી ખાતરી ? હું ય એને ન ચાહી શકું અને એય મને ન ચાહી શકે તો પછી સાથે રહેવાનો કશો અર્થ ખરો ? કે પછી મારે મારાં કામ માટે જ લગ્ન કરી લેવાં ? મારાં કપડાં ધોઈ આપે, ખાવાનું બનાવી આપે, એઠાં વાસણ માંજી આપે, અને મારા અભ્યાસખંડમાં પડેલાં વેરવિખેર પુસ્તકોને, પૃષ્ઠોને બરાબર ગોઠવી આપે કે પછી મારી પ્રયોગશાળામાં વિખરાયેલાં પડેલાં સાધનો અને અશ્મીભૂત થયેલાં હાડકાંઓને બરાબર મૂકી આપે. પછી જ્યારે હું માથાકૂટિયા ક્રેનિઅલ મેજરમેન્ટ લઉં અને એનો અહેવાલ લખવા સવારોસવાર જાગું ત્યારે ગરમાગરમ કૉફી બનાવી આપે કે કહે કે હવે આરામ કરો – કાલે લખજો.

કાગળનો અર્થ તો કશોક એવો જ નીકળતો હતો.

ઝાઝું વિચારવું નહીં. એમ કરવાથી તકલીફ થાય છે અને નકામો માનસિક ત્રાસ ઊભો થાય છે.

' – સાહેબ, અહીં કશાક હાડકાં દેખાય છે.'

' હેં હેં હેં...'

'– ક્યારનો ય બોલાવું છું પણ તમે તો જાણે સાંભળતા જ નથી. જાણે

પેલા તમારાં છોકરા-છોકરીઓ સાંજવેળાએ કાનમાં પેલું ટેપનું મશીન ભરાવે છે તેમ.'

મારું મગજ બહેર મારી ગયું છે. હું તો અહીં ઊભો છું. ધોમધખતા તાપમાં, માથા પર સફેદ ટોપી ભરાવીને અહીંથી માનવ અવશેષો મળવા જ જોઈએ – એ જરૂરી છે.

'– શું કરું સાહેબ, બ્રશથી સાફ કરી મોટી કોથળીમાં ભરી લઉ કે પછી તમે...'

'ના... ના... હું આવું છું.'

હાડકાં નીકળતાં જ ગયાં અને લગભગ પિસ્તાળીસ ટકા જેટલા અવશેષો સાંપડ્યા. લગભગ આખી ખોપરી, નીચલું જડબું, અડધોઅડધ પાંસળીઓ, કમરના મણકા, એક હાથનાં આખાં હાડકાં, પંજાનાં પણ ખરાં, અડધું, એક જાંઘનું હાડકું, જમણા પગના પંજાનાં હાડકાં... હાથનો પંજો બતાવી આપતો હતો કે એને અંગુઠો 'ફૂલી ઓપઝેબલ' હતો; એસેટાબુલમ અને ફીમરહેડ પણ બતાવતા હતા કે એ લગભગ ટટાર ચાલી શકતી વ્યક્તિ હશે.

એ શરીર, ના અસ્થિપિંજર, સ્ત્રીનું હતું અને એનાં માપ લીધા વિના પણ મને લાગ્યું કે કદાચ આ જ ખૂટતી કડી છે. હાડારમાંથી તો લ્યૂસી મળી હતી. – આ ?

બે – ત્રણ દિવસમાં જ આનો અહેવાલ લખવો પડશે.

' – આનું નામ શું રાખીશું સર ?'

' – માકપન્સગટની સુન્દરી' મેં કહ્યું.

૨૨ : ૧૦ : ૯૯

## કિસન સોસા સાથે મુલાકાત

નટુભાઈ : શ્રી કિસનભાઈ, ગીત, ગઝલ, અછાંદસ, તાન્કા એમ વિવિધ કાવ્યપ્રકારો સાથે ગુજરાતી સાહિત્યમાં આપ છેલ્લા ત્રણ દાયકાથી કવિકર્મ કરી રહ્યા છો, ત્યારે અમને જણાવશો કે, આ સૌમાં આપણે ગમતો કાવ્યપ્રકાર ક્યો ? અને કેમ ?

કિસનભાઈ : શ્રી નટુભાઈ, પ્રથમ તો હું આપનો તેમજ દૂરદર્શન કેન્દ્રનો આભારી છું જેમણે મને ગુજરાતના ગુણિયલ દર્શકો સમક્ષ ઉપસ્થિત થવાની તક આપી. તમારા પ્રશ્નોના ઉત્તર હું શક્ય એટલા સીધાસાદા શબ્દોમાં સહજ ભાવે આપવાની કોશિશ કરીશ. પ્રથમ ગીત, ગઝલ, અછાંદસ, તાન્કા વગેરે આ બધા જ કાવ્યપ્રકારો મને ગમે છે અને સમય સમય પર, માનસિક અવસ્થાને, મૂડને અનુરૂપ એ કાવ્યસ્વરૂપમાં યથાશક્તિ ખેડાણ કર્યું છે, કરું છું. આમ તો મારી કાવ્યયાત્રાનો પ્રારંભ ગીતથી થયો હતો. શરૂઆતમાં પ્રણયભાવનાલયબદ્ધ ગીતો રચતો, મુગ્ધકાળની એ માગ હશે કદાચ. હૃદયમાં જે જે સ્પંદનો જાગતા તેને ગીતોમાં વ્યક્ત કરવા મથતો રહેતો. આંતરિક ભાવાવેગ, સંવેદનાને અભિવ્યક્ત કરવા માટે ગીતનું માધ્યમ મને અનુકૂળ લાગ્યું હતું. તેથી સહજભાવે જ ગીત તરફ વળ્યો હતો. ઉપરાંત હું જે સમાજમાં જન્મ્યો છું એ સોરઠી સમાજનાં લગ્નો, તહેવારો વગેરે અવસરોમાં મેં સતત એક રંગદર્શી

લયબદ્ધ ભાવસૃષ્ટિનો અનુભવ કર્યો છે. વળી ગીત પ્રત્યેની પ્રીત પાછળનું એક કારણ એ પણ હતું કે એ સમયમાં ગીતો વાંચવા, સાંભળવા ખૂબ ગમતાં. આજે ય ગમે છે. રાષ્ટ્રીય કવિ ઝવેરચંદ મેઘાણીનાં ગીતો... 'હો રાજ મને લાગ્યો કસુંબીનો રંગ' કે 'કોણે નિંદરડી ચોરી હો બેની, તારી કોણે નિંદરડી ચોરી' છે. મહાકવિ નાનાલાલનાં ગીતો, 'હું તો જોગણ બની છું મારા વ્હાલમની, વ્હાલમની, પ્રેમ આલમની' કે 'હું તો ગઈ'તી કદમ્બને ઝાડે કદમ્બનાં ફૂલ લેવા, હું શું જાણું કોણ આવે પછવાડે કદમ્બનાં ફૂલ લેવા' આમ ગીતનાં કદમ્બફૂલોને હૃદયમાં મહેકતાં રાખીને હું ગઝલ તરફેય વળ્યો. આમે ય સુરતનું સાહિત્યિક વાતાવરણ ગઝલમય રહ્યું છે. સુરતમાં જ હવે સમાવેશ પામેલું રાંદેર 'ગઝલનું મક્કા' કહેવાયું છે ત્યારે 'આસિમ' રાંદેરી, બેકાર, રતિલાલ 'અનિલ', ગની દહીંવાળા વગેરે ઘણા ગઝલકારો 'મુશાયરો લૂંટતા' રહેતા.એવા ગઝલમય વાતાવરણમાં ગઝલથી અલિપ્ત રહી શકાય ? શરૂઆત થોડી અછાંદસ ગઝલોથી કરી. ત્યાર બાદ ગઝલમાં છંદો અનિવાર્ય હોવાનું જાણી છંદબદ્ધ ગઝલ તરફ વળ્યો. ત્યાર પછી ગઝલ મારો વિશેષ પ્રીતિપાત્ર કાવ્યપ્રકાર રહ્યો છે. આજે તો ગઝલ મારી જીવાતી જિંદગીનો શ્વાસ બની ગઈ છે. મારી અનેકાનેક અનુભૂતિની વાહક બની રહી છે.

નટુભાઈ : જાપાનીઝ કાવ્યપ્રકાર 'તાન્કા' એ ગુજરાત ખાતે આપની શોધ કહેવાય છે. 'તાન્કા' ક્ષેત્રે આપનું ખેડાણ પણ સમૃદ્ધ અને ઉચ્ચ ગુણવત્તાવાળું રહેલું છે, ત્યારે 'તાન્કા' કાવ્યપ્રકાર તરફ આપના વિશેષ અનુરાગનું કારણ જણાવશો ?

કિસનભાઈ : પ્રથમ, જાપાનીઝ કાવ્યપ્રકાર 'તાન્કા' ગુજરાત ખાતે મારી શોધ કહેવાતી હોય તો તે વાત આંશિક રીતે સાચી હશે, સર્વાંશે

નહીં. તાન્કા સ્વરૂપથી હું પરિચિત થયો કવિ શ્રી સ્નેહરશ્મિના હાઈકુ સંગ્રહથી. જોકે એમણે વધુ તાન્કા લખ્યા નથી. લઘુ સ્વરૂપમાં પૂર્ણ કવિતા પ્રગટાવવાની મોકળાશે, ક્ષમતાએ તાન્કા તરફ હું વળ્યો. 'અવનિતનયા' નામક તાન્કાસંગ્રહ પણ આપ્યો. જેની પ્રસ્તાવના કવિશ્રી જયન્ત પાઠકે આલેખી છે અને તેમાંની તાન્કા રચનાઓ કવિશ્રી રાધેશ્યામ શર્મા, શ્રી વિષ્ણુપ્રદાસ ત્રિવેદી જેવા ઘણા ધુરંધર સમીક્ષક કવિ ભાવકોને સ્પર્શી છે. તાન્કા પ્રત્યેના મારા વિશેષ અનુરાગ વિશે એટલું જ કહેવાનું છે કે તાન્કા એવી તો એક ફૂલદાની છે, જેમાં આકાશગંગાને રોપી શકાય. તાન્કામાં વિપુલ સર્જન-શક્યતાઓ ભરી પડી છે. મારી એક તાન્કા રચના છે :

*બ્રહ્માંડ ઝૂકી*
*નીરખી રહ્યું પૃથ્વી*
*કરોડ આંખે...*
*ધૂળે તૃણથી સીડી, ચડવા મથે કીડી*

હાઈકુની જેમ તાન્કા પણ સર્જકને મિતભાષી બનાવી ઘણા ઊંડાણમાંથી બોલતા શીખવે છે. અન્ય કાવ્યપ્રકારોમાંની મારી મુખરિત વાણી અમુખરિત, સંયમિત, થોડી મૌન થવા ઇચ્છતી હતી. તાન્કામાં એ શક્ય બન્યું. અહીં બીજી એક ખાસ વાત એ કહેવી છે, જેમને હાઈકુ તાન્કામાં રસ હોય તેમણે કેન્યા નિવાસી શ્રી મહમદ રૂપાણીનું પુસ્તક 'જાપાનીઝ કવિઓના એક હજાર નેવું હાઈકું અને વાકા' વાંચી જવા.

નટુભાઈ : પ્રવર્તમાન સમયની દલિત કવિતા વિશે આપનો પ્રતિભાવ ?

કિસનભાઈ : ખૂબ સારો. વળી નવી નવી દલિતકલમ સક્રિય થઈ રહી છે. નીરવ પટેલ, દલપત ચૌહાણ, ભી.ન. વણકર, પ્રવીણ ગઢવી, હરીશ મંગલમ્, મધુકાન્ત કલ્પિત, મૌન બલોલી, જીવણ ઠાકોર, પ્રા. યશવંત વાઘેલા જેવા અનેક ધિવરેલા

કવિઓ દલિત કવિતામાં ઉત્તમ ખેડાણ કરી ચૂક્યા છે. વાર્તા નવલકથા ક્ષેત્રે પણ ઘણું સારું કામ થઈ રહ્યું છે. શ્રી જોસેફ મેકવાન, ડૉ. મોહન પરમાર, શ્રી કેશર શિવમ જેવા ઘણા ગદ્યકારોએ દલિત સાહિત્યને સમૃદ્ધિ અને ગૌરવ આપ્યું છે. શ્રી જોસેફ મેકવાન તો દલિત સાહિત્યનું સુવર્ણકળશે આલોકિત શિખર છે.

નટુભાઈ : આપણા સર્જન પાછળનું મુખ્ય પ્રેરકબળ ? આપનો શબ્દ કઈ રીતે પ્રગટે છે ?

કિસનભાઈ : મારી જીવનપરિસ્થિતિ. મારો શબ્દ બહુધા મારી પરિસ્થિતિમાંથી પ્રગટે છે. જેવી પરિસ્થિતિ તેવો ચિત્કાર-ટહુકાર. મારો એક શેર છે :

*ધીમે ધીમે ચામડી ફોડીને પરસેવો ઝમે,*
*દોસ્ત અન્વેષક, કવિતા એમ ઊગે છે મને !*

નટુભાઈ : આપણી ઘણી ગઝલોમાં, ગીતોમાં પ્રણયની કોમળ ભાવનાનું દિલચસ્પ નિરૂપણ થયું છે. આપણી ગઝલના અનેક શેરોમાં એક માધુર્યપૂર્ણ વિષાદ છલકે છે. એક દર્દીલી મધુરપ ટહુકે છે. ઉદાહરણ રૂપે આપનો એક શેર :

*ત્યાં પછી ક્યારેય ના ખીલ્યું એ ચહેરાનું કમળ*
*એક ખાલી બારી મેં જોયા કરી વરસો સુધી.*

તો આવી સુકમાર પ્રણયભાવનાની સૌરભ ફેલાવતા એ ચહેરાના કમળની અને ખાલી બારીની હકીકત શું છે ? જણાવશો ?

કિસનભાઈ : લગભગ ૧૯૬૩માં સુરત સુધરાઈમાં હું 'ક્લીનર' તરીકે નોકરી કરતો હતો તે સમય દરમ્યાન આ 'ચહેરાના કમળની બારી' ઊઘડી હતી. આ બારીના ઊઘડવા સાથે મારી બીડાયેલી

પાંખડીનો શબ્દ પણ શતશત પાંદડે ઊઘડ્યો હતો, જો કે આજે પરિસ્થિતિ પલટાંઈ ગઈ છે. છતાં એ જૂના દિવસો હું ભૂલી શકતો નથી. આજેય ક્યારેક એ મારા સર્જન પર પોતાનો પાલવ બીછાવી દે છે અને મારા હોઠ પર આ ગઝલ ગૂંજી ઊઠે છે.

> એ લાગણીનું ગામ તને યાદ તો હશે
> તારો જૂનો મુકામ તને યાદ તો હશે ?

નટુભાઈ : સતત સર્જનપ્રક્રિયામાં રમમાણ રહીને આપે 'સહરા', 'અનાશ્રિત સૂર્ય' જેવા સત્ત્વશીલ કાવ્યસંગ્રહો આપ્યા છે. તેમાંથી 'અનસ્ત સૂર્ય', 'અનૌરસ સૂર્ય' અને 'સૂર્ય જેમ ડૂબી ગયું હાર્મોનિયમ' કાવ્યસંગ્રહોને તો ગુજરાત સાહિત્ય અકાદમીનાં પારિતોષિક પણ પ્રાપ્ત થયાં છે. આ બધા કાવ્યસંગ્રહોના શીર્ષકોમાં અને મોટા ભાગની આપની રચનાઓમાં 'સૂર્ય' આપનું પ્રિય કલ્પન બની રહ્યું છે. આપની આ સૂર્યપ્રીતિ વિશે કંઈક કહેશો ?

કિસનભાઈ : અગાઉ જણાવ્યું તેમ હું સતત તડકામાં ચાલ્યો છું. સૂર્યની ખૂબ નિકટ રહ્યો છું, એટલે સૂર્યનો પ્રવેશ મારા સર્જનમાં ખૂબ સાહજિક રહ્યો છે. સૂર્યના પ્રતીકને મેં અનેક સંદર્ભમાં પ્રયોજ્યું છે.

નટુભાઈ : એવું કહેવાય છે કે કિસન સોસા એટલે સંવેદનાથી સરાબોર કવિ. આપણી પ્રત્યેક કવિતામાં સમાજમાં વ્યાપ્ત દુઃખ, દર્દ, વ્યથા, કરુણા, અન્યાય અને યાતનાપૂર્ણ જિંદગીનો ઉચ્છ્વાસ સંભળાય છે. પાતાળગંગાની જેમ એક વેદના વહેતી રહી છે. શું વેદના અને વ્યથા જ તમારો વારસો છે ? જીવનની કોઈ મોટી ચોટ કે આઘાત શું આની પાછળના કારણમાં છે ?

કિસનભાઈ : શ્રી નટુભાઈ, કવિમાત્ર સંવેદનાથી સરાબોર હોવાનો જ.

અલબત્ત, એની માત્રામાં વધઘટ હોવાનો સંભવ ખરો. જિંદગીનાં દુઃખ, દર્દ જેટલા ગાઢ એટલી સંવેદનાની માત્રા તીવ્ર. માત્ર તેર વર્ષની કાચી વયે માતાપિતાની છત્રછાયા ગુમાવી. કૈશોર્યથી જ કરમ કઠણાઈ ચાલુ થઈ જે આજે ય જારી છે. વયની સાથે વેદનાનો પડછાયો પણ વધતો ગયો છે. મારો એક શેર છે :

*તડકો જ હમસફર રહ્યો તડકાના મુલ્કમાં,*
*છાંયે પ્રવેશવાનો અનુભવ થયો નહીં.*

આમ, હું તડકામાં જ ચાલ્યો છું. તડકાના મુસાફરને હોઠે ચાંદનીનાં ગીતો ક્યાંથી? એવી આત્મવંચના ક્યાંથી લાવવી? એટલે મારી રચનાઓના કેન્દ્રમાં વેદનાનો સૂર મુખ્ય રહ્યો હોય તો તેમાં કશું નવું નથી. હા, એ સાચું છે કે શબ્દમાંકે જિંદગીમાં મેં મારા વાસ્તવને ક્યારેય છુપાવ્યું નથી. મરાઠી દલિત કવિ શ્રી નારાયણ સુરવેએ કહ્યું છે કે 'જે સર્જક પોતાના વાસ્તવને છુપાવે છે તેની પર મને વિશ્વાસ નથી' અને જે પ્રામાણિકતાથી પોતાના વાસ્તવને વફાદાર રહીને જીવે છે તેને ચોટ અને આઘાત મળતા જ રહેવાના.

નટુભાઈ : ગુજરાતમાં ૧૯૮૫ના અનામત આંદોલન પછી ગુજરાતી દલિત કવિતોએ વેગ પકડ્યો, પણ આપણી કવિતા એ પહેલાં ઘણા સમયથી દલિત અને પીડિતની વાત કરતી આવી છે. શું આપને દલિત કવિ તરીકે ઓળખાવું ગમે છે?

કિસનભાઈ : મારા પ્રારંભિક દલિત સંજ્ઞા વિહીન સર્જનકાળથી જ હું પીડિતજનની વેદના સંવેદના સાથે સંલગ્ન, એનાં સુખ-દુખમાં રમમાણ રહ્યો છું અને એમાં નવાઈ નથી. હું પોતે પીડાનું સંતાન છું. આ પીડાના પરિપાકરૂપ મારા પ્રથમ કાવ્યસંગ્રહનું શીર્ષક ઝાંઝવાના ઘૂંટ ભરતા અને તડકો આરોગતા, જગતના

દરિદ્ર અને દુઃખી માણસના પ્રતીકરૂપ 'સહરા' રાખ્યું હતું. એ સાચું છે કે ગુજરાતી ભાષામાં દલિત સાહિત્ય આંદોલન પગભર થયું નહોતું એ પહેલાથી મારી કવિતામાં દલિત સંવેદના વ્યક્ત થતી રહી છે. તેમ છતાં ઠીક ઠીક સમય સુધી દલિત કવિતા તેના મૂળ મિજાજમાં આલેખી શક્યો નહોતો. જે લખી હતી તે છપાવી શક્યો નહોતો. કારણ કે, એ સમયે એવી લાવારસ જેવી લાલચોળ કલિત કવિતા પોતાનાં પાનાંઓ પર ઝીલી શકે એવું એક સમર્થ, પ્રગતિશીલ, દલિતોનું હામી સામયિક ગુજરાતમાં નહોતું. પ્રતિબદ્ધ પાક્ષિક 'નયા માર્ગ'ના ઉદ્દભવ અને તેના દલિત સમાજ સેવાક્ષેત્રે પ્રામાણિકપણે સક્રિય એવા કર્મશીલ તંત્રી શ્રી ઇન્દુભાઈ જાનીના સંપર્ક સાથે મારામાં રહેલી દલિત સંચેતના સહસ્ર જ્વાળે પ્રજ્વળી ઊઠી અને એ જ્વાળાઓમાંથી સર્જાયો 'અનૌરસ સૂર્ય'. 'દલિત' શબ્દ અસ્મિતાથી ભર્યો ભર્યો ગૌરવયુક્ત શબ્દ છે. એ શબ્દ સાથેની કવિની ઓળખ ગૌરવપૂર્ણ જ હોવાની.

નટુભાઈ : સુરત જેવી લહેરીલાલાઓની સંસ્કારનગરીમાં રહીને કાવ્યસાધના કરતા રહ્યા છો ત્યારે અમને એ કહેશો કે, 'પ્લેગ,' 'સ્વચ્છ સુરત અભિયાન' વગેરે કારણે રાષ્ટ્રભરમાં લાઇમટાઇમમાં રહેલી આ નગરી આપના કાવ્યજગત/ભાવજગતમાં પ્રવેશ પામી છે ખરી ? તો કાવ્યસાધના અને વાસ્તવિક જીવનમાં સુરત નગરીનો, હવે મહાનગરોનો, પ્રભાવ કેવો ને કેટલો ?

કિસનભાઈ : સુરત મારી માતૃભૂમિ છે. સુરતની માટીમાંથી મારો દેહ ઘડાયો છે. જો કે સુરત વિશે જ્યારે વાત કરું છું ત્યારે મારા મનમાં એ કવિતાની પંક્તિઓ જેવી શેરીઓનું જૂનું સૂરત છે. એ સુરતની સુરત નિરાળી હતી. એના તહેવારોઅવસરોના રૂપરંગ અનોખા હતા. ત્યારે ઉનાળુ સાંજે સુરતના એકમાત્ર રાજમાર્ગ

પર સુરતીજનો ટહેલવા નીકળી પડતા. અજાણ્યા, સુકુમાર ચહેરાઓ અને તેની તારામૈત્રક સાધતી પસાર થતી મુગ્ધ આંખો યુવા હૃદયને ઝંકૃત કરતાં રહેતાં. મારી ઘણી રંગદર્શી કવિતાઓમાં આ કોમળ ચહેરાઓ અને તેના મુગ્ધ નેત્રોના પલકારા ઝિલાયા છે. આ બધા જ અજાણ્યા ચહેરાઓ અને તેની સ્નેહાળ આંખોને હું યાદ કરું છું અને સલામ કરું છું. અહીં મને દેવમણિ પાંડેયનો એક શેર યાદ આવે છે.

*જિંદગી કે નામ પર ક્યા કુછ નહીં તુને કિયા,*
*શુક્રિયા, મેરે શહર, સો બાર તેરા શુક્રિયા !*

જો કે સમયે ખૂબ ઝડપથી કરવટ બદલી છે. અમારું એ શાંત શેરીએ ગરબે ઘૂમતું સુરત શહેર ટ્રાફિકના ઘોંઘાટમાં અને પથ્થરની ભીડમાં ક્યાંક ખોવાઈ ગયું છે. આજે તો સુરતે 'લઘુભારત'નું સ્વરૂપ ધાર્યું છે. દેશભરમાંથી અનેક લોકો સુરતમાં આવી વસ્યા છે. આ બધી જટાજાળમાં અસ્સલ સુરતી નેપથ્યમાં ધકેલાઈ ગયો છે. જે રાજમાર્ગ પર અગે નિરાંતે ટહેલતા એ આજે ઓળંગવો મુશ્કેલ બની ગયો છે. સુરતની મૂરત મારા કાવ્યજગત/ભાવજગતમાં ઘણી વાર ઘણી રીતે પ્રવેશી છે એ સંદર્ભે મારી એક તાજી ગઝલ પેશ કરવાની રજા લઉ છું.

*હ્રેષાને હણહણાટનો ઘોડાર થઈ ગઈ,*
*હરણાસમી ક્ષણો બધી તોખાર થઈ ગઈ.*

*ડાળી તૂટી તડાઈ દઈ તલવાર થઈ ગઈ*
*આ કુંજ રણભૂમિ સમી ખૂંખાર થઈ ગઈ*

*પુષ્પો હતાં એ ગોફણે પથ્થર બની ગયાં,*
*ફોરમ હતી કદીક એ ફુત્કાર થઈ ગઈ.*

માણસના અશ્વપુરમાં 'તાપી' તણાઈ ગઈ,
મેડીઓ મત્ત મિજાજની બિસ્માર થઈ ગઈ.

માટીની ભીંત થઈ ગઈ દીવાલ કાચની,
સીધી સરળ સીડી ય સર્પાકાર થઈ ગઈ.

ખૂણો બની બેસી પડી છે સાંજની લટાર,
મારા શહેરની હર જગા ચિક્કાર થઈ ગઈ.

આવી જ રીતે પ્લેગના સમયમાં પણ સુરત મારા શબ્દમાં પ્રવેશ્યું હતું. એ સમયે રાત્રે ત્રણેક વાગે અમારા મહોલ્લામાં બૂમ ઊઠી કે પાણીમાં ઝેર છે. આખોય મહોલ્લો ધબાધબ પાણી ઢોળવા લાગ્યો. ખરેખર શું થયું હતું તેની કોઈને ખબર પડતી નહોતી. અમારા ઘર પાછળના ધોરી માર્ગ પર લોકો ચહેરા પર રૂમાલ બાંધીને ભયાંકિત પસાર થતા હતા. એવી જ અટકળમાં સૂર્ય ઊગ્યો ને તડકાની જેમ ચારેય તરફ અફવા ફેલાઈ ગઈ કે સુરતમાં મહામારીએ દેખા દીધી છે. ફલાણા વિસ્તારમાં અમુક લોકો લોહીની ઊલટી કરીને મરી ગયા. પ્લેગ.. પ્લેગ... જોતજોતાંમાં લોકોમાં નાસભાગ શરૂ થઈ ગઈ અને જ્યાં કિલ્લોલતા પરિવાર વસતા હતા ત્યાં ભૂત રડે ભેંકાર જેવું ભારેખમ વાતાવરણ છવાઈ ગયું. એ સમયે લોકો તો ભાગ્યા પણ સાથે સાથે જે તે વિસ્તારના ડૉક્ટરોએ પણ દોટ મૂકી. રણવીરોએ રણ છોડ્યું. એક ભાગ્યો નહીં કે ભાંગ્યો નહીં એ મૂળ સુરતી. સુરતીની એ મર્દાનગીને, તેની નગરપ્રીતિને ગઝલમાં મેં આ રીતે સલામ કરી હતી.

બુકાની બંધ શહેરને ચહેરા ઉપર રૂમાલ
ચોંકેલા શ્વાસ શ્વાસ કે શકમંદ હવાની ચાલ

આંટી ઘૂંટીએ એની સકળ છટપટી રહ્યા
પ્રસરી પવન મહીં કશી એવી અજીબ જાલ

એક સરખા કંપને અહીં કંપી રહ્યા છે બેઉ
નળિયાં વિલાયતી અને કંઈ ભારતી તમાલ

અણદીઠ એ પ્રહાર સામે ઝૂઝતી કંઈ 'ઢાલ'
કંઈ 'ઢાલ' તો ભાગી છૂટી છે સાચવી નિજ ખાલ

ઓળા આ ઓગળી જશે આજે નહિ તો કાલ
આકાશમાં આંકી જશે પણ કેટલા સવાલ

વળગી રહ્યા એ હંસ-સા દવગ્રસ્ત વૃક્ષને
છે ધન્ય તારા નામને, સુરતી, તને સલામ.

(સુરત માહિતીખાતાના પૂર્વનિયામક શ્રી નટુભાઈ પરમારે દૂરદર્શન – અમદાવાદ પર કવિ કિસન સોસાની લીધેલી મુલાકાત.)

## સૌન્દર્ય શું, વિરૂપ શું, વૃત્ત એ જ સાથી ! / અલગારી

ચાલતી સાયકલે થેલામાંથી છાપું કાઢીને એ ઓટલાની દિશામાં ઘા કરે છે, થોડો અવાજ થાય છે. છાપાનો રફ કાગળ કહે છે કે વિશ્વંભરના પડઘા ઝીલે છે, પડઘા પાડે છે પણ એનું આગમન 'પછડાવું' હોય છે, ઘટનાસભર છાપાનું આગમને પછડાયાની ઘટના બને છે, પછી એક હાથે એ ઊંચકે છે અને શ્રીના જેવું મથાળે વાંચવા જોવા ટેવાયેલી આંખોને કોઈ અશુભનું શીર્ષ એટલે કે શીર્ષક દેખાય છે. આ અશુભ છાપાના માથે ચઢી ગયું છે કે દુનિયાના માથે – એવો પ્રશ્ન કાંઈ કોઈ વાર થાય છે અને પેલા પાગલ કવિની પંક્તિ પણ સાંભરે

*હેડ ન્યૂઝના ફોટા બાળી,*
*વ્યંઢળ બેઠા માથે જોને !*

વ્યંઢળોની છબિ પણ હોય છે ને ફર્શ પર પછડાયાની કોઈ પીડા એમના ચહેરે દેખાતી નથી. માણસે શોધેલો ભોજપત્ર, તેના પર બ્રાહ્મીલિપિના અક્ષરો તો નવરા પંડિત વાંચે છે, કે વાંચી શકે છે, પણ અહીં તો પંદર દિવસે પસ્તીવાળાની રાહ જોવાય છે. મારા જ લેખવાળો કાગળ મમરાનું પડીકું છૂટે ને દેખાય એ દિવસો ગયા તે ગયા. બજારમાં ગયેલો હું કોઈક બહાને કાચા સૂતરના તાંતણે બંધાઈને ઘરે પાછો ફર્યાની ઘટના બાયબલની પેલી પુનરાગમની વાર્તાને જીવંત કરે. વારસો લઈ ઘરથી છૂટો થઈ બહાર ગયો, વારસો મોજશોખમાં લૂંટાવી પાછો ફર્યો, દીકરો પાછો ફર્યાની ખુશાલીમાં જ્યાફત ગોઠવી, આ મારા લેખવાળો કાગળ તો પુનરાગમન સાથે મમરાની ઉજાણીયે લેતો આવ્યો.

જવાના દિવસો પેલી ખૂણે પડેલી પસ્તીમાં જાય છે. અરીસો, બીજા અરસાને જુએ ત્યારે કંઈ જ જોતો નથી કેમ કે બંને અરૂપ હોય છે. આ ખાટલે બેઠી પસ્તી અને ખૂણે પડેલી પસ્તી એકબીજાને જુએ છે ત્યારે પોતાને જ જુએ છે : આ ચમત્કાર જેવા હોય તેવા 'રૂપ'ને છે. 'અ' પૂર્વગ લગાડે કે 'સ' પૂર્વગ લગાડો – સમય એને ઉરાડી મૂકે છે. હા, માણસોમાં આ પૂર્વગ લગાડવાની ને પૂર્વગને ઉખેડવાની બાળરમત ચાલ્યા કરે છે. બાળકને વહેલું અક્ષરજ્ઞાન મળે તે માટે એને ચોક કે કોલસાની ભીંત બગાડવા દો – અને સફેદ કાગળ પર છપાયેલા કાગળ ભીંત બગાડ્યા જેવા હોય તોયે બગડવા દો ! મારે માટે દવાની ગોળીઓની નાની બાટલી આપી ગયેલા છોકરાની નજર ખૂણે પડેલી પસ્તી પર પડી છે, એ મારા કાંઈ પણ અભિપ્રાયની દરકાર વિના બારણે ફેરિયાની બૂમ પડશે ને 'કાઢી નાખશે...' મને એ શા માટે દવા આપી ગયો ? ફેરિયા છાપા સાથે રોજ એક જીવતો માણસ નાખી જતો હોય તો ? ગયા પછીએ ઘરમાં રહેવાનું તો મળે; ચોર્યાસીનું ચક્કર ભલે ચાલ્યા કરે...નીકળી જઈએ તોયે તાજી આવૃત્તિ રૂપે કરી ગૃહપ્રવેશ તો મળે !

આ અખબાર જન્મે જ પ્રૌઢ હોય છે ! માણસ ચતુર છે એ બાળક રૂપે ઘરમાં આવે છે અને એક જ આવૃત્તિ, વિકસતી, પછી કરમાતી રોજ રોજ પર થાય છે, એને વાંચી શકાય એવું અસ્પષ્ટ છાપ જેવું છાપું રાખવા ઉપચારો થાય છે, પણ છેવટે પસ્તી રૂપે તેને બહાર કાઢવો પડે છે. આખી બારાખડી કાઢી નંખાય છે અને બારાખડી શીખી શકે એવી તોતડી બોલીવાળા બાળકના આગમનની રાહ જોવાય.

તાપણાના, પૂર્વજીવનના દિવસોમાં કરાંઠી ભેગા કાગળ બાળતો ત્યારે ડોશીની રાડ પડતી ઓલવી નાખો. તારા પર સરસ્વતી રૂઠશે. અક્કલ તો હવે આવી કે આ કાગળ પણ બાળવાના કાષ્ઠમાંથી જ બનેલો. ડોશી હોય તો કહે; થોડું ભણ્યો ને આવડો મૂરખ થયો, તો ઝાઝું જાણીને કેવો મોટો મૂરખ થયો હોત ! આજે કાગળ બાળે છે તે ચોપડાં બાળવા મંડ્યો હોત... પણ ચોપડાની સાઈઝના કાગળની પસ્તી બનતી નથી. એના કશું કાચા કે પાકા તાંતણે બાંધી શકાતું નથી ? હા, 'માસ્તરો અને પંડિતો એની સાથે પોતે જ બંધાયા છે ! કેવી રફ જિંદગી જીવે છે' કોઈ મિત્રનો અવસાદભરેલો ઠપકો

સાંભળું છું... આ છાપાના કાગળ કહે છે. ઝટ નિકાલ માટે રફ જ રહેવું. આજના લ્હાવા લીજીએ, કાલ કોણે દીઠી હે !' એ ગાનાર સંતે કહે છે કે છાપાં જોયા જ નહોતાં ! એ ખરેખર સહદેવ હશે – અખબાર પૂરતા !

આ માણસ અદ્‌ભુત છે. કહે છે કે અક્કલવાળું પ્રાણી પૃથ્વી પર એ એક જ છે ! અમે એકબીજાનો ન્યાય કરીશું અને યુદ્ધ કરીને માણસોના નિકાલ દ્વારા પણ ન્યાયને જીવતો રાખીશું; માણસ સિવાય, પેલો ઈશ્વરનો ન્યાય પણ અમે કરીશું ! અમે એને પીતામ્બર પહેરાવીએ કે એણે વ્યાઘ્રચર્મ – પહેરવું પડશે, અમે હાથમાં દંડ આવીએ કે ત્રિશૂળ – એમને પકડી રાખવું પડશે હા, અમે કહીશું એમણે એ 'ધારણ' કર્યા છે. હવે તો એમના દસ સ્વરૂપ વત્તા દેવદરબારના દરબારીઓની છબિઓ પણ પેલી પસ્તીમાં પણ છે. ઇહલોકની અપ્સરાઓ જેવી નટીઓના પાત્ર બનેલા છાપામાં પોતે ય વાનગી રૂપે પીરસાય એ વિશે તેઓ સુરુચિ અને વિવેકનો પ્રશ્ન ઉઠાવતા નથી. રૂપ તો ઈશ્વર છે એટલે એ ભલે પસ્તીમાં ચાલ્યું જાય, પણ આ દેવછબિઓ પણ ચાલી જાય છે. રાવણનાં પૂતળાં દર વર્ષે બળે, એ મૂળે તો એમના અમર જીવનનો સંકેત કે ગભીતાર્થ હશે.... તો પસ્તીમાં ગયેલા દેવ બીજી જયંતીએ ફરી છાપામાં જીવંત થાય ! પણ પૂતળાદ્હન અને જયંતી છબિ – બધું પસ્તીમાં ચાલ્યા જાય છે. પૃથ્વી પરની અપ્સરાઓ પણ ! છાપાનો કાગળ પાથરી તેનાપર બંને હાથે શિશુને તોળાયેલું રાખેલું. 'છિ' કરવા માટે આપણે તો ગંગાવતરણની કથા જ યાદ રાખવાની. ગાંધીજીના ત્રણ વાંદરાના ક્યા વાંદરા આપણે બનવું તે આપણા પર છોડેલું છે અને આપણે સાપેક્ષ ન્યાયે એક નહીં, ત્રણેય વાંદરાં બનવાનું છે ! કહે છે કે ગાંધીજીના ત્રણે વાંદરાં પુરુષ ! ગાંધીજીને આમ પણ નારી જાતિ પ્રત્યે આદર નહીં તો મમતા તો હતી અને મમતા જ શ્રેષ્ઠ આદર છે, તે કોઢિયાના ઘાને પણ પ્રેમથી ધુએ છે. દેવો પોતાના ત્રણ ત્રણ યુગ જૂનાં વાહન બદલતા જ નથી : કંપનીઓ દર વર્ષે નવાં મૉડેલની કાર, વિમાન બહાર પાડે છે એમાં એમને જરાય રસ નથી ! પણ એ ખૂબ શાણાં છે ! પોતાના વાહનને કોઈ સેકન્ડહેન્ડ, જરી પુરાણાં ન કહે એ માટે એના પર 'સનાતન'ની નહીં ઊખડે એવી નામપટ્ટી મારી દીધી છે ! અખબાર પસ્તી થાય છે અને રોજ રોજ તાજાં થાય છે – એ

જૂજવી આવૃત્તિએ 'સનાતન ભાસે' છે ! માણસમાં રહેલી ભાતભાતની વૃત્તિઓ છાપાની તાજી આવૃત્તિ બની જાય છે. 'સૌન્દર્ય શું, વિરૂપ શું, વૃત્ત એ જ સાધી !' કવિ કાન્ત, તમે સાંભળો છો કે ?

અખબારો પ્રગટ થતાં નહોતાં એટલે 'ગાલિબ'ને બજારમાં જવું પડતું અને દુકાનદારોની આતુર, આશાભરી આંખો (નયનો તો નારીને હોય !). એમને જોઈ રહેતી. છોકરા પીપરમિન્ટ લેવાયે આવે છે તો આ ગોળનો ગાંગડોયે લેવા નીકળ્યો હશે એવો ભાવ એ આતુર આંખોમાં વાંચીને તેમની આશાને આઘાત ન લાગે અને કોઈ બીજા રાહદારી સામે જુએ એવી અપેક્ષાએ એમણે સ્પષ્ટતા કરી :

બાઝારસે ગુજરા હું, ખરીદાર નહીં હું !

ત્યારે હોમડિલિવરીએ અખબાર આવતાં નહોતાં. હવે હોમડિલિવરીએ અખબાર બજાર લઈને ઘરે આવે છે ! એની કાખઘોડીના આધારે તો અખબાર ઊભાંયે છે અને ચાલે પણ છે ! એમાં હોમડિલિવરીએ માલ-ચીજ પહોંચનારા ઉદારાત્માઓની ખુલ્લી ઓફર હોય છે. આ અખબાર રાજકારણ, કૌભાણ્ડ, લૂંટ, ખૂન, ઇનામ એવોર્ડ, ઝઘડા, શાંતિસમિતિ સાથે આખું બજાર ઘરે લઈ આવે છે અને આ જગતમાં આપણું તેજ ખમી ન શકનારા તેજોદ્વેષીઓ ભલે આપણને ભૂખડીબારસ, ખાલી હાંડલું, શ્રીકૃષ્ણ શરણમ્ મમ:નો પાઠ કરનારો સુદામા માનતો હોય છે. જાહેરાત આપનારાઓ આર્ષદ્રષ્ટા હોય છે, એમની મંગળ દૃષ્ટિ આપણને કુબેરી ભંડારીના નહીં તોયે લક્ષ્મીના વારસ રૂપે જુએ છે. વિજ્ઞાનીઓ પદાર્થોમાં શક્યતા રૂપે જુએ છે, વેપારીઓ શક્યતાઓ પણ વિશ્વાસના રૂપમાં જુએ છે. *આ જગતમાં દુકાને જઈએ તો અચૂક આવકાર મળે છે ! દુકાનો છે ત્યાં સુધી આ જગતમાં કોઈ ઉપેક્ષિત હોઈ શકે ખરો ?* મૉડેલો દ્વારા મૉડેલો ! આ હેન્ડસમ હોમ ડિલિવરી નહીં તો શું ? 'ઘર ભરવા' શબ્દોનો ધ્વનિ કર્ણપ્રિય ન બનતો હોય તો મારી બહાર આ જગત ભરપૂર છે – બલકે આર્કિટેક્ટે રચેલા ગોડાઉન જેવું નહીં વસ્તુભંડાર જેવું, ઘટનાપ્રધાન જાડી, લોકપ્રિય નવલકથા જેવું છે એવો આધ્યાત્મિક ભાવ છે. જગત એટલે વસ્તુજગત અને વસ્તુઓ માણસો માટે હોય છે. કેવા માણસો માટે એ ગૌણ પ્રશ્ન છે.

સર્વ વસ્તુભંડારે જવાની જરૂર નથી, છાપાંરૂપે સર્વ વસ્તુભંડારથી ઘરે આવે છે. અપ-ડાઉનના સિદ્ધાંતે તમે અપરસ પણ કહો. માણસની એંઠ તે ચકલીનો ખોરાક ! આપણે શા માટે જીવનભર પોતાને માણસ માનીએ ? કાકાસાહેબ કહે છે કે 'વિવિધતામાં એકતા સ્થાપવામાં જ પ્રભુનો આનંદ રહેલો છે !' આપણે માણસ રહીને પ્રભુનો આનંદ માણી શકીએ એટલે તો અખબાર એક હોવા છતાં વિવિધતાનો સંભાર છે – અને માણસ એવો જીવ છે કે એને જરૂર હોય ખોરાકની પણ એ આંગળાં ચાટીને અથાણાંનો આનંદ જ માણે છે ! 'કાળા ઘાસના ઘાસિયામાં પતંગિયાં !' એ કોઈ આધુનિક કવિતા નહીં, રોજિંદું અખબાર છે. કાળા ઘાસના ખેતરને ચાડિયો ન હોય, પણ શૂન્યમાંથી શૂન્ય કાઢી લો તો પણ તે શૂન્ય જ રહે છે. આંખ એમાંથી ઘણું બધું ચૂગી લે તો પણ કાળા ઘાસનું પ્રત્યેક તરણું હોય તે જ, તેવું જ રહે છે. આ અક્ષયનો એક જ દિવસમાં અસ્તિત્વ હોવા છતાં ક્ષય કેમ થતો હશે ? વિજ્ઞાની છાપું જુએ છે પણ તેને આ પ્રશ્ન તેમાંથી જડતો નથી. જીવનવસ્તુ ખચિત હોવા છતાં ખાલી ખાલી લાગે એ સત્ય શું કાળા ઘાસથી સરભર ખેતરને પણ લાગુ પડતું હશે ? આ કાળું ઘાસ લહેરાતું નથી પણ એના કોઈક ખૂણેથી વંટોળિયો તો ક્યારેક સાયકલોન ઊઠે છે. પણ તે ચાલ્યા જવા માટે દરેક પ્રકારના આગંતુકો માટે અહીં સ્થાન છે. એક વારના આગંતુકને માટે ય ફરી સ્થાન પણ હોય.

આ જગત પ્રધાન હતું, અખબારે એને ઘટનાપ્રધાન બનાવી દીધું ! અને કૂતરાને માણસ કરડે એ ઘટના એવો એક નવો અર્થ આપ્યો. આ જગત અખંડ તો નથી, અનેક રૂપે ફરી સર્જાતું અને સતત ખંડિત થતું, થતું રહે છે – આ સાતત્ય પણ અખબાર છે એટલે અકસ્માત છે – અખબાર માટે અકસ્માત કે અકસ્માત માટે અખબાર કે બંને એકબીજાને આધારે ? આ પ્રશ્ન પર ચર્ચાસભા યોજાતી નથી. મૃત્યુ નિશ્ચિત છે પણ તે અકસ્માત હશે તો સમાચાર હશે નહિતર કુટુંબીઓ પોતાના ખર્ચે શોકાંજલિ છપાવશે પણ તે વાંચવા માટે હું હાજર નહીં હોઉં !

## ખૂણો / રતિલાલ 'અનિલ'

'ખૂણો' શબ્દમાં દીર્ઘ વરડુએ એવી રીતે પગ લંબાવ્યા છે કે તે જોનારને અસંસ્કારિતા દેખાય. ખુરશી આવી ત્યારથી બેઠક ગઈ એટલે દીર્ઘ વરડુ જેમ પગ લંબાવી અસંસ્કારિતાનું અનાયાસ એક્શન કે પ્રદર્શન ગયું. હવે નવી જોડણીના આંદોલને 'ખુણો' શબ્દ દેખાવે સંસ્કારી લાગશે ખૂણા વિશેની એક ગેરસમજ આમ દૂર થવાની સંભાવના ક્ષિતિજે નહીં, પણ નવી જોડણીના ચોપાનિયામાં દેખાય છે. પણ... આ પણ શબ્દને કારણે જ પેલી કયામત કે બધી વાતનો અંત આવ્યા નથી ! પણ છે એટલે 'અનંત' છે એમ કહીએ તો ઈશ્વરે ખોટું ન લગાડવું ! આ 'પણ' ઈશ્વરનું જ એક સ્વરૂપ નથી ? પણ હોવાને કારણે તો કોઈ વાતનો અંત નથી ! કહો કે કરુણ ઘટના બનતી નથી ! ઘોંઘાટ બને, એ તો પાલતુઓમાં ખૂણાનો સમાવેશ થાય છે એવી ગેરસમજ ધૂળને ન હોય. પૃથ્વીને બાહ્ય ખૂણો કે ખૂણા ન હોય એ માટે તે ગોળ છે. પણ જેટલાયે ખૂણા છે તે ગોળાકારની અંદર જ છે ! આંતરબાહ્ય ભેદ મિટાવી દેવાનું આંદોલન ચલાવનારા પોતામાં અંદર રહેલા હૃદયને માત્ર પ્રેમ દ્વારા જ બનાવી શકે છે ! 'બહુરૂપી' શબ્દનો અર્થ વિકલ્પો આપીને પણ કોશ ફિક્સ કરે છે, પણ ગુપ્તનાયે પ્રગટ સ્વરૂપ અર્થ હોય છે તે કોશની બહાર હોય છે! હૃદયનું જે ચિત્ર બહાર દેખાય છે તેમાં ખૂણો નથી, પણ 'મેં અંતરના ખૂણે તમને સાચવી ને સંતાડી રાખ્યા છે' એવા શબ્દો સદ્ભાગી કાને પડે છે. તે સાથે 'ખૂણો' શબ્દ કોઈ ગૌરવ પામે છે અને ખૂણા વિશેની એક સારી સમજ પેદા થાય છે. સાચવવા જેવું ખૂણે હોય કે રખાય એવો નિર્દેશ પણ

એમાં મળે છે. આમ પણ શરૂઆત કે વચગાળાની કે આકસ્મિક ઘટના અને આકસ્મિકતા કરુણ પર્યાયવાચી હોય એવો પૂર્વગ્રહ ન રાખીએ તો તે વિસ્મયસૂચક અને રોચક પણ હોઈ શકે છે. અનંતની સાધના આ 'પણ' શબ્દને કારણે અનાયાસ ચાલતી રહે છે. બેને જમણનું નોતરું તે શું મારો કીકો ભૂખ્યો રહે? પેલી મીરા કહે છે. 'ઈકમેં દો ન સમાય' પણ દંપતીમાં ત્રીજો એટલે કે દીકરો સમાય જ! ઈશ્વરે આંગળી આપી છે તે માત્ર વીંટી પહેરવા કે ચીંધવા માટે નહીં, દીકરાને આંગળીએ વળગાડવા માટે પણ હોય! અલબત્ત, તે માટે પરણવાની અને પરણ્યા પછી પણ શક્ય એટલી રાહ જોવાની!

ધર્મ પળાવનારા વિધવા પાસે ખૂણોયે પળાવતા! ધૂળ વિધવા નથી હોતી પણ તે સ્વેચ્છાએ ખૂણે આરામ કરે છે. ખૂણાનો સ્વભાવ સાચવવાનો જ હોય એવું લાગે છે. વચ્ચે હોય તે દેખાય જ એવું થોડું છે? તે 'આંખે પણ ચઢે!' ખૂણો આંખે ચઢતો નથી પણ 'દૃષ્ટિવાન'ને દેખાય છે. સત્યો મોટે ભાગે જાહેરખબરની બહાર હોય છે. તે દૃષ્ટિવાન જુએ છે. તેમને દેખાય છે. એટલે કોઈ આગંતુક પેલા ખૂણે કોણ બેઠું છે એમ પૂછે છે ત્યારે આમની દૃષ્ટિમાં કશી 'શોધ' છે એટલું તો સમજાય જ છે.

વિચાર આવે છે કે રસ્તે, મેદાનોમાં અરે વાયરામાંયે ધૂળ દેખાય છે એવી જાહેર ધૂળ ખૂણો કેમ પસંદ કરે છે? જાહેરમાં દેખાઈને એ કંટાળી હોય, 'જિંદગી શું માત્ર રઝળપાટ હોય? એવો પ્રશ્ન એને થયો હોય એમ લાગે છે. જાહેર પુરુષોને પણ ઘરનો ખૂણો સાંભરે છે અને આં જગતમાં કોઈ ખરેખર જાહેર હોય તો તે ધૂળ છે એ ભારતમાં હોય તે મને તો લાગે છે. ભારતમાં ધૂળ એ ઈશ્વરની કોટિએ પહોંચી ગયેલી સર્વત્ર દેખાય છે, અરે ઈશ્વરની જેમ એ અનુભવાય પણ છે! ધૂળ વિશે એવી સમજ છે કે એ જાહેર કાર્યકર છે.

જોકે એ પવનના બંધુકૃત્યથી જાહેર કાર્યકર બને છે અથવા એમ પણ કહી શકાય છે કે પવન એને જાહેર કાર્યકર બનાવે છે છતાં ધૂળે સ્વભાવે શાંત અને શાંતિચાહક લાગે છે, ધૂળને સાધના અને એકાંત જેવાં આધ્યાત્મિક ધ્યેયો ન હોય છતાં તે શાંતિચાહક લાગે છે, ધૂળનાં થર કહે છે કે એને દીર્ઘાયું અને ધૂળને શક્ય હોય એટલી 'સઘન એકાગ્રતાની ચાહના હોય. ખૂણાને અડતો

## ખૂણો / રતિલાલ 'અનિલ'

'ખૂણો' શબ્દમાં દીર્ઘ વરડુએ એવી રીતે પગ લંબાવ્યા છે કે તે જોનારને અસંસ્કારિતા દેખાય. ખુરશી આવી ત્યારથી બેઠક ગઈ એટલે દીર્ઘ વરડુ જેમ પગ લંબાવી અસંસ્કારિતાનું અનાયાસ એક્શન કે પ્રદર્શન ગયું. હવે નવી જોડણીના આંદોલને 'ખુણો' શબ્દ દેખાવે સંસ્કારી લાગશે ખૂણા વિશેની એક ગેરસમજ આમ દૂર થવાની સંભાવના ક્ષિતિજે નહીં, પણ નવી જોડણીના ચોપાનિયામાં દેખાય છે. પણ... આ પણ શબ્દને કારણે જ પેલી કયામત કે બધી વાતનો અંત આવ્યા નથી ! પણ છે એટલે 'અનંત' છે એમ કહીએ તો ઈશ્વરે ખોટું ન લગાડવું ! આ 'પણ' ઈશ્વરનું જ એક સ્વરૂપ નથી ? પણ હોવાને કારણે તો કોઈ વાતનો અંત નથી ! કહો કે કરુણ ઘટના બનતી નથી ! ઘોંઘાટ બને, એ તો પાલતુઓમાં ખૂણાનો સમાવેશ થાય છે એવી ગેરસમજ ધૂળને ન હોય. પૃથ્વીને બાહ્ય ખૂણો કે ખૂણા ન હોય એ માટે તે ગોળ છે. પણ જેટલાયે ખૂણા છે તે ગોળાકારની અંદર જ છે ! આંતરબાહ્ય ભેદ મિટાવી દેવાનું આંદોલન ચલાવનારા પોતામાં અંદર રહેલા હૃદયને માત્ર પ્રેમ દ્વારા જ બનાવી શકે છે ! 'બહુરૂપી' શબ્દનો અર્થ વિકલ્પો આપીને પણ કોશ ફિક્સ કરે છે, પણ ગુપ્તનાયે પ્રગટ સ્વરૂપ અર્થ હોય છે તે કોશની બહાર હોય છે! હૃદયનું જે ચિત્ર બહાર દેખાય છે તેમાં ખૂણો નથી, પણ 'મેં અંતરના ખૂણે તમને સાચવી ને સંતાડી રાખ્યા છે' એવા શબ્દો સદ્ભાગી કાને પડે છે. તે સાથે 'ખૂણો' શબ્દ કોઈ ગૌરવ પામે છે અને ખૂણા વિશેની એક સારી સમજ પેદા થાય છે. સાચવવા જેવું ખૂણે હોય કે રખાય એવો નિર્દેશ પણ

એમાં મળે છે. આમ પણ શરૂઆત કે વચગાળાની કે આકસ્મિક ઘટના અને આકસ્મિકતા કરુણ પર્યાયવાચી હોય એવો પૂર્વગ્રહ ન રાખીએ તો તે વિસ્મયસૂચક અને રોચક પણ હોઈ શકે છે. અનંતની સાધના આ 'પણ' શબ્દને કારણે અનાયાસ ચાલતી રહે છે. બેને જમણનું નોતરું તે શું મારો કીકો ભૂખ્યો રહે ? પેલી મીરા કહે છે. 'ઈકમેં દો ન સમાય' પણ દંપતીમાં ત્રીજો એટલે કે દીકરો સમાય જ ! ઈશ્વરે આંગળી આપી છે તે માત્ર વીંટી પહેરવા કે ચીંધવા માટે નહીં, દીકરાને આંગળીએ વળગાડવા માટે પણ હોય ! અલબત્ત, તે માટે પરણવાની અને પરણ્યા પછી પણ શક્ય એટલી રાહ જોવાની !

ધર્મ પળાવનારા વિધવા પાસે ખૂણોયે પળાવતા ! ધૂળ વિધવા નથી હોતી પણ તે સ્વેચ્છાએ ખૂણે આરામ કરે છે. ખૂણાનો સ્વભાવ સાચવવાનો જ હોય એવું લાગે છે. વચ્ચે હોય તે દેખાય જ એવું થોડું છે ? તે 'આંખે પણ ચઢે !' ખૂણો આંખે ચઢતો નથી પણ 'દૃષ્ટિવાન'ને દેખાય છે. સત્યો મોટે ભાગે જાહેરખબરની બહાર હોય છે. તે દૃષ્ટિવાન જુએ છે. તેમને દેખાય છે. એટલે કોઈ આગંતુક પેલા ખૂણે કોણ બેઠું છે એમ પૂછે છે ત્યારે આમની દૃષ્ટિમાં કશી 'શોધ' છે એટલું તો સમજાય જ છે.

વિચાર આવે છે કે રસ્તે, મેદાનોમાં અરે વાયરામાંયે ધૂળ દેખાય છે એવી જાહેર ધૂળ ખૂણો કેમ પસંદ કરે છે ? જાહેરમાં દેખાઈને એ કંટાળી હોય, 'જિંદગી શું માત્ર રઝળપાટ હોય ? એવો પ્રશ્ન એને થયો હોય એમ લાગે છે. જાહેર પુરુષોને પણ ઘરનો ખૂણો સાંભરે છે અને આ જગતમાં કોઈ ખરેખર જાહેર હોય તો તે ધૂળ છે એ ભારતમાં હોય તે મને તો લાગે છે. ભારતમાં ધૂળ એ ઈશ્વરની કોટિએ પહોંચી ગયેલી સર્વત્ર દેખાય છે, અરે ઈશ્વરની જેમ એ અનુભવાય પણ છે ! ધૂળ વિશે એવી સમજ છે કે એ જાહેર કાર્યકર છે.

જોકે એ પવનના બંધુકૃત્યથી જાહેર કાર્યકર બને છે અથવા એમ પણ કહી શકાય છે કે પવન એને જાહેર કાર્યકર બનાવે છે છતાં ધૂળે સ્વભાવે શાંત અને શાંતિચાહક લાગે છે, ધૂળને સાધના અને એકાંત જેવાં આધ્યાત્મિક ધ્યેયો ન હોય છતાં તે શાંતિચાહક લાગે છે, ધૂળનાં થર કહે છે કે એને દીર્ઘાયુ અને ધૂળને શક્ય હોય એટલી 'સઘન એકાગ્રતાની ચાહના હોય. ખૂણાને અડતો

# સમાચાર

- સુપ્રિમ કોર્ટની દરમિયાનગીરીને કારણે તમિલનાડુના મુખ્યમંત્રી કુમારી જયલલિતા વિધાનસભામાં ચૂંટાઈ આવે એવી શક્યતાઓ ઓછી છે.
- બિહાર રાજ્યના આરોગ્યખાતાએ વિશ્વ બેંકની ૮૦કરોડ રૂપિયાની જે સહાય આપી હતી તેમાં ગેરરીતિઓ શોધી કાઢી છે.
- ગુજરાત રાજ્યના શિક્ષકોની હડતાળનો નજીકના ભવિષ્યમાં ઉકેલ આવે એવી શક્યતાઓ ઓછી છે.
- ગુજરાત રાજ્યમાં કેટલાંક વીજએકમો બંધ પડવાને કારણે ઉત્પાદનમાં ખોટ આવવાની શક્યતાઓ વધી છે.
- નાણાંમંત્રી યશવંત સિંહાએ જાહેર કર્યું છે કે ભારત સરકાર શેરબજારને જીવંત કરવા માટે અનેક પગલાં લેવા કટિબદ્ધ છે.
- યુનોની બેઠકમાં પાકિસ્તાનના પ્રમુખ કાશ્મીર મુદ્દાને ધ્યાનમાં રાખીને ફરી પાછા એ વિવાદ ઊભો કરવા માગે છે.
- અમેરિકાની સી.આઇ.એ. સંસ્થાએ હમણાં જાહેર કર્યું છે કે ચીન અને ભારતમાં વધેલી સમૃદ્ધિને કારણે વિશ્વનું જીવનધોરણ ઘણું ઊંચે આવ્યું છે.

## નારંગી / હરીશ મીનાશ્રુ

૧

એક નારંગીને
પોતાના કંદૂકાકારની સામે જ વાંધો હતો.
એની સ્પષ્ટ માન્યતા હતી કે નારંગીની પ્રકૃતિગત
અસ્થિરતા માટે
આ મનસદૃશ કંદૂકાકાર જ જવાબદાર છે,
આ એક કુદરતી ભૂલ છે
જેને લીધે નારંગીઓને ભારે સોસવું પડે છે.

એણે સૂત્ર પોકાર્યું કે
જેવી રીતે
મેટફર ઇઝ એન આર્ગ્યુમેન્ટ ઑફ અ પોએટ
પ્રિઝમ ઇઝ એન આર્ગ્યુમેન્ટ ઑફ એન ઑરેન્જ :
આ ઉક્તિમાં
નારંગી ભાષાની કહેવત બનવાનાં બત્રીસે લક્ષણો હતાં.

ત્યારે એક જમાનાની ખાધેલ
એટલે કે વેલઇટન
સ્થિતપ્રજ્ઞારંગીએ સ્વગત ઉચ્ચાર કર્યો કે
નારંગી પણ એક સ્વસ્થ કુદરતી પ્રિઝમ જ છે,
શરત એટલી કે એણે છોડી દેવું પડે
નિરાધાર નારંગીઝમ.

કંકાવટી

૨

દેશીહિસાબ
મટીરીયા મેડિકા, આઇને અકબરી
ને ઇન્ટરનેટના અતિશય સેવનના કારણે
કેટલીક નારંગીઓ
વ્યવહારકુશળ બની ગઈ.
તેમના રોજિંદા વાર્તાલાપોમાં
મૈત્રી અને આનંદના મસ્તીખોર અવાજો ઉપરાંત
બૌદ્ધિકતાના તીવ્ર અને કર્કશ અવાજો પણ ઊડતા રહેતા.
કાફકા, કામ્યુ, આયેનેસ્કો, માર્કવેઝ કે મોટુમલ તંનુમલ જેવા
શરબતના જથ્થાબંધ વ્યાપારીઓ
નારંગી વિશે શું અભિપ્રાય ધરાવતા હતા
અથવા એઓએ એમનાં માધ્યમોમાં
નારંગીની રસાત્મકતા કેટલી અદ્ભુત રીતે પ્રગટ કરી છે
તે પણ આવી ચર્ચાઓનાં મર્મસ્થળો હતાં.
આવી ચર્ચાઓ ઘણી વાર ચર્ચનું સ્વરૂપ ધારણ કરતી.

આવા જ એક અવસરે
એક નારંગીએ વિવાદાસ્પદ વિધાન કર્યું કે
અનુવાદ–ને તે પણ નારંગીનો–એ

અસંભવને મળતું આવતું કામ છે.
એણે મોસંબીનો દાખલો આપ્યો કે
આ ભાષાંતરમાં નારંગીનું સૂક્ષ્મ સૌંદર્ય
કેવી રીતે નંદવાઈ ગયું છે.

મુખની વિકટ મુદ્રા ધારણ કરીને એણે ઉમેર્યું :
આવાં ભાષાંતરો તો ધિક્કારને પાત્ર છે.
ત્યારે
બીજી નારંગી
કે જે કેળવાયેલી રસરુચિ ધરાવતી હોવા છતાં
વિનમ્ર હતી એણે સ્પષ્ટ નન્નો ભણ્યો કે
ના, મોસંબી ભાષાંતર નથી.
એ તો છે ભગિની ભાષામાં રચાયેલી
એક મૌલિક રચના.
હા, કદાચ ગદ્ધાલીંબુ એ મોસંબીનું ભદ્દું ભાષાંતર છે
એવું કહેવું હોય તો
કોઈ પણ જાતના પૂર્વગ્રહ વિના પણ કહી શકાય.

અન્ય એક ઠાવકી અને ઠોઠ નારંગીએ પણ
પોતાના પ્રખર વાચનના આધારે
ધ્યાન દોર્યું કે
નારંગીનો આકાર નંદવાઈ ગયો હોય તો પણ
અનુવાદમાં ભાવક
નારંગીનો અસલના જેવો જ
રસાસ્વાદ કરી શકે એવા કિસ્સાઓ પણ મળી આવે છે,
દા.ત. ફેન્ટા.

આવી સત્યને મળતી આવતી
પણ સાવ બેહુદી વાત સાંભળીને
નારંગીઓની આખી મંડળી એની પર તૂટી પડી કે
શુદ્ધ બુદ્ધિથી અને મૂળ ભાષાના ભાવનસહજ આનંદને
સાર્વત્રિક બનાવવાના હેતુસર ભાષાંતર કરવું તે
એક વાત છે
ને કોઈ રચનાની ઊઠાંતરી કરી
એને પોતાના નામે ચઢાવી દેવી તે
અલગ વાત છે.
આ ફેન્ટાવાળો તો એબ્સોલ્યુટ ઊઠાંતરીનો કિસ્સો છે.

એક ધર્મભીરુ નારંગીએ આસ્થાપૂર્વક
સ્વામી સંતરાનંદજીને ક્વોટ કર્યા કે
દુરાચારી નારંગીઓ અવગતિ પામીને
ફેન્ટા કે મિરિન્ડા નામનાં
કાચનાં, પ્લાસ્ટીકનાં કે ટેટ્રાપેકનાં નર્કકુંડોમાં
કરેલાં કર્મોનો હિસાબ ચૂકતે કરે છે.

ટૂંકમાં આ રીતે
નારંગીઓનું રુચિરમ્ય મિત્રગુચ્છ
સાહિત્યકલાવિનોદમાં કાલનિર્ગમન કરતું હતું

તે સમયે
મનુષ્યજાતિનો પરિષ્કૃત હૃદય ધરાવતો
એક આકાર.
ત્યાં વિના નિમંત્રણે આવી પહોંચ્યો :
એણે હરફ ન ઉચ્ચાર્યો;
અપૂર્વ સ્નેહ અને આનંદના ઉદ્રેકમાં

એણે છેદ્યા કે છૂંદ્યા વિના
ચૂંટ્યા કે ચૂસ્યા વિના
નારંગીઓને સઘન મોતના આશ્લેષમાં
આત્મસાત્ કરી.
આ નારંગીઓને
એણે લિપિ અને વાણીના શાપમાંથી મુક્ત કરા.
એના હૃદયમાં હવે નારંગીનું રહસ્યમય સૌંદર્ય
સદાકાળ માટે બંદી બની ગયું.
એના રક્તસંચારમાં પણ
નારંગીની રસાત્મક સુષમા હતી
ને ઉષ્મા પણ.

એ અપરિચિત મનુષ્ય
ભાવક હતો
ને નારંગીઓના કોલાહલ વચ્ચે
એ સહજ રીતે સિદ્ધ કરી ગયો કે
નારંગીના ભાવકો નિતાંત મૌનમાં જ નિવસતા હોય છે.

## ભોપા ભગતનાં ભજન / સ્વ-સમજણનાં / પ્રાણજીવન મહેતા

૧

ભોપા, પહેલાં પહેરી લે પીતાંબર
ને ખલતે ખોંસ જાત – ધખારો
પંડ પેખળા પિંડે તાક તું
તોપ-તમંચા, મેલ પછી અંગારો

વીંધી છાતી છેડ ભલા શરણાઈ
વા ગા તું ઠાલી ઠુમ્મક ઠુમરી
કાં જીવ પછાડે બેસી ધોબી-ઘાટ
ડંખી તને શું કાળી ભરમ-ભમરી ?

પેસી પરપોટે સાંભળ લય-વલય
ને સુણવા બેસ જરી ફેલ-ફજેતો
ભોપા, પહેલાં પહેરી લે પીતાંબર
ને ખલતે ખોંસ જાત-ધખારો

કાળ-ભૂતને કોણ તે ભરખશે
ભવિત પાછું ભલા કોણ ભાખશે ?

વર્ત ફરતો રે'તો વર્તુળા-કારે
છેવટ એનો છેડો કેમ પરખાશે ?
લૈ હાથમાં ત્રિ-કાળ તરભાણું
કાં તું મુઠ્ઠીભર કાળને કરડારતો ?

પંડ પેખવા પિંડે તાક તું
તોપ-તમંચા, મેલ પછી અંગારો
ભોપા, પહેલાં પહેરી લે પીતાંબર
ને ખલતે ખોંસ જાત-ધખારો.

૨

ભોપા, તું ને દરપનસે ક્યોં રે કી સગાઈ
આમ તો બસ દેખત રહો ચહેરે કી સિહાઈ
ભોપા, તું ને દરપનસે ક્યોં રે કી સગાઈ

ચલો ચદરિયાં તાન કે સો જાઓ ભોપા અબહૂ
સપનમેં હોગી તોરી પરછાંઈ લંબી તુજસે તબહૂ
જાન લો ભોપા ઇતનો, પિંડ ટટોલે પંડ ના જાગે કબહૂ
ભોપા, તુમ જબ નિંદસે જાગો, તબ ના હો સુબહૂ

ભોપા, તું ને દરપન સે ક્યોં રે કી સગાઈ
અબ તો બસ દેખત રહો ચહેરે કી સિહાઈ

મૈં સોચું ભોપા, તું ને કુછ તો સમજ હો પાઈ
પૈડ પે બૈઠકે તું ટટોલે ક્યોં રે ડાલ કી પરછાંઈ
ભોપા, તોરી મોરી દુરિયાં દૂર ન હો પાવે કબહૂ
પિંડમેં પંડ પરોયે બૈઠો, માંડુ અબ મૈં કિસસે દુહાઈ

અબ તો બસ દેખત રહો ચહેરે કી સિહાઈ
ભોપા, તું ને દરપન સે ક્યોં રે કી સગાઈ

## પ્રબુદ્ધ પર તોપમારો / ઇન્દુ ગોસ્વામી

ઢીમ
ધડ ધડાધડ ઢીમ
ઢબે પગલે સાત પેઢીનો મોભ ઢળે તોય
કાળમુખાને કિમ્

કે તોપમારો ક્યાંનું તે ભૂત છે
પગથી માથા લગી સોંસરવી રમઝટમાં અડીખમ શાંતિનો દૂત છે

કાબૂલ કંદહારના ગોરાછમ્મ ગાલ પર
વારી જાઉં એવો એક તલ છે
ઊંઘમાંય જાગતી રહેનારી પ્રીત –
આજકાલ ભેદી આલમ છે
ગોબીના રણમાં
વંટોળાતી ક્ષણમાં
કાજુ બદામ દ્રાક્ષ આલાં સફરજન ને
અખરોટી અખરોટી
લયમાં
લીલા મેવાથી લાદેલું ઊંટ પણ નીકળ્યું બુકાનીબંધ તૂત છે

માથાફરેલ કોઈ મકરાણી અંધની
ભાષા છે શસ્ત્રો જ શસ્ત્રો
કરુણાથી રેબઝેબ અડક્યા કદિ ન જેને
રેશમી કષાય ઝીણા શબ્દો
પથ્થરની મૂર્તિને
પથ્થરથી પૂજતાં
અહલે કલંદરની
બુલંદીને ફૂંકતાં
અજબગજબની ગઝનવી લાયમાં
ફરી પડખું બદલે છે ઇતિહાસ
પરવરદિગારની અજનબી આંખે તો કાનોમાતર તાબૂત છે.
બેઠી છલ્લાંગ ફ્હેતાં સરહદની પાર હવે
ધૂળ ખાતો સોનપરી વારસો
ખબરે પડે ન તેમ ઘરના જ ઘરમાંથી
ઊડી ગયો ઝળહળતો આયનો
શાની શત્રુવટ
શાને રમખાણ
પછી
શાનોછમ્મ છંદ મુલતાની
લેભાગુ મૂલ્યોની ગળાકાપ હોડમાં સંસ્કૃતિ રાણી હડધૂત છે

મૃત્યુથી પર જે સ્વયમ્ નિર્વાણ
એનો વાળેય થાય કેમ કરી વાંકો
રાખનારો છોને છડેચોક રાખતો
મૂછમાં એની માંનો ફફફ ફાંકો
પડદાની પાછળ પડદો ડોકાય એવો બુરખાગંધી કોણ હૂણ છે
છે કોણ
તઘલખી વંશના મઝહબી ખૂનમાં જન્મજાત કાતિલ ઝનૂન છે

૧૦ : ૨૦૦૧, ઓક્ટોબર

કંકાવટી

## શ્યામ રંગ સમીપે ગયો હું / રતિલાલ 'અનિલ'

શ્યામ રંગ સમીપે ન જાઉં કહેનારી રાંધણિયામાં અકળાઈને બોલી ઊઠી એવું લાગતી નથી પણ માણસનું મન 'ના' કહે છે તેની નજીક 'ના' કહેતી વખતે તો હોય જ છે. એ ગોપીએ અરીસા સામે જવાનું તો રાખ્યું જ હશે. અને આંખમાં કાજળ પણ આંજ્યું હશે, રાત્રિનો અંધકાર એને આંજવા જેવો નહીં લાગતો હોય તો જાગતી રહી હશે. એને શ્યામનાં ઘણાં રૂપો જોયાં હશે કે એક જ રૂપ. નજરને હૈયામાં ઘૂંટ્યા કરી હશે ! એ એક રૂપે જ એને શ્યામ રંગ સમીપે ન જાઉં એવા ઉદ્‌ગાર કઢાવ્યા હશે. પણ મારું મન અત્યારે શ્યામ રૂપ સમીપે ગયું છે અને લોકભાષામાં કહું તો મગજમાં ધુમાડો ભરાઈ ગયો છે, એમાં સુગંધ છે, આંખ માટે ગતિ છે, સ્વાદ માટે કડવાશ અને રૂપો તો કેટકેટલાં છે.

બાળપણને ગમે ત્યારે ઘરનું રાંધણિયું સાંભરે. બળતણ શબ્દ તો સુપરિચિત, રાંધવાનું શરૂ થાય તે પહેલાં ભૂખ શરૂ થઈ જાય એવા એ દિવસો; વરસાદના લીલા દિવસો લીલાં ઇંધણાંના સંદર્ભે સાંભરે. વાંસળી તો શ્રાવણી મેળામાં જ બેચાર આને ખરીદેલી અને ત્યાં જ વગાડવાનું શરૂ કરેલું તે શેરીમાં પાછા ફરતાં શેરીના ભેરુઓને એની જાણ થાય એ માટે ફૂંક મારી મારીને વગાડેલી ! પણ દરરોજ સાંજે મોઢે વાંસની ફૂંકણી મોઢે માંડી લગભગ રોજ ફૂંકેલી. ચૂલામાં ભડકો ઊઠે તે પહેલાં તો ધુમાડો સામનો કરવા ધસી આવે, મને બહાર કાઢવો છે ને ! લે, આ બહાર આવ્યો તારી આંખમાં; અહા, પથારીએ પડતાં આંખમાં મેશ અંજાવી તે પહેલાં તો સાંજે ચૂલાનો ધુમાડો

અંજાવી ચૂક્યા હોઈએ. હૈયાની ધમણ સાવ ખાલી થઈ જાય અને કુદરતી રીતે જ શ્વાસ લેવાય કે ધુમાડો મોઢામાં ભરાય અને ઉધરસનો નિયમ એવો મૌલિક કે તે પેટમાં જવાને બદલે મોઢાથી બહાર જાય ! પણ તેથી કંઈ યોદ્ધો હારે નહીં, ફરી ફૂંક મારે અને ભડકે ધુમાડાને લગભગ અલોપ ન કરી નાખે ત્યાં સુધી ફૂંકણીમાંથી હવા ફેંકાતી જ રહે. ખાંસતાં ખાંસતાં પણ હવા ફૂંકવાની મઝા તો પાગલ થયેલા પ્રેમી જેવી. ઈંધણાં સ્હેજ લીલાં હોય તો તેના છેડે ફરફોલા ઊઠે તે જોવાની મઝા ! પરપોટા અને ફરફોલાનો ભેદ એ રીતે જ જાણેલો. સાબુના પાણીમાં ભૂંગળી બોળી ફૂંક મારી પરપોટા ઉડાડવા અને દૂર જઈને એ ફૂટી જાય એ જોવાની મઝા ! પરપોટા કંઈ ફૂટેલાં કરમની જેમ થોડાં ખૂટે ? ફૂટે ફૂટે પણ ખૂટે નહીં એવાં એ સાબુના પાણીના પરપોટા. પણ વર્ષાએ કાંઈક જંતુ કરડે અને ચામડી પર ફરફોલાં ઊઠે તે ફોડીએ તો શી બળતરા થાય ! બળતરામાં પણ કેટલું બધું વૈવિધ્ય દાઝ્યાના ફરફોલાંની બળતરા જુદી અને વરસાદી જંતુના ડંખથી ઊઠેલા ફરફોલાની બળતરા જુદી. લીલા લાકડાના છેડે ફરફોલા વળી ફદ્ ફદ્ થાય. એમાં જીવતા હોવાની ગતિ હોય. આંગળાની છાપવાળા છાણાં પર તો ગ્યાસતેલના છાંટણાં થાય તે સળગે પછી લાકડાં મૂકાય અને છાણું પોતાના ધુમાડાથી જ પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરે.. આંગળાની છાપને બળવાનું નહીં ગમે એટલે એ ધુમાડો કાઢતી હશે ! હવે મેશિયા કલેડાં નથી અને મેશિયા પીઠના એલ્યૂમિનિયમના ઠાંમણાં દોબડાંયે નથી. શ્યામ જાણે રસોડું છોડી કોઈકની પાછળ ભાગી ગયો છે; હવે પીઠે ડાઘવાળા રોટલાય ક્યાં દેખાય છે; શેકાતા શેકાતાં સોડમ કાઢવાની જીવનકળા શિખવનારા રોટલાયે રસોડું છોડી ગયા છે. પણ 'ડાઘ પણ ચિરાગ છે !' એ પંક્તિ ડાઘવાળો ભાગ ચાવીએ ત્યારે જાણે જીવતી થાય ! પણ શાયરીના શબ્દો તો મોટપણે આવ્યા તે પહેલાં તો એનો સ્વાદ મળી ગયો હતો, ભાવી ગયો હતો. શેકાયલો રોટલો કહે. ડાઘનું પણ સૌંદર્ય હોય છે. બળેલી કહેવાતી છતાં વાસ્તવમાં દાઝેલી ખીચડી ખાધી છે ? આહ, એના સ્વાદની શી વાર કરવી; કહે કે દાઝેલી ખીચડી ખાય એને મૂછનો દોરો વહેલો ફૂટે ! પણ એ વાત તો અમારું મોઢું જોનારા કહે તો સાચી મનાય !

ઘરમાં દેરાસર ખરું ! તેમાં ધૂપસળીની ધુમાડાની સેર કેવી અલસમંથર

ગતિએ ઉપર જાય ! વળી એ ધૂમ્રસેર ગુજરાતી વિવેચક જેવી મંગલદર્શી એટલે તે જ સાચી ઊર્ધ્વગામી કારણ કે એ સેર સુગંધિત ખરી ને ! ધીરજનો ગુણ ધૂપસળીની ધૂમ્રસેર પાસેથી શિખવા જેવો ખરો ! બોલો ! ઠાકોરજી કેવા સમદર્શી ! એમની સામે આરતીનો દીવો ગોળગોળ ફરે અને ધૂપસળીની સેર પોતાનું સ્વરૂપ બદલવા એમના મોઢાની આસપાસ ફરે, પણ તે પછી એ બેઠાડુ થાય તે એવી કે એમ જ હોય ત્યાં જ સંપૂર્ણ કે સમર્પિત થઈ જાય... ધૂપદાનીયે ખરી. એમાં અમે જ દેવતા ભરી લાવીએ ત્યારે હુક્કાની ચલમ અને ધૂપદાનીનો તફાવત સમજાય ! પછી એમાં સુખડના છાલિયાં છોતરાં પડે તે સાથે જ સાંજટાણે ઘરની આરતી ધુમાડાથી ઉતારતા હોઈએ એમ બંધ ઘરમાં ફેરવીએ. આમ તો ચૂલાનો ધુમાડો સ્વાવલમ્બી એટલે પોતે જ ઘરમાં ફરે, વળી સુગંધનું જ્ઞાન અપૂર્ણ ન રહે તે માટે લોબાનિયો ફકીર આવે ! એક પૈસામાં એ કેટલો બધો સુગંદિત ધુમાડો અને લટકામાં 'અલ્લા ભલા કરેગાં !' એવો વિશ્વાસ પણ આપી જાય. ખરેખર અમને સુખડનો ધુમાડો અને લોબાનનો સુગંધિત ધુમાડો તુલસી અને ડમરાની સુગંધ સાથે જ સાંભરે ! વળી શેરીમાં હોમહવનના અંગારા અને ધુમાડોયે કોઈ કોઈ વાર જોવા મળે એની ગંધનું નામ હું પાડી શકતો નથી કેમ કે હું પુરોહિત નથી !

લગ્નગાળો કે લગ્નસરા – પરણેલાં એનો અર્થ જાણે, કુંવારા છોકરા શું જાણે. એને ન અડાય એવું તો કેટલીય વાર સાંભળેલું ! એ કહેનારા વળી, 'જા ! અડાયો લઈ આવ !' એમ પણ કહે. છાણાં પર આંગળાની છાપ તો અડાયા પર ગોળાકાર પ્રદક્ષિણા કરતી હોય એવી ભાત ! છોકરામાંથી કહે છે કે અમે માણસ થયા તે પહેલાં તો અમે પોતે પોદળા જેવા હતા, તેમણે પોદળામાંથી અડાયા થતાં જોયાં હતાં ! પણ અડાયાનું ગૌરવ તો ઘરને આંગણે લગ્ન પહેલાં ગ્રહશાંતિ માટેના યજ્ઞ કે શું, તે મંડાય તેમાં અડાયાને જે ગૌરવભર્યું સ્થાન મળે તે જોઈ રહેવા જેવું હશે ત્યારે જ અમે જોઈ રહેતાં હઈશું ને ! એનાં બળતાં અડાયાના ધુમાડા સાથે કેટકેટલી ગંધસુગંધ ભળેલી હોય ! લગ્નજીવનમાં યે કદાચ એવી ગંધસુગંધ ભળેલી હોય ! બળી ગયેલું અડાયું જુઓ ત્યારે રાખમાંય ભાત દેખાય ! હેન્ડીક્રાફ્ટ છાણાં કરતાં આપોઆપ બનેલા અડાયાં, હાથે ઘડેલા રોટલા ખાધા હોવા છતાં કોણ જાણે હાથે ઘડેલાં

છાણાં કરતાં આપોઆપ બનેલા અડાયા વધારે ગમે ! સંસ્કૃતિ નહોતી ત્યારે માત્ર અડાયાં જ પૃથ્વી પર હતાં ! માણસ કદાચ સૃષ્ટિ પર છાણાં એટલા ઘડવા આવ્યો હશે, પછી તો એણે જાતજાતનાં ઘડતર કરવા માંડ્યાં. પણ આકાશ કોણ ઘડી શક્યું છે ? એ જ તો માણસ માટે એ અડાયું રહ્યું છે. 'અડાયું' શબ્દ 'અસ્પૃશ્ય' બને છે ત્યારે તેમાંથી સંસ્કૃતિની ગંધ આવે છે કે બીજું કંઈ તે હજી નક્કી કરી શક્યો નથી.

'તું પોદળા જેવો છે' એવું વર્ણન તો નાનપણમાં સાંભળેલું પણ કહેનારા ગુરુ નહીં એટલે 'અલ્યા પોદળા, અડાયું થા !' એવું નહીં કહ્યું હોય ! કાલિદાસને ન સૂઝેલી ઉપમા અમારા વડીલોને સૂઝતી ! અડાયું અસ્પૃશ્યતાનો એક નવો અર્થ આપે, અડો તોયે એ અડાયું ! આકાર સિદ્ધ થયા પછીયે કેટલી બધી કવિતા અસ્પૃશ્ય રહે છે 'કેટલાક માણસોને એવા, અડો તો યે અડાયાં – અસ્પૃશ્ય.

હોળીનો ભડકો પહેલાં પછી ધુમાડો ને ધુમાડો ! જાણે પોતે ભડકો થઈ તે વિશે વિચારી વિચારીને ધૂંધવાયા કરતી હશે ! પાંચપાંચ દિવસ ધૂંધવાય એવી પીડા હવે એને રહી લાગતી નથી ! હોમાયેલા નાળિયેર બળે અને ફાટે એ સાંભળવાની કેટલી બધી આતુરતા રહેતી ! પણ હાળા અમારા જેવા પોયરા જ લાકડીથી હોમાયેલા નાળિયેરને 'સતું' થતું બચાવવા માટે હોડમાં ઊતરે અને શેકાયેલા કે બફાયેલા કોપરાનો પ્રસાદ લૂંટાલુંટ, ઝૂંટાઝૂંટની મઝા સાથે સ્વાદ સાથે માણે. ધુમાડિયા પ્રસાદનો સ્વાદ 'અનન્ય',

વડેરા ત્યારે હુક્કો ગગડાવે, પણ ચલમમાં, એના બાકોરામાં ઠીંગરાની ગોળ ટીકડી મૂકી, તેના પર ગડાકુ ઉપર દેવતા મૂકવાનું એક વાર શિખવ્યા પછી હુકમ કરે : જા ચલમ ભરી લાવ ! ચલમ ભરનાર હોંશીલો હોય અને મોઢે ચલમ મૂકી શ્વાસ ખેંચે તે પછી ઉધરસ ખાય ! 'અબ તો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ' એવી પ્રસિદ્ધિ મળ્યા પછી હુક્કો શું, બીડી, સિગાર અને ચિરુટના ધુમાડા કાઢવા માટે પીધેલા – સ્વાદ કરેલો ! હવે ચૂસાતી બીડી આસપાસ રહી ગઈ છે. ગગડતા હુક્કા મૂગા થઈ ગયા છે. સુગંધીદાર ગડાકુના ધુમાડાની સુગંધ કોણ જાણે કેમ, વર્ષો પછી પણ આવ્યા કરે છે... બાવો પક્કા ખાના મંગાવી ઓટલા પર જ કશુંક બોલી બબડીને જમે પછી ચલમ

કાઢે, અંદર કંઈ મૂકે, દેવતા મંગાવી મૂકે અને ધુમાડાની કેફી ગંધ આવે ! આહ, અમે ઉચ્છ્વાસ બનાવવા માટે કેટકેટલા ધુમાડા શ્વસ્યા છીએ ! પણ ગાંજો ફૂંકવા માટે ભજન ગાતા હોય કે પણ ટેસથી ભજન ગાવા માટે ગાંજાની ચલમ ફૂંકતા હોય ! ખરું ખોટું ભજનિયા જાણે !

કશુંક બળે છે ! એવું પોકારી ઊઠવાના સમય ટાણાં જીવનમાં આવ્યાં છે. પણ એ તો ભયનો પોકાર કે ચીસ... અને અંતરમાં કંઈ બળે એનો ધુમાડો તો અંતરમાં રાખીએ તો જ સારા લાગીએ ને ? 'ભાઈ અમને દાઝે, બળે છે એટલે કહીએ છીએ...' એવું કહેનાર હવે કોઈ રહ્યું નથી...જાતે જ બળો અને જાતેજ દાઝો... !

પણ યાદ રહી ગયો છે પેલો સાંઝનો ઊર્ધ્વગામી ધુમાડો ! ઘરની પાછળ હવે 'હળપતિ' કહેવાય છે એ દૂબળાનાં 'છાપરાં...' દૂબળાને ઝૂંપડું ન હોય – છાપરું હોય ! મોંઘાં બળતણ તો એ શેના આણી શકે ? રસ્તો ભટકી દૂબળાની નારી છાણાં વીણી આણે, ગાયની ઓગટનું ઘાસ લઈ આવે, છાણાં થાપે અને છાપરાની વાંસની ભીંત પર જ થાપેલાં છાણાં 'ધબ્બ' દઈને વળગાડે. સુકાયા પછી ઊખેડે અને એ જ ચૂલે બાળે. ખાસ્સો ધુમાડો થાય.... અકળાયેલો ધુમાડો બારણાથી બહાર પણ ભાગે...પણ સામાન્ય ધુમાડો હોય, એમનાં છાપરાં, સાચા અર્થમાં છાપરાં તો તાડછાના તોતિંગ પાન અને ઘાસથી છવાયેલાં છિદ્રોવાળાં હોય તે ચૂલા પરના છાપરાનાં છિદ્રોમાંથી જાણે ચાળણીમાંથી ચળાઈને ઉપર આવતો દેખાય... ઘરના માળ પરથી અલસમંથર ગતિએ ઉપર જતો એ ધુમાડો, બસ અમે પોયરા તે આંખ માંડી જોયા કરીએ ! ક્યાં ધૂંધવાયેલો, આમતેમ નાસભાસ કરતો ગભરાટિયો ધુમાડો અને ક્યાં આ અલસમંથર ગતિએ શાંત હવામાં ઊંચે ઊંચે જતો ઝાકળના જાડા પોત જેવો ધુમાડો... ગિરનારની ટૂંક પરથી દૂરના તોયે નજીકના પોતાના જ ઘરમાંથી સાંજ ટાણે નિરખેલા અલસ મંથર ગતિએ ઊંચે જતાં ચૂલાના ધુમાડાનું દૃશ્ય હજી આંખમાં છે કે પછી સ્મૃતિમાં હશે.... પેલા શારદા એક્સ્વાળા ઊંઘતા હશે એટલે ચૌદમા વર્ષે ઘોડે બેઠેલા. વાસી ચોરીએ પરણવાના હતા. તે દિવસે શેરી પૂરી થયા પછી શરૂ થતી શેરીને નાકે પ્રચંડ આગ લાગી. આગના પ્રચંડ ભડકા અને ધુમાડાનાં ગાંડાતુર વાદળ દેખાય.... જીવનની

એક રોમાંચકતા કહો તો તે, નાનપણમાં ધુમાડાનાં વાદળાં દેખાય કે તરત આગ જોવા દોડીએ. માત્ર કોમી રમખાણ વખતે જ ઘરના ધાબે ચઢી ચારે તરફ જાણે હોમહવન થતા હોય ને ધુમાડા ઊંચે જતા હોય એ દૃશ્યો મૂગી ફાટી આંખે જોયા છે, પણ નાનપણમાં તો આગ જોવા કામ પડતું મૂકીને ટોળામાં ભળી દોડેલા... હવે એવી આગ માત્ર એક્શન ફિલ્મમાં જ દેખાય છે.

હાથે મીંઢળ નાડાછડીના દોરે બંધાઈ ચૂકેલું. પેલે નાકે લાગેલી આગ નજીકથી જોવા માટે જીવ ઝાલ્યો ન રહે...ઘરના કહે. મીંઢળ હાથે બંધાયા પછી માત્ર ઘોડા પર બેસીને જ મહોલ્લાનો ચકલો ઓળંગાય.... છતાં ચકલો ઓળંગ્યો, નજીકથી ભડકે બળતી હવેલી, ધુમાડાનાં વાદળાં, પાણીની ધારથી કજળતાં લાકડાનાં ગંધ હજી જાણે તાજી છે... અગ્નિ અને ધુમાડાની કેટકેટલી ગતિ ! કેવી શાંત, અલસમંથર ગતિએ ઊંચે જતી ધૂમ્રસેર, ઘીના દીવાની જ્યોત એવી જ ગતિએ, અલસમંથર અને ધાડ પાડવા જતા બહારવટિયાની, ઘોડાના પગથી ધૂળ ઉડાડતા દોડ્યે જાય એવા ધુમાડાના ધાડાની ગતિ... ધુમાડાનાંયે રૂપ, ગતિ અને ગંધ-સુગંધ હોય છે...

## વૃક્ષ • પથ્થર • વાદળ / કાર્સન મેકકુલર્સ

*અનુવાદ : યુયુત્સુ પંચાલ*

તે સવારે વરસાદ વરસતો હતો, અને હજુ ખૂબ અંધારાયેલું હતું. છોકરો જ્યારે શેરીની કાફેમાં પહોંચ્યો ત્યારે તેણે પોતાની મજલ લગભગ પૂરી કરી હતી, અને તે કોફી પીવા અંદર ઘૂસ્યો. કાફેની માલિકી લીઓ નામના એક અતિ કંજૂસ તથા કઠોર વ્યક્તિની હતી. ભેજવાળી અને સૂમસામ શેરીના અનુભવ પછી કાફે મૈત્રીપૂર્ણ અને પ્રકાશિત લાગતી હતી. કાઉન્ટર પાસે બેચાર સૈનિકો, કોટન મિલના ત્રણેક વણકરો અને એક વ્યક્તિ ખૂણામાં ખૂંધી થઈને બેઠી હતી, તેનું અડધું મોં અને નાક બીયરના પ્યાલામાં ઝૂકેલું હતું. છોકરાએ પાયલટ પહેરે છે એવી હેલમેટ પહેરી હતી. જેવો એ કાફેમાં પ્રવેશ્યો કે એણે પટ્ટાનું બક્કલ ખોલી નાંખ્યું અને જમણી ઝૂલ એના નાના ગુલાબી કાનની ઉપર ખેંચી, ઘણી વાર જ્યારે એ પોતાની કોફી પીતો ત્યારે કોઈકને કોઈક એની સાથે મૈત્રીભર્યા સૂરમાં વાત કરતું, પણ આજે સવારે ન લીઓએ એની સામે જોયું કે ન વાતો કરતા કોઈ માણસોએ. એ પૈસા ચૂકવીને જેવો કાફેની બહાર નીકળતો હતો ત્યાં જ કોઈકે બૂમ પાડી : ‘દીકરા ઓ, દીકરા !’

એણે પાછળ જોયું તો ખૂણામાં બેઠેલ એક વ્યક્તિ આંગળી વાંકીચૂંકી કરીને એની સામે માથું હલાવતી હતી. એણે પોતાનું મોં બીયર ભરેલા પ્યાલામાંથી બહાર કાઢ્યું અને તે એકાએક ખુશ થઈ ગયો. એ માણસ ઊંચો અને ફિક્કો હતો, એનું નાક લાંબું તથા વાળ ઝાંખા નારંગી હતા.

'ઓ, દીકરા !'

છોકરો એની નજીક ગયો. એ ઠીંગણા છોકરાની ઉંમર બારેક વર્ષની હતી. એનો એક ખભો પેપરના ભારને કારણે બીજા કરતાં ઊંચો લાગતો હતો. એનો ચહેરો છીછરો, ડાઘાવાળો તથા આંખો બાળક જેવી ગોળમટોળ હતી.

'કેમ શું છે ?'

તે માણસે પોતાનો હાથ છોકરાના ખભા પર મૂક્યો, પછી એની હડપચી પકડીને એનો ચહેરો ધીમે ધીમે એક બાજુથી બીજી તરફ ફેરવ્યો. એ છોકરો અસ્વસ્થ થઈ થોડો પાછો ખસ્યો.

'કહો ! શું ધાર્યું છે ?'

છોકરાનો અવાજ તીણો હતો, કાફેની અંદર ઓચિંતી ચૂપકીદી છવાઈ ગઈ.

માણસે ધીમેથી કહ્યું : 'હું તને ચાહું છું.' કાઉન્ટર પાસેના બધા હસવા લાગ્યા. ડોળા કાઢતા ને દૂર ગયેલા એ છોકરાને શું કરવું એની સમજ ન પડી. એ લીઓના ટેબલ સામે જોઈ રહ્યો, અને લીઓએ એની સામે કંટાળીને ઉપહાસપૂર્વક જોયું. છોકરાએ પણ હસવાનો પ્રયત્ન કર્યો. પણ માણસ ગંભીર તથા ઉદાસ હતો.

'તને પજવવાનો મારો કોઈ ઈરાદો નથી, દીકરા,' એણે કહ્યું. 'તું મારી સાથે બેસ અને બીયર પી. મારે તને એક વાત કહેવી છે.'

છોકરાએ સાવચેતી રાખીને ત્રાંસી નજરે કાઉન્ટર પાસે ઊભેલાઓને ઈશારાથી મારે શું કરવું જોઈએ તે પૂછ્યું. પરંતુ તેમણે એ પ્રત્યે ધ્યાન ન આપ્યું અને તેઓ બીયર પીવા લાગ્યાં કે નાસ્તો કરવા લાગ્યા. લીઓએ ટેબલ ઉપર કૉફી ભરેલો કપ અને મલાઈથી છલોછલ ભરેલો વાટકો મૂક્યાં.

'એ તો નાનો છે.' લીઓએ કહ્યું.

છોકરો સ્ટૂલ પર ગોઠવાઈ ગયો. હેલમેટની ઉપર ચઢાવેલી પટ્ટીની તળે રહેલા એના કાન નાના તથા લાલાશ પડતા હતા. તે માણસ એની સામે સ્વસ્થતાથી ડોકું ધુણાવતો હતો. 'આ ખૂબ મહત્ત્વનું છે', એણે કહ્યું. તેણે પેંટના પાછલા ખીસામાંથી કશું બહાર કાઢ્યું અને છોકરો જોઈ શકે તે રીતે હથેળીમાં કશુંક મૂક્યું.

'જરા ધ્યાનથી જો,' એણે કહ્યું.

છોકરાએ એકીટશે જોયું, પણ એમાં ધ્યાનથી જોવા જેવું કશું ન લાગ્યું. માણસે પોતાની મોટી મોટી બરછટ હથેળી ઉપર એક ફોટોગ્રાફ મૂક્યો. એ એક સ્ત્રીનો ચહેરો હતો, પણ ઝાંખો હોવાને કારણે માત્ર હેટ અને એણે પહેરેલો પોષાક સ્પષ્ટપણે જોઈ શકાતા હતા.

'જોયું?' માણસે પૂછ્યું.

છોકરાએ ડોકું હલાવ્યું અને માણસે બીજો ફોટો પોતાની હથેળી પર મૂક્યો. એક સ્ત્રી દરિયાકિનારે ન્હાવાનો પોષાક પહેરીને ઊભી હતી. એ પોષાકના કારણે એનું પેટ મોટું દેખાતું હતું, અને એ જ વાત આગળ તરી આવતી હતી.

'જોઈ ધ્યાનથી?' એ જરા નમ્યો અને છેવટે પૂછ્યું: 'તે પહેલાં કદી એને જોઈ છે?'

છોકરો હાલ્યાચાલ્યા વિના માણસ સામે ત્રાંસી નજરે જોતો બેસી રહ્યો. 'હું કંઈ એને ઓળખતો નથી.'

'ભલે,' કહીને માણસે ફોટોગ્રાફ ઉપર ફૂંક મારીને પાછા ગજવામાં મૂકી દીધા. 'એ મારી પત્ની હતી.'

'ગુજરી ગઈ?' છોકરાએ પૂછ્યું.

માણસે ધીમેથી ડોકું હલાવ્યું. એણે પોતાના હોઠ એ રીતે સંકોચ્યા જાણે એ સિસોટી વગાડવાનો અને પૂરેપૂરી માહિતી આપવાનો હોય: 'ના... ના...' એણે કહ્યું, 'જો તને કહું.'

માણસની સામે ટેબલ ઉપર મોટા કથ્થઈ રંગના પ્યાલામાં બીયર હતો. એણે પીવા માટે પ્યાલા ઉઠાવ્યો નહીં. એને બદલે એ નીચે નમ્યો અને પ્યાલાની ધારને મોં અડકાડ્યું. ઘડીભર એમ જ બેસી રહ્યો. ત્યાર બાદ એણે બંને હાથથી પ્યાલો ઉપાડ્યો અને ઘૂંટડા ભરવા માંડ્યા.

'કોઈક રાતે તમે તમારું મોટું નાક પ્યાલા આગળ રાખી મૂકો અને ઘોરી જાઓ. એમાં ડૂબી જશો.' લીઓએ કહ્યું. 'મોટા ભાગના થોડી ક્ષણ પૂરતું બીયરમાં તણાતા હોય છે. એ મોત આકર્ષક હોવું જોઈએ.'

છોકરાએ લીઓને ઇશારો કરવાનો પ્રયત્ન કર્યો. જ્યારે તે માણસનું

ધ્યાન ન હતું ત્યારે એણે પોતાનો ચહેરો મચકોડ્યો અને ધીમેથી પૂછ્યું : નશામાં છો ? લીઓએ માત્ર ભવાં ચઢાવ્યાં અને ડુક્કરના માંસના ગુલાબી ભાગને શેકવા સગડી પાસે ગયો. તેણે પોતાની સામે પડેલા પ્યાલાને હડસેલ્યો, ટટ્ટાર થયો, અને એના ઢીલાં વાંકા વળેલા હાથ ટેબલ પર મૂક્યા. છોકરાની સામે જોતી વખતે એનો ચહેરો ઉદાસ હતો. એ આંખો પટપટાવતો ન હતો, પણ એની ફિક્કી પડી ગયેલી લીલી આંખો ઉપરનાં નાજુક પોપચાં ગંભીરતાને કારણે થોડી થોડી વારે નીચે ઢળી પડતાં હતાં. પરોઢ થવાની તૈયારી જ હતી ત્યાં છોકરાએ પેપર ભરેલા કોથળાને ફેરવ્યો.

'હું પ્રેમની વાત કરું છું,' માણસે કહ્યું, 'મારા મત મુજબ એ એક વિજ્ઞાન છે.'

છોકરો ટેબલ ઉપરથી અડધો ઊભો થવા ગયો. માણસે એની તર્જની ઊંચી કરી, એ માણસમાં એવું કશું હતું જે તેને રોકી રાખતું હતું અને એને ખસવા દેતું ન હતું.

'બાર વર્ષ પહેલાં આ ફોટામાં દેખાતી સ્ત્રીની સાથે મેં લગ્ન કર્યા હતા. એક વર્ષ, નવ મહિના, ત્રણ દિવસ અને બે રાત માટે તે મારી પત્ની તરીકે રહી હતી. હું એને ખૂબ પ્રેમ કરતો હતો. હા... !' એણે પોતાના અસ્પષ્ટ, ધ્રૂજતા અવાજને મોટો કરીને ફરી વાર કહ્યું : 'હું એને ખૂબ પ્રેમ કરતો હતો. હું એમ માનતો હતો કે એ પણ મને પ્રેમ કરતી હતી. હું રેલવેનો ઇજનેર હતો. ઘરમાં એને દરેક પ્રકારની સુવિધા હતી અને વૈભવ હતો. એને અસંતોષ હોઈ શકે એવો કોઈ વિચાર જ મને આવ્યો ન હતો. પણ તને ખબર છે છેવટે શું બન્યું ?

'અહહહ !' લીઓએ કહ્યું.

માણસે એની નજર છોકરાના ચહેરા પરથી હટાવી નહીં. 'એ મને છોડીને જતી રહી. હું એક રાતે ઘેર પહોંચ્યો ત્યારે ઘર ખાલીખમ હતું અને એ જતી રહી હતી. એ મને છોડીને જતી રહી.'

'કોઈની સાથે ?' છોકરાએ પૂછ્યું.

માણસે આસ્તેથી પોતાની હથેળી ટેબલ ઉપર મૂકી. 'હા, સ્વાભાવિક રીતે, દીકરા. કોઈ પણ સ્ત્રી એકલી તો એ રીતે જતી ન રહે.'

કાફે શાંત પડી ગયું હતું, બહાર શેરીમાં ધીમો પણ અવિરત વરસાદ ચાલુ હતો. લીઓએ લાંબા કાંટા વડે તળેલા માંસને દબાવી જોયું : 'તો તું અગિયાર વર્ષથી પાગલની જેમ એનો પીછો કરી રહ્યો છે. અરે ગરીબડા બદમાશ બુઢ્ઢા.'

પહેલી વાર માણસે લીઓ સામે તાકીને જોયું, 'મહેરબાની કરીને ગમે તેમ ન બોલીશ. પણ, હું તારી સાથે વાત નથી કરતો.' એ છોકરા તરફ ફર્યો અને ખાનગીમાં અને દબાયેલા અવાજે કહ્યું : 'ચાલ, એની સામે ધ્યાન ન આપીશ – સમજ્યો ?'

છોકરાએ શંકાથી માથું હલાવ્યું.

'તો વાત આમ હતી,' માણસે વાત ચાલુ રાખી. 'હું ઘણો બધો અનુભવી છું. મારા જીવનમાં એક પછી એક બાબત મને પ્રભાવિત કરતી રહી છે. ચાંદની, સુંદર યુવતીના પગ. એક વસ્તુ પછી બીજી. પણ મુખ્ય વાત એ છે કે જ્યારે મેં કોઈ વસ્તુને માણી છે ત્યારે એમાં એક પ્રકારની લાગણી ભળતી હતી જેના કારણે હું અસ્વસ્થ થઈ જતો હતો. કશું એની મેળે તો પૂરું થતું જ ન હતું, કશું બીજાની સાથે આપોઆપ ગોઠવાય પણ નહીં. સ્ત્રીઓ ? મને જોઈતી મળી રહેતી હતી. ત્યારેય એવું જ. હું અસ્વસ્થ થઈ જઉં. હું એવી વ્યક્તિ છું જેને કદી કોઈએ પ્રેમ નથી કર્યો.'

આસ્તેથી એણે આંખો મીંચી, નાટકનું કોઈ દૃશ્ય પૂરું થાય અને પડદો પડે એની જેમ. જ્યારે એ ફરી વખત બોલ્યો ત્યારે એનો અવાજ ઉત્તેજિત થઈ ગયો હતો અને શબ્દો ઝડપથી બહાર આવ્યા, એના લાંબા, લબડતા કાનની બૂટ ધ્રૂજતી લાગી.

'પછી હું આ સ્ત્રીને મળ્યો, હું ૫૧ વર્ષનો હતો અને તે હંમેશા પોતાને ૩૦ વર્ષની કહેતી હતી. હું એને પેટ્રોલપંપ પાસે મળ્યો હતો અને અમે ત્રણ દિવસ પછી પરણી ગયા. તને ખબર છે આ ઘટના કોના જેવી હતી ? હું તને કહી નહીં શકું. અત્યાર સુધી મેં જે કંઈ અનુભવ્યું હતું તે બધું આ સ્ત્રીની આજુબાજુ ભેગું થતું. મારામાંથી બધી અસ્વસ્થતા ચાલી ગઈ પણ હું ખલાસ થઈ ગયો.

માણસ એકાએક ચૂપ થઈ ગયો અને એણે પોતાના નાકને પંપાળ્યું.

એનો અવાજ દૃઢ અને ઠપકાપૂર્ણ દબાયેલો લાગ્યો. 'હું યોગ્ય રીતે આ સમજાવી નથી શકતો. જે બન્યું હતું તે આ મુજબ હતું. ત્યાં સુંદર લાગણીઓ હતી, મારી અંદર આછાપાતળા આનંદની રમઝટ મચી. અને આ સ્ત્રી મારા આત્માને એક વ્યવસ્થિત કરી આપનારું બળ હતી. હું મારાં નાનાં નાનાં સુખ માટે એની પાસે ધસી જંતો હતો અને સંપૂર્ણ આનંદ મેળવતો હતો. હવે તને વાત સમજાઈ ?'

'એનું નામ શું હતું ?' છોકરાએ પૂછ્યું.

'એ', એણે કહ્યું. 'હું એને ડોડો કહેતો હતો. પણ તે મહત્ત્વનું ન હતું.

'તમે એને પાછી લઈ આવવાનો પ્રયત્ન કર્યો હતો ?'

તે જાણે સાંભળતો ન હોય એવું એને લાગ્યું. 'તું કલ્પના કરી જો કે આ પરિસ્થિતિ હેઠળ એ મને છોડીને જતી રહી હશે ત્યારે મેં શું અનુભવ્યું હશે.'

લીઓએ સગડીમાંથી ડુક્કરનું માંસ લીધું અને પાંઉની વચ્ચે એની બે ચીરી મૂકી. એનો ચહેરો નીરસ હતો, આંખ ઉપર કાપા હતા અને નાક ઉપર ઈજા થવાથી આછું ભૂરા રંગનું થઈ ગયું હતું.

બીજા એક મજૂરે બીજી કૉફીનો ઈશારો કરતાં લીઓએ પ્યાલો ભરી આપ્યો. બીજી વખતની કૉફી લીઓ પૈસા લઈને જ આપતો હતો. દરરોજ સવારે પેલો વણકર એનો નાસ્તો ત્યાં લેતો હતો, અને છતાં લીઓ જેમ પોતાના ઘરાકોને વધારે ઓળખતો થયો તેમ તે તેમની સાથે વધુ કંજૂસાઈથી વર્તતો હતો. એ બ્રેડ એ રીતે કરડતો હતો જાણે એને પોતાની જાત ઉપર ભારોભાર ઘૃણા ઊપજી હોય.

'ફરી કદી એ તમને મળી નહીં ?'

છોકરાને આ માણસ વિશે શું ધારવું એ સમજાયું નહીં, અને એનો ભોળો ચહેરો કુતૂહલ અને શંકાથી ચેરાઈ ગયો. છાપાં નાખવાનો એને હજુ તાજો જ અનુભવ હતો. પરોઢના અંધારામાં શહેરની સડકો પર નીકળી પડવાનું ખૂબ વિચિત્ર લાગતું હતું.

'હા', માણસે કહ્યું. 'એને પાછી લાવવાના મેં ઘણા પ્રયત્નો કર્યા.' મેં ઘણી જગ્યાએ એને શોધવાના પ્રયત્નો કર્યા. એના સગા ટુલસામાં રહેતા હતા ત્યાં પણ હું જઈ આવ્યો. મોબાઈલ પણ જઈ આવ્યો. વાતવાતમાં જે જે

શહેરનાં નામ તેણે લીધેલાં એ બધાં શહેરોમાં જઈ આવ્યો. અને જે જે માણસો એની સાથે સંકળાયેલા હતા એ તમામને હું શોધી વળ્યો. ટુલસા, એટલાન્ટા, શિકાગો, ચિહો, મેમ્ફિસ... પૂરાં બે વર્ષ સુધી હું એનો પત્તો મેળવતો ફરતો રહ્યો.'

'પણ એ બંને જાણે આ પૃથ્વી ઉપરથી જ અદૃશ્ય થઈ ગયા !' લીઓએ કહ્યું.

'એની વાત સાંભળીશ જ નહીં,' માણસે આત્મવિશ્વાસથી કહ્યું. 'અને પેલાં બે વર્ષ પણ ભૂલી જા. એનું કશું જ મહત્ત્વ નથી. ત્રીજે વરસે મારા જીવનમાં કશુંક વિચિત્ર બન્યું, એ મહત્ત્વનું હતું.

'શું ?' છોકરાએ પૂછ્યું.

માણસ બીયરથી છલકાતા પ્યાલામાંથી એક ઘૂંટ ભરવા નીચો નમ્યો પણ જેવો એણે પ્યાલો ઊંચો કર્યો એવા એનાં નસકોરાં ફૂલવા લાગ્યાં; વાસી બીયરની ગંધને કારણે એણે પીધો નહીં. 'કોઈની સાથે પ્રેમ થવો એ ખૂબ વિચિત્ર બાબત છે. પહેલાં તો મેં એને પાછી લાવવાનું વિચાર્યું. એ એક પ્રકારનું ગાંડપણ છે. પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ હું એને યાદ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તને ખબર છે શું બન્યું ?'

'ના,' છોકરાએ કહ્યું.

'જ્યારે હું પથારીમાં પડ્યો પડ્યો એનો વિચાર કરતો હતો ત્યારે મારું મગજ બહેર મારી જતું હતું. હું એને જોઈ શકતો ન હતો. હું એની છબીઓ બહાર કાઢતો અને પછી જોતો. પણ કશું જ નહીં. એક શૂન્યાવકાશ. તું આ કલ્પી શકે છે ?'

'અરે મેક, કહે જોઈએ.' લીઓએ ટેબલ ઉપરથી પૂછ્યું. 'તું આ બબૂચકના ખાલીખમ ભેજાને કલ્પી શકે છે ?'

માખી ઊડાવતો હોય તેમ તે માણસ એના હાથને ધીમેથી હલાવતો હતો. એની લીલી આંખો છોકરાના નાના ચહેરા ઉપર ટગર ટગર જોતી રહી.

'રસ્તાની પગથી આગળ અચાનક કાચનો ટુકડો આવી જાય. અથવા વાજાપેટીમાંથી અચાનક કોઈ બસૂરો સૂર, રાતે દીવાલ ઉપર દેખાતો કોઈ પડછાયો. અને ત્યાં એ મને યાદ આવે. શેરીમાં ચાલતો હોઉં અને અચાનક

આવું કશું થાય, હું રડી પડું કે દીવાના થાંભલે મારું માથું પછાડું. તને સમજાય છે ?'

'એક કાચનો ટુકડો...' છોકરાએ કહ્યું.

'કશું પણ. હું આમ તેમ ફર્યા કરું. મારે એને ક્યારે, કેવી રીતે યાદ કરવી જોઈએ એનો મને કશો ખ્યાલ જ આવતો ન હતો. તું એમ જ માની લેને કે ત્યાં જાણે એક પ્રકારનું કવચ આવી ગયું. પણ માત્ર યાદ કરવાથી તો કંઈ માણસની સામે એ ચહેરો આવી જતો નથી. એ કોઈ ખૂણામાં પડેલી હોય છે. મેં જે બધું જોયું હતું અને સાંભળ્યું હતું એના આશરે જ હું તો હતો. એકેએક ખૂણેખૂણે એને શોધવાની હતી એની જગ્યાએ એકાએક એ મને મારા હૃદયમાં શોધી રહી હોય એવું મને લાગ્યું. એ મારો પીછો કરતી હતી, સમજાય છે ! અને તે મારા હૃદયમાં !!'

છેવટે છોકરાએ પૂછ્યું : 'તે સમયે તમે દેશના કયા ખૂણામાં હતા ?'

'ઓહ,' માણસ નિરાશ થયો. 'હું તો સાવ ભાંગી ગયો હતો. જાણે શીતળાના રોગ જેવું હતું. હું કબૂલું છું, દીકરા, કે હું દારૂડિયો હતો. હું અપરિણીત સ્ત્રીઓ સાથે સંબંધ રાખતો હતો. મને જે કંઈ પાપ કરવાનું ગમે તે કરી બેસતો હતો. મને આ બધું જણાવતાં દુઃખ થાય છે પણ એ હું કરતો હતો. જ્યારે એ સમયને હું યાદ કરતો હતો ત્યારે મારું મગજ એને કારણે ભારે થઈ જતું હતું, એ અતિશય યાતનામય હતું.'

માણસે એનું માથું નીચું નમાવ્યું અને કપાળ ટેબલ ઉપર અડકાડ્યું. થોડી ક્ષણો માટે તે એ જ સ્થિતિમાં નીચો નમીને બેસી રહ્યો, એની પાતળી ગરદનનો પાછલો ભાગ નારંગી રંગનાં ફૂલો જેવો છવાયેલો હતો, એનાં હાથની આંગળીઓ એ રીતે વળેલી હતી જાણે એ પ્રાર્થના કરી રહ્યો હોય. પછી તે ટટ્ટાર થયો; એ હસ્યો અને અચાનક એનો ચહેરો ધ્રૂજવા લાગ્યો અને તે વૃદ્ધ દેખાવા લાગ્યો.

'પાંચમા વર્ષે એ બન્યું હતું.' એણે કહ્યું. અને એ રીતે મેં મારી પદ્ધતિઓનો આરંભ કર્યો.'

લીઓના ચહેરા પર ઝાટકા સાથે ફિક્કું હાસ્ય એકદમ છવાઈ ગયું. 'હા, આપણામાંથી કોઈ પણ જુવાન તો થવાના ન હતા.' એણે કહ્યું. અને પછી

એકાએક ગુસ્સામાં આવીને રકાબીમાં પડેલા નેપકીનને જોરથી જમીન ઉપર ફેંક્યો. 'જમીન ઉપર પૂછડી ઘસડતા ઘરડા રોમિયા !'

'શું બન્યું ?' છોકરાએ પૂછ્યું.

તે વૃદ્ધનો અવાજ મોટો અને સ્પષ્ટ હતો : 'શાંતિ.' એને ઉત્તર આપ્યો.

'હં ?'

'આ બાબતને પદ્ધતિસર સમજાવવી ખૂબ અઘરી છે, દીકરા,' એણે કહ્યું. 'મારા માનવા પ્રમાણે તો અમે બંને લાંબા સમય સમય સુધી એકબીજાને ખો આપતા રહ્યા, છેવટે અમે બંને એકબીજામાં ગૂંચવાઈ ગયા, પડી રહ્યા અને પછી ત્યાં જ વાત પૂરી કરી લીધી અને છૂટા પડ્યા. શાંતિ. એક વિચિત્ર છતાં સુંદર ખાલીપો. પોર્ટલેન્ડમાં તે સમયે વસંત ઋતુ હતી અને દરરોજ બપોરે વરસાદ પડતો હતો. દરરોજ સાંજે હું અંધારામાં મારા પલંગમાં પડી રહેતો, અને એ રીતે મને આ બધો પદ્ધતિસરનો અભ્યાસ સમજાયો.' બસની બારીઓ અજવાળાથી ઝાંખી ભૂરી લાગતી હતી. બે સૈનિકોએ બીયરના પૈસા ચૂકવીને બારણું ઉઘાડ્યું – એ બહાર નીકળતા હતા એ પહેલા સૈનિકે એના વાળ ઓળ્યા અને ઘૂંટણ પરના કાદવવાળા પટ્ટા લૂછી નાખ્યા. ત્રણ મજૂરો વાંકા વળીને શાંતિથી નાસ્તો કરતા હતા. દીવાલ ઉપર લીઓનું ઘડિયાળ ટીકટીક કરતું હતું.

'આવું છે – ધ્યાનથી સાંભળ. હું પ્રેમ વિશે ધ્યાન કેન્દ્રિત કરું છું અને એને સમજવા મથું છું. આપણે ક્યાં ભૂલો કરી બેઠા તેનો ખ્યાલ આવે છે. માણસ પહેલી વખત પ્રેમમાં પડે છે. અને તેઓ શાના પ્રેમમાં પડે છે ? તેઓ શું કરે છે ?'

છોકરાનું કોમળ મ્હોં ઊઘડ્યું પણ એણે જવાબ ન આપ્યો. 'એક સ્ત્રી,' ઘરડી વ્યક્તિએ કહ્યું. કોઈ પણ સમજ વિના, કશું પાસે હોય નહીં અને તેઓ ઈશ્વરની આ ધરતી ઉપર ખૂબ ભયંકર અને પવિત્ર અનુભવ લઈ બેસે છે. 'તેઓ સ્ત્રીના પ્રેમમાં પડે છે. આ સાચું છે ને, દીકરા ?'

'હા,' છોકરાએ ડરીને કહ્યું.

'તેઓ પ્રેમની શરૂઆત ઊંધા છેડેથી કરે છે. તેઓ અંતિમ બિંદુએ જઈને આરંભ કરે છે. તને એવું નથી લાગતું કે આ કેટલું દયાજનક છે ?

તું જાણે છે માણસે પ્રેમ કેવી રીતે કરવો જોઈએ ?'

તે વૃદ્ધ આગળ ઝૂક્યો અને છોકરાના જાકીટના કોલરથી પકડ્યો. એણે છોકરાને ધીમેથી હચમચાવ્યો અને એની ફરકતી લીલી આંખો સ્થિર અને ગંભીર થઈ ગઈ.

'દીકરા, તું જાણે છે પ્રેમની શરૂઆત કેવી રીતે થવી જોઈએ ?' છોકરો નીચે બેઠો બેઠો સાંભળી રહ્યો. ધીરેથી એણે માથું હલાવ્યું. ઘરડો માણસ નજીક આવીને બબડ્યો :

'વૃક્ષ. પથ્થર. વાદળ.'

ગલીમાં હજુ પણ વરસાદ પડતો હતો : આછો, ધીમો પણ અવિરત વરસાદ. છ વાગ્યાની પાળી માટે મિલનું ભૂંગળું વાગ્યું અને ત્રણ વણકરો પૈસા ચૂકવીને જતા રહ્યા. કાફેમાં લીઓ, ઘરડો માણસ અને છોકરા સિવાય કોઈ નહોતું.

'પોર્ટલેન્ડનું હવામાન આવું જ હતું,' એણે કહ્યું: 'એ સમયે મારા વિજ્ઞાનની શરૂઆત કરી. હું ધ્યાન ધરવા લાગ્યો અને મેં સાવધતાથી આરંભ કર્યો. હું ગલીમાંથી કશુંક ઉપાડતો અને ઘેર લઈ જતો. હું એક ગોલ્ડફિશ લઈ આવ્યો અને મેં મારું ધ્યાન એનામાં પરોવ્યું અને મને એ ખૂબ ગમી. હું એક વસ્તુ તરફથી બીજી વસ્તુની સમજ કેળવવા લાગ્યો. દિવસે ને દિવસે હું આ પદ્ધતિ અજમાવવા લાગ્યો. પોર્ટલેન્ડથી સાન ડિએગોના રસ્તાઓ ઉપર...'

'હં, ચૂપ રહે !' લીઓ અચાનક બરાડ્યો. 'ચૂપ મર ! ચૂપ મર !'

ઘરડા માણસે હજુ પણ છોકરાના જાકીટનો કોલર પકડી રાખ્યો હતો; એ ધ્રૂજી રહ્યો હતો અને એનો ચહેરો ગંભીર થયો. 'છ-છ વર્ષથી હું આ રીતે આગળ વધ્યો અને હું મારું વિજ્ઞાન વિકસાવતો રહ્યો અને હવે હું એમાં કુશળ થઈ ગયો છું, દીકરા. હું કોઈ પણ વસ્તુને ચાહી શકું છું. મારે એ વિશે કશું વિચારવું પડતું નથી. માણસોથી ભરચક ગલી અને અદ્‌ભુત પ્રકાશ મારી આંખો આગળ છવાઈ જતા. આકાશમાં ઊડતું પંખી જોતો. અથવા રસ્તામાં પસાર થતો મુસાફર દેખાતો. ઘણું બધું દીકરા. અને કોઈ પણ. બધા જ સાવ અજાણ્યા અને બધાને ચાહ્યા ! તને મારા આ વિજ્ઞાનનો અર્થ સમજાય છે ખરો ?'

છોકરાએ પોતાના શરીરને અક્કડ બનાવી દીધું. એના હાથ વડે ટેબલની

ધારને જોરથી પકડી રાખી. છેવટે એણે પૂછ્યું : 'તમને શું ખરેખર એ સ્ત્રીનો ભેટો થયો ખરો ?'

'શું ? શું કહ્યું, દીકરા ?'

'મારો મતલબ છે,' છોકરાએ તીણા અવાજમાં કહ્યું, 'શું તમે ફરી વખત એ સ્ત્રીના પ્રેમમાં પડ્યા ખરા ?'

ઘરડા માણસે છોકરાના જાકીટના કોલરને ધીરેથી ઢીલો મૂકી દીધો. એ દૂર ગયો અને પહેલી વખત એની લીલી આંખો ધૂંધળી થઈ, આમતેમ જોવા લાગી. એણે ટેબલ ઉપરથી મગ ઉપાડ્યો અને પીળો બીઅર ગટગટાવી ગયો. એનું માથું અસ્થિર બનીને ડોલવા લાગ્યું. અંતે એણે ઉત્તર આપ્યો : 'ના, દીકરા, જો મારા વિજ્ઞાનમાં છેલ્લું પગથિયું હવે આવું આવે. હું સાવધ થઈ જઉં. અને હજુ પણ હું સંપૂર્ણપણે તૈયાર તો નથી.'

'બહુ સારુ', લીઓએ કહ્યું. 'બહુ સારુ !'

ઘરડો માણસ બારણા પાસેની ખુલ્લી જગ્યામાં ઊભો હતો. 'યાદ રાખજે !' એણે કહ્યું.

વહેલી સવારના ભેજવાળા પ્રકાશમાં તે ચોળાયેલો, માંદલો અને ભાંગી ગયેલો દેખાતો હતો. છતાં એનું હાસ્ય તેજસ્વી હતું. 'યાદ રાખજે, હું તને ચાહું છું,' એણે છેલ્લી વખત માથું ધુણાવીને કહ્યું. એ ગયો એટલે બારણું બંધ થયું.

છોકરો ખાસ્સા સમય સુધી ચૂપ રહ્યો. એણે જોરથી કપાળ પછાડ્યું – અને એની ધીમે ધીમે વાંકી વળેલી આંગળીઓ ખાલી પ્યાલાની ધાર પર ફેરવવા માંડી. લીઓની સામે જોયા વિના એણે છેવટે પૂછ્યું :

'એ પીધેલો હતો ?'

'ના,' લીઓએ ટૂંકમાં કહ્યું.

છોકરાએ એના સ્પષ્ટ અવાજને મોટો કર્યો. 'તો પછી એ નશાખોર બદમાશ હતો ?'

'ના ?'

છોકરાએ લીઓની સામે જોયું, અને એનો નાનો નિર્દોષ ચહેરો મુંઝાયેલો થઈ ગયો, એનો અવાજ તીણો થઈ ગયો. 'એ ગાંડિયો હતો ? તને શું એવું

લાગે છે કે એ પાગલ હતો ?' છોકરાનો અવાજ શંકા પડવાને કારણે તીણો થઈ ગયો.

'લીઓ ? હા કે ના ?'

પરંતુ લીઓ ઉત્તર આપવાનો નહીં. લીઓ ચૌદ વર્ષથી નાઇટ કાફે ચલાવતો હતો, અને એ પોતાની જાતને ગાંડપણના ટીકાકાર તરીકે ખપાવતો હતો. ત્યાં શહેરભરમાંથી જાતજાતના માણસો આવતા હતા અને ક્ષણિક આવેશમાં આવીને ભટક્યા કરતા હતા. એ બધાની વિકૃતિ એ જાણતો હતો. પરંતુ એ પ્રશ્નના ઉત્તરની રાહ જોતા બાળકને સંતોષ આપી શક્યો નહીં. એનો ફિક્કો ચહેરો સંકોર્યો અને તે મૂગો રહ્યો.

અને છોકરાએ હેલમેટના જમણા પટ્ટાનું બક્કલ ઊંચું કર્યું અને એ જ્યાં જવા તૈયાર થયો ત્યાં એણે પોતાની દૃષ્ટિએ નિર્દોષ ટીકા કરી, એ ટીકાની ન હાંસી ઉડાવી શકાય કે કોઈ એને તિરસ્કારી ન શકે.

'એણે ખરે જ ખાસ્સી મુસાફરી કરી હશે.'

*મોડર્ન અમેરિકન શોર્ટ સ્ટોરીઝ : સં. ફિલીપ વાન ડોરેન સ્ટર્ન-માં ગ્રંથસ્થ*

## ચાલવા વિશે / મેક્સ બીરબોહમ

*અનુવાદ : શિરીષ પંચાલ*

મારા જીવનમાં હું ક્યારેય ચાલવા નીકળ્યો જ નથી એ હકીકત છે. ચાલવા માટે મને કેટલીય વખત લઈ જવામાં આવ્યો છે ખરો; પણ એ તો એક જુદી વાત થઈ. જ્યારે હું મારી આયાની બાજુમાં અડબડિયાં ખાતો અને કશુંક બબડતો હતો, જ્યારે મારી પાસે બાબાગાડી હતી અને હું પોતે બાબાગાડી ન હતો એવા પણ એ ભૂતકાળના સોનેરી દિવસો બદલ પસ્તાવો થતો.

હું મોટો થયો ત્યારે લંડનમાં રહેવાનો એક લાભ મને વરતાયો. અહીં કોઈએ મને કદી ચાલવા માટે કહ્યું નથી. લંડનના કેટલા બધા ગેરફાયદા – ધુમાડાભર્યું વાતાવરણ, અવિરત ઘોંઘાટ અને ધમાલ, ચારે બાજુ નરી ગંદકી – આ બધાથી આ એક લાભ તો થયો. પણ હું જ્યારે ગામડાંઓમાં મિત્રો સાથે બહાર જાઉં ત્યારે મને ખબર જ હોય કે જો વરસાદ નહીં પડતો હોય તો હમણાં જ કોઈ એકાએક બોલી ઊઠશે – 'ચાલો, બહાર ફરવા જઈએ !' અને એવો આદેશાત્મક અવાજ હોય કે બીજા કોઈ પ્રસંગે તો સ્વપ્નમાંય એવું કહેવાની હિંમત ન કરે. લોકો એમ માને છે કે ફરવા જવાની ઇચ્છામાં કશુંક જન્મજાત ભવ્ય અને પ્રશંસાત્મક છે. એટલે જેનામાં આવી ઇચ્છા જાગે તેને તો એમ જ લાગે કે જે કોઈ આરામખુરશીમાં બેઠા બેઠા નિરાંતે વાંચી રહ્યા હોય તેના ઉપર પોતાની ઇચ્છા લાદી શકે. જૂના મિત્રને તો 'ના' પાડવી સહેલી વાત છે. માત્ર ઓળખીતા હોય તેને માટે તમારે બહાનું કાઢવું પડે – 'મને પણ મન છે પણ...' પણ મને તો 'મારે થોડા પત્ર લખવા છે' એ

સિવાય બીજું કોઈ બહાનું જ ન જડે. પણ આ રસ્તો ત્રણ રીતે બરાબર નથી. ૧. કોઈને તમારી વાતમાં વિશ્વાસ પડતો નથી. ૨. જ્યાં સુધી પેલો ચાલવાનો ચાહક (એ તમને જૂઠા કે દંભી કહેવાની હિંમત તો કરતો જ નથી) ઓરડાની બહાર પોબારા ગણી ન જાય ત્યાં સુધી તમને તમારી ખુરશીમાંથી ઊભા થઈને લખવા માટેના ટેબલ પર જઈને કોઈને પત્ર લખવાની તૈયારી કરવી પડે છે – ૩. એ વાત રવિવારની સવારે કરી ન શકાય. આજે સાંજ સુધી તો ટપાલ નીકળવાની જ નથી એ હકીકત આગળ આવે અને એટલે તમે ચુપચાપ ચાલવા માંડો.

ચાલવા ખાતર ચાલવું એ વાત જે લોકો તેનો અમલ કરતા હશે તેમની દૃષ્ટિએ અતિ પ્રશંસનીય અને અનુકરણીય લેખાતી હશે. એની સામે મારો વાંધો એ છે કે એ મગજની પ્રવૃત્તિ અટકાવી દે છે. ઘણી વખત મને કેટલાકે કહ્યું છે કે ઊંચાનીચા રસ્તે કે ટેકરી પર કે ખીણમાં જ્યારે ચાલવું પડે છે ત્યારે મગજ કદી કામ કરતું જ નથી. જ્યારે મને કોઈ રવિવારની સવારે સાથે ચાલવાની ફરજ પાડે છે ત્યારે કોઈએ આવી કબૂલાત કરી હોય એવું મને તો યાદ આવતું નથી. અનુભવે મને સમજાયું છે કે જ્યારે કોઈ યજમાન-મહેમાન ખુરશીમાં બેઠા હોય કે તાપણા પાસે ઊભા હોય ત્યારે વાતો કરવાની કે વિનોદ કરવાની જે શક્તિ તેમની પાસે હોય છે તે ફરવા જાય એટલે તરત જ અદૃશ્ય થઈ જાય છે. કોઈ પણ ઓરડામાં બેઠા બેઠા જે વિચારો ખૂબ ઝડપથી આવતા હોય છે એ બધા પછી ક્યાં જતા રહે છે ? પેલું સર્વવિષયક જ્ઞાન જે સહજ રીતે તેનામાં હતું તે ક્યાં જતું રહે છે ? કોઈ પણ વિષય ઉપર વસંત ઋતુના પ્રકાશની જેમ ટોળે વળતા તરંગો ક્યાં જાય છે ? તેનો ચંચળ, ગતિશીલ ચહેરો એકાએક હવે જડ થઈ જાય છે ! તેની સુંદર આંખોમાંથી તેજ ચાલ્યું જાય છે. તે બોલવા માંડે છે – ક. (એટલે કે અમારા યજમાન) ખરેખર સજ્જન છે. પચાસેક વાર ચાલીને તે ઉમેરે છે કે ક.ના જેવો બીજો કોઈ હજુ ભટકાયો નથી. એકાદ ફર્લાંગ હજુ ચાલીએ ત્યારે એ બોલશે – ક.નાં પત્ની આનંદી સ્વભાવનાં છે. જરા રહીને તે ઉમેરશે – એના જેવી આનંદી સ્ત્રી હજુ જોઈ નથી. અમે કોઈ ધર્મશાળા પાસેથી પસાર થઈએ છીએ. તે મોટેથી મને વાંચી સંભળાવે છે : 'ધ કીંગ્ઝ આર્મ્સ. આલ્કોહોલ અને સ્પીરીટ વેચવાનો

પરવાનો છે.' મને ખ્યાલ આવી જાય છે કે બાકીના આખા રસ્તે જે લખાણ આવશે તે મને વાંચી બતાવશે. અમે એક સ્થળનિર્દેશ કરતા પથ્થર પાસે આવીએ છીએ. તે લાકડી વડે એ તરફ ચીંધે છે. 'અક્સ-મિનસ્ટર ૧૧ માઈલ.' ટેકરીની તળેટીમાં અમે એક ખૂબ મોટા વળાંક આગળથી પસાર થઈએ છીએ. તે દીવાલ તરફ બતાવે છે – 'ધીમેથી હાંકો.' મને દૂર દૂર – એક રસ્તા આગળની વાડ આગળ નાનકડું પાટિયું દેખાય છે. તેને પણ દેખાય છે. તે પોતાની આંખ ત્યાં માંડે છે. થોડી વારમાં તે બોલે છે : 'આ રસ્તેથી પસાર થનાર ઉપર કાયદેસરનાં પગલાં ભરવામાં આવશે.' અરે બિચારો ! મગજ સાવ બહેર મારી ગયું !

યજમાનને ત્યાંના ભોજનથી એ એકદમ સ્વસ્થ થઈ ગયા અને અસલ મિજાજમાં આવી ગયા. ફરી એક વાર તે આખી મંડળીનું જીવન અને કેન્દ્ર બની ગયા. આજે સવારના આ કપરા બોધપાઠ પછી જીવનમાં ક્યારેય ચાલવા જવાનું નામ નહીં લે. અને એક કલાક પછી એક નવા સાથીદારને લઈને એ નીકળી પડ્યા.

એમને નજર આગળથી દૂર જતાં જોઈ રહું છું. એ શું બોલશે તેની મને ખબર છે. તે મારા વિશે કહે છે – સાથે ચાલવા માટે તો એ માણસ સાવ નકામો. પછી ધીરે રહીને એ ઉમેરશે – અત્યાર સુધી આવા નીરસ માણસની સાથે હું ચાલ્યો નથી. પછી રસ્તા પરનાં લખાણો વાંચવામાં સમય વીતાવશે.

ચાલવા ખાતર ચાલનારાઓમાં તાત્કાલિક આવી રીતે તેમની હાલત કેમ ખરાબ થઈ જતી હશે ? શું બનતું હશે ? હું માનું છું કે માણસ પોતાની બુદ્ધિશક્તિથી તો આવા સાહસ માટે જોડાતો નથી. બુદ્ધિથી પર રહેલા એવા કશાંકથી જ તે દોરાતો હોવો જોઈએ. માનું છું કે તેના આત્માના અવાજથી દોરાતો હશે. હા, તેનો આત્મા જ તેના શરીરને લલકારતો હશે – 'આગેકૂચ !' મગજ વચ્ચે અટકાવતું હશે –' થોભો ! વિશ્રામ !' તે આત્માને સભ્યતાથી પૂછશે –' કયા લક્ષ્ય તરફ ?' 'તું આ શરીરને કયા સાહસ માટે દોરે છે ?' આત્મા ઉત્તર આપે છે, 'એવું કોઈ લક્ષ્ય નથી. તને હમેશા કોઈ છૂપો, સૂક્ષ્મ હેતુ શોધવાની આદત પડી છે. શરીર આ રીતે બહાર નીકળી પડે છે એનું કારણ માત્ર એટલું છે કે એ કાર્ય વ્યક્તિત્વના ભવ્યતાં, સચ્ચાઈ અને સંકુલ

ઊંચાઈ સૂચવે છે.' એટલે મગજ કહે છે : 'બહુ સારુ, તું સારી રીતે ચાલ. આ મૂરખાઈમાં મારે ભાગીદારી નથી કરવી. આ કામકાજ ચાલે છે એ દરમિયાન હું તો ઘોરી જઈશ.' પછી તો મગજ પોતાને કોશેટામાં લપેટીને સ્વપ્નહીન નિદ્રામાં સરી જશે, ફરી શરીર ચાર દીવાલોમાં સુરક્ષિત રીતે જઈ ન પહોંચે ત્યાં સુધી એને કોઈ જાગ્રત કરી જ ન શકે.

તમે કોઈ ચોક્કસ જગ્યાએ જવા માગતા હો, તમારો કોઈ ચોક્કસ હેતુ હોય તો પણ મગજ તમને કોઈ વાહન લઈ જવા કહેશે; તમે ચાલવા જવા ન માગતા હો તો મગજ તમારો સાથ આપશે. તમારા બંને પગ એકબીજા સાથે હરીફાઈ કરતા રહેશે ત્યાં સુધી તમારા માટે નાનાંમોટાં કામ સ્વેચ્છાએ કર્યા કરશે – શરત માત્ર એટલી કે તમારા પગ પણ પોતાને ઉપયોગી પુરવાર થતા હોય, માત્ર આત્માના અભિમાનને પોષવા માટે જ તમારો સાથ આપતા ન હોય. વાત એમ છે કે આ નિબંધ આજે સવારે ચાલતી વખતે લખાયો હતો. ક્યાંય પણ જવા માટે વાહનનો દર વખતે ઉપયોગ કરવો જ એવું માનનારો હઠાગ્રહી હું નથી. વ્યાયામ ટાળવા માટે મારા માર્ગેથી ફંટાઈને હું કદી વર્તતો નથી. દરેક પરિસ્થિતિને સ્વીકારી લેવાની, એને સારી રીતે સ્વીકારવાની. પોતાની તબિયતની સતત ચિંતા રાખનારા હંમેશાં એની જ વાતો કર્યા કરતા હોય છે, એને લાડ લડાવતા હોય છે પણ એથી કંઈ તેનો તિરસ્કાર કરવાનો ન હોય. હું તો એમ માનવા પ્રેરાઉં છું કે ઉદારતાથી જોઈએ તો તે શારીરિક દૃષ્ટિએ સારું છે. પરંતુ જ્યારે કોઈ મને મળવા માગતું ન હોય ત્યારે મારે ત્યાં જઈને તેમની મુલાકાતો લેવાની કશી જરૂર નથી, મારા પોતાના ઘરની બહાર જવાને કોઈ કારણ ન હોય ત્યારે હું કદી બહાર ચાલવા જતો જ નથી.

*'ઈવન નાઉ' (૧૯૧૮)માં ગ્રંથસ્થ*

## કવિતાનું કાર્ય / જયન્ત પાઠક

કાવ્યના પ્રયોજન વિશે ભારતીય અને પશ્ચિમની કાવ્યમીમાંસામાં સારા પ્રમાણમાં વિચારણા થયેલી છે ને થાય છે. એમાં મુખ્ય મુદ્દો કવિતા અને સામાજિક સ્તરે ભાવક વચ્ચેના સંબંધનો છે – એટલે કે કવિતાનું સમાજ સંદર્ભે કાર્ય શું અને તે એ કેવી રીતે બજાવે છે તે છે. મીમાંસકોએ મુખ્ય કે પ્રધાન પ્રયોજન બે કહ્યાં છે :
૧. પરમ કે અલૌકિક આનંદ અને ૨. માણસને સારો બનાવે એવો ઉપદેશ. આ બંને મુદ્દા પરસ્પરવિરોધી લાગે એવા છે ને એમને લઈને સમયે સમયે ચર્ચાવિચારણા થઈ છે.

આપણે ત્યાં મમ્મટે એના સૌ પુરોગામી મીમાંસકોના કાવ્યના પ્રયોજન પરત્વેના વિચારોને ધ્યાનમાં લઈને કહ્યું છે :

કાવ્યં યશસેડર્થકૃતે વ્યવહારવિદે શિવેતરક્ષતયે ।
સદ્યઃ પરનિર્વૃત્તયે કાન્તાસંમિતતયોપદેશ યુજે ॥

આ કારિકાની વૃત્તિમાં, વિવરણમાં મીમાંસક કાવ્યના આસ્વાદથી ઉત્પન્ન થતા, બીજા બધા જ્ઞાનના વિષયને વિગલિત કરી નાખતા આનંદને જ સકલપ્રયોજન મૌલીભૂત ગણે છે ને કાન્તાસંમિત ઉપદેશને બીજું સ્થાન આપે છે. બીજી બાજુ પશ્ચિમમાં ઍરિસ્ટોટલ કહે છે : The object of poetry as of all the fine arts, is to produce an emotional delight, a pure and elevated pleasure. બધી કળાની જેમ કાવ્યનો ઉદેશ ભાવજન્ય, વિશુદ્ધ ને ઉન્નત આનંદ ઉત્પન્ન કરવાનો છે. આવા મંતવ્ય સાથે પશ્ચિમમાં પણ

કાવ્યનો ઉદ્દેશ to instruct and to delight એટલે કે ઉપદેશ અને આનંદ બંનેનો કહેવામાં આવ્યો છે. આ બંને પ્રયોજનો વચ્ચે પરમાર્થમાં નહિ તો વ્યવહારાર્થમાં તો કંઈક અંશે વિરોધ જોવા મળે છે. મારો આશય આ દેખાતા કે દેખીતા વિરોધનું નિવારણ શોધવાનો એટલે કે બંને વચ્ચે સમાધાન સાધી શકાય તે જોવાનો છે.

કાવ્યના ઉદ્ભવ અંગે આપણે ત્યાં ને પશ્ચિમમાં પણ એક પ્રકારની ગૂઢતા પ્રવર્તે છે. કાવ્યસર્જનના હેતુઓમાં આપણે શક્તિને પ્રથમ ને મહત્ત્વનું સ્થાન આપ્યું છે, તેને અનિવાર્ય ગણી છે, ને એના પ્રવર્તન વિશે કશી સ્પષ્ટતા કરી નથી – જેના વગર કાવ્ય થાય નહિ ને થાય તો તે હાસ્યાસ્પદ થાય એવું કહેવા પાછળ આ શક્તિ વિશેના આપણા અજ્ઞાનનો એકરાર રહેલો સમજાય છે. કાવ્યપ્રતિભા સૌને મળી નથી એ હકીકતને લક્ષમાં લઈને કવિતા વિશે કેટલાંક અહોભાવદર્શક વિધાનો થયાં છે, એને ભગવાનના ત્રીજા નેત્રનો પ્રસાદ* ગણવામાં આવી છે, લોકોત્તર, અ-લૌકિક શક્તિ ગણવામાં આવી છે. પશ્ચિમમાં પણ આ શક્તિના વિરલ, વિશિષ્ટ પ્રવર્તનને લીધે એક કાળે એ રોગ, જાદુ કે જુઠ્ઠાણું ગણાઈ છે ને પ્લેટો જેવાએ એના આદર્શ નગરમાં કવિના વસવાટનો નિષેધ ભાખ્યો છે.

કાવ્યસર્જનની શક્તિના આ અલૌકિકત્વ કે વિલક્ષણતાના સંદર્ભમાં એના પ્રયોજનનો વિચાર કરવાનો પ્રાપ્ત થતો હોઈ એનાથી ઉત્પન્ન થતા આનંદ અને પ્રાપ્ત થતા ઉપદેશના સ્વરૂપને સમજવાનું આવશ્યક લાગે છે. અહીં કાવ્યસર્જનની શક્તિ-પ્રતિભા સાથે કૃતિરૂપ કાવ્યના ઉપાદાન વિશે પણ થોડું વિચારવાનું પ્રાપ્ત થાય છે. કાવ્યનું ઉપાદાન શબ્દ છે, ભાષા છે. આ ભાષા માત્ર કવિનું નહીં, પણ સામાજિક માત્રનું વ્યવહારનું સાધન છે એટલે કે કવિતા સિવાયની અનેક અન્ય વ્યવહારુ પ્રવૃત્તિઓ માટે પણ ભાષાને ખપમાં લેવામાં આવે છે. બીજી રીતે કહીએ તો કાવ્યમાં પ્રયોજાતી ભાષા અને

---

* सा हि चक्षुर्भगवतस्तृतीयमिति गीयते ।
येन साक्षात्करोत्येषः भावास्त्रैलोक्यवर्तिनः ॥
– વ્યક્તિવિવેક (મહિમ ભટ્ટ)

વ્યવહારમાં વપરાતી ભાષા મૂલતઃ ભિન્ન નથી, એક જ છે. કવિ જે કોશમાંથી શબ્દો વાપરે છે તે જ કોશના શબ્દો સામાજિક એના વ્યવહારમાં વાપરે છે. આને કારણે કદાચ અન્ય કળાઓ કરતાં કાવ્યકળા પાસે સમાજ આનંદેતર ઉદ્દેશો સિદ્ધ થવાની પણ અપેક્ષા રાખે છે. રંગ, ટાંકણું, સૂર કે મુદ્રાઓ પાસે એટલે કે ચિત્રકળા, શિલ્પકળા, સંગીતકળા કે નૃત્યકળા પાસે એનો ભાવક સ્પષ્ટ ઉપદેશ કે બોધની કે એ કળાઓ દ્વારા કોઈ સામાજિક સુધારા કે પરિવર્તનની અપેક્ષા રાખતો નથી. આમ જ્યારે કાવ્ય જેવા લોકોત્તર અ-લૌકિક સર્જનનું અને વ્યવહારના સ્તરનાં અનેક કાર્યોનું સાધન એક જ હોય ત્યારે તેનાં પ્રયોજન બંને સ્તરે જુદાં સમજવાની બાબતમાં થોડો સંભ્રમ, થોડી ગેરસમજ થાય છે, ને કાવ્ય અને વ્યવહારની અન્ય વસ્તુઓ વચ્ચેનો ભેદ આંકીને એ ભેદના અનુલક્ષમાં બંનેનાં પ્રયોજનો નક્કી કરવાનું જરૂરી બને છે.

કેવળ ભાવજન્ય આનંદ આપવાનું કવિતાનું કામ છે એવું ભાર દઈને કહેવાયું હોવા છતાં છેક આરંભના કાળથી જ કવિતા વિશે આનંદેતર કાર્યની અપેક્ષા સેવાતી રહી છે. મીમાંસકોએ રામવત્ અવતરણ કરવું, રાવણવત્ નહિ કે જ્યાં ધર્મ છે ત્યાં જય છે એવો સાર કે બોધ કાવ્યમાંથી તારવવાનું કર્યું છે ને જીવનને સંસ્કારે, ઉન્નત કરે એવા સંદેશની કવિતા પાસે અપેક્ષા રાખી છે. આપણી સંસ્કૃત-પ્રાકૃત રચનાઓમાં ઘણી બોધક રચનાઓ મળે. મધ્યકાલીન ગુજરાતી કવિતા તો બોધથી ભરપૂર છે. અરે, બોધને જ કવિતાનું મુખ્ય કાર્ય ગણીને રચાઈ છે. બોધનું એક સાધન માત્ર હોય એ રીતે એને ઉપયોગમાં લેવામાં આવી છે. આપણાં પદ, ભજન, ગીતમાં કોઈ વાર છાનો ને ઘણી વાર પ્રગટ ઉપદેશ અપાયો છે. 'વૈષ્ણવ જન તો તેને કહીએ' જેવી આખી ને આખી રચનાઓ કેવળ બોધની છે; એમાં કાવ્યનો છાંટો શોધ્યોય જડે એમ નથી. આપણી મધ્યકાલીન કવિતા વિવેચનથી વંચિત રહી છે એટલે એને વિવેચકની કલાભાવનાનો લાભ મળ્યો નથી. તે પછી આપણે જેને અર્વાચીન યુગ તરીકે ઓળખીએ છીએ તેમાં પણ આરંભમાં કલાની સભાનતા ઓછી છે; કવિતામાં કંઈક કરવાનું છે એવા ભાન કરતાં કવિતાએ કંઈક કહેવાનું છે એવો જ ખ્યાલ ને આગ્રહ પ્રવર્તતો જણાય છે. શેરસટ્ટા વિશે હોય કે કેફ (ન કરવા વિશે હોય, આપણાં નર્મદ-દલપતરામ પાનાનાં પાનાં ભર)

કવિતા કરે ને મોટ્ટે ઘાંટે પ્રજાને એ અનિષ્ટોથી દૂર રહેવાની શિખામણ આપે. આવું જ અન્ય સંસાર-સુધારાલક્ષી કવિતાનું પણ. કવિતામાં સૌન્દર્યઆનંદની સિદ્ધિ કરતાં બોધની જિકર જ પ્રધાનસ્થાને રહે છે. તે પછી પંડિતયુગમાં પશ્ચિમની કવિતાના પ્રભાવે, ખાસ કરીને વર્ડ્ઝવર્થ, શેલી, બાયરન જેવાની રોમેન્ટિક રીતિની કવિતાની અસરથી તેમ જ કવિતા વિશેના કૉલરિજ, વર્ડ્ઝવર્થ, શેલી આદિના વિવેચનના અભ્યાસથી આપણા કવિઓ જેઓમાંના મોટા ભાગના યુનિવર્સિટીશિક્ષણ પામેલા છે તેઓ કવિતામાં રસ પરત્વે સભાન થયા છે ને નાનાલાલ, નરસિંહરાવ, કાન્ત આદિ કવિઓએ સૌન્દર્ય - આનંદના કવિતાના ધર્મનો સ્વીકાર કર્યો છે. આમાં રમણભાઈ, આનંદશંકર, નરસિંહરાવ, બલવન્તરાય આદિના વિવેચનનો પણ સારો ફાળો રહ્યો છે. છતાં એમ લાગે છે કે કાવ્યમાં બોધ અને ઉપદેશને તેના સ્થાનેથી તેઓ સર્વથા ચ્યુત કરી શક્યા નથી. Literature at bottom is the criticism of life એ વિધાનને અને આર્નલ્ડના કાવ્યવિચારને અનુસરતાં તેઓ કવિતાના બોધક તત્ત્વને અવગણી શક્યા નથી, બલકે ક્યારેક એવી કવિતાને ઉચ્ચ કવિતા ગણવાની ચેષ્ટા પણ કરતા રહ્યા છે. પ્રજાને પણ એકંદર ઠાવકી ને શિખામણ આપતી કવિતા પ્રતિ રુચિ ને પક્ષપાત રહેલાં સમજાય છે.

પંડિતયુગના અનુગામી ગાંધીયુગમાં ગાંધીપ્રભાવિત જીવનદર્શનને કારણે તેમ જ સમાજવાદ-સામ્યવાદની વિચારસરણીના પ્રભાવે કવિતાને સામાન્ય જનાભિમુખ કરવાનું વલણ રહ્યું અને તે કારણે કવિતામાં બોધ કે સંદેશની હિમાયત કરવામાં આવી. પ્રગતિશીલ કવિતા કે વાસ્તવલક્ષી કવિતા એટલે સમાજને ઉપયોગી કવિતા, સમાજના પ્રશ્નોને નિરૂપતી અને સમાજ-સુધારણાને સ્પષ્ટ કે આડકતરી રીતે પ્રબોધતી કવિતાનો આ કાળમાં જાણ્યે-અજાણ્યે સમાદર થયેલો જણાય છે. કવિઓને ચાંદ-તારાનાં ગીત ગાવા જોઈને 'હાય રે હાય કવિ' એવો હાયકારો પણ કરવામાં આવે છે. શુદ્ધ ને કેવળ સૌન્દર્યનિરૂપણ કરતી કૃતિને પ્રત્યાઘાતી ગણવાનું વલણ પણ ત્યારે પ્રવર્ત્યું. એ કાલના આપણા કવિઓને પ્રકૃતિ પાસેથી પણ બોધ કે સંદેશ સાંભળવાની મતિ થઈ. 'નિશીથ'ના ભવ્યસુંદર સ્વરૂપના વર્ણનથી એના કવિને સંતોષ ન થાય ને છેડે થોડીક પંક્તિઓ જોડી એની પાસે લોકજાગૃતિનું કામ કરવાની

માગણી કરે ત્યારે જ એના જીવને જંપ વળે. આપણો વિવેચક પણ કાવ્ય માત્ર વર્ણનનું મટી દીક્ષાનું થતાં ભારે રાજીપો અનુભવે. 'સ્મરણસંહિતા' કે 'દર્શનિકા' જેવી કૃતિઓનું મૂલ્યાંકન એમાંના કાવ્યતત્ત્વને આધારે નહીં તેટલું એમાં મૃત્યુ વિશે ડાહ્યાં ડાહ્યાં વિધાનો ને બોધ તરી આવે છે એને લક્ષમાં લઈને થયું. અહીં એક મુદ્દો સામે આવે છે તેનું વિવરણ ને નિરાકરણ કરી લઈએ. કાવ્યમાં વિચારપ્રધાનતા, ચિંતનાત્મકતા, ફિલસૂફીનો આગ્રહ વધ્યો તેથી એમ સમજવાનું નથી કે કાવ્યમાં સૌન્દર્ય-આનંદની સિદ્ધિનો આગ્રહ ઘટવો જોઈએ કે સૌન્દર્ય-આનંદને ભોગે કાવ્યમાં ચિંતન આવવું જોઈએ. કાવ્યમાં જેમ ઊર્મિ હોય તેમ ચિંતન પણ હોય; શરત માત્ર એટલી જ કે એ કોરા બોધરૂપે ન હોય. ઓછી શક્તિવાળા કવિઓએ ચિંતનને નામે ઉપદેશક રચનાઓ પણ સારી સંખ્યામાં કરી. ગઈ સદીના લગભગ સાડાત્રણ દાયકા પછી કવિતામાં સૌન્દર્ય ભણીનો ઝોક વધતો દેખાય છે, કવિતાએ સૌન્દર્ય દ્વારા જ પોતાની સાર્થકતા પોતાનું કાર્ય સિદ્ધ કરવાનાં છે એવી મતિ ઊગી. સમકાલીન યુગબળોની બહારથી આવ્યાનો આરોપ વહોરીને પણ આપણા કવિએ સૌન્દર્ય ને આનંદની અનુભૂતિ કરાવતી કેટલીક યાદગાર કવિતા આપી.

બીજા વિશ્વયુદ્ધની દુર્ઘટનાથી દુનિયામાં જે સાંસ્કૃતિક, સામાજિક, રાજકીય, આર્થિક ને ખાસ કરીને તો માણસમાં જે ચૈતસિક પરિવર્તન આવ્યું તેનું પ્રતિબિંબ કવિતામાં સારી પેઠે ઝિલાયું જણાય છે. મૂલ્યોમાં અનાસ્થા, હતાશા, એકલવાયાપણું, પરાયાપણું, વ્યક્તિત્વની છિન્નભિન્નતા – આ બધાંએ કવિતાના વિષય અને રીતિ ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો છે. લખાવા લાગેલી અછાંદસ અને રૂઢ ઘાટને અવગણતી કવિતા વિશે કોઈએ કહ્યું : જીવનમાં ક્યાં સુસ્વનતા, સંવાદ, સપ્રમાણતા રહ્યાં છે તે કવિતામાં હોય ? આમ Life-experience અને art experienceને એકરૂપ જોવાની ગેરસમજ પ્રવર્તી. આપણે એ વાત ભૂલી ગયા કે જે જીવનમાં તે જ કવિતામાં એ ખરું છે, પણ જેવું જીવનમાં તેવું જ કવિતામાં એમ માનવું બરાબર નથી. એમ માનીએ તો તો કવિતા રૂપાન્તરનો કીમિયો છે એ સત્યનો જ છેદ ઊડી જાય છે. અહીં સ્ટીફન સ્પેન્ડરનાં વચનો યાદ આવે છે: એ કહે છે 'The confusion of art experience with life-experience seems dangerous. The example

of movements like that of Beat in America shows the degradation of life through art and of art through life, which follows from the substitution of what is supposed to be the life of the artist for discipline required to create art.' (The Struggle of the Modern p.98) કાવ્યના ઉદ્દેશનો એક છેડો Art for art's sake છે તો બીજો છેડો આ છે.

છેક નજીકની કવિતા આગળ આવીએ તો આજે, આજ પહેલાંની રચાયેલી કવિતાની બધી વિભાવનાઓ, તેનાં બધાં લક્ષણોના મિશ્રણ જેવી કવિતા રચાતી જોવા મળે છે. એક તરફ જીવનના ભૌતિક સ્તરને, તેની બધી પ્રવૃત્તિઓને, જીવનવાસ્તવને ઉવેખીને પ્રવર્તતી કવિતા રચાય છે તો બીજી બાજુ જીવનના નકરા ભૌતિક, વાસ્તવિક પ્રશ્નો અંગે તાર સ્વરે રજૂઆત કરતાં કવિતાના સૌન્દર્ય તત્ત્વની સદંતર અવહેલના કરી કવિતાના Aestheticsને જ બદલી નવું Aesthetics રચવાની હિમાયત ને દાવો કરવામાં આવે છે.

કવિતાની આ બધી ગતિવિધિમાં, તેનાં પ્રયોજનોના પરસ્પરવિરોધી ખ્યાલોમાં આપણે કવિતાના પેલા સકલપ્રયોજન મૌલીભૂત એવા પ્રયોજનને પુરસ્કૃત કરવાનું ને સ્થાપવાનું છે. કવિતાનું પ્રયોજન <u>સદ્યઃ પરનિવૃત્તયે</u> કહેવાયા સાથે કાન્તાસંમિત ઉપદેશની વાત થઈ ને એની સમજૂતી પણ આપવામાં આવી. કવિતાના આસ્વાદને, તેના અનુભવને સાહિત્યદર્પણકારે બ્રહ્માસ્વાદસહોદર કહ્યો છે. એ કહે છે :

> सत्त्वोद्रेकादखण्ड स्वप्रकाशानन्द चिन्मयः ।
> वेद्यान्तर स्पर्शशून्यो ब्रह्मास्वाद सहोदरः ॥

અહીં શ્લોકમાં કાવ્યાસ્વાદનાં વિશેષણ રૂપે જે તત્ત્વોની જિકર કરવામાં આવી છે તે કાવ્યના પ્રયોજન અંગે નિર્ણય કરવા માટે મહત્ત્વનાં છે. અખંડ સત્ત્વોદ્રેક, સ્વપ્રકાશાનન્દ, ચિન્મય, વેદ્યાન્તર સ્પર્શશૂન્ય એવો આસ્વાદ; મતલબ કે કાવ્યની અનુભૂતિમાં સત્ત્વોદ્રેક છે, એના પ્રકાશ અને આનંદ ચિન્મય છે, એ અનુભૂતિ વેદ્યાન્તરસ્પર્શશૂન્ય હોય છે. આ બધું કવિતાની લોકોત્તરતા, તેની અ-લૌકિકતા સૂચવે છે. હવે, ભલે આ લોકમાં, પણ જે લોકોત્તર છે, અલૌકિક છે, ભૌતિક જીવન વ્યવહારોથી પરના પ્રદેશમાં પ્રવર્તે

છે. તેનું પ્રયોજન આ લોકના પ્રશ્નો કે પરિસ્થિતિ પરત્વે કશો બોધ આપવાનું શી રીતે હોઈ શકે ? વળી આચાર્ય ભાર દઈને એ અનુભૂતિને 'ચિન્મય' કહે છે, માત્ર ચિત્તલોકમાં જ, ભાવજગતમાં જ પ્રવર્તતી રહે છે ત્યારે એ વ્યવહારજગતમાં શી રીતે ક્રિયાશીલ થઈ શકે ? એની પાસે ભૌતિક સ્તરે કોઈ ક્રાન્તિની કે પરિવર્તનની અપેક્ષા શી રીતે રાખી શકાય ? આ વચનના સંદર્ભે કાન્તાસંમિત ઉપદેશની વાતને શી રીતે ઘટાવી શકાય ? આચાર્ય એમ કહે છે કે કાન્તાસંમિત એટલે પ્રભુસંમિત કે મિત્રસંમિત નહીં પણ कान्तेव सरसतापादेनाभिमुखीकृत्य. આનો અર્થ હું એવો સમજું છું કે કાવ્યનો ઉપદેશ એની સરસતામાં એટલે કે એના સૌન્દર્ય-આનન્દના તત્ત્વમાં જ રહેલો છે. બીજી રીતે કહીએ તો કાવ્ય જે સૌન્દર્ય ને આનંદ નિપજાવે છે તેની ચિન્મય અનુભૂતિ એ જ એનો બોધ. સૂત્રની રીતે કહું તો કાવ્યમાં તો વસ્તુનો અવબોધ એ જ બોધ. વસ્તુની રસાત્મક અભિજ્ઞા – Awareness – એ જ કવિતાનું કાર્ય ને એ જ એની ફલશ્રુતિ. મારી આ સમજને સંસ્કૃતના કાવ્યમીમાંસકોનું ને સમર્થ કવિ-વિવેચક શ્રી અરવિંદનું સમર્થન છે. સંસ્કૃત કવિતા અને સૌન્દર્યશાસ્ત્ર વિશે વિચારણા આપતાં એસ.કે.દે કહે છે : 'When the Sanskrit thinkers put forward a theory of idealized enjoyment, which they regard to be the sole object of poetry, they undoubtedly accept, even from a limited point of view, pure theoretic contemplation as its essence.' શ્રી અરવિંદ એમના The Future Poetry ગ્રંથમાં એક ઠેકાણે લખે છે : 'For the poet, the moon of beauty and delight is a greater god-head even than the sun of truth or the breath of life.'

છેલ્લે એક વાત કહી લઉં. કવિતાનું કાર્ય ભલે ચૈતસિક સ્તરે સૌન્દર્ય ને આનંદની અનુભૂતિ કરાવવાનું હોય, પણ એથી એમ નથી સમજવાનું કે એવી અનુભૂતિની લૌકિક જીવનમાં કોઈ અસર ન હોય. સમજવાનું તે એ કે વરસાદ ખેતીના કામમાં આવે તેથી વરસાદ ખેતી માટે વરસે છે એમ માનવું સાચું નથી.

૨-૪-૨૦૦૧

# સમાચાર

- અમેરિકાએ કાબૂલ અને કંદહાર પર ચોવીસે કલાક હુમલા કરવા માંડ્યા છે.
- અફઘાનિસ્તાનના તાલીબાન પક્ષના ૪૦ જેટલા લશ્કરના ઉચ્ચ અધિકારીઓ ૪,૦૦૦ સૈનિકો સાથે નોર્ધન એલાયન્સમાં જોડાઈ ગયા છે.
- શ્રીનગરમાં અમેરિકા વિરુદ્ધ દેખાવો ચાલુ રહ્યા છે.
- પાકિસ્તાનમાં સાંપ્રદાયિક ઉગ્રવાદી સંગઠનો શોધી કાઢવા માટે ત્યાંની સરકારે આદેશ આપ્યો છે.
- અમેરિકા વિરુદ્ધ દેખાવો અને રમખાણોને કારણે પાકિસ્તાનમાં તંગદીલી પ્રવર્તે છે.
- મુંબઈમાં તકેદારીના પગલારૂપે પોલીસે સુરક્ષા મજબૂત બનાવી છે.
- શ્રી નરેન્દ્ર મોદીએ નવ કેબિનેટ પ્રધાનોને મંત્રીમંડળમાં લીધા છે અને નિગમોના બિનકાર્યક્ષમ અધ્યક્ષોને રુખસદ આપશે.

# કંકાવટી

નવેમ્બર, ૨૦૦૧

રતિલાલ 'અનિલ'
મનહર જાની
પુષ્પા પારેખ
નિર્મિશ ઠાકર
જોન વીન્ધામ
શરીફા વીજળીવાળા

# કંકાવટી

નવેમ્બર, ૨૦૦૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૪૯૯

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઈન્ટરનેટ પર</u>

*http://ratilalanil.tripod.com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ગઝલ / રતિલાલ 'અનિલ'

એવી અજબ સુવાસ છે, તારા ગયા પછી,
જાણે તું આસપાસ છે, તારા ગયા પછી.

સૂરજ તપે છે તે છતાં જાણે વસંત છે,
તારી હવામાં શ્વાસ છે, તારા ગયા પછી !

કાચો ઘટ જળથી બહુ છલકાય તો ?
નિજની ભીનપથી જ તૂટી જાય તો ?

ભીડમાં યે કોઈ કૌતુક થાય તો ?
કોઈ આંખો આ તરફ ડોકાય તો ?

ચાંદની તો ચાંદની છે એ ખરું,
ચાંદનીથી કોઈ દાઝી જાય તો ?

કલ્પના તારી, ને મારી કલ્પના;
બેઉ પરપોટા અગર ભટકાય તો ?

શૂન્યનો યે સળ પડે છે, છે ખબર ?
કાચ જેવું દિલ જરા તરડાય તો ?

આમ તો મોસમ કંઈ એવી નથી,
હૈયું અમથું અમથું લીલું થાય તો ?

રીસમાં ને રીસમાં ફાગણ ગયો,
આ ભીનો શ્રાવણ જરા રોકાય તો ?

આભમાં તે આમ શું જામી પડ્યાં !
વાદળાં આ, સ્હેજ વરસી જાય તો ?

બેસમજ છું, બેસમજ ! – માની લીધું !
બેમસજને કોઈ સમજી જાય તો ?

ક્યારનું મેદાન મેં છોડી દીધું,
પણ, ગુહામાં કોઈ ધીમે ગાય તો ?

ચોકડી પર ચોકડી મારી દીધી,
દિલ-હરણ ખુદ ચોકડી થૈ જાય તો ?

પ્રેમનો આ છંદ છે; કહેવાય ના !
અમથી અમથી યે ગઝલ થૈ જાય તો ?

આ વમળનું જળ બહુ ઘુંટાય છે,
ધોધ થઈને ક્યાંક એ પછડાય તો ?

આપણી ઇચ્છા એ જુદી વાત છે,
વાદળી વરસી રણે પસ્તાય તો ?

ઘામ છે – જાણે 'અનિલ' ભાંગી પડ્યો !
પણ સરુવનમાં એ દોડી જાય તો ?

૨ : ૨૦૦૧; નવેમ્બર

## બે કાવ્યો / મનહર જાની

### અમે

અમે સપનાનું મોરપીંછ ખાલીખમ આંખમાં બોળ્યું સુજાણ...

શગસોંતી છાતીની ઉપરવટ જઈ અમે આયખાંની ડાળીએ ઝૂલ્યાં
કાળી સભાનતાની ઉઘડતી ઝાંયમાં ઝૂલણનું ઝાડવું જ ભૂલ્યાં

અમે દરિયાની શીશીમાં રેતીનું પૂમડું ઝબોળ્યું સુજાણ...

કોરીકટ ભ્રમણાની આડશે રહીને અમે લૂમઝૂમ ચોમાસું પીધું
સુક્કાં તે ઘાસની સળીએથી વગડાનું લીલુંછમ નામ લખી દીધું

અમે સૂરજની વાટકીમાં સેંતકનું કંકુ ઘોળ્યું સુજાણ...

## ઉષ્મા

રજાઓમાં થોડા દિવસ રહી મોસાળ વળતાં
રહ્યાં કાકાને ત્યાં, વળી વતનને ગામડે ગયાં
દીઠા વાડી-ઝાડી કુટુંબ કબીલામાં પણ ફર્યાં
ચડ્યાં ઝાડે ઝાડે ઘરની પછવાડે પવનમાં
સીમાડાને ટીંબે સઘન શીમળાનાં તરુતળે
રમ્યાં નાચ્યાં કૂદ્યાં દૂર સુદૂરની સૃષ્ટિ નિરખી
નદીની વેળુમાં ફરી ફરી વળી ઘરઘર રમ્યાં
વયસ્કોની વચ્ચે ઘર-નગરનો વાસ વિસરી.

વિહંગોનાં રંગો અરવરવ કલ્લોલ સઘળું
લઈ સાથે પાછાં લઘુક વયનાં મુગ્ધ મનનાં
ટીનુ-મીનુ-વર્ષા-શરદ વહી આવ્યાં નગરમાં
વલીની ચાલીનાં જીરણખખ ભાડૂતી ઘરમાં
વળ્યાં ઘેરી તરતોતરત સંબંધો શિશુતણાં
અને પાછી ઠંડી ફરસ પર ઉષ્મા ફરી વળી.

૪ : ૨૦૭૧, નવેમ્બર

## હાઈકુ / પુષ્પા પારેખ

હે પ્રભુ, આ શું ?
માનવ મનમાંય
ઊગે છે થોર....

વાદે વાદેય
અમથો અમથો જ
દોડે માણસ....

વૃક્ષ તપસ્વી,
સર્વસ્વ અર્પીનેય
નત મસ્તક....

પ્રગટાવ ના
ધરબી દે ભીતર
ધારા આંસુની....

ભાવ ઊર્મિના
અનેક ભાષા તેની
જગમાં એક....

## જાદુઈ ચિરાગના જીનને / નિર્મિશ ઠાકર

તારા જાદુ બહુ મોટા
ને મારી ઝૂંપડી નાની.
માટે જ કહું છું.....
તારી જરૂર ત્યાં છે, સામે.....
પેલા ઝાકમઝોળ મહેલાતોમાં !
આ જૂના કટાયેલા દીવાને ત્યાગી
ત્યાં ચાલ્યો જા.
આ દીવાને તો મુક્ત કર !
જેથી
એક સામાન્ય દીવાની જેમ
એ પ્રકાશી શકે.
મારી અંધારી ઝૂંપડીમાં
એક નાનકડી જ્યોતની જગા છે.
મારે દીવો જોઈએ છે, મિત્ર....
ફક્ત દીવો !

સ્મૃતિ એ જીવનનું અનુભવાતું સાતત્ય છે. સ્મૃતિ આવી ત્યારથી તે આજની ક્ષણ સુધી અખંડ છે. લાંબો પ્રવાસ ખેડનારાને માર્ગમાં આવ્યું તે જોયું તે બધું સ્મૃતિમાં રહેતું નથી પણ વચ્ચે આવેલું કોઈ વયસ્ક વૃક્ષ, કોઈ ખભે બાળકને ઉપાડી જતો ગામડિયો, કોઈ અજાણ્યાએ પૂછેલો માર્ગ, કોઈ માલ ઉપાડી જનારે પોતે ઊભા રહી, આપણને ઊભા રાખી વંચાવેલી માલ લેનારના નામસરનામાની ચિઠ્ઠી, તે વાંચી ક્યાં તો પોતે અજાણ હોવાની બતાવેલી નિખાલસતા અને જાણતા હોય તે આંગળી ચીંધી બતાવેલું સ્થાન માણસ જાણે માહિતી અને જ્ઞાન, અનુભવમાં આગળ વધવા કે આગલા કેટલાક અનુભવોને તાજા પાકા કરવા પગે ચાલીને જાય છે. વાહનમાં જનારની નજર બાજુએ હોય તો, તેની આંખને દૃશ્યોના ઘસરકા જ લાગે છે. જીવનમાં બહુ ઝડપે આગળ વધેલાની સ્મૃતિમાં વૈવિધ્ય નથી હોતું, પસંદગીનાં પાત્રો, વિષયો અતિપરિચયથી સ્થિતિસ્થાપક અને મર્યાદિત હોય છે. મેળામાંથી પસાર થનારો પોતે ક્યાં ઊભો રહેશે શું ખરીદશે એ જાણતો નથી, પણ ચોક્કસ સ્ટોર પાસે વાહન ઊભું રાખી તેમાંથી ઊતરી સ્ટોરમાં જનારો માત્ર બ્રાન્ડેડ 'પસંદગીની જાતો' પાસે જાય છે અને ખરીદી કરી ઝટ વાહનમાં પાછો ફરે છે. ઝડપી જીવનારા અને 'અમે પ્રગતિ કરીએ છીએ' એવું સમજનારા રાજધાની એક્સપ્રેસ/વિમાનના મુસાફર જેવા હોય છે. ગતિ ચલાવે છે, ધસડે છે, પેલી ક્રેઈન સ્ટીમરનો માલ બંદરે ઉતારે છે એવી યાંત્રિક લીલા પણ એમના જીવનમાં હોય છે. આ સૌની સ્મૃતિ એ સમજ આવ્યા પછીના જીવનનું સાતત્ય બને છે.

અપરિચિત પ્રત્યેનું આકર્ષણ, ઔત્સુક્ય, વિસ્મય વાસ્તવમાં જીવવાનો ઉમંગ- જીવંતતા છે, તો અપરિચિત, અપરિચિતતાનો ભય પણ હોઈ શકે છે. તે થોભે છે. પહોંચી વળવાની તૈયારી પછી અથવા 'જોઈ લેવાશે'ના મિજાજે, સ્થિતિસંપન્નતાએ સંપડાવેલા વિશ્વાસે આગળ વધે છે. વિસ્મય કંઈ વિહારસ્થાનો, હિલસ્ટેશને જ ન હોય, ત્યાં તો ઘરેણાં જેવું હોય તે પણ ટાઈપ્ડ હોય છે. પૈસા પોકેટમાં છે અને ડઝન હાફૂસ કેરી ખરીદી તરત પાછા

ફરનારામાં વિસ્મય, ઉત્સુકતા ન હોય. જ્ઞાનનો અર્થ અટકેલું, ફિક્સ નહીં, પણ લીલા દર્શનમાંથી આવે છે અને તેમાં ગુપ્ત પ્રસન્નતા હોય છે. જાતને બચાવીને કે હૉર્ન બજાવી આગળ નીકળી જવામાં માણસ પણ યંત્ર રૂપે જ આગળ વધે છે.

કોઈ પ્રવાસ નક્કી કરે છે, કોઈ યાત્રા નક્કી કરે છે. એમાં સાથેના સામાન ઉપરાંત પૂર્વનિર્ણીત હેતુનો બોજ પણ હોય છે. એમાં 'આઈસ્ક્રીમનો કપ' અને 'પ્રસાદનો પડિયો' લેવા જેવી વિસ્મયરહિત અપેક્ષા અને હિસાબની ગણતરીનું પાવરધાપણું કે બીજું કંઈ? આમાં સ-ફર ક્યાં છે? સભ્યતા અને સંસ્કૃતિના વરખ એ પર ચોંટેલાં છે. અહીં 'બાઝારસે ગુજરા હૂં ખરીદાર નહીં હૂં' કહેતો અલગારી સફરી નથી. 'હું તો બસ ફરવા આવ્યો છું' કવિતાનું મૂળ પણ કદાચ, ગાલિબના આ શેરમાં કે માત્ર આ પંક્તિમાં હોય. જીવન સફર સાથે આપણે શા માટે આશયોના સોનેરી વરખ ચીટકાડી દીધા છે? એને સભ્યતા અને સંસ્કૃતિના તેમ 'સાધુ તો ચલતા ભલા' એવાં વળગણો શા માટે? માત્ર 'પસાર થવું'યે કેવું સહજ લીલાકાવ્ય જેવું હોય છે? પગ પર નહીં પણ માથા પર પુણ્યનો બોજ લાદીને યાત્રા કરીએ તો તે પરલોકની યાત્રા સરળ અને સુખમય કરે! ગંગોત્રીના પહાડી પ્રદેશમાંથી માત્ર પ્રકૃતિ અને ખળખળ જળપ્રવાહનો સાક્ષાત્કાર કેવો હોય! કાવ્યનો આનંદ જ એવા સાક્ષાત્કારમાં, નામ પાડ્યા વિનાનો આધ્યાત્મિક આનંદ શું ન બને? આશયોના બોજથી લદાયેલા આપણે 'સફરી' નહીં પણ જાતે બનેલા 'કૂલી' કે 'હમાલ' નથી? ઊંઘમાં શું બન્યું તે આપણે સ્વપ્ન ન આવ્યાં હોય તો કશું જાણતા નથી, ઊંઘથી આપણે ભયને બદલે સ્વસ્થતા પામીએ છીએ પણ ગાલિબ કહે છે કે મોત તો નક્કી છે. મને ઊંઘ કેમ આવતી નથી? પણ અહીં તો મોત દૂર દેખાય તો માણસની ઊંઘ ઊડી જાય છે! ઊંઘમાં આપણે અજ્ઞાત કેમ છીએ, તે અજ્ઞાત કેમ છે એ વિશે વિચાર કરતા નથી, પણ આખરી ઊંઘ મૃત્યુ વિશે તો માણસ વિચારતો થયો ત્યારથી ચિંતાપૂર્વક વિચાર કરતો થયો અને જેને જાણતો નથી તેને વિશે, તેની આસપાસ કાલ્પનિક જીવન અને કાલ્પનિક પરલોક રચી દીધાં. આપણી જીવનસફર અને જે શંકાસ્પદ છે તે મૃત્યુ પછીની કહેવાતી સફર પર સફરી ઊંટ ન ઊંચકી શકે એવો ને એટલો

બોજ લાદી દીધો. રણમાંથી વસતીમાં જતું ઊંટ કહેતું નથી – હું સ્વર્ગની દિશામાં જાઉં છું. વસતીમાંથી ફરી પોતાની મૂળ વસતીમાં પાછું ફરવા રણમાં પ્રવેશે છે ત્યારે નરક પસાર કર્યા વિના છૂટકો નથી એમ પણ કહેતું નથી. પોતા પર લાદેલા આશયોના બોજના અભાવે પીઠે લદાયેલા બોજને સહજપણે વહી ફરી રણમાં પ્રવેશે છે.

ધારો કે મૃત્યુ પછી સફર હોય, તો તે અજ્ઞાત હોય તો વિસ્મય, કૌતુક અને નવું જાણવાની ઉત્સુકતાથી સ-ભર હોય પણ આપણી મૃત્યુ પછીની સફર પર તો આખ્ખે આખ્ખા સ્વર્ગ અને નરકનો બોજ અત્યારથી અને અહીંથી જ લાદીને સહજ સફરને આશયોથી બોઝિલ બનાવી દીધી નથી ? તમે અહીં કેમ, કેવી રીતે આવ્યા એ જાણતા નથી અને મૃત્યુ પછી કેમ અને ક્યાં જઈશું એની ખાસ્સી વાત કરો છો ! જઈશ તે શું હશે તે અજ્ઞાત, યુગોથી જ્ઞાત હોય એવી છેતરામણી અદાથી વાત કરો છો અને આ જીવનસફર સ-ફર છે કે કેમ તે વિશે વિચારવાનીયે જાણે જરૂર નથી ! આપણે આદતના જોરે કોઠે પડેલા વ્યસનને વશ થઈને જાણે જીવીએ છીએ ! એ રીતે તો આપણે ખુદ વર્તમાન જીવનથી અજ્ઞાત રહીને પરલોકના કાલ્પનિક જ્ઞાનના દિલાસાથી ખુશ છીએ.

કબીર કહે છે : 'કીડીકે પગ ઝાંઝર બાજે, વો ભી સાંઈ સૂનત હૈ'... અને મારા કાન સરવા થઈ જાય છે. એ કીડીને વિજ્ઞાની લેબોરેટરીમાં કે મંદિરના ગર્ભગારમાં લઈ જવાની નથી. આપણે કાવ્યના વિસ્મયલોકમાં છીએ અને એના આનંદ સાથે આપણે સાંઈ નથી. અરે કવિયે નથી એટલે કીડી ચાલે છે એટલે ઝાંઝર વાગે છે અને પેલી નૃત્યાંગનાને તો પગે ઝાંઝર બાંધી નૃત્ય કરવું પડે છે...કીડી તો આ પથારી પરથી પસાર થાય છે, સફર કરે છે અને નૃત્યાલય તો જોજનો દૂર છે....હું મારા અડવા પગ સામે જોઉં કે બહેરા કાન સામે ? કંઈ સમજાતું નથી.

## સર્વાઇવલ / જોન વીન્ધામ

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

અવકાશયાનમાં ચડવા માટેની લિફ્ટને, છેવાડાનાં મકાનોથી છૂટા પાડતા ખુલ્લા મેદાનમાં, અવકાશમથકની બસ એકાદ માઇલ કે તેથી વધુ, ધીમે ધીમે ઘસડાતી ચાલતી હતી ત્યારે, શ્રીમતી ફેલધામ ઊંચાં થઈને એક નજરે એમની આગળ બેઠેલા લોકો તરફ તાકી રહ્યાં હતાં. અવકાશયાન કોઈ અટૂલા ચાંદીના મિનારાની જેમ મેદાન પર ઊભું હતું. એના આગળના ભાગે ઝબકતી ભૂરી બત્તીને શ્રીમતી ફેલધામ જોઈ શકતાં હતાં. આ બત્તી ગાઈવગાડીને જાહેર કરતી હતી કે યાન ઊપડવાની તૈયારીમાં હતું. અવકાશયાનની પાછળની તોતિંગ પાંખની આજુબાજુ ટચુકડા લાગતાં વાહનો અને ટપકાં જેવા દેખાતા માણસો છેલ્લી ઘડીની તૈયારીમાં હાંફળાફાંફળા ઘૂમી રહ્યા હતા. શ્રીમતી ફેલધામ આ દૃશ્યને ક્રોધભરી નજરે તાકી રહ્યાં. તેઓ આ દૃશ્યને ધિક્કારતાં હતાં. આ ક્ષણે તેમને આ દૃશ્ય પર અને માણસજાતે કરેલી તમામ શોધખોળ પર સખત પણ અર્થ વગરનો ધિક્કાર છૂટતો હતો.

દૂર અટવાયેલી એની નજરને તત્કાળ પાછી વાળી, શ્રીમતી ફેલધામે એમની થોડેક આગળ ઊભેલા એમના જમાઈના માથાની પાછળ સ્થિર કરી. એ એમના જમાઈને પણ ધિક્કારતાં હતાં.

એ બાજુએ ફર્યાં, બાજુની બેઠકમાં બેઠેલી એમની દીકરીના ચહેરા પર એમણે તીક્ષ્ણ નજર ફેંકી. એલિસ ફિક્કી લાગતી હતી. એના હોઠ સખત બિડાયેલા હતા, એની આંખો સીધી આગળના ભાગે ખોડાયેલી હતી.

શ્રીમતી ફેલધામ જરા અચકાયા, એમની નજર ફરી અવકાશયાન બાજુ વળી. એમણે છેલ્લી વાર એક પ્રયત્ન કરી જોવાનું નક્કી કર્યું. બસના ઘરઘરાટ વચ્ચે એમણે કહ્યું : 'એલિસ દીકરી, હજી કંઈ મોડું નથી થઈ ગયું. હજી પણ મોડું નથી થયું તે તું જાણે છે.'

એલિસે તેની સામે જોયું પણ નહીં. એણે સાંભળ્યું હોય એવું લાગતું નો'તું. એના હોઠ જરા વધારે જોરથી બિડાયા અને પછી છૂટા પડ્યા : 'મા, મહેરબાની કરીને તું આ વાત બંધ કરીશ !'

પણ શ્રીમતી ફેલધામ જેનું નામ એક વાર શરૂ કરે પછી આગળ ચલાવ્યે કરે.

'દીકરી, હું તો તારા ભલા માટે કહું છું. તારે માત્ર એટલું જ કહેવાનું છે કે તેં તારો વિચાર બદલી નાખ્યો છે.'

છોકરીએ વિરોધસૂચક મૌન જાળવ્યું.

'તને કોઈ કશું નહીં કહે.' શ્રીમતી ફેલધામે પેલીના વિરોધ છતાં વાત ચાલુ રાખી. 'લોકો તારા માટે જરાક પણ ખરાબ નહીં વિચારે. આખરે તો બધા જ જાણે છે કે મંગળનો ગ્રહ એ કંઈ જવા માટેનું સ્થળ –'

'મા, મહેરબાની કરીને બંધ કર આ બધું.' છોકરીએ માની વાત અર્ધેથી જ કાપી નાખી. એના અવાજની તીક્ષ્ણતાને જરાક વાર માટે શ્રીમતી ફેલધામને પાછા પાડી દીધાં. એ ખચકાયાં પણ સમય ધીરે ધીરે હાથમાંથી સરી રહ્યો હતો એટલે પોતાનો અહમ્ ઘવાય એ બાબતે વિચારવાની જાહોજલાલી પોસાય એમ નો'તી એટલે એમણે બોલવાનું ચાલુ રાખ્યું.

'દીકરી મારી, ત્યાં જીવવી પડશે એવી જીવનશૈલીથી તું જરાય ટેવાયેલી નથી. ત્યાં તો બધું એકદમ આદિમ હશે. કોઈ સ્ત્રીને લાયક જિંદગી જ નહીં હોય ત્યાં અને દીકરી, ડેવિડ માટે આ માત્ર પાંચ વર્ષની નિમણૂક છે. મને ખાતરી છે કે જો એ તને ખરેખર ચાહતો હશે તો એ જાણતો જ હશે કે તું અહીં જ સલામત છે અને તું એની રાહ –'

હવે છોકરીએ રુક્ષતાથી કહ્યું :

'મા, આપણે આ બાબતે પહેલાં વાત કરી ચૂક્યા છીએ. મેં તને કહી દીધું છે કે તારી કોઈ વાતની મારા પર અસર થવાની નથી. હું કંઈ હવે બાળક નથી. મેં આ બધું સમજી વિચારીને જ કર્યું છે અને મારો નિર્ણય એકદમ પાક્કો છે... એટલે મહેરબાની કરીને આપણે આ વિષય પર વધુ વાત નહીં કરીએ.'

શ્રીમતી ફેલધામ થોડી વાર ચૂપચાપ બેસી રહ્યાં. બસ ડોલતી ડોલતી મેદાનમાંથી પસાર થઈ રહી હતી. અને રોકેટયાન આકાશમાં વધુ ને વધુ ઊંચું લાગતું હતું.

'જો તારું પોતાનું એક બાળક હોત ને...' શ્રીમતી ફેલધામ લગભગ સ્વગત બબડ્યા : 'ભલે, અત્યારે નથી. પણ હું આશા રાખું છું કોઈક દિવસ

તો તારે બાળક હશે જ... એ પછી જ તને મારી વાત ગળે ઊતરશે.'

'મને લાગે છે કે તું જ કશું સમજતી નથી' એલિસે કહ્યું. 'આમેય આ રીતે જવું મારા માટે અઘરું છે અને તું એને વધારે અઘરું બનાવી રહી છે.'

'મારી વહાલી દીકરી, હું તને જ ચાહું છું. .. હું તારું માથું ખાઈ રહી છું કારણે કે હું તને નાનેથી જોતી આવી છું. અને એટલે હું તને બરાબર ઓળખું છું. હું જાણું છું કે તારા જેવી માટે એ પ્રકારની જિંદગી જીવવી શક્ય નથી. જો તું મજબૂત અને માથાભારે છોકરી હોત તો તો મને કદાચ ચિંતા ન હોત. પણ દીકરી મારી, તું એવી નથી તું પણ એ બરાબર જાણે છે કે તું એવી નથી....'

'મા, કદાચ તું માને છે એટલી સારી રીતે તું મને નથી ઓળખતી.'

શ્રીમતી ફેલધામે માથું ધુણાવ્યું. ઈર્ષાથી વીંધી નાખતી નજરને એણે જમાઈની પીઠ પર ખોડી અને શુષ્ક અવાજે કહ્યું .

'એણે તને મારી પાસેથી ઝૂંટવી લીધી છે.'

'એ સાચું નથી મા, એ સાચું નથી – જો મા...મા, હવે હું બાળક નથી. હું સ્ત્રી છું. મારી જિંદગી મારી પોતાની છે. મારે એ જિંદગીને કઈ રીતે જીવવી તે હું નક્કી કરી શકું છું.'

'તું જ્યાં જઈશ ત્યાં હું પણ આવીશ... એવું પહેલાં હતું પણ તું જાણે છે કે હવે ખરેખર એવું રહ્યું નથી. વણઝારાઓ માટે ઠીક છે પણ હવે સૈનિકોની, નાવિકોની, પાઈલોટોની, અવકાશયાત્રીઓની પત્નીઓ –'

'સાથે જવા કરતાં આ કંઈક વિશેષ છે મા, પણ રહેવા દે, તને એ નહીં સમજાય. મારે મુક્ત થવું જ જોઈએ અને મારી જાત સાથે વફાદાર પણ થવું જોઈએ.'

બસ એના સ્ટોપ પર આવીને ઊભી રહી. જેને કદી પણ ઊંચકી ન શકાય એવા વિશાળકાય યાનની બાજુમાં બસ નાનકડા રમકડા જેવી લાગતી હતી. એની અંદરના મુસાફરો બહાર નીકળીને યાનની ચમકતી બાજુને ઊંચી ડોકે તાકતા ઊભા રહ્યા મિ. ફેલધામે દીકરીને બાથમાં લીધી. એલિસ એમને વળગી પડી. એની આંખમાં આંસુ હતાં. ગળગળા અવાજે એના પિતા ગણગણ્યા.

'વહાલી દીકરી આવજે. તારી યાત્રા માટે મારી બધી જ શુભેચ્છાઓ તારી સાથે છે.'

દીકરીને બાથમાંથી મુક્ત કરી એમણે જમાઈ સાથે હાથ મિલાવ્યો.

'ડેવિડ, એનું બરાબર ધ્યાન રાખજો.એ અમારું સર્વસ્વ –'

'હું જાણું છું. હું એની કાળજી લઈશ. તમે જરાય ચિંતા ન કરશો.'

શ્રીમતી ફેલધામે દીકરીને ચુંબન કરી વિદાય આપી અને પરાણે પરાણે જમાઈ સાથે હાથ મિલાવ્યા.

લિફ્ટમાંથી અવાજ આવ્યો : 'મુસાફરોને યાનમાં સવાર થવા વિનંતી કરવામાં આવે છે.'

લિફ્ટનાં બારણાં બંધ કરવામાં આવ્યાં. ફેલધામે પત્ની સાથે આંખ મેળવવાનું ટાળ્યું. એમણે પત્નીની કમર ફરતો હાથ વીંટાળ્યો અને ચૂપચાપ એને બસ સુધી દોરી ગયા.

* * *

દસ બાર બીજાં વાહનોના સંગાથે એ લોકો છેવાડેના રહેઠાણે જવા નીકળ્યા ત્યારે શ્રીમતી ફેલધામ સફેદ રૂમાલ વારેવારે આંખ પર દાબતા હતાં અને હવે અટૂલા પડી ગયેલા, સ્થિર ઊભેલા ઊંચા અવકાશયાન તરફ વળી વળીને નજર નાખતાં હતાં. એમણે એમના પતિનો હાથ પકડી લીધો.

'હું હજી પણ આ માની શકતી નથી. એલિસ આવું કરે એ મારા માનવામાં જ નથી આવતું. તમે ક્યારેક વિચારેલું ખરું કે આપણી ટચૂકડી એલિસ.... ? ઓહ, એને પેલા સાથે પરણવાની શી જરૂર હતી ?'

એના પતિએ બોલ્યાચાલ્યા વગર એનો હાથ દબાવ્યો.

'કેટલીક છોકરીઓ માટે આ બધું એટલું નવાઈભર્યું નથી લાગતું.' શ્રીમતી ફેલધામે બોલવાનું ચાલુ રાખ્યું. 'પણ એલિસ તો પહેલેથી જ કેવી ડાહી હતી ! એ એટલી બધી શાંત હતી કે મને ઘણી વાર એની ચિંતા થતી, મારા કહેવાનો મતલબ કે... મને એવું લાગતું કે ક્યાંક એ કંટાળો આવે એવી બીકણ ન બને. તમને યાદ છે ને એ નાની હતી ત્યારે બધાં છોકરાં એને બીકણી કહીને ચીડવતાં ?'

'અને હવે આ જુઓ ! એ ભયંકર સ્થળે પૂરાં પાંચ વરસ ! ઓહ ! હેન્રી એ નથી ટકવાની. હું જાણું છું હેન્રી, એ નહીં ટકે. આવું સહી શકે એવી છોકરી તે છે જ નહીં. હેન્રી, તેં કેમ એને રોકવાની કોશિશ ન કરી ? એ

લોકોએ તારી વાત સાંભળી હોત. તેં ધાર્યું હોત તો તું એમને અટકાવી શક્યો હોત.'

એના પતિએ નિસાસો નાખ્યો.

'મિરિયમ, શિખામણ આપવાનો પણ સમય હોય છે. જોકે આમ તો ક્યારેય શિખામણ લેવી કોઈને ગમતી નથી. પણ માણસે કદી પણ પોતા માટે થઈને બીજાની જિંદગી જીવવાની કોશિશ ના કરવી જોઈએ. એલિસ હવે મોટી થઈ ચૂકી છે. એને પોતાની રીતે જીવવાનો હક્ક છે. એના માટે સારું શું છે એવું કહેનારો હું કોણ?'

'પણ તું એને જતી ચોક્કસ અટકાવી શક્યો હોત'

'કદાચ, પણ હું કિંમત વસૂલ કરવામાં નથી માનતો.'

થોડીક વાર એ શાંત રહી. પછી પતિના હાથને વધુ જોરથી પકડ્યો.

'હેન્રી...હેન્રી, મને નથી લાગતું કે આપણે ફરી કદી પણ એમને જોઈ શકવાના મારું મન કહે છે કે આપણે હવે એમને નથી જોઈ શકવાનાં.'

'શાંત થા પ્રિયે, એ લોકો સહીસલામત પાછાં ફરશે, તું જોજે ને?'

'હેન્રી, તું ખરેખર એવું માનતો નથી, માત્ર મને સારું લગાડવાની કોશિશ કરે છે. ઓહ! એવા ભયાનક સ્થળે જવાની શી જરૂર હતી? આખરે એણે શા માટે જવું જોઈએ? હજી તો એ યુવાન છે. પાંચ વર્ષ એ તેના પતિની રાહ જોઈ શકી હોત. એ કેમ આટલી બધી જિદ્દી છે? કેમ આટલી કઠોર છે? મારી નાનકડી ડરપોક દીકરી જેવી તો એ જરાય નથી લાગતી...'

એનો પતિ એના હાથને થાબડતો રહ્યો.

'એ બાળક છે એવું વિચારવાનું તારે છોડવું પડશે. એ બાળક નથી, એ હવે પુખ્ત વયની થઈ ચૂકી છે. અને આપણી બધી સ્ત્રીઓ જો ડરપોક બને તો તો ટકી રહેવા માટેનો આપણો દૃષ્ટિકોણ ઘણો નબળો કહેવાય'.

•••

ફાલ્કનના ચાલક અધિકારી કપ્તાન પાસે આવ્યા.

'સાહેબ, દિશા જરાક ફંટાઈ છે.'

કપ્તાન વિન્ટર્સે એની સામે લંબાયેલી ચબરખી લીધી.

'૧.૩૬૫ અંશ જેટલી....'એણે વાંચ્યું. 'હંમ.... ચાલે, એટલું ખરાબ

ન કહેવાય... આમ તો જરાક પણ ખરાબ ન કહેવાય. ફરી વાર દક્ષિણ પૂર્વ દિશામાં જ .... મને નવાઈ લાગે છે મિ.કાર્ટર, કે હંમેશાં યાન દક્ષિણ પૂર્વ દિશામાં જ કેમ ફંટાતાં હશે ?'

'ઉડાનની પ્રક્રિયા જરા વધુ પડતી લંબાઈ તે દરમ્યાન એ ફંટાયું હોય એવું બની શકે સાહેબ. અત્યારે મને તો આ એકમાત્ર ખુલાસો દેખાય છે.'

'વિચિત્ર લાગે છે આ વાત. પણ જવા દો એ બધું. એ વધુ આડું ફંટાય એ પહેલાં એને બરાબર કરી લેવું પડશે.'

પોતાની સામેનાં પુસ્તકોના ઘોડાનાં બારણાં ખેંચી કપ્તાને એમાંથી કોઠા દોરેલા કાગળોનો થોકડો કાઢ્યો, બધી વિગતો તપાસી એમણે ઉતાવળે પરિણામ લખ્યું.

'મિ. કાર્ટર, જરા આ જોઈ જાઓ.'

ચાલક અધિકારીએ આંકડાઓને પેલા કોઠા સાથે સરખાવી જોયા અને બરાબર છે એમ કહ્યું, 'સારું ચાલો યાન કઈ બાજુ નમ્યું છે ?'

'લગભગ એક બાજુ પર, સહેજ જ નમ્યું છે સાહેબ.'

'એટલું તો તું સંભાળી શકીશ. હું ટી.વી. પર બરાબર જોતો રહીશ. એને સીધું કરીને સ્થિર કર. એની જમણી બાજુએ દસ સેકન્ડ માટે બે દબાણ આપ. ઝોલો ખાવામાં એ લગભગ ત્રીસ મિનિટ વીસ સેકન્ડ લેશે. પણ એ તો આપણે બરાબર જોતા રહીશું. પછી એની ડાબી બાજુએ બે દબાણ આપી એને સમતોલ કરી દે બરાબર ?'

'બહુ સારુ સાહેબ' ચાલક અધિકારી એની નિયંત્રણ માટેની ખુરશીમાં બેસી ગયો અને પટ્ટો બાંધી લીધો. કાળજીપૂર્વક એ ચાંપો અને ચાવીઓને જોવા લાગ્યો.

'હું લોકોને ચેતવી દઉં એ જ સારું, કદાચ જરાક અમસ્તો ધક્કો વાગે પણ ખરો !' કપ્તાને કહ્યું. એમણે લોકોને સંબોધન કરવા માટેની વ્યવસ્થાની ચાંપ દાબી અને માઈક્રોફોન વાળી છાજલી પોતા તરફ ખેંચી.

'સહુ ધ્યાન આપો ! ધ્યાન આપો સહુ ! અમે યાનની દિશા ઠીક કરવાની તૈયારીમાં છીએ. એના કારણે નાના મોટા કેટલાય આંચકા લાગશે. એમાંનો એકેય આંચકો એવો જોરદાર નહીં હોય તે છતાં ફૂટી જાય એવા બધા પદાર્થોને

સલામત સ્થાને મૂકી દેવાની અને તમને તમારી બેઠક પર બેસી પટ્ટો બાંધી લેવાની સલાહ આપવામાં આવે છે. આ ક્ષણથી પાંચમી મિનિટે શરૂ થનારી આ પ્રક્રિયા લગભગ અર્ધોએક કલાક ચાલશે. પ્રક્રિયા જ્યારે પૂરી થશે ત્યારે હું તમને એ અંગે માહિતી આપીશ. અત્યારે આટલું જ.' કપ્તાને ચાંપ બંધ કરી.

'કોઈક મૂરખ વળી એવું માનતો હોય કે આપણે ધસી આવતી ઉલ્કાને જો યાનથી દૂર ન રાખીએ તો યાનની દીવાલ સાથે અથડાઈને એમાં કાણું જ પાડે દે,' એણે વળી ઉમેર્યું, 'દા.ત. પેલી ચિત્તભ્રમિત બાઈ જેવા લોકો, જોકે આ ચેતવણીથી પણ એને કોઈ ફરક નહીં પડે.'

એ બેફિકરાઈથી બબડ્યો, 'મને નવાઈ લાગે છે કે આ બાઈ શું જખ મારવા અહીં આવી હશે? આવો શાંત રહેતો નાજુક જીવ....એણે તો કોઈ ગામડામાં, ઘરમાં બેસીને ગૂંથવું જોઈએ.'

'એ અહીં ગૂંથી જ રહી છે.' ચાલક અધિકારીએ ટીખળભર્યા અવાજે કહ્યું.

'મને ખબર છે અને હું એના સૂચિતાર્થો વિચારું છું. આમ મંગળ પર જવા પાછળ આ બાઈના શા વિચારો હશે? થોડાક દિવસોમાં જ એ ઘર માટે ભયાનક રીતે હિજરાતી હશે અને નજરે પડનારા દરેક સ્થળને ધિક્કારતી હશે. એના પતિમાં થોડીક વધુ અક્કલ હોવી જોઈતી હતી. આ તો બાળક પર જુલમ ગુજારવા જેવું લાગે.'

'એવું બને સાહેબ કે એમાં એના પતિનો જરાય વાંક ન હોય, આવા શાંત રહેનારા ઘણી વાર આશ્ચર્યમાં નાખી દે એવા જિદ્દી હોય છે.'

કપ્તાને એના અધિકારી તરફ અટકળ કરતી નજર નાખી.

'જો કે સાહેબ, મને કંઈ એવો બહોળો અનુભવ નથી. પણ મને એટલી ખબર છે કે જો મારી પત્ની સાથે આવવાનું વિચારત તો મેં એને શું કહ્યું હોત એ હું જાણું છું.'

'અને સાહેબ, આવી શાંત રહેનારી વ્યક્તિ સાથે તમે બરાબર દલીલ પણ ના કરી શકો. આવા લોકો સાંભળે બધાનું પણ આખરે ધાર્યું પોતાના મનનું જ કરે.'

'તમે કરેલી ટિપ્પણીના પૂર્વાર્ધના સૂચિતાર્થને હું નહીં સ્વીકારું, પણ મિ. કાર્ટર, સ્ત્રીઓ વિશેના તમારા બહોળા જ્ઞાનને આધારે મને એ કહી શક્શો કે જો એનો પતિ એને સાથે ખેંચી લાવ્યો ન હોય તો આ બાઈ અહીં શું જખ મારે છે ? મંગળ ગ્રહ પર જવું એ જાણે પ્રસ્થાપિત પ્રણાલિકા હોય એવું તો નથી ને ?'

'સાહેબ, મને તો એ બાઈ સાવ રાંક લાગે છે. સામાન્ય સંજોગોમાં પોતાના પડછાયાથી પણ ડરતી આવી વ્યક્તિ વખત આવ્યે દૃઢ મનોબળનાં દર્શન કરાવે. આ કંઈક પેલા જેવું.... તમે પેલી કહેવત સાંભળી છે ? બચ્ચાના રક્ષણ માટે ઘેટી પણ સિંહની સામે થઈ જાય છે. બસ કંઈક એવું જ.'

'માનું છું કે તું ઘેટાના બચ્ચાની વાત કરે છે. એના જવાબમાં હું કહીશ કે અ : મને હંમેશાં આ કહેવતમાં શંકા રહી છે અને બ : આ બાઈને એકેય બાળક નથી.

'હું તો માત્ર આ પ્રકારના વ્યક્તિત્વની વાત કરતો હતો.'

કપ્તાને તર્જની વડે ગાલ ખંજવાળ્યો.

'તું કદાચ સાચો હોઈ શકે. પણ હું જાણું છું કે જો મારે મારી પત્નીને મંગળ પર લઈ જવાની હોય – જોકે ઈશ્વરની દયાથી એવું છે નહીં – તો સજાની વાત તો દૂર રહી, મને તો કોઈ ગોળીએ દેતું હોય એવું લાગે. આખરે ત્યાં એનું શું કામ છે ? શું દાટ્યું છે ત્યાં ?'

'કદાચ ત્યાંની ખાણ કંપનીનો હવાલો લેવો હશે એવું મને લાગે છે.'

'ઓફિસનું કામ? છોડ યાર ! ઠીક છે જવા દે. એનો કોઈક રીતે તાળો મળશે. પણ હજીયે હું તો કહીશ કે આ બિચારી બાઈએ એના પોતાના રસોડામાં હોવું જોઈતું હતું. એના અર્ધો સમય મોતથી ડરવામાં જશે અને બાકીનો અર્ધો સમય ઘરની સુખસગવડો માટે ઝૂરવામાં જશે.' કપ્તાને ઘડિયાળ તરફ નજર નાખી. 'એ લોકોને ભંડકિયાની ઓરડીઓ બંધ કરવાનો પૂરતો સમય મળ્યો છે. ચાલ હવે આપણે કામે વળગીએ.'

એમણે પોતાનો સલામતી પટ્ટો બરાબર બાંધ્યો પછી. પોતાની સામે પરદાને એની ધરી પર ખેંચ્યો ચાંપ દાબી અને પીઠને ટેકો દઈ પરદા પર દેખાતું તારાઓનું પરિદૃશ્ય નિહાળવા લાગ્યા.

'બધું બરાબર છે મિ. કાર્ટર ?'

ચાલક અધિકારીએ ઈંધણ લાઈન ચાલુ કરી અને એક ચાવી પર એના જાણીતા હાથને સ્થિર કર્યો.

'બધું બરાબર છે સાહેબ.'

'ઠીક છે, યાનને ઉપરની તરફ સીધું કર.'

ચાલક અધિકારીએ એનું સઘળું ધ્યાન એની સામેના કાંટાઓ પર કેન્દ્રિત કર્યું. એની આંગળી નીચેની ચાવીને એણે પ્રયોગાત્મક ધોરણે ટકોરો માર્યો કશું ન થયું. એનાં ભવાં વચ્ચે બે કરચલી અંકાઈ. એણે ફરીથી ટકોરો માર્યો હજી પણ કશું ન થયું.

'પ્રયત્ન કરતો રહે બિરાદર.' કપ્તાને ચીડાઈને કહ્યું.

ચાલક અધિકારીએ એને બીજી રીતે મચડવાનું નક્કી કર્યું. એણે એના ડાબા હાથ નીચેની ચાવીઓમાંથી એકને ઠપકારી. આ વખતે તરત જ પ્રતિક્રિયા થઈ. આખું યાન જોરદાર રીતે એક બાજુ કૂદયું અને હલી ઊઠ્યું. એમની આસપાસના ધાતુના પૂર્જાઓ અહીંતહીં અથડાવાથી ઉત્પન્ન થયેલો કર્કશ અવાજ ધીરે ધીરે ડૂબતા જતા પડઘા જેવો લાગતો હતો.

ચાલક અધિકારીને એના સલામતી પટ્ટાએ એની બેઠકમાં જકડી રાખ્યો હતો. એની સામે ગોળગોળ ફરતા કાંટાઓ સામે એ જડની જેમ તાકી રહ્યો હતો. પરદા પર આતશબાજીની જેમ તારાઓ વીજળીવેગે પસાર થઈ રહ્યા હતા. કપ્તાન એકાદ ક્ષણ માટે અમંગળસૂચક શાંતિથી મોજમાં મસ્ત હતા. મિ. કાર્ટર, ત્યારે તમારે એને સીધું કરવાની કૃપા કરવી જરૂરી હતી.'

ચાલક અધિકારીએ હિંમત ભેગી કરી. એણે એક ચાવી પસંદ કરી અને દબાવી. કંઈ ન થયું. એણે બીજી ચાવીને દબાવી જોઈ. હજીયે ચંદા પરની સોય હળવેથી ફરી રહી હતી. એના કપાળ પર થોડોક પરસેવો ફૂટી નીકળ્યો. એણે ઈંધણની બીજી લાઈનને ચાલુ કરી અને ફરી પ્રયાસ શરૂ કર્યો.

કપ્તાન એમની ખુરશી પર પીઠ ટેકવીને પરદા પર ચાલતા અવકાશી પ્રવાહને જોતા રહ્યા, 'શું થયું ?' એમણે રુક્ષતાથી પૂછ્યું.

'સાહેબ, કશું થતું નથી.'

કપ્તાન વિન્ટર્સે એમનો સલામતી માટેનો પટ્ટો ખોલી નાખ્યો અને એમના ચુંબકીય જોડાને જમીન પર ધડ ધડ ઠોક્યા. પેલાને બેઠક પરથી ઉઠાડી મૂકવાના

ઈશારારૂપે એમણે માથાને ઝાટકો આપ્યો અને પોતે એની જગ્યા લીધી. એમણે ઈંધણ લાઈનની ચાંપો તપાસી જોઈ. એમણે એક ચાવી દબાવી, કોઈ ધક્કો ન વાગ્યો. કાંટા અટક્યા વગર ફરતા રહ્યા. એણે બીજી ચાવી દબાવી પણ વ્યર્થ. એમણે ઊંચે જોયું અને ચાલક અધિકારીની નજર સાથે નજર મેળવી, એક લાંબી પળ પછી એ પોતાની જગ્યા પર પાછો ગયો અને આંચકા સાથે એક ચાંપ ચાલુ કરી. ઓરડામાં એક અવાજ ગૂંજી ઊઠ્યો :

'મને શું આવડે ? મને તો માત્ર ગળામાં જૂનું ડબલું બાંધી વગાડતાં વગાડતાં નાચતાં આવડે. પણ એ રસ્તો નથી આ મૂઆ અવકાશયાનને ચલાવવાનો, તું જો મને પૂછે ને તો –'

'જેવોન્સ,' કપ્તાને વડચકું ભર્યું.

પેલો અવાજ અચાનક જ કપાઈ ગયો.

'હા સાહેબ' જુદા જ સૂરમાં જવાબ મળ્યો.

'બેઉ બાજુની નળીઓ કામ નથી કરતી'

'નથી કરતી સાહેબ' પેલા અવાજે સંમત થતાં કહ્યું.

'અરે ઊંઘમાંથી જાગ ભાઈ. મારા કહેવાનો મતલબ છે કે એ ધક્કો નથી મારતી. દાબી દાબીને ભરી લાગે છે.'

'શું કહો છો સાહેબ ? બધી જ ?

'એક માત્ર પ્રવેશદ્વાર બાજુની લાઇન કામ કરે છે. પણ બાજુની નળીઓએ જેટલો ધક્કો મારવો જોઈએ તેટલો આ પ્રવેશદ્વારવાળી ન જ મારતી હોય. તું કોઈકને જોવા માટે બહારની બાજુએ મોકલી આપે તો સારું. મને પેલો ધક્કો ગમ્યો નથી.' 'બહુ સારુ સાહેબ'

કપ્તાને પાછી વાતચીત માટેની ચાંપ દબાવી અને જાહેરાત કરવા માટે માઈકને પોતાની બાજુ ખેંચ્યું.

'મહેરબાની કરી ધ્યાન આપો. તમે લોકો સલામતી પટ્ટા છોડી શકો છો અને હળવા થઈ શકો છો. યાનની મરમ્મત થોડા સમય પાછી ઠેલાઈ છે. એ જ્યારે ફરીથી શરૂ થશે. ત્યારે તમને ચેતવવામાં આવશે. અત્યાર પૂરતું આટલું જ.'

ફરીથી કપ્તાન અને ચાલક અધિકારી એકમેક સામે જોઈ રહ્યા. એમના ચહેરા ગંભીર હતા અને એમની આંખોમાં ઉચાટ હતો.

કપ્તાન વિન્ટર્સ એમના મુસાફરોનો અભ્યાસ કરી રહ્યા હતા. ફાલ્કન પર સવાર દશેકનો એમાં સમાવેશ થતો હતો. ચૌદ પુરુષ અને એક સ્ત્રી એમાંના છ પુરુષો તો જહાજના કર્મચારી જ હતા. અને બાકીના મુસાફરો હતા. જહાજના નાનકડા દીવાનખંડમાં બેઠેલા એ બધાને કપ્તાન જોઈ રહ્યા. એમના જહાજમાં વધારે માલસામાન હોત અને ઓછા મુસાફર હોત તો કપ્તાનને વધુ આનંદ થયો હોત. મુસાફરો સાવ નવરાધૂપ હોવાને કારણે હંમેશાં એક યા બીજી રીતના કંઈક હોબાળા મચાવે જ. વળી આ બધા કંઈ શાંત, આજ્ઞા પાળે એ પ્રકારના માણસો તો હતા નહીં, જેમને પોતાના ખાણિયા તરીકે કે ખાણ શોધી કાઢનાર તરીકે કે પછી એવા તેવા સાહસ કરવા નીકળેલા તરીકે મંગળ પર જવા માટે ભલામણ કરી હોય.

જો મુસાફરોમાંથી કોઈ એનો ચાળો કરે તો પેલી સ્ત્રી ઘણી મુશ્કેલીઓ ઊભી કરી શકે. સદ્‌નસીબે એ શરમાળ અને જાતને સંતાડી રાખનારી હતી. પણ તે છતાંય ઘણી વાર તે ચીડ ચડે એટલી હદે જીવ વગરની રહેતી. એણે પોતાના નસીબનો આભાર માન્યો કે પેલીએ એના સૌન્દર્યથી બીજાને ભડકાવી એની મુશ્કેલીઓમાં વધારો નથી કર્યો. કપ્તાને મનમાં જ કહ્યું કે ગમે તેમ પણ એના પતિની બાજુમાં બેઠેલી આ બાઈને જોતાં એ જેવી દેખાય છે એવી શાંત અને નરમ નહીં જ હોય એવું લાગે છે. અહીં આવવા પાછળ ક્યાંક કોઈ દૃઢ ઉદ્દેશ પડેલો જ હશે એવું કાર્ટર કહેતો હતો તે એ સાચો જ હશે. એવા કોઈ હેતુ વગર તે કદી આવી મુસાફરીમાં જોડાઈ જ નહોત. એવા દૃઢ નિર્ધાર વગર અત્યારે સુધી તે અડગ અને કોઈ જાતની ફરિયાદ કર્યા વગર ન જ રહી હોત. કપ્તાને એના પતિ સામે નજર નાખી. સ્ત્રીઓ પણ વિચિત્ર જીવો હોય છે ! મોર્ગન ઠીક હતો. પણ સ્ત્રીને આવી મુસાફરીમાં દોરી લઈ જવા જેવું ખાસ એનામાં કશું નો'તું એવું કોઈ પણ કહી શકે.

એ લોકો બધા અહીંતહીં આંટા મારવાનું પતાવી અંદર ગોઠવાયા ત્યાં સુધી કપ્તાન રાહ જોતા રહ્યા. નીરવતા પથરાઈ. એમણે એક પછી એક ચહેરા પર ધ્યાનથી નજર ટેકવી. એમના પોતાના હાવભાવ ગંભીર હતા

'શ્રીમતી મોર્ગન અને સજ્જનો' એટલે બોલવાનું શરૂ કર્યું, 'મેં તમને બધાંને અહીં બોલાવ્યા છે કારણ કે તમે બધા આપણી અત્યારની પરિસ્થિતિ

વિશે સ્પષ્ટ સમજ મેળવી લો તે ઈચ્છનીય છે એવું હું માનું છું.

'અને વાત આમ છે. આપણા યાનની બેઉ બાજુની નળીઓ કામ નથી કરતી. કયા કારણસર એ નકામી થઈ ગઈ છે તે અમે હજી શોધી શક્યા નથી. પ્રવેશદ્વાર બાજુની નળી બળી ગઈ છે અને એને બદલી શકાય એમ નથી.'

'તમારામાંથી જો કોઈ આના કારણે શું થાય એ ન જાણતું હોય તો મારે કહેવું જોઈએ કે જહાજને ઉડાડવાનો બધો આધાર આ બાજુની નળીઓ પર જ હોય છે. મુખ્ય ચાલક નળી આપણને ઊડવા માટેનો પ્રારંભિક ધક્કો મારે છે. એ પછી આપણને મુક્ત રીતે ઊડતા મૂકીને તે બંધ થઈ જાય છે. યાન જો એની નિર્ધારિત દિશામાંથી જરાતરા ફંટાય તો બાજુની નળી વડે યોગ્ય સ્ફોટ દ્વારા પાછું બરાબર કરી શકાય છે.'

'માત્ર દિશા બદલવા જ આ બાજુની નળીનો ઉપયોગ કરીએ છીએ એવું નથી. પણ જહાજને નીચે ઉતારવા માટે પણ આ નળી અનિવાર્ય છે. અને જહાજને ઉપર લઈ જવા કરતાં એને નીચે ઉતારવું એ કેટલાય ગણું ગૂંચવાડાભર્યું કામ છે. આપણે યાનને ઊલટી ગતિ આપીને રોકી શકીએ. અને મુખ્ય ચાલક નળીને ગતિનિયંત્રણ માટે વાપરી શકીએ. હું માનું છું કે તમે એ સમજી જ જશો કે આ કામ કેટલું અઘરું છે. આવું વિશાળકાય જહાજ જ્યારે નીચેની તરફ ધસે ત્યારે લાગતા ધક્કા વચ્ચે એનું પૂરેપૂરું સમતોલન જાળવવું એ કેટલું અઘરું કામ છે એ તમે સમજતા જ હશો. નીચે ઊતરતી વખતનું સમતોલન બાજુની નળીઓ દ્વારા શક્ય બનતું હોય છે. એમના વગર ઉતરાણ શક્ય જ નથી.'

થોડીક ક્ષણો માટે ઓરડામાં સ્મશાન જેવી શાંતિ પથરાઈ ગઈ. પછી એક અવાજે ચીપી ચીપીને પૂછ્યું :

'કપ્તાન, તમે શી વાત કરી રહ્યા છે. ? અત્યારે જે પરિસ્થિતિ છે એ પ્રમાણે તો આપણે ન તો યોગ્ય દિશામાં જઈ શકીએ કે ન નીચે ઊતરી શકીએ. તમે એવું જ કહેવા માગો છો ને ?'

કપ્તાન વિન્ટર્સે બોલનાર તરફ જોયું. એ વ્યક્તિ પહેલવાન જેવી હતી. કોઈ જાતની જહેમત વગર અને દેખીતી રીતે કોઈ ઇરાદા વગર એ બાકીના

બધા પર વર્ચસ્વ ધરાવતી હોય એવું લાગતું હતું.

'હું બરાબર એમ જ કહેવા માગું છું'. કપ્તાને જવાબ આપ્યો.

ઓરડામાં તનાવ ફેલાઈ ગયો. અહીં તહીં ક્યાંક ઝડપથી લેવાતા શ્વાસનો અવાજ આવતો હતો.

પેલી ધીમા અવાજવાળી વ્યક્તિ નસીબવાદી હોય એમ માથું ધૂણાવતી હતી.

બીજા કોઈકે પૂછ્યું : 'એનો અર્થ એવો ખરો કે આપણે મંગળ પર પહોંચીને અકસ્માતનો ભોગ બનીશું ?'

'ના' કપ્તાને કહ્યું 'જે રીતે અત્યારે આપણે મૂળ રસ્તેથી જરાક ફંટાઈને ફરી રહ્યા છીએ એ જ રીતે જો ફરતા રહીશું તો આપણે કદી મંગળ પર પહોંચવાના જ નથી.'

'અને ઉપગ્રહની જેમ મંગળ ફરતે ફરવાની રમત કર્યે રાખવાની એવું જ ને ?' બીજા એકે પોતાનો મત આપ્યો.

'આપણે આ બાબતે કશું નહીં કરીએ તો તમે કહો છો એવું જ થવાનું છે. પણ એ આપણે પરિસ્થિતિને પહોંચી વળીએ તો આને અટકાવવાનો રસ્તો છે.' કપ્તાન બોલતા અટક્યા. એ વાતથી તેઓ સભાન હતા કે અત્યારે આ લોકોનું સંપૂર્ણ ધ્યાન એ શું કહેશે એના પર છે. એમણે આગળ ચલાવ્યું :

'તમે બધા આપણી ચાલ પરથી અવકાશની વિશિષ્ટ રીતભાતથી બહાર વાકેફ થયા હશો. આપણે અત્યારે ગબડી રહ્યા છીએ...મારા કહેવાનો મતલબ આપણી ચાલ અત્યારે માથું નીચે ને પગ ઉપર જેવી છે. પ્રવેશદ્વાર બાજુ થયેલા સ્ફોટને કારણે આવું થયું છે. ભલે મુસાફરીની આ પરમ્પરાગત રીત ન હોય પણ એનો અર્થ એવો તો ખરો જ કે એની મદદથી કટોકટીની પળે જો આપણી મુખ્ય નળીઓ દ્વારા એક ધક્કો વાગી જાય તો આપણે લગભગ આપણી જરૂરિયાત પ્રમાણેની ગતિ પ્રાપ્ત કરી શકીએ.'

'અને જો આપણે ઉતરાણ ન કરી શકીએ તો એનાથી શો લાભ ?' કોઈક એ જાણવા ઇચ્છતું હતું. કપ્તાને વચ્ચે પુછાયેલા પ્રશ્નને અવગણીને આગળ બોલવાનું ચાલુ રાખ્યું.

'હું રેડિયો દ્વારા પૃથ્વી અને મંગળ બેઉના સંપર્કમાં છું અને બેઉ જગ્યાએ મેં આપણી હાલત વિશે જણાવ્યું છે. મેં એ લોકોને એ પણ જણાવ્યું છે કે હું

મારી પાસે ખુલ્લા રહેલા આ એકમાત્ર ઉપાયને પણ અજમાવી જોવા માગું છું. મુખ્ય ચાલક નળીઓ વડે જહાજને મંગળના ભ્રમણકક્ષમાં ફેંકવાનો પ્રયાસ કરી જોવા માગું છું.'

એણે જ્યારે બોલવાનું બંધ કર્યું ત્યારે એણે ઘણા ચહેરા પર ભય જોયો તો કેટલાક ચહેરાને વિચારમાં ડૂબેલા જોયા એણે નોંધ્યું કે શ્રીમતી મોર્ગને એના પતિનો હાથ કચકચાવીને પકડ્યો હતો. અને એનો ચહેરો રોજ કરતાં વધુ ફિક્કો લાગતો હતો. પેલા ચીપીચીપીને બોલનારાએ ચૂપકીદી તોડી.

'તમને લાગે છે કે બચી જવાની શક્યતા છે...' એણે કપ્તાનના વાક્યને દોહરાવ્યું.

'મને અવું લાગે છે'. હું એવું પણ માનું છું કે આ એક માત્ર તક છે. પણ બચી જવા બાબતે ખાતરી આપી તમને ભ્રમમાં રાખી મૂર્ખ બનાવવાની કોશિશ હું નહીં કરું. આ ઘણી જ ગંભીર બાબત છે.'

'અને જો આપણે મંગળના ભ્રમણકક્ષમાં પ્રવેશી જઈએ તો ?'

'એ લોકો આપણા પર એક રડાર વડે ધ્યાન રાખશે અને જેટલી બને તેટલી જલદી મદદ મોકલશે.'

'હંમમ.....' પ્રશ્ન પૂછનારે કહ્યું 'અને એ મદદ બાબતે વ્યક્તિગત રીતે તમે શું માનો છો કપ્તાન ?'

'હું ? ...હં... એ કંઈ એટલું સહેલું નહીં હોય. પણ આ મુશ્કેલીમાં આપણે સૌ સાથે ફસાયેલા છીએ. એટલે એ લોકોએ મને જે કંઈ કહ્યું એ હું તમને કહું છું. એ લોકો થોડાક મહિનામાં જ આપણા સુધી પહોંચી જાય એવી અપેક્ષા તો આપણે ન જ રાખી શકીએ. પૃથ્વી પરથી અવકાશયાને આવવું પડવાનું. હવે તો આ બે ગ્રહ સારી રીતે જોડાઈ ચૂક્યાં છે. છતાં મને ડર છે કે આપણા લાંબા સમય સુધી રાહ જોવી પડશે.'

'આપણે એટલા લાંબા સમય સુધી ટકી શકીશું કપ્તાન ?'

'મારી ગણતરી પ્રમાણે આપણે લગભગ સત્તરથી અઢાર અઠવાડિયાં ટકી શકીશું.'

'અને એટલો સમય રાહ જોવા માટે પૂરતો થઈ પડશે ?'

'થઈ તો રહેવો જોઈએ.'

કપ્તાન થોડી વાર વિચાર કરતા થોભ્યા અને પછીથી સ્ફુર્તિલા અવાજે કહેવા માંડ્યા,

'હવે પછીના દિવસો સગવડભર્યા કે આનંદભર્યા નહીં હોય. પણ જો આપણે બધા આપણો પાઠ બરાબર ભજવીએ અને કડકપણે જરૂરી પગલાં ભરીએ તો આ કામ થઈ શકે. આપણા માટે ત્રણ વસ્તુ અનિવાર્ય છે: શ્વાસ લેવા માટે હવા – જોકે સારે નસીબે આપણે હવાની ચિંતા કરવાની જરૂર નથી. હવા ફરીથી ઉત્પન્ન કરવાની વ્યવસ્થા છે. ઉપરાંત આપણી પાસે વધારાના બાટલા પડ્યા છે અને સામાનની અંદર પણ બીજા બાટલા છે. એટલે લાંબા સમય સુધી હવાની ચિંતા કરવાની જરૂર નથી. બીજી વસ્તુ છે પાણી – પાણીનું રેશનિંગ કરવું પડશે. દરેક વ્યક્તિને ચોવીસ કલાકના બે બાટલા મળશે. તમારે એને જેમાં વાપરવા હોય તેમાં. સદ્‌નસીબે આપણે બળતણની ટાંકીમાંથી પાણી ખેંચી શકીશું. જો એમ ન હોત તો પાણી બે બાટલાથી પણ ઓછું મળશે. આપણી સૌથી ગંભીર ચિંતાની બાબત રહેવાની ખોરાક.....'

કપ્તાને એમનો પ્રસ્તાવ વિગતે અને પૂરેપૂરી સ્પષ્ટતા થાય એટલી ધીરજથી સમજાવ્યો. અંતે એમણે ઉમેર્યું : 'અને હવે મારી અપેક્ષા મુજબ તમારે પ્રશ્નો પૂછવા હશે !'

મુશ્કેલીઓથી ઘડાયેલા ચહેરાવાળા એક નીચા, સુકલકડી માણસે પૂછ્યું; 'બાજુની નળીઓ ફરીથી કામ કરતી થાય એવી કોઈ આશા નથી ?'

કપ્તાન વિન્ટર્સે માથું ધુણાવ્યું.

'બહુ જ ઓછી શક્યતા છે. એટલે એને ગણતરીમાં લેવાય જ નહીં. યાનને ધક્કો મારનાર વિભાગ અવકાશમાં દાખલ થઈ શકે એવા હેતુથી બતાવવામાં નો'તો આવ્યો. (એટલે એ તો છૂટો જ પડી જાય) અલબત્ત આપણે કોશિશ કરતા જ રહીશું. જોકે બાકીની નળીઓ કામ કરતી થાય તોય આપણે પ્રવેશદ્વાર બાજુની નળીઓને તો દુરસ્ત નહીં જ કરી શકીએ.'

થોડા વધુ પ્રશ્નોના જવાબ આપવાની એણે શક્ય તેટલી સારી કોશિષ કરી. આ પ્રશ્નો એવી રીતે પૂછાયા કે વિશ્વાસ અને હતાશા વચ્ચેનું સમતોલન જળવાઈ રહ્યું. ભાવિ ચિત્ર કોઈ રીતે સારું ન જ હતું. તેમના સુધી મદદ

પહોંચી શકે એ પહેલાં એ બધાને ભારે ધૈર્ય અને દૃઢતાની જરૂર પડવાની અને સોળ જણામાંથી થોડાક આ બાબતે બીજા કરતાં નબળા હોવાના જ... કપ્તાનની નજર ફરીથી એલિસ મોર્ગન અને એની પાસે બેઠેલા એના પતિ પર અટકી. એલિસની હાજરી ચોક્કસપણે મુશ્કેલીઓનું કારણ બનશે જ. અણીના સમયે આ માણસ એની પત્નીને કારણે વધુ દબાણ અનુભવવાનો – અને આમેય પાપભીરુઓ તો હંમેશાં ઓછી સંખ્યામાં જ હોવાના..'

હવે જો એ સ્ત્રી અહીં હતી જ તો એણે પણ બાકીના બધા જેટલાં જ પરિણામો ભોગવવા પડે. એમાં કોઈ જાતનો વારોતારો કરી શકાય નહીં. આવી દારુણ કટોકટીમાં કોઈ એકાદ વ્યક્તિ જતું કરવા જેવું વીરને છાજે એવું વર્તન કરી શકે અને એને એવું પોસાય પણ ખરું. બાકી આવી અતિ લાંબી અગ્નિપરીક્ષા માથે આવી પડી હોય એવા સંજોગોમાં કોઈ એક વ્યક્તિ માટેનું પક્ષપાતભર્યું વલણ મુશ્કેલ પરિસ્થિતિ પેદા કરે. આ સ્ત્રીનો વિચાર કરી કોઈ પણ જાતની સગવડ આપો કે તમારે બીજા માટે પણ સ્વાસ્થ્ય કે એવા તેવા બહાના હેઠળ જતું કરવું જ પડવાનું... ઈશ્વર જ જાણે આગળ ઉપર કેવા ગૂંચવાડા ઊભા થવાના છે !.....

પતિના હાથને પોતાના હાથમાં કચકચાવીને બેઠેલી, ફિક્કા ચહેરા પરની વિસ્ફારિત આંખે એને તાકી રહેલી સ્ત્રીને જોઈને કપ્તાનને લાગ્યું કે બાકીનાઓની સરખામણીએ આ સ્ત્રી માટે કોઈ પ્રકારનો પક્ષપાત કરવાનું યોગ્ય નો'તું.....એવું કરવું ખરેખર જ યોગ્ય નો'તું.

એ આશા રાખતો હતો કે સૌથી પહેલી ભાંગી પડનાર એ ન હોય તો સારું. જો એ સૌથી પહેલી ભાંગી ન પડે તો કદાચ બાકીના લોકોનો નૈતિક જુસ્સો પણ ટકી રહે.....

...

સૌથી પહેલી ભાંગી પડનાર એ નહોતી જ. લગભગ ત્રણ મહિના સુધી તો કોઈએ હિંમત ન ગુમાવી.

મુખ્ય નળીઓમાં કુશળતાપૂર્વક અને વખતસર કરેલા વિસ્ફોટને કારણે ફાલ્કન મંગળની ભ્રમણકક્ષામાં ફરતું રહેવા જેટલો ધક્કો મારવામાં સફળ રહ્યું હતું. ત્યાર પછી એવું કંઈ ન હતું જેમાં કર્મચારીઓ કશું કરી શકે.

મંગળથી સમતોલ અંતરે રહ્યા પછી એમનું યાન મંગળનો સાવ નાનકડો ઉપગ્રહ બની ચૂક્યું હતું, જે પોતાની ચક્રાકાર કક્ષમાં ફરતું હતું, ગુલાંટો ખાતું હતું. એ દીવા જેવી સ્પષ્ટ વાત હતી કે મદદ આવે ત્યાં સુધી એ આવી કઢંગી ગતિ ચાલુ રાખશે અથવા તો પછી હંમેશને માટે....

અંદરની બાજુએથી, જહાજની આ ઊંધીચત્તી ગુલાંટોની જટિલતા જોઈ શકાય એમ નો'તી, જો કોઈ જાણી જોઈને પરદો કરાવે તો જ એ નજરે ચડે એમ હતી. પણ જો કોઈ એવું કરે તો બહારની બાજુએ બ્રહ્માંડનું ચંચળ નૃત્ય જોઈ એ વ્યક્તિ એવી તો આતંકિત થઈ ઊઠે છે અંદરની સલામતીની ભ્રાંતિ જાળવી રાખવા ખુશી ખુશી તે વ્યક્તિ તરત જ પરદાને ઢાંકી દે. કપ્તાન વિન્ટર્સ અને ચાલક અધિકારી પણ શક્ય તેટલી ઝડપે એમનાં નિરીક્ષણો લઈ લેતા અને સૂસવાટા મારતાં નક્ષત્રોને પરદા પર જોવાના બંધ કરી દે ત્યારે જ છુટકારાનો દમ ખેંચતા, નક્ષત્રોને નિહાળવાના બંધ કરી તેઓ સાપેક્ષતાના શરણે જતા.

એમાં રહેનારા દરેક માટે ફાલ્કન એક નાનકડી, સ્વતંત્ર દુનિયા બની ગઈ હતી. એની અંદર ઘણી ઓછી જગ્યા હતી. એની આયુ મર્યાદા પણ ઓછી જ હતી. બ્રહ્માંડના સંદર્ભે પણ એનાં સ્થળ ને સમય મર્યાદિત હતાં....

વળી, આ દુનિયામાં જીવનધોરણ ઘણું નીચું હતું. નહીં જેવી વાતમાં તપી જનારા, નબળા પડતા જનારા, અમળાતા પેટવાળા, હામ હારી ચૂકેલાઓની આ જમાત હતી. આ જમાતનો દરેક સભ્ય, બીજા સભ્યને અપાતા ખોરાકમાં જરા જેટલા ફરક માટે પણ શંકાની બંદૂક તાકીને ઊભો રહેતો અને પોતાને મળતો ખોરાક એ અકરાંતિયાની જેમ ખાઈ જતો. એટલો ઓછો ખોરાક એના પેટના ગડગડાટને શાંત કરવા પૂરતો ન હતો. એ લોક સૂવા પડતા ત્યારે ભૂખ્યા ડાંસ હોય અને જ્યારે ખાવાના સપનાં જોઈને ઊઠે ત્યારે ખાવા માટે વધુ વલખતા હોય. પૃથ્વી પરથી નીકળતી વખતે જે હૃષ્ટપુષ્ટ શરીર ધરાવતા હતા એ બધા હવે સુકાઈને સોટી જેવા થઈ ગયા હતા. એમના ચહેરાનાં હાડકાં ઉપસી આવ્યા હતાં અને એમના ઝાંખા, ફિક્કા ચહેરા પર આંખો વિચિત્ર રીતે ચકળવકળ થયે રાખતી, એ બધા જ દૂબળા થઈ ગયા હતા. સાવ નબળા હોય તે એમના ખાટલા પર સુસ્ત પડ્યા રહેતા. એનાથી

થોડાક વધુ નસીબદાર આંખમાં પ્રશ્ન લઈને વારંવાર એની સામે જોયે રાખતા એમની આંખમાં રહેલા એ પ્રશ્નને વાંચવો જરાય અઘરો નો'તો : આપણે શા માટે આ મહામૂલું ખાવાનું આના પર બરબાદ કરી રહ્યા છીએ ? આની ટિકિટ ફાટી ગઈ હોય એવું લાગે જ છે ? જો કે હજી સુધી કોઈની ટિકિટ ફાટી નો'તી.

કપ્તાન વિન્ટર્સે ભાખી હતી એના કરતાં પરિસ્થિતિ બદતર હતી. જહાજ પર ભરેલો સામાન કોહવાઈ ગયો હતો. માંસના કેટલાય ડબ્બા, વિમાન ઊપડતી વખતે એમની ઉપર રહેલા બીજા ડબ્બાઓના અતિશય દબાણ હેઠળ કચડાઈ ગયા હતા. એના પરિણામે પેદા થયેલ ગંદવાડ હવે આખા જહાજમાં એની દુર્ગંધ ફેલાવી રહ્યો હતો. કોઈને ખબર ના પડે એમ આ ગંદવાડો બહાર ફેંકવો જ પડે. જો માણસોને ખબર પડી જાય તો એ બધા હોંશે હોંશે ઈયળ ને જીવડાં સાથે આ ગંદવાડો પણ ખાઈ જાય. સરસામાનની યાદીમાંથી એક પેટી અદૃશ્ય થઈ ગયેલી. કેવી રીતે એની કપ્તાનને હજી પણ ખબર નો'તી પડી. આખું જહાજ શોધી વળેલા પણ પેટીનું નામોનિશાન નો'તું મળ્યું. મોટા ભાગના આપાતકાલીન કોઠારો સૂકવેલા ખોરાકથી ભરેલાહતા. અને કપ્તાન એના માટે પૂરતું પાણી ફાળવવાની હિંમત નો'તા કરી શકતા. એટલે એ ખાદ્યપદાર્થ હોવા છતાં હાનિકારક હતો એ વાત સખત ખટકતી હતી. આ વધારાનો ખોરાક સાચવી રાખવા પાછળનો ઉદ્દેશ એ હતો કે જો ધાર્યા કરતાં વધુ દિવસો ખેંચવા પડે તો એ કામ લાગે. અને એ ખોરાક પણ કંઈ એટલો બધો તો નો'તો જ. હવે માલસામાનમાં ખાવાલાયક બહુ ઓછું બચ્યું હતું. જે હતા તે પણ શોખને ખાતર લીધા હોય એવા થોડાંક ડબલાં હતાં. સત્તરેક અઠવાડિયાં જેટલું મરતા પડતા ખેંચી શકાય એ માટે કપ્તાને રેશન ઓછું કરવું જ પડ્યું. અને તે છતાંય એ લોકો એટલું લાંબું ટકવાના નો'તા.

અને સૌપ્રથમ જે વ્યક્તિ ગઈ તે માંદગી કે ભૂખમરાને કારણે નહીં પણ અકસ્માતને કારણે ગઈ.

જહાજના મુખ્ય ઇજનેર જેવોત્સે ભારપૂર્વક એવું કહ્યું કે બાજુની નળીઓમાં જે મુશ્કેલી છે તેને શોધી કાઢી, દુરસ્ત કરવાનો એકમાત્ર રસ્તો હતો જહાજને

આગળ ધકેલનાર ભાગમાં પ્રવેશ કરવો. આગળ - પાછળના વિભાગોને અલગ પાડનાર બલ્કહેડના ટેકે રહેલી ટાંકીઓને કારણે આ કામ વિમાનની અંદર રહીને કરી શકાય એમ હતું નહીં. એમની પાસે જે સાધનો હાથવગા હતાં એની મદદથી જહાજની કાઠીમાંથી ટુકડો કાપવો અશક્ય પુરવાર થયો. અવકાશનું તાપમાન અને કાઠીની વાહકતા ભેગા થઈ એની બધી ગરમીને ઉડાડી દેતા હતા એટલે ખરબચડી સપાટી પર સહેજ પણ અસર કર્યા વગર ગરમી વેરવિખેર થઈ જતી હતી. એની દૃષ્ટિએ અંદર જવાનો બીજો રસ્તો એ હતો કે પ્રવેશદ્વારની બાજુની બળી ગયેલી નળીઓને કાપી નાખવી. પ્રવેશ બાજુની બાજુ નળીઓ હજી અસમતોલ હાલતમાં હતી ત્યારે આવું કરવાથી કોઈ અર્થ સરે કે નહીં એ વિવાદનો વિષય હતો પણ આ બાબતે ચર્ચા કરવાને બદલે એને જે બાબતે વિરોધનો સામનો કરવો પડ્યો એ હતી કાપવાના સાધનને ચલાવવા માટે કિંમતી પ્રાણવાયુ વાપરવો કે નહીં તે વિવાદ. એને આ પ્રતિબંધ સ્વીકાર્ય હતો પણ એણે પોતાની યોજનાને સાવ પડતી મૂકવાની ઘસીને ના પાડી.

'બહુ સારુ' એણે ઉદાસીથી કહ્યું 'આપણા સૌની હાલત પાંજરામાં પૂરાયેલા ઉંદર જેવી છે પણ હું અને બાઉમેન આ પાંજરાવાળી હાલતનો અંત આવે એવું એવું કશુંક કરવા ધારીએ છીએ, ભલેને અમારે આ જહાજને અમારા હાથથી કાપીને રસ્તો કેમ ન બનાવવો પડે પણ અમે આ હાલતમાંથી છૂટવાના પ્રયાસ કરવાના જ....'

કપ્તાન વિન્ટર્સે આ માટે મંજૂરી આપી એનું કારણ એ નહીં કે એમાંથી કશુંક સારું નીપજી આવશે એવું એ માનતા હતા. પરંતુ એટલા માટે મંજૂરી આપી કે આમ કરવાથી જેવોન્સ શાંત પડે વળી આનાથી બીજા કોઈને કંઈ નુકસાન થાય એમ હતું નહીં.

એટલે અઠવાડિયાઓ સુધી જેવોન્સ અને બાઉમેન એમના અવકાશ પોશાકમાં પાળીમાં કામ કરતા રહ્યા. એમની આસપાસ ફરતી આકાશગંગાની નોંધ પણ લીધા વગર હઠાગ્રહી થઈને એમના કાપવા-વહેરવાના કામને વળગી રહેતા. એમના બધા જ પ્રયત્નો પછી પણ એમની પ્રગતિ દયાજનક રીતે ધીમી હતી અને જેમ તેઓ દુર્બળ થતા ગયા તેમ એમની પ્રગતિ વધુ ને વધુ ધીમી થતી ગઈ.

બાઉમેન જ્યારે મૃત્યુને ભેટ્યો ત્યારે એ શાના માટે ઝઝૂમતો હતો એ રહસ્ય અકબંધ જ રહ્યું હતું. એને જેવોત્સમાં વિશ્વાસ નો'તો, બધાને માત્ર આટલી જ ખબર હતી કે જહાજ અચાનક એક તરફ નમી પડ્યું હતું અને કાઠીના ઉપરનીચે હલવાને કારણે ખણખણાટના પડઘા પડ્યા હતા. શક્યતા એ એક અકસ્માત હતો. વધારે શક્યતા તો એ હતી કે એ અધીરો થયો હોય અને એને પ્રવેશદ્વારને ઉડાડી દેવા માટે નાનકડો વિસ્ફોટ કર્યો હોય.

કેટલાંય અઠવાડિયાંઓ પછી જહાજનું પ્રવેશદ્વાર ઉઘાડવામાં આવ્યું અને ફેર ચડતા હોય એવા ચહેરાઓ ગોળ ઘૂમતા તારાઓને જોઈ રહ્યા. બાઉમેન નજરે ચડ્યો. જહાજની બહારના ભાગે બારેક વારના અંતરે કોઈ પ્રયત્ન વગર જ એની લાશ ખેંચાઈ રહી હતી. એના અવકાશ પોશાકમાંથી હવા નીકળી ગઈ હતી. અને એની ડાબી બાંય પર લાંબો અને ઊંડો ઘા પડ્યો દેખાતો હતો. તમારી ફરતે એક લાશ નાના ચંદ્રની જેમ ચક્કર ચક્કર ફરતી હોય એની સંભાનતા, પહેલેથી ભાંગી પડેલાની હામ માટે જરાય સારી સાબિત ન થાય. તમે એ લાશને દૂર ધકેલો તો ભલે ને થોડે દૂર પણ એ તમારી આસપાસ ચકરાતી જ રહેવાની, કોઈક દિવસ આવી પરિસ્થિતિ માટે પણ યોગ્ય વિધિ શોધશે – કદાચ એક નાનકડું રોકેટ છોડવામાં આવે જે આવા બિચારાઓની સદ્‌ગતિ થાય અને તેમને અનંત સફરે મોકલી આપે પણ હાલતુરત તો પૂર્વાનુભવના અભાવે કપ્તાન વિન્ટર્સે મૃત શરીરની ગરિમા જળવાય એવો આદર આપવા લાશને જહાજની અંદર લાવવાનું નક્કી કર્યું. ખોરાકના બાકી બચેલા જરાક અમસ્તા જથ્થા માટે પણ રેફ્રિજરેશન પ્લાન્ટ ચાલુ રાખ્યા વગર છૂટકો જ નો'તો પણ એના મોટા ભાગનાં ખાનાં તો ખાલી જ પડ્યા હતાં....

...

એક રાત અને એક દિવસ – અલબત્ત ઘડિયાળ પ્રમાણે જ – પસાર થયાં હતાં. બાઉમેનની આ રીતની કામચલાઉ દફનવિધિને ત્યારે કન્ટ્રોલરૂમના બારણા પર હળવા ટકોરા પડ્યા. કપ્તાને રોજ બનતા બનાવોની નોંધપોથીમાં લખેલી છેલ્લી નોંધ પર શાહીચૂસ કાગળ મૂક્યો ને પછી નોંધપોથી બંધ કરી.

'અંદર આવો.' એણે કહ્યું.



એલિસ મોર્ગન અંદર દાખલ થઈ શકે એટલું બારણું ઉઘડ્યું. એ અંદર સરકી આવી અને બારણાને બંધ કર્યું. એને જોઈને કપ્તાન જરાક નવાઈ પામ્યા હતા. અત્યાર સુધી એ પ્રયત્નપૂર્વક પરદા પાછળ જ રહી હતી. એકાદ બે વિનંતી પણ એને એના પતિની મધ્યસ્થી વડે કરી હતી. કપ્તાને એનામાં આવેલા ફેરફારો નોંધ્યા. બાકી બધાની જેમ એની આંખમાં પણ ખાડા પડી ગયા હતા. અને એની આંખો ચિંતાતુર હતી. એ અસ્વસ્થ પણ હતી. એના સૂકાઈને સોટી જેવા થઈ ગયેલા હાથની આંગળીઓ હિંમત ભેગી કરવા એકબીજા સાથે ભીડાઈ ગઈ હતી. એના ભેજામાં જે કંઈ હતું એ કહેવા માટે એણે ભારે મથામણ કરવી પડતી હોય એવું સ્પષ્ટ લાગતું હતું. એને હિંમત આપવા કપ્તાન એની સામે હસ્યા.

'અંદર આવો અને બેસો શ્રીમતી મોર્ગન' એમણે સૌમ્યતાથી એને આવકારી.

એણે પહેરેલા ચુંબકીય જોડાના જરાક ખટખટ અવાજ સાથે ઓરડો પાર કરી એ કપ્તાને બતાવેલી ખુરશી પર બેઠી. ખુરશીની ધાર પર તે એકદમ અસ્વસ્થપણે અધૂકડી બેઠી હતી.

આને આવી સફર પર લાવવી એ નરી ક્રૂરતા જ હતી એવું કપ્તાને ફરી વિચાર્યું. પહેલાં તે એક નાજુક, સુંદર યુવતી તો હતી જ પણ હવે તે એવી નો'તી રહી. શા માટે આ બાઈનો મૂરખ પતિ એને એની યોગ્ય જગ્યાએ છોડીને આવ્યો ? – એકાદ સુંદર શાંત પરામાં, એની હળવી દિનચર્યા વચ્ચે ... એવી જિંદગી જ્યાં એ જોરજુલમ અને ભય બેઉથી સરખી રીતે સુરક્ષિત હોય ?.... ફાલ્કન પરની પરિસ્થિતિ વચ્ચે હજુ સુધી ટકી રહેવા જેટલી આ બાઈ દૃઢનિશ્ચયી અને તાકાતવાળી હતી એ વાતથી પણ કપ્તાને આશ્ચર્ય થયું. જો એને જહાજ પર આવવા દેવામાં ન આવી હોત તો કદાચ નસીબ એના પ્રત્યે બહુ દયાળુ હોત. કપ્તાને એની સાથે શાંતિથી વાત કરી. એ અધૂકડી જ બેઠી હતી. એને આમ અધૂકડી બેઠેલી જોઈને કપ્તાનના મનમાં સંચાર માત્રથી ઊડી જવા તૈયાર બેઠેલા પંખીનો ખ્યાલ ઊભો થયો.

'શ્રીમતી મોર્ગન, હું તમારા માટે શું કરી શકું ?'

એલિસનાં આંગળાં એકબીજા સાથે ગૂંથાયાં, ભીડાયાં, તે એમાં આંગળાંને

ગૂંથાતાં જોઈ રહી. એણે ઊંચે જોયું, બોલવા માટે મોં ઉઘાડ્યું અને પાછું બંધ કરી દીધું.

'એ એટલું સહેલું નથી.' એ બબડી

એને મદદ કરવા કપ્તાને કહ્યું :

'શ્રીમતી મોર્ગન, અસ્વસ્થ થવાની જરૂર નથી. તમારા મનમાં શું છે તે મને કહી દો. આ બધામાંથી કોઈ એકાદો તમને પજવતો તો નથી ને ?'

પેલીએ માથું ધુણાવ્યું. 'અરે ના કપ્તાન વિન્ટર્સ, એવું કશું જ નથી.'

'તો પછી શું છે ?'

'એ....એ....ખોરકનું પ્રમાણ કપ્તાન....મને પૂરતું ખાવાનું નથી મળતું.'

કપ્તાનના ચહેરા પરની લાગણીભરી ફિકર થીજી ગઈ.

'આપણામાંથી કોઈને નથી મળતું.' કપ્તાને રુક્ષતાથી કહ્યું.

'હું જાણું છું' એણે ઉતાવળે કહ્યું 'હું જાણુ છું પણ....'

'પણ શું ?' ટાઢાબોળ અવાજે એણે પૂછ્યું.

પેલીએ ઊંડો શ્વાસ લીધો.

'ગઈ કાલે જે માણસ મરી ગયો.... બાઉમેન .... મેં વિચાર્યું કે જો એના ભાગનું ખાવાનું મને મળી જાય તો –'

કપ્તાનના ચહેરા પરના હાવભાવ જોઈ એનું વાક્ય અર્ધેથી કપાઈ ગયું. કપ્તાન અભિનય નો'તા કરતા. ચહેરા પર દેખાતો હતો એટલો જ આઘાત એમને ખરેખર લાગ્યો હતો. અત્યાર સુધીમાં એમની પાસે જે કંઈ નિર્લજ્જ સૂચનો આવ્યાં હતાં એમાંના કોઈ સૂચને એમને આ હદે દંગ નો'તા કરી દીધા. આવી ક્રૂર દરખાસ્ત કરનાર તરફ એ અવાક થઈને તાકી રહ્યા, પેલીની આંખ કપ્તાનની આંખ સાથે મળી. પણ વિચિત્ર લાગે એ રીતે એની આંખમાં પહેલાં જેટલી બીક નો'તી. એની આંખમાં શરમનું નામોનિશાન નો'તું.

'મને વધુ ખાવાનું મળવું જ જોઈએ' એણે ભારપૂર્વક કહ્યું.

કપ્તાન વિન્ટર્સનો ગુસ્સો વધતો જતો હતો.

'એટલે તમે એવું માનો છો કે તમે તમારા ભાગની સાથોસાથ એક મરેલ વ્યક્તિનો ભાગ પણ ઝૂંટવી લેશો ? તમારું આ સૂચન કેટલી હલકી કોટિનું છે

એ હું તમને શબ્દોમાં કહી ન બતાવું એ જ ઠીક છે. પણ તમે એટલી વાત સમજી લો : આપણે વહેંચીને ખાઈએ છીએ અને આપણે સરખે ભાગે વહેંચણી કરીએ છીએ. બાઉમેનના મૃત્યુનો આપણા માટે એક જ અર્થ થાય કે આપણે જે છે એનો એ ખોરાક થોડાક લાંબા સમય સુધી ચલાવી શકીશું. એનો અર્થ માત્ર અને માત્ર એટલો જ થાય છે સમજ્યાં ? અને હવે મને લાગે છે કે તમે અહીંથી જાવ તો સારું.'

પણ એલિસ મોર્ગન પોતાની જગ્યા પરથી હલી સુધ્ધાં નહીં. એ બેઠી હતી ત્યાંની ત્યાં જ બેઠી રહી. એના હોઠ દૃઢપણે બીડાયેલા હતા. એની આંખો જરાક ઝીણી થઈ ગઈ હતી. એના હાથ ધ્રૂજતા હતા. પોતાના પુણ્યપ્રકોપથી કપ્તાન નવાઈ પામતા હતા, એ જોઈ રહ્યા હતા જાણે એક પાળેલી બિલ્લી અચાનક વાઘણ થઈ ગઈ હતી. પેલીએ અડિયલપણ કહ્યું :

'જુવો કપ્તાન, અત્યાર સુંધી મેં કોઈ પણ જાતના પક્ષપાત માટે માગણી નથી કરી અને અત્યારે જો અનિવાર્ય ન હોત તો મેં ન જ માગ્યું હોત પણ પેલા માણસના મૃત્યુએ એવી ગુંજાઈશ ઊભી કરી છે. અને મને વધુ ખોરક મળવો જ જોઈએ.'

કપ્તાને પ્રયત્નપૂર્વક પોતાની જાત પર કાબૂ રાખ્યો.

'બાઉમેનના મૃત્યુએ આપણને એવી કોઈ ગુંજાઈશ નથી આપી, કોઈ આકસ્મિક લાભ નથી કરી આપ્યો. એના મૃત્યુએ આપણા બધાના જીવતા રહેવાની તક એકાદ બે દિવસ લંબાવી આપી છે બસ એથી વિશેષ કશું નહીં. તમે એવું માનો છો કે આપણામાંની દરેક વ્યક્તિ વધારે ખોરાક માટે તમારા જેટલી જ ઝંખના નહીં અનુભવતી હોય ? મારા આજ સુધીના નફ્ફટાઈના અનુભવોમાં –'

પેલીએ કપ્તાને બોલતા અટકાવવા એનો પાતળો હાથ ઊંચો કર્યો. એના ચહેરા પરની કઠોરતાએ કપ્તાનને એ વાતે નવાઈ પમાડ્યા કે એમણે આ બાઈને ડરપોક કેમની માની લીધેલી ?

'કપ્તાન, મારા તરફ જુવો.' એણે કઠોર અવાજે કહ્યું.

કપ્તાને એની તરફ જોયું. તરત જ એમનો ગુસ્સો હવા થઈ ગયો. એ સ્તબ્ધ થઈ ગયા. પેલીના ફિક્કા ગાલ પર આછી ગુલાબી ઝાંયં દેખાતી હતી.

'હા' એણે કહ્યું 'તમે જોયું ને ? તમારે મને વધારે ખાવાનું આપવું જ પડશે. મારા સંતાનને જીવવાની તક મળવી જ જોઈએ.'

કોઈએ ભૂરકી નાખી હોય એમ કપ્તાન એકધારું એની સામે તાકી રહ્યા, તરત એમણે આંખો બંધ કરી લીધી અને પોતાના કપાળ પર હાથ મૂક્યો.

'હે ઈશ્વર ! આ તો ભયાનક છે' એ બબડ્યા.

એલિસ મોર્ગને જાણે એમની એ વાતને ધ્યાનથી નોંધી હોય એમ ગંભીરતાથી કહ્યું 'ના, એમાં કંઈ ભયાનક નથી. મારું બાળક જો જીવી જાય તો જરાય ભયાનક નથી.' કપ્તાન એક પણ શબ્દ બોલ્યા વગર લાચારીથી એની સામે જોઈ રહ્યા. એલિસે બોલવાનું ચાલુ રાખ્યું. : 'તમે સમજો, આ કંઈ કોઈનું ઝૂંટવી લેવાની વાત નથી. બાઉમેનને હવે તેના ભાગના ખોરાકની કોઈ જરૂર નથી પણ મારા બાળકને જરૂર છે. એમ જુવો તો આખી વાત કેટલી સરળ છે.' એ પ્રશ્નભરી નજરે કપ્તાન સામે જોઈ રહી. કપ્તાને શું બોલવું તે સૂઝતું નો'તું. પેલીએ આગળ ચલાવ્યું. 'એટલે તમે આને અન્યાય ના કહી શકો. હવે હું બેજીવસોતી છું. છું ને હું બેજીવી ? એટલે મને વધારે ખોરાકની જરૂર પડવાની. જો તમે મને વધારાનો ખોરાક નહીં આપો તો તમે મારા બાળકનું ખૂન કરશો. એટલે તમારે મને વધારે ખાવાનું આપવું જ પડશે....આપવું જ પડશે....મારું બાળક જીવવું જ જોઈએ. કોઈ પણ હિસાબે એ જીવવું જ જોઈએ...'

...

પેલીના ગયા પછી કપ્તાન વિન્ટર્સે કપાળ લૂછ્યું. પોતાનું ખાનગી ખાનું ખોલ્યું અને કાળજીપૂર્વક સંતાડી રાખેલી વ્હીસ્કીની એક બાટલી કાઢી. એક નાની પ્યાલીમાં જરાક જેટલી વ્હીસ્કી કાઢી બાકીની બાટલી પાછી મૂકી દેવા જેટલો આત્મસંયમ એમનામાં હતો. એટલા દારૂએ એમને જરાક ચેતનવંતા કર્યા. પણ હજી એમની આંખોમાં ચિંતા અને ઉદાસી ભરી હતી.

એના બાળકના જનમવાની જ કોઈ શક્યતા નથી એવું વાતચીતને અંતે તેને કહી દેવું એ વધારે સારું નો'તું ? એવું કહી દેવામાંજ પ્રામાણિકતા હતી. પણ એમને શંકા હતી કે જેણે 'પ્રામાણિકતા એ જ ઉત્તમ નીતિ છે' એવું સૂત્ર આપ્યું એ ટોળાના માનસ વિશે જાણતો હશે ખરો ? ટોળા સાથે એઓ કદી

પનારો પડ્યો હશે ખરો ? જો એમને તેને સત્ય કહી દીધું હોત… એક વાર જો એ જાણી લે તો બીજા કોઈને નહીં તો એના પતિને તો કહેવાની જ …..અને પછીની વાત વનમાં લાગેલ દવની જેમ ફેલાવાની જ – એટલે જ એને સત્ય કહી દેવું અશક્ય જ હતું.

કપ્તાને ઉપરનું ખાનું ઉઘાડ્યું અને એમાં પેલી પિસ્તોલને તપાસી જોઈ. આવી પરિસ્થિતિમાં હંમેશ આવું થતું હોય છે. એમને અત્યારે જ પિસ્તોલનો ઉપયોગ કરવાની લાલચ થઈ આવી. આ બેવકૂફીભરી રમત રમવાનો કોઈ અર્થ નો'તો વહેલો કે મોડો આવો અંત આવવાનો હતો જ. એમણે પિસ્તોલ સામે અચકાતાં અચકાતાં ભવાં ચડાવ્યાં. પછી એમણે જમણા હાથે પિસ્તોલ પકડી એક ઝાટકે, નજરે ન પડે એમ ખાનામાં પાછળના ભાગમાં ધકેલી દીધી. એમણે ખાનું બંધ કર્યું. નહીં હજી વાર છે….

પણ એમણે તરત પિસ્તોલ રાખવી શરૂ કરી હોત તો કદાચ સારું વાત. અત્યાર સુધી તો કપ્તાન તરીકેની એમની સત્તાથી કામ ચાલી જતું હતું. સેફટી વાલ્વ જેવો બબડાટ થાય એનાથી વધુ ખરાબ પરિસ્થિતિ હજુ નો'તી થઈ. પણ એવો સમય આવવાનો જ જ્યારે કાં તો પોતા માટે અથવા પેલાં બધા માટે એને પિસ્તોલની જરૂર પડવાની જ.

જો આ લોકોને શંકા પડી જાય છે બહારના પાટિયા પર વખતોવખત હિંમત આપતા જે અહેવાલ તે લગાવતો એ બધા બનાવટી હતા : એમને બચાવવા નીકળેલું યાન અવકાશમાં તેમની તરફ ધસી રહ્યું છે એવું આ લોકો માનતા હતા. પણ જો કોઈક રીતે આ લોકો પૃથ્વી પરથી ઉડાન ભરી જ નથી….તો ? જ્યારે આવું થશે ત્યારે સાક્ષાત નરક સર્જાવાનું.

બહુ લાંબા સમય પહેલાં જ રેડિયા સાથે અકસ્માત થયો હોત, રેડિયો બંધ થઈ ગયો હોત તો કદાચ વધુ સલામતી રહેત.

'તમે ઝાઝો સમય લીધો નથી ?' કપ્તા વિન્ટર્સ પૂછ્યું. એ તોછડાઈથી બોલતા હતા કારણ કે એ અકળાયેલા હતા. આ લોકોએ વધુ સમય બગાડ્યો એટલે તે અકળાયા હતા તેવું નહોતું. કારણ કે હવે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ કામમાં કટલી વાર લગાડે છે એનાથી કોઈ ફરક નો'તો પડતો. ચાલક અધિકારીએ કોઈ જવાબ ન આપ્યો. લાદી પર એના જોડા ખટ ખટ અવાજ

કરતા રહ્યા. કપ્તાન સામે એમના ટેબલની સપાટીથી જરાક ઉપર એક ચાવી અને એક ઓળખપટ્ટો ધરવામાં આવ્યા. એને તપાસવા એમણે હાથ લંબાવ્યો.

'હું – ' એમણે કહેવાનું શરૂ કર્યું પણ પેલા માણસનો ચહેરો જોઈને બોલતાં અટકી ગયા. 'હે ઈશ્વર, અલ્યા તને થયું છે શું ?'

એમને થોડોક રંજ થયો. એમને નોંધ માટે બાઉમેનનો ઓળખપટ્ટો જોઈતો હતો પણ એના માટે કાર્ટરને મોકલવાની જરાય જરૂર નો'તી જે કારમા મૃત્યુનો ભોગ બાઉમેન બન્યો હતો એ દૃશ્ય ચોક્કસ જ  ઉપજાવે એવું હશે. એટલે જ તો એ લોકોએ એનાં કપડાં બદલવાનું ટાળી હજી એને એના અવકાશ પોશાકમાં જ રહેવા દીધો હતો. જોકે એમણે કાર્ટરને કાઠા દિલનો માણસ માન્યો હતો. એમણે બાટલી બહાર કાઢી. આ છેલ્લી બાટલી હતી.

'આમાંથી એકાદ-બે ઘૂંટ લઈ લે તો સારું લાગશે.' કપ્તાને કહ્યું. ચાલકે એકાદ ઘૂંટ લીધો અને પછી બેઉ હાથે માથું પકડી લીધું. હવામાં અધ્ધર લાકતી બાટલીને કાળજીથી છોડાવી કપ્તાને થોડે દૂર મૂકી ઉપર જોયા વગર તરત જ ચાલક અધિકારીએ કહ્યું 'મને માફ કરજો સાહેબ.'

'માફી માગવાની જરૂર નથી કાર્ટર, કામ ત્રાસદાયક જ હતું. માટે એ મારી જાતે જ કરી લેવા જેવું હતું.'

પેલો જરા થરથરી ઊઠ્યો. એકાદ-બે પળ શાંતિમાં પસાર થયા પછી એણે એની જાત પર કાબૂ મેળવ્યો. પછી એણે ઉપર જોયું અને કપ્તાન સાથે આંખ મેળવી.

'વાત માત્ર આટલી જ નથી સાહેબ...'

કપ્તાન મુંઝાયેલા લાગ્યા.

'તારા કહેવાનો મતલબ શો છે ? 'એમણે પૂછ્યું.

ચાલક અધિકારીના હોઠ કંપી ઊઠ્યા. એને જે કહેવું હતું તે બરાબર રીતે કહી શકવા માટે એને શબ્દો નો'તા મળતા, એ થોથવાયો.

'હિંમત રાખ જરા. તું શું કહેવાની કોશિશ કરી રહ્યો છે ?' કપ્તાન એને કઠણ કરવા જરા કરડા અવાજે બોલ્યા. કાર્ટરે માથાને જરાક ઝટકો માર્યો. એના હોઠ કંપતા બંધ થયા....

'એ...એને...' એ વળી થોથવાયો. પછી એણે ફરીથી પ્રયાસ કર્યો અને

એકધડાકે કહી દીધું. 'એને એક પણ પગ નથી સાહેબ...'

'કોને ? આ બધું શું છે ? તું એમ કહેવા માગે છે કે બાઉમેનને એકેય પગ નથી ?'

'હા... હા... સાહેબ.'

'અક્કલ વગરની વાત ના કર. એને અંદર લાવવામાં આવ્યો ત્યારે હું ત્યાં જ હતો. અને તું પણ હતો જને ? એના બેઉ પગ બરાબર જ હતા.'

'હા સાહેબ. એ વખતે તો એના પગ હતા. પણ અત્યારે એના પગ નથી.'

કપ્તાન જડવત્ બેસી રહ્યા. થોડી પળ સુધી કન્ટ્રોલરૂમમાં કાળમાપક યંત્રની ટકટક સિવાય કોઈ અવાજ નો'તો. પછી મહામુશ્કેલીએ એ બોલવા ગયા પણ એ શબ્દથી આગળ ન બોલી શક્યાઃ

'તારો મતલબ – ?'

'એ સિવાય બીજું શું હોઈ શકે સાહેબ ?'

'હે ઈશ્વર !...' કપ્તાન બબડ્યા.

સામેના માણસની આંખમાંનો ભય જાણે કપ્તાનની આંખમાં આવીને વસ્યો હોય એવી નજરે કપ્તાન એને તાકતા બેસી રહ્યા.

...

એમના ચુંબકીય તળિયા પર મોજા ચડાવી બે માણસ ગુપચુપ જતા હતા. તેઓ રેફ્રિજરેશન વિભાગના બારણાની બરાબર સામે ઊભા રહ્યા, એમાંના એકે પાતળી ચાવી કાઢી. એણે ચાવીને તાળામાં સેરવી, હળવેથી ઘુમાવી અને પછી ખટાક દેતાક્ને ફેરવી, જેવું બારણું ઝાટકા સાથે ઊઘડ્યું એ સાથે જ રેફ્રિજરેટરની અંદરથી પિસ્તોલના બે ધડાકા થયા. બારણું ઉઘાડવા મથતો માણસ ઘૂંટણ પર નમી પડ્યો અને હવામાં લટકી રહ્યો.

બીજા માણસને અધખુલ્લા બારણાની ઓથ મળતી હતી. એણે એના ખિસ્સામાંથી પિસ્તોલ ખેંચી કાઢી અને બારણાના ખૂણા પરથી ઉતાવળે સરકાવીને રેફ્રિજરેટરના અંદરના ભાગે તાકી. એણે બે વાર ઘોડો દબાવ્યો.

અવકાશપોષાકમાં રહેલી આકૃતિ એની જાતે જ રેફ્રિજરેટરમાંથી બહાર

આવી, એ વિચિત્ર રીતે તરતી ઓરડામાં આવી. એ જેવી તેની પાસેથી પસાર થઈ કે પેલા બીજા માણસે એને ગોળી મારી, અવકાશપોષાક પહેરેલી આકૃતિ સામેની દીવાલ જોડે અથડાઈ, જરાક ઉછળી અને ત્યાં તોળાઈ રહી. એ પાછી ફરી એના હાથમા રહેલી પિસ્તોલ વાપરે એ પહેલાં પેલા બીજા માણસે ફરી ગોળી છોડી. પેલી આકૃતિ આંચકો ખાઈ દીવાલ તરફ પાછી ફંગોળાઈ પેલા માણસે એની પિસ્તોલ તૈયાર જ રાખી હતી પણ અવકાશપોષાકવાળી આકૃતિ ઢીલી ઢફ અને નિષ્ક્રિય થઈ ત્યાં હવામાં ઝૂલી રહી હતી.

જે બારણેથી આ બે માણસો પ્રવેશ્યા હતા એ બારણું અચાનક ખટાકા સાથે ઉઘડ્યું. ઉંબરા પર ઊભેલા ચાલક અધિકારીએ જરાક પણ અચકાયા વગર એક પછી એક ગોળી છોડી. અને એ ગોળીઓ છોડતો જ રહ્યો....

....જ્યારે એની પિસ્તોલ ખાલી થઈ ગઈ ત્યારે એની સામેનો માણસ વિચિત્ર રીતે ઝૂલ્યો. એના જોડા વડે સ્થિર થયો એ સિવાય એનામાં બીજુ કોઈ હલનચલન નો'તું.

ચાલક અધિકારીએ હાથ લંબાવી બારણાને પકડ્યું અને પોતાની જાતને સ્થિર કરી. પછી પીડાને કારણે ધીમે ધીમે તે અવકાશપોષાકમાં રહેલી આકૃતિ સુધી પહોંચ્યો. એના પોષાક પર ઊંડા ઘા હતા. એણે હેલમેટ ખોલી અને પછી ખેંચી કાઢી. ભૂખમરાએ ફિક્કો પાડી દીધેલો કપ્તાનનો ચહેરો અત્યારે વધુ ફિક્કો લાગતો હતો. એમની આંખો ધીમે ધીમે ખુલી. કાનમાં કહેતા હોય એવા અવાજે એમણે કહ્યું :

'કાર્ટર, હવે તારે હવાલે, બધી તારી જવાબદારી, શુભેચ્છા !'

ચાલક અધિકારીએ જવાબ આપવાની કોશિશ કરી પણ એના મોમાંથી શબ્દો ન નીકળ્યા એના ગળામાંથી માત્ર લોહીના પરપોટા ઊઠ્યા, એના હાથ શિથિલ થઈ ગયા. એના ગણવેશ પરનો એક ઘેરો ડાઘ ધીરે ધીરે વિસ્તરી રહ્યો હતો. તરતની ક્ષણે એનું શરીર ઢીલું ઢફ થઈને એના કપ્તાનની બાજુમાં ઝૂલી રહ્યું હતું....

* * *

'હું ધારું છું કે આ બધા આપણને ઘણા લાંબા સમય સુધી ચાલશે.' રતાશ પડતી મૂછોવાળા ઠીંગણા માણસે કહ્યું.

ચીપી ચીપીને બોલનાર માણસ પેલાની સામે એકધારું જોઈ રહ્યો.

'ઓહો, તેં ધાર્યું ? તેં ધાર્યું ને કંઈ ? અને તું ધારે છે કે તારી ગણતરી વિશ્વસનીય હોય છે ?'

પેલો ઠીંગણો માણસ વિચિત્ર રીતે હસ્યો. એણે એના હોઠ પર જીભ ફેરવી.

'જો ને, પહેલા બાઉમેન હતો. પછી પેલા ચાર. પછી પેલા બે જે મરી ગયા કુલ મળીને સાત થયા.'

'... ...ધા મળીને સાત થયા તેથી શું ? પેલા પહેલવાન જેવા માણસે હળવેથી પૂછ્યું, એ પહેલા જેટલો સ્થૂળ હવે નો'તો રહ્યો. છતાં હજીયે એનું હાડ તો એવું ને એવું જ રહ્યું હતું. એની ધારદાર નજરથી ચુકાઈ ગયેલો પેલો ઠીંગણો માણસ કોકડું વળી જતો લાગતો હતો.

'એક... કંઈ નહીં બની શકે મારી ગણતરી જરાક આશાભરી હતી.' એણે કહ્યું .

'બની શકે, મારી તને એક સલાહ છે. ગણતરી છોડી દે અને આશા રાખતો થઈ જા. શું કહ્યું ?'

ઠીંગણો માણસ જરાક ઝંખવાઈ ગયો.

'એક...હા...હુંય એવું ધારું છું.' એ સંમત થયો.

પેલા પહેલવાન જેવા માણસે દીવાનખંડમાં નજર ફેરવી અને માથાં ગણ્યાં.

'સારુ, ચાલો હવે શરૂ કરીએ.' એણે કહ્યું.

બધા ચૂપ થઈ ગયા. એ લોકો પેલા સામે અસ્વસ્થપણે, ઉત્કંઠાથી તાકી રહ્યા હતા, બધા જ અજંપ હતા. એકાદ-બે જણા એમની આંગળીઓના નખ ચાવી રહ્યા હતા. પેલો સ્થૂળકાય માણસ આગળની બાજુએ નમ્યો. એણે ટેબલ પર અવકાશ માટેની હેલમેટ ઊંધી મૂકી. પછી એની રૂઢ આદત પ્રમાણે ચીપી ચીપીને એ બોલ્યો.

'આપણે આના માટે ચિઠ્ઠીઓ ખેંચીશું. આપણામાંની દરેક વ્યક્તિ આમાંથી એક ચબરખી ઉપાડશે અને હું નહીં કહું ત્યાં સુધી ખોલ્યા વગર એને પકડી રાખશે. ખોલ્યા વગર સમજ પડી ને ? બધાએ માથાં હલાવ્યાં. બધી જ આંખો એકધારી એના ચહેરા પર ચોંટેલી હતી. 'સારુ, હવે આ

હેલમેટમાં જે ચબરખીઓ છે તેમાંથી એક પર ચોકડીની નિશાની છે. હું ઇચ્છું છું કે તું આ ચબરખીઓ ગણી લે અને ખાતરી કરી લે કે એ નવ –'

'આઠ !' એલિસ મોર્ગને તીણા અવાજે કહ્યું.

દોરડીથી ખેંચાયા હોય એમ બધા ચહેરા એના તરફ આકર્ષાયા, બધા ચહેરા ભડકેલા લાગતા હતા. કબૂતર પાળનારો સાવ નાના બચ્ચાની ગર્જના સાંભળીને ડરી ગયો હોય એવા એ ચહેરા લાગતા હતા. એલિસ આ બધાની સામટી નજર સામે મુંઝાઈને બેઠી રહી. પણ એણે એની જાતને સ્વસ્થ કરી મોઢાને બધાની સામે જ ખોડી રાખ્યું, આખી વિધિને સંભાળનારી વ્યક્તિ એના ચહેરાને અવલોકી રહી હતી.

'ઓ...ઓ...એમ વાત છે !' એણે ચીપીને કહ્યું 'તો તમે અમારી આ નાનકડી રમતમાં ભાગ લેવા નથી માગતા એમ ને ?'

'ના.' એલિસે કહ્યું.

'અત્યાર સુધી તું અમારી સાથે બરાબરની હિસ્સેદાર રહી છે અને હવે આપણે અફસોસ થાય એવા તબક્કે પહોંચી ગયા છીએ ત્યારે તું કહે છે કે તું આમાં ભાગ લેવા નથી ઇચ્છતી ?'

'ના.' એલિસે ફરીથી ના પાડી.

પેલાએ ભવાં ચડાવ્યાં.

'તમે કદાચ અમારા સ્ત્રીદાક્ષિણ્યને ઢંઢોળી રહ્યા છે ?'

'ના' એલિસે ફરીથી ના પાડતાં કહ્યું 'તમે જેને તમારી રમત કહો છો તેના વાજબીપણાનો હું ઇન્કાર કરું છું. જે ચોકડીવાળી ચબરખી ખેંચે તેને મરવાનું – એવી જ છે ને તમારી યોજના ?'

'બધાના ભલા માટે છે ને આ યોજના !' પેલા પહાડી કાયાવાળા માણસે કહ્યું.

'દિલગીર થવા જેવું તો છે જ એમાં બેમત નથી પણ કમનસીબે એમ કરવું અનિવાર્ય છે.'

'પણ જો હું ચિઠ્ઠી ખેંચું તો બે જણે મરવું પડે. તમારી દૃષ્ટિએ એ વાજબી છે ?' એલિસે પૂછ્યું.

ટોળું દિગ્મૂઢ થઈ ગયેલું લાગતું હતું. એલિસે રાહ જોઈ. પેલો સ્થૂળ

માણસ ફાંફા મારતો હતો. એક તબક્કે તો એ પણ ગૂંચવાયો.

'તો ? એવું જ છે ને ?' એલિસે કહ્યું.

એમાંના બીજા એકે ચૂપકીદી તોડી : 'શરીરમાં જીવ ખરેખર ક્યા તબક્કે આકાર લે છે એ પ્રશ્ન તો હજીએ વિવાદાસ્પદ જ રહ્યો છે. ઘણા કહે છે કે જ્યાં સુધી સ્વતંત્ર અસ્તિત્વ ન હોય ત્યાં સુધી –'

પેલા ચીપીને બોલનારાએ આની વાત અધવચ્ચે જ કાપી નાખી.

'મને લાગે છે સામ કે આપણે એ મુદ્દો ધર્મશાસ્ત્રોના જાણકારો માટે છોડી શકીએ. આ તો સોલોમનના શાણપણને લગતો પ્રશ્ન કહેવાય. અત્યારે મુદ્દો એ છે કે શ્રીમતી મોર્ગન સગર્ભાવસ્થાને કારણે મુક્તિનો દાવો કરી રહ્યાં છે.'

'મારા બાળકને જીવવાનો હક્ક છે.' એલિસે આગ્રહપૂર્વક કહ્યું.

'આપણને બધાને જીવવાનો હક્ક છે. આપણે બધા જીવવા માગીએ છીએ.' કોઈકે વચ્ચે મમરો મૂક્યો.

'તમે શા માટે – ?' બીજા કોઈ બોલવા ગયો પણ પેલા ચીપીને બોલનારાએ વાતનો દોર ફરી પોતાના હાથમાં લઈ લીધો.

'બહુ સારુ સજ્જનો, ચાલો આપણે જરા ઔપચારિક બનીએ. આપણે લોકશાહી પદ્ધતિને અનુસરીએ. આપણે આ બાબતે મત નાખીએ. પ્રશ્ન આવો ઊભો થયો છે : તમે શ્રીમતી મોર્ગનના દાવાને વાજબી માનો છો ? કે પછી એણે આપણા બધાની સાથે ચિઠ્ઠી ઉપાડવી જોઈએ એવું માનો છો ? જે લોકો –'

'જરા થોભજો' એ લોકોએ એના મોંમાંથી પહેલાં કદી ન સાંભળ્યો હોય એવા દૃઢ અવાજે એલિસ બોલી. 'તમે લોકો મતદાન શરૂ કરો તે પહેલાં મને જરાક સાંભળી લો તો સારુ.' એણે ચોતરફ જોઈને ખાતરી કરી લીધી કે બધાનું ધ્યાન એના તરફ છે કે નહીં ? બધાનું ધ્યાન એના તરફ જ હતું. બધાને એના વિશે અચંબો પણ એટલો જ થયો હતો.

'હવે પહેલી વાત તો એ કે તમારા બધાના કરતાં હું ઘણી મહત્ત્વની વ્યક્તિ છું.' એણે એકદમ સરળતાથી કહ્યું. 'ના, એમાં તમારે હસવાની જરાય જરૂર નથી. હું મહત્ત્વની છું જ – અને એવું શા માટે છે તે હું તમને કહીશ.'

'રેડિયો તૂટી ગયો એ પહેલાં –'

'કપ્તાને એને તોડી નાખ્યો એ પહેલાં એમ કહેવું છે ને તમારે ...' કોઈકે વચ્ચે સુધારો કર્યો.

'ભલે' એણે સુધારો કરી લીધો 'રેડિયો નકામો થઈ ગયો એ પહેલાં કપ્તાન પૃથ્વીના નિયમિત સંપર્કમાં હતા. એ લોકોને આપણા સમાચાર આપતા હતા. અને છાપાંવાળાઓને સૌથી વધુ સારા સમાચારમાં રસ હતો. સ્ત્રી, ખાસ કરીને અસામાન્ય પરિસ્થિતિમાં આવી પડેલી સ્ત્રી હંમેશાં સમાચાર બનતી હોય છે. કપ્તાને મને કહ્યું હતું કે હું છાપાંઓમાં પ્રથમ પાને ચમકતી હતી. 'નિયતિને હવાલે થયેલ યાનમાં યુવતી' કે 'ખોટકાયેલા યાનમાં એક સ્ત્રીની અગ્નિપરીક્ષા' વગેરે વગેરે.... અને છાપાંઓ કઈ રીતે બધું જોતાં હોય છે એ જો તમે ભૂલી ન ગયા હો તો તમે નમૂનો પણ કલ્પી શકશો 'જીવતી અવકાશી કબરમાં ફસાયેલાં એક સ્ત્રી અને પંદર પુરુષો હવે લાચારીથી મંગળના ગ્રહની ફરતે ફરી રહ્યા છે...'

'તમે બધા માત્ર પુરુષો છો – નકામાં ખોખાં, આ યાન જેવાં જ, હું સ્ત્રી છું એટલે મારી હાલત રોમેન્ટિક હોવાની, વળી હું યુવાન છું, મોહક છું, સુંદર છું....' એના સુકાયેલા ચહેરા પર એકાદ પળ માટે કુટિલ સ્મિત ઝળક્યું 'હું નાયિકા છું...'

એણે કહેલી વાત જરાક પચે એ માટે એ થોભી અને વળી પાછી આગળ બોલી :

'કપ્તાન વિન્ટર્સે એ લોકોને મારી સગર્ભાવસ્થા વિશે કહ્યું એ પહેલાંની હું તો નાયિકા હતી. પણ આ વાત જાણ્યા પછી તો હું અસાધારણ ઘટના બની ગઈ છું. મારી મુલાકાત માટે ત્યાં પડાપડી થાય છે. મેં એક મુલાકાત લખી આપેલી તેને કપ્તાન વિન્ટર્સે પ્રસારિત પણ કરેલ. ત્યાં પૃથ્વી પર મારાં માબાપ, મારા મિત્રો અરે જે કોઈ મને ઓળખતું હોય એ દરેકની મુલાકાત લેવાઈ રહી છે. અને હવે તો ઘણા બધા લોકો મારા વિશે ઘણું બધું જાણે છે. એ લોકોને મારામાં અતિશય રસ છે. એ લોકોને મારા બાળકમાં તો એથી પણ વધુ રસ છે. અવકાશયાનમાં જન્મેલ એ સૌ પ્રથમ બાળક હશે...'

'હવે તમને સમજાય છે ? તમારી પાસે સરસ વાર્તા તૈયાર છે. બાઉમેન,

મારો પતિ, કપ્તાન વિન્ટર્સ અને બાકીના બધા પ્રવેશદ્વારની બાજુની નળીઓને સમારવા માટે વીરને છાજે એવો સંઘર્ષ કરતા હતા ત્યારે એક વિસ્ફોટ થયો વિસ્ફોટે એ બધાના ટુકડે ટુકડા અવકાશમાં વિખેરી નાખ્યા...'

'તમે આવી વાર્તાથી એ બધાની વાતમાંથી છુટકારો મેળવી શકશો. પણ જો મારો અને મારા બાળકનો પત્તો નહીં મળે – અથવા તો કહોને કે અમારાં મૃત શરીરોનો – તો પછી તમે શું કહેશો ? કઈ રીતે ખુલાસો આપશો ?'

એણે ફરીથી બધાના ચહેરા પર નજર ફેરવી.

'બોલો, તમે શું કહેશો ? એવું કહેશો કે હું પણ બહારની બાજુએ નળીઓનું સમારકામ કરતી હતી ? કે મેં બહાર અવકાશમાં રોકેટ જોડે અથડાઈને આપઘાત કરી લીધો એવું કહેશો ?'

'જરાક વિચાર કરો. આખી દુનિયાનાં છાપાં મારા વિશે જાણવા આતુર છે. મારા વિશેની જરીએ જરી વિગત જાણવા આતુર છે. એ બધાનો સામનો કરવા તમારી પાસે સબળ વાર્તા જોઈશે. અને જો તમારી વાર્તા એ લોકોનો સામનો નહીં કરી શકે તો પછી આ જહાજનું ઊગરી જવું પણ તમારે માટે વધુ લાભદાયક પુરવાર નહીં થાય.

'તમને નરકમાં પણ પ્રવેશ નહીં મળે. તમને ફાંસીએ ચડાવશે કાં તો ઉકળતા તેલમાં નાખશે, તમને બધાને.... એવું પણ બને કે તમને બધાને જીવતા બાળી મૂકે....'

એણે બોલવાનું બંધ કર્યું, પછી ઓરડામાં શાંતિ પથરાઈ ગઈ. મોટા ભાગના ચહેરા પર એક કુરકુરિયાએ કરેલ ઘાતકી આક્રમણનો આઘાત હતો. કશું પણ બોલવા માટે ફાંફાં પડી ગયા હતા.

પેલો મહાકાય માણસ પણ એકાદ-બે કે વધુ પળ માટે વિચારમાં ડૂબીને બેસી રહ્યો. એની તીક્ષ્ણ હડપચી પરના વાળના ઠૂંઠાને મસળતા એણે ઊંચે જોયું. બાકીના બધા પર નજર ફેરવ્યા પછી એણે એલિસ પર આંખ ઠેરવી. એકાદ પળ માટે એનું મોઢું મરડાયું.

'મેડમ,' એ ચીપીને બોલ્યો, 'વકીલાતના વ્યવસાયક્ષેત્રે તમે નથી એ તે ક્ષેત્ર માટે ભારે મોટી ખોટ છે.' એ પાછળ ફર્યો, 'આપણે ફરી મળીએ એ પહેલાં આ બાબતે આપણે ફેરવિચાર કરવો પડશે. પણ હાલ

તુરત તો, રે....આ બાઈ કહે છે એમ આઠ ચિઠ્ઠી....'

...

કપ્તાનના ખભા પર થઈ આગળ જોતી બીજી વ્યક્તિએ બૂમ પાડી આ એ જ જહાજ છે !'

કપ્તાન ખીજવાઈને એના તરફ ફર્યો ખબર છે કે આ એ જ જહાજ છે. તું અવકાશમાં જહાજ નહીં તો શાની નશામાં ધૂત્ત ઘૂવડની પએક્ષા રાખતો હતો ?' એકાદ ક્ષણ માટે એમણે પર્દાનું નિરીક્ષણ કર્યું.

'કોઈ નિશાની દેખાતી નથી. બધાં જ બારણાં બંધ છે.'

'અંદર કોઈના જીવતા હોવાની શક્યતા હોય એવું તમને લાગે છે. કપ્તાન ?'

'આટલા બધા સમય પછી શું શક્યતા હોય ? ના, ટોમી, જરાય શક્યતા નથી. મને તો લાગે છે કે આપણે માત્ર ડાઘુ છીએ.'

'કપ્તાન, આપણે એની અંદર કઈ રીતે જઈશું ?

કપ્તાને ફાલ્કનની વર્તુળાકાર ગતિને ગણતરીપૂર્વકની આંખે નીરખી.

'એમ તો એના માટે કોઈ નિયમ નથી. પણ મારા હિસાબે જો આપણે એના પર એક તાર બાંધી શકીએ તો એની ગતિ ધીમી કરવામાં આપણે સફળ થઈ શકીએ. પછી એ વિશાળ માછલીની જેમ અવકાશમાં તર્યા રાખે આ કામ જો કે કળનું છે.....'

કામ ખરેખર જ મુશ્કેલ હતું. બચાવ યાનમાંથી ફેંકેલ ચુંબક પાંચ પાંચ વાર સંપર્ક કરવામાં નિષ્ફળ રહ્યું. છઠ્ઠો પ્રયાસ જરા બરાબર નિશાને પડ્યો. ચુંબક જ્યારે ફાલ્કાન પર ચોંટેલે હતું ત્યારે એકાદબે પળ માટે વીજપ્રવાહ ચાલુ કરવામાં આવ્યો. એણે ફાલ્કનની દિશા બદલી નાખી અને એ બચાવયાનની નજીક સરી આવ્યું. એ બંને જ્યારે સાવ પાસે આવી ગયા ત્યારે ફરીથી પ્રવાહ ચાલુ કરવામાં આવ્યો. એ એકદમ નજીક ધસી આવ્યું અને બચાવયાનની કાઠી સાથે ગોકળગાયની જેમ ચોંટી ગયું.

પછી તો ફાલ્કનને કાબૂમાં લેનારી લાંબી રમત ચાલી. બે યાનની વચ્ચેના તાર પરની તાણ જાળવવી...વધુ પડતી તાણ જ થઈ જાય તેનું ધ્યાન રાખવું. ખેંચાણથી બચાવયાન ગલોટિયા ન ખાઈ જાય તેનું ધ્યાન રાખવાનું ત્રણ વાત

તો તાર છૂટી ગયો. પણ આખરે બચાવ જહાજની થકવી નાખે એવી પણ કુશળ કામગીરીથી કલાકોની જહેમત પછી એ નધણિયાતા જહાજની ગતિ ઓછી કરી શકાઈ ખરી. અંદર કોઈ જીવતું હોય એવો અણસાર હજી નો'તો આવતો. બચાવયાનને જરાક વાર માટે બંધ કરાયું.

કપ્તાન, ત્રીજો અધિકારી અને દાક્તરે અવકાશ પોષાક પહેર્યા અને જહાજની બહાર નીકળ્યા. એ લોકો પૈડું ફેરવવાના હાથા સુધી પહોંચ્યા. કપ્તાને પેલા તાર પર એક નાનો ગાળિયો નાખી એના બેઉ છેડા પોતાન પટ્ટા સાથે બાંધી દીધા. બેઉ હાથે તાર પકડ્યો અને ઉછાળો મારી એ અવકાશની સપાટી પર આગળ વધ્યા. બીજી બે વ્યક્તિ કપ્તાનને અનુસરી.

એ લોકો ફાલ્કનના પ્રવેશદ્વાર પાસે ભેગા થયા પેલા ત્રીજા અધિકારીએ એના થેલામાંથી પાનું કાઢ્યું. એ પાનાને કાણામાં નાપી ફેરવવા માંડ્યું. એરલોકનું અંદરનું બારણું બંધ થયાનો સંતોષ થયો ત્યાં સુધી એણે પાનુ ફેરવ્યું પાનું જ્યારે ફરતું બંધ થયું ત્યારે એણે એને ખેંચી લીધું અને બીજા કાણામાં બેસાડ્યું.– જો ત્યાં હજાયે હવા હોય અને જો હજી પણ મોટરને ચલાવવા વિદ્યુતપ્રવાહ હોય તો એના કારણે લોકમાંથી હવા ફેંકવાની શરૂ થઈ શકે. કપ્તાને કાઠી પર માઈક્રોફોન ગોઠવ્યું અને સાંભળવા લાગ્યા. એમના કાને કશોક અવાજ આવ્યો.

'ચાલો, એ ચાલે તો છે ' એણે કહ્યું

પેલો અવાજ બંધ થયો ત્યાં સુધી એ લોકો થોભ્યા.

'સારું ચાલ એના પ્રવેશદ્વાએ ખોલી નાખ'. કપ્તાને સૂચના આપી .

પેલા ત્રીજા અધિકારીએ હાથાને ફરીથી કાણામાં નાખ્યો અને ખેંચ્યો. મુખ્ય બારણું અંદરની બાજુએ ખુલી ગયુ. પ્રકાશના દોરડા વચ્ચે કાળી છાયા દેખાઈ. ત્રણેય ઘડીકવાર ગમગીન થઈને પ્રવેશદ્વારને તાકી રહ્યા. ઉદાસીન નીરવતામાંથી કપ્તાને અવાજ સંભળાયો :

'ચાલો આપણે અંદર જઈએ'.

માઈક્રોફોન કશું પકડતું નો'તું.

ત્રીજો અધિકારી મનોમન બબડ્યો :

'તારાખચિત આકાશની નીરવતા નિસ્તબ્ધ ટેકરીઓની અલસતા...'

તરતજ કપ્તાને પૂછ્યું.

'દાક્તર, હવા કેવી છે ?'

'બરાબર છે' એણે જરાક નવાઈથી કહ્યું 'દબાણ ૬ ઔંસ જેટલું ઓછું છે બસ, બાકી બધું બરાબર છે.' એણે એની હેલ્મેટ કાઢવી શરૂ કરી દીધી બાકીના બે તને અનુસર્યા કપ્તાને હેલ્મેટ કાઢી એ સાથે જ મોઢું બગાડ્યું.

'આ જગ્યઅ તો વાસ મારે છે' એણે અસ્વસ્થપણે કહ્યું 'ચાલો આપણે આગળ જઈએ ' દિવાનખંડ તરફ ચાલતા એણે ઉમેર્યું. એ લોકો ડરતા ડરતા દિવાનખંડમાં પ્રવેશ્યાં.

ત્યાંનું દૃશ્ય ડરાવી દે એવું વિચિત્ર હતું. જોકે ફાલ્કનની કરવાની ગતિ ઓછી થઈ ગઈ હતી તો પણ ત્યાં રહેલો દરેક પદાર્થ ગોળ ગોળ ફરતો હતો. જ્યાં સુધી એના રસ્તામાં કોઈ નક્કર અવરોધ ન આવે, અને એને બીજી દિશામાં ઘૂમવા માટે ફેંકી ન દે ત્યાં સુધી એ ઘૂમ્યા કરતો.

એના પરિણામે ત્યાં વિવિધ પદાર્થોનો શંભુમેળો ધીરેધીરે આમતેમ ઘૂમરાતો હતો.

'અહીં તો કોઈ નથી કપ્તાને અનુભવના આધારે કહ્યું.'

'દાક્તર તમને લાગે છે કોઈ જીવતું – ? દાક્તરના ચહેરા પરના હાવભાવના જોઈ એ બોલતા થંભી ગયા. દાક્તર જ્યાં તાકી રહ્યા હતા ત્યાં એમની નજર દોરવાઈ. દાક્તર આ જગ્યાનાં ઘસડાઈ આવેલા માલસામાન તરફ જોઈ રહ્યા હતા. ચોપડાં, ડબલાં, ગંજીપાનાં પાનાં, જોડા વગેરે જાતભાતના કચરમાં એ એકીટસે હાડકા ભણી જોઈ રહ્યા હતા. એ ઘણા મોટા, સાફ અને તોડી કઢાયેલા હાડકાં હતાં.

કપ્તાને એમને કોણીથી હલાવ્યા : 'દાક્તર શું બાબત છે ?' દાક્તરે થોડીવાર કંઈ દેખાતું જ ન હોય એવી નજરે એમની સામે જોયું ને વળી પાછા ઘસડાતા હાડકા તરફ જોઈ રહ્યા.

'પેલા...' એમણે એકદમ અસ્વસ્થ અવાજે કહ્યું. 'કપ્તાન પેલા, માણસની જાંઘના હાડકાં છે.'

પછીની કેટલીક ક્ષણો તેઓ એ બિહામણા અવશેષોને તાકી રહ્યા. તે જ વખતે ફાલ્કોન પર પ્રસેલી ચૂપકીદી અચાનક તૂટી. એક પાતળો, ચંચળ પણ

તો તાર છૂટી ગયો. પણ આખરે બચાવ જહાજની થકવી નાખે એવી પણ કુશળ કામગીરીથી કલાકોની જહેમત પછી એ નધણિયાતા જહાજની ગતિ ઓછી કરી શકાઈ ખરી. અંદર કોઈ જીવતું હોય એવો અણસાર હજી નો'તો આવતો. બચાવયાનને જરાક વાર માટે બંધ કરાયું.

કપ્તાન, ત્રીજો અધિકારી અને દાક્તરે અવકાશ પોષાક પહેર્યા અને જહાજની બહાર નીકળ્યા. એ લોકો પૈડું ફેરવવાના હાથા સુધી પહોંચ્યા. કપ્તાને પેલા તાર પર એક નાનો ગાળિયો નાખી એના બેઉ છેડા પોતાના પટ્ટા સાથે બાંધી દીધા. બેઉ હાથે તાર પકડ્યો અને ઉછાળો મારી એ અવકાશની સપાટી પર આગળ વધ્યા. બીજી બે વ્યક્તિ કપ્તાનને અનુસરી.

એ લોકો ફાલ્કનના પ્રવેશદ્વાર પાસે ભેગા થયા પેલા ત્રીજા અધિકારીએ એના થેલામાંથી પાનું કાઢ્યું. એ પાનાને કાણામાં નાપી ફેરવવા માંડ્યું. એરલોકનું અંદરનું બારણું બંધ થયાનો સંતોષ થયો ત્યાં સુધી એણે પાનુ ફેરવ્યું પાનું જ્યારે ફરતું બંધ થયું ત્યારે એણે એને ખેંચી લીધું અને બીજા કાણામાં બેસાડ્યું.– જો ત્યાં હજાયે હવા હોય અને જો હજી પણ મોટરને ચલાવવા વિદ્યુતપ્રવાહ હોય તો એના કારણે લોકમાંથી હવા ફેંકવાની શરૂ થઈ શકે. કપ્તાને કાઠી પર માઈક્રોફોન ગોઠવ્યું અને સાંભળવા લાગ્યા. એમના કાને કશોક અવાજ આવ્યો.

'ચાલો, એ ચાલે તો છે ' એણે કહ્યું

પેલો અવાજ બંધ થયો ત્યાં સુધી એ લોકો થોભ્યા.

'સારું ચાલ એના પ્રવેશદ્વાએ ખોલી નાખ'. કપ્તાને સૂચના આપી .

પેલા ત્રીજા અધિકારીએ હાથાને ફરીથી કાણામાં નાખ્યો અને ખેંચ્યો. મુખ્ય બારણું અંદરની બાજુએ ખુલી ગયુ. પ્રકાશના દોરડા વચ્ચે કાળી છાયા દેખાઈ. ત્રણેય ઘડીકવાર ગમગીન થઈને પ્રવેશદ્વારને તાકી રહ્યા. ઉદાસીન નીરવતામાંથી કપ્તાને અવાજ સંભળાયો :

'ચાલો આપણે અંદર જઈએ'.

માઈક્રોફોન કશું પકડતું નો'તું...

ત્રીજો અધિકારી મનોમન બબડ્યો :

'તારાખચિત આકાશની નીરવતા નિસ્તબ્ધ ટેકરીઓની અલસતા...'

તરતજ કપ્તાને પૂછ્યું.

'દાક્તર, હવા કેવી છે ?'

'બરાબર છે' એણે જરાક નવાઈથી કહ્યું 'દબાણ ૬ ઔંસ જેટલું ઓછું છે બસ, બાકી બધું બરાબર છે.' એણે એની હેલ્મેટ કાઢવી શરૂ કરી દીધી બાકીના બે તને અનુસર્યા કપ્તાને હેલ્મેટ કાડી એ સાથે જ મોઢું બગાડ્યું.

'આ જગ્યઅ તો વાસ મારે છે' એણે અસ્વસ્થપણે કહ્યું 'ચાલો આપણે આગળ જઈએ ' દિવાનખંડ તરફ ચાલતા એણે ઉમેર્યું. એ લોકો ડરતા ડરતા દિવાનખંડમાં પ્રવેશ્યાં.

ત્યાંનું દૃશ્ય ડરાવી દે એવું વિચિત્ર હતું. જોકે ફાલ્કનની કરવાની ગતિ ઓછી થઈ ગઈ હતી તો પણ ત્યાં રહેલો દરેક પદાર્થ ગોળ ગોળ ફરતો હતો. જ્યાં સુધી એના રસ્તામાં કોઈ નક્કર અવરોધ ન આવે, અને એને બીજી દિશામાં ઘૂમવા માટે ફેંકી ન દે ત્યાં સુધી એ ઘૂમ્યા કરતો.

એના પરિણામે ત્યાં વિવિધ પદાર્થોનો શંભુમેળો ધીરેધીરે આમતેમ ઘૂમરાતો હતો.

'અહી તો કોઈ નથી કપ્તાને અનુભવના આધારે કહ્યું.'

'દાક્તર તમને લાગે છે કોઈ જીવતું – ? દાક્તરના ચહેરા પરના હાવભાવના જોઈ એ બોલતા થંભી ગયા. દાક્તર જ્યાં તાકી રહ્યા હતા ત્યાં એમની નજર દોરવાઈ. દાક્તર આ જગ્યાનાં ઘસડાઈ આવેલા માલસામાન તરફ જોઈ રહ્યા હતા. ચોપડાં, ડબલાં, ગંજીપાનાં પાનાં, જોડા વગેરે જાતભાતના કચરમાં એ એકીટસે હાડકા ભણી જોઈ રહ્યા હતા. એ ઘણા મોટા, સાફ અને તોડી કઢાયેલા હાડકાં હતાં.

કપ્તાને એમને કોણીથી હલાવ્યા : 'દાક્તર શું બાબત છે ?' દાક્તરે થોડીવાર કંઈ દેખાતું જ ન હોય એવી નજરે એમની સામે જોયું ને વળી પાછા ઘસડાતા હાડકા તરફ જોઈ રહ્યા.

'પેલા...' એમણે એકદમ અસ્વસ્થ અવાજે કહ્યું. 'કપ્તાન પેલા, માણસની જાંઘના હાડકાં છે.'

પછીની કેટલીક ક્ષણો તેઓ એ બિહામણા અવશેષોને તાકી રહ્યા. તે જ વખતે ફાલ્કોન પર પ્રસેલી ચૂપકીદી અચાનક તૂટી. એક પાતળો, ચંચળ પણ

એકદમ સ્પષ્ટ અવાજ ધીમે ધીમે ઊંચો થતો ગયો. માનવામાં આવતું ન હોય એમ ત્રણેય એકબીજા સામે જોતાં જોતાં સાંભળવા લાગ્યા.

'સુઈ જા મારા બાળ તને હિંચોળું
ઝાડની ઊંચી ડાળ,
જ્યારે પવન વાય,
હિંચોળા તું ખાય...'

એલિસ એના સૂવાના પાટિયાની કોર પર બેસીને અના બાળકને ધીરે ધીરે હાથમાં ઝુલાવી રહી હતી. બાળક હસતું હતું. અને એનો નાનકડો હાથ ઊંચો કરી એની માના ગાલને અડાડતું હતું.. મા ગાતી હતી :

'ડાળી જો તુટે
તો ઝોળી તારી છૂટે
ને સરરરર જાય તું –'

બારણું ઉઘડવાના ખટાક અવાજથી એનું ગીત અધવચ્ચે કપાઈ ગયું. એકાદ-બે પળ તો એ પણ આવનાર લોકોની જેમ જ એ ત્રણેય ની સામે ખાલીખમ નજરે તાકી રહી. ઉપસી આવેલાં હાડકાં પર ચામડી ખેંચાઈ જવાને કારણે અંકાયેલી સખત રેખાઓથી એનો ચહેરો ઢંકાયેલો હતો. પછી એના ચહેરા પર જરાક ભાવ દેખાયો. એની આંખો ચમકી ઊઠી. હાસ્યની વિડંબના કરતા હોય એમ એના હોઠ વંકાયા.

એણે બાળકની આસપાસની કાયને ઢીલા કર્યા. બાળક એની જાતે કિલકિલાટ કરતું હવા મધ્યે તરતું રહ્યું એને પાટિયા પર પડેલા ઓશિકા તળે હાથ સેરવ્યો અને પિસ્તોલ ખેંચી કાઢી.

જ્યારે એણે ઉબરામાં ઊભેલા માણસો સામે પિસ્તોલ તાકી ત્યારે એના સુકાઈને સોટી થઈ ગયેલા હાથની સરખામણીએ પિસ્તોલનો કાળો આકાર એકદમ પ્રચંડ લાગતો હતો.

'જો બેટા, 'એણે કહ્યું 'જો, ત્યાં જો....ખાવાનું મજેદાર ખાવાનું આવ્યું...'

## આ વાર્તા નિમિત્તે

John Wyndham (1903-1969) હકીકતે John Beynon Harrisનું ઉપનામ છે. એ Science Fiction (SF)ના જાણીતા લેખક છે. SF લખતી એમનો માનવજીવનને નિયત્રિંત કરતા નૈતિક આચાર મૂલ્યો સાથે વધારે નાતો રહેતો. એમની કૃતિઓમાં જીવનમૂલ્યો-નૈતિકમૂલ્યોનો અકલ્પ્ય સંજોગો સાથેનો ટકરાવ આલેખવામાં આવ્યો છે. અસામાન્ય પરિસ્થિતિમાં, અકલ્પ્ય સંજોગોમાં મૂકાયેલ વ્યક્તિ માટે પાયાની નૈતિક વાતોનો કોઈ અર્થ રહેતો નથી. પ્રશ્ન જ્યારે ટકવાનો હોય, અસ્તિત્વનો હોય ત્યારે બાકીનું બધું જ ગૌણ બની જાય છે.

અહીં પસંદ કરેલી વાર્તા 'Survival' કંઈક એવી જ છે. SF પર મૂકાતો નર્યા રોમાંસનો આરોપ આ વાર્તા પર નહીં મૂકી શકાય. વાર્તાન્તે વાચક આઘાતનો માર્યો ડઘાઈ ન જાય તો જ નવાઈ. માનવમૂલ્યોનો અહીં છેદ ઊડી ગયેલ છે. આપણે અહીં અમાનવીયકરણની પરાકાષ્ઠા જોઈ શકીએ છીએ. 'survival of life fittest'વાળી વાતનો પણ અહીં છેદ ઊડી ગયો છે. જે સૌથી રાંક દેખાતી હતી એ જીવી જાય છે... કોઈને કદાચ વાર્તારંભે મૂકાયેલા લાંબા સંવાદો બિનજરૂરી લાગે. પરંતુ આ સંવાદ દ્વારા સતત એક વાત પર ભાર મૂકાયો છે કે એલિસ કોમળ છે, ડરપોક છે, રાંક છે... પણ ખરેખર એવું છે નહીં. પલટાયેલી પરિસ્થિતિ સામે ટકી રહેવા એ ખૂંખાર થઈ શકી છે. એ માટે એની માને કહે છે 'તું માને છે એટલી સારી રીતે તું મને નથી ઓળખતી' એ વાત સાચી ઠરે છે. મા જ્યારે એને કહે છે કે 'જો તારે એકાદ સંતાન હોત તો તું મારી વાત સમજત.' આ વિધાન પછીથી કેવી વક્રતા ધારણ કરે છે ? એલિસ સંતાન માટે થઈને પતિને પણ નથી છોડતી... ટૂંકી વાર્તાનો સર્જક હંમેશા કેન્દ્રવર્તી પાત્ર તરફ આપણું ધ્યાન કેન્દ્રિત કરવાનો. અહીં કપ્તાન પણ સતત એલિસની વાત કર્યે જાય છે. કપ્તાનની આવી વાતો અપ્રતીતિકર નથી લાગતી કારણ કે આવા સ્થળે, આટલા પુરુષો વચ્ચે એકલી રહેતી સ્ત્રી વાતનો વિષય બને જ એમાં જરાય નવાઈ નથી.

અંતિમ નકલ કરતી વખતે અનુવાદની ક્ષતિઓ દૂર કરવા તથા ભાષાની પ્રવાહિતા ચકાસવા સાથે બેસનાર મિત્ર નીનાબેન ભાવનગરીનો આભાર માનવો જ રહ્યો. મને Survival માટે અનેક પર્યાય વિચાર્યા પછી પણ કોઈ શીર્ષક યોગ્ય લાગ્યું નથી. કોઈને વાર્તા વાંચીને સૂઝે તો જણાવવા વિનંતી.

# સમાચાર

- મુંબઈમાં આતંક ફેલાવવાની ત્રાસવાદીઓની યોજના નિષ્ફળ ગઈ.
- અંકુશ રેખા ઉપર ભારતીય સેનાની હિલચાલથી પાકિસ્તાન ચિંતિત.
- મેડિકલ, ઇજનેરી તેમજ અન્ય વ્યવસાયલક્ષી કોર્સમાં સ્વનિર્ભર કોલેજોની એનઆરઆઇ બેઠકો કેન્દ્રીય પદ્ધતિથી ભરાશે.
- બોફોર્સ કેસના મહત્ત્વના આરોપી બીન ચઢ્ઢાનું હૃદયરોગથી અવસાન.
- કાબૂલની ઉત્તરે તાલીબાનો ઉપર ચાલુ રહેલા અમેરિકી હુમલા.
- નાઇજીરિયામાં લશ્કરના જવાનોએ સો નાગરિકો ઠાર માર્યા.
- દુર્ગાપુજામાં મહિષાસુરના સ્થાને લાદેનને ગોઠવતા આયોજકો.
- કેન્યા સામે ભારતનો ૧૮૬ રને જ્વલંત વિજય.

ગઝલ / રતિલાલ 'અનિલ'

બહાર કંઈ છે એય કળવું જોઈએ,
પંડમાંથી યે નીકળવું જોઈએ.

ગણતરીમાં આ શું ગણવું જોઈએ ?
જે નથી વાવ્યું તે લણવું જોઈએ ?

એક આ અંગત પીડાની વાત છે :
સ્મૃતિએ આ શાને ખણવું જોઈએ ?

આપણો મય કોઈને કાં ના મળે ?
જામ છે, ગળવું ને ઢળવું જોઈએ !

ફૂલ જોવાની ધીરજ હોવી ઘટે,
દિલ, કળીની જ્યમ ઊઘડવું જોઈએ !

એક અંગતતાની લાગે છે જરૂર,
આપણે પોતાને મળવું જોઈએ !

ના થયા દીપક તો એનો ક્ષોભ શો ?
ધૂપસળીની જેમ બળવું જોઈએ.

બાળનારા સાવ બાળી નાખજો !
શેષ રહી શાને કજળવું જોઈએ ?

એકલું એકાંત હીજરાતું હશે,
ચાલ જીવ, એને ય મળવું જોઈએ !

શેષને પડખું નથી, વિષ્ણુ ઊંઘે !
માનવી છું, પડખું મળવું જોઈએ !

જિંદગીભરની અધૂરપ બોલતી,
આપણામાં કોઈ ભળવું જોઈએ !

આ પીડા દેનારને કોઈ પૂછો :
અંગે અંગે આમ કળવું જોઈએ ?

આડશે શું જાતને સંતાડવી ?
ભીંત જેવું કંઈ શું ચણવું જોઈએ ?

જીવતાની આ પીડા કોને કહું ?
કોઈએ લીલું ન લણવું જોઈએ !

આપણામાં આપણે પેધા પડ્યા !
મૃત્યુટાણે તો નીકળવું જોઈએ !

નામ તો રાખી લીધું જાણે 'અનિલ',
સ્પર્શ થઈને સૌને મળવું જોઈએ.

૨ : ૨૦૦૧, ડિસેમ્બર

## હું, તું અને સૌ કોઈ / અબ્દુલ કાવિમ
અનુવાદ : શિરીષ પંચાલ

જો હું મારાં બાવડાંની તાકાત
મહત્ત્વાકાંક્ષાની જમીનમાં રોપી દઉં
અને જો તું તારાં બાવડાંની તાકાત
મહત્ત્વાકાંક્ષાની જમીનમાં રોપી દે
તો ફૂલ
રાતાં ફૂલ ખીલી ઊઠશે
માનવીઓના આશ્વાસન માટે.

જો તું તારો હાથ
મારા હાથ પર મૂકે
તો રણ લીલાં લીલાં બની જશે,
ઝરણાં વહેવા માંડશે
ખેતરો ફળદ્રુપ બનશે
અને આપણાં ઘર ઝગમગી ઊઠશે.

જો હું વાંચું
અને જો તું વાંચે
અને આપણે બધા જ વાંચીએ
માનવવર્તનનું પુસ્તક
આવતીકાલના જીવનનું પુસ્તક
અન્ધકારની શક્તિ ઓસરી જશે.

(અબ્દુલ કાવિમે કાબૂલ યુનિવર્સિટીમાં સ્નાતક થઈને તહેરાન તથા જર્મનીમાં અભ્યાસ કર્યો હતો. પાછળથી કાબૂલમાં દરી ભાષા-સાહિત્યના અધ્યક્ષપદે કામ કર્યું હતું.)

[illegible]

*અનુવાદ : લલિત શાહ*

## ૧. મારી બેન અને કવિતા

મારી બેન કવિતા લખતી નથી,
અને તે એકાએક કવિતા લખવા માંડે એ બનવાનું નથી.
એ તેની મા ઉપર પડી છે, તેણે પણ કવિતા લખી ન હતી,
એ તેના બાપ ઉપર પડી છે, તેમણે પણ કવિતા લખી ન હતી.
મારી બહેનને ઘેર હું સુરક્ષિત છું :
મારા બનેવી તો કવિતા લખવા કરતાં મરી જવાનું પસંદ કરે.
અને આ પીટર પાઈપરની જેમ એકનું એક લાગે
સાચી વાત એ છે કે મારું કોઈ સગું કવિતા લખતું નથી.

મારી બહેનના ટેબલનાં ખાનાંમાં જૂની કવિતા જોવા નહિ મળે,
અને એની પર્સમાં નવી કવિતા જોવા નહિ મળે.
જ્યારે મને મારી બહેનં ભોજન માટે નિમંત્રે છે
ત્યારે મને ખબર છે કે તેની કવિતા એ મારી આગળ વાંચવાની નથી.
કોઈ પણ પ્રકારના કારણ વિના તેના સૂપ સ્વાદિષ્ટ હોય છે,
તેની કૉફી હસ્તપ્રતો ઉપર ડાઘ પાડતી નથી.
કેટલાંય કુટુંબોમાં કોઈ કવિતા લખતું જ નથી,
પણ એક વાર લખવાનું શરૂ થાય પછી
અળગા રહેવું બહુ મુશ્કેલ થઈ જાય છે.
કેટલીક વખત કવિતા પેઢીઓની પેઢીઓ સુધી વહી આવે
અને જીવલેણ વમળ સર્જે છે
જ્યાં કૌટુમ્બિક પ્રેમ ડૂબી જાય છે
મારી બેનને મોઢેથી ગદ્ય બોલવામાં થોડી ઘણી સફળતા મળી છે
પણ તેનું લેખન એટલે તો રજાઓ દરમિયાન લખેલા ઢગલાબંધ પત્રો

દર વર્ષે એકનું એક વચન એ આપ્યા કરે :
હું જ્યારે પાછી આવીશ ત્યારે ઘણું બધું
તમને કહીશ.

## ૨. ત્રાસવાદી

બરાબર તેર ને વીસે બોમ્બ ફૂટશે
અત્યારે તેર ને સોળ થઈ છે
હજુ કેટલાકને અંદર જવા માટે
અને કેટલાકને બહાર આવવા માટે સમય છે
ત્રાસવાદી શેરી ઓળંગી ચૂક્યો છે
એ અંતર તેને ભયથી દૂર રાખે છે અને કેવું દૃશ્ય
અસલ ફિલમના જેવું.
પીળું જાકીટ પહેરેલી એક સ્ત્રી અંદર જાય છે
ગોગલ્સ પહેરેલો એક માણસ બહાર આવે છે
જીન્સ પહેરેલા કિશોરો વાત કરે છે.
તેર સત્તર અને ઉપર ચાર સેકંડ
ઠીંગણો કિશોર ભાગ્યશાળી છે
એ સ્કૂટર પર બેસીને ચાલ્યો
પણ ઊંચો અંદર જાય છે.
તેર સત્તર અને ઉપર ચાળીસ સેકંડ
એક છોકરી માથામાં લીલી બોપટ્ટી નાખીને ચાલી રહી છે
પણ તે જ વખતે એક બસ એની સામે ઊભી રહી જાય છે.
તેર અઢાર છોકરી ગઈ
શું તે મંદ બુદ્ધિની હતી
તે અંદર ગઈ કે નહિ
એને જ્યારે બહાર કાઢી લાવશે ત્યારે ખબર પડશે
તેર ઓગણીસ

અત્યારે હવે કોઈ અંદર જતું નથી
એક બીજો જાડિયો અને તાલિયો નીકળી રહ્યો છે
ઊભા રહો
એ કંઈ ગજવા ફંફોસી રહ્યો હોય
એમ લાગે છે
તેર વીસમાં દસ સેકન્ડ બાકી છે ત્યારે
તે પોતાનાં ગંદા મોજાં લેવા પાછો અંદર જાય છે
બરાબર તેર ને વીસ
હવે પ્રતીક્ષા
કોઈ પણ ક્ષણે થશે
ના હજુ નહીં
હા હવે
બોમ્બ ફાટે છે.

### ૩. આપણા યુગનાં બાળકો

આપણે આપણાં યુગના બાળકો છીએ
આ રાજકારણનો યુગ છે
આખો દિવસ આખી રાત
બધા જ બનાવો તમારા અમારા તેઓના
રાજકીય બનાવો છે
તમને ગમે કે ન ગમે
તમારા જીન્સમાં રાજકીય ભૂતકાળ છે
તમારી ચામડીમાં રાજકીય આવરણ છે
તમારી આંખોમાં રાજકીય પૂર્વગ્રહ છે
તમે જે કહો છો તેના પડઘા પડે છે
તમે જે નથી કહેતા તે એની મેળે કહેવાય છે
આમ ગમે તે રીતે રાજકારણ જ ઉચ્ચારો છો

તમે જ્યારે જંગલમાં જાઓ છો ત્યારે
રાજકીય ભૂમિ ઉપર
તમે રાજકીય પગલાં ભરો છો
અરાજકીય કાવ્યો પણ રાજકીય કાવ્યો
આપણા માથા પર ચમકતો ચન્દ્ર હવે
શુદ્ધ ચન્દ્ર રહ્યો નથી
હોવું કે ન હોવું એ પ્રશ્ન છે
એ આપણા પાચનને ભલે હેરાન કરતો હોય
એ હંમેશાં રાજકારણનો જ પ્રશ્ન છે
રાજકીય અર્થ પ્રાપ્ત કરવાને માટે
તમારે માણસ હોવું જરૂરી નથી
કાચુપાકું પણ ચાલી જાય
પ્રોટીનવાળો ખોરાક કે ક્રુડ ઓઈલ
અથવા તો મહિનાઓ સુધી જેના આકાર માટે
વિવાદ ચાલ્યો તે કોન્ફરન્સ ટેબલ
આપણે ગોળાકાર ટેબલ પર કે ચોરસ ટેબલ પર
જીવનમરણના પ્રશ્નો વિચારીશું
એ દરમિયાન માણસો મૃત્યુ પામ્યા
પ્રાણીઓ મૃત્યુ પામ્યાં
મકાનો બળી ગયાં
ખેતરો આડેધડ ફાલી નીકળ્યાં
શાશ્વત કાળમાં અને ઓછા રાજકારણી સમયમાં
જેમ બને તેમ.

## તે દિવસો / પ્રાણજીવન મહેતા

એક

બાપુનો કોપ ક્યારેક આઠમા આભે.
મારે મન તો એમના કોપને આભ ઓછું પડે.

બન્યું એવું – નિશાળમાં રજાના દિવસો.
હું હાલ્યો બાપુ ભેળો ખેતરે હળ હાંકવા;
ચાસ પાડવા ને વળી ખાતર ભેળવવા.

બાપુ તો નીચું ઘાલી બળદોને ઘોંચપરોણ કરતા જાય,
ગાળ ગલોચ બોલતા જાય
ઢેફાંઢગ ખંખેરી ખેરવી ધૂળમાટી ભેળા ભેળવતા જાય.
હું પણ બળદની પૂંછ પકડી
બળદિયા જેવો ઠાલોમાલો હળ ખેંચાતા
પડતા ચાસમાં પગ મેલી આગળ ઠેલાતો જાઉં.

બાપુ ધમબપ્પોરે પરસેવે રેબઝેબ.
પરસેવાનાં ટીપાં પડે ચાસે ચાસમાં.
હું જોઈ રહું ઘડી, ઘડી પાછો વિચારું –

આ ખેતર ખેડાય, ખાતર ભળે ચાસમાં.
ને વળી બાપુનો પરસેવો પણ ભળે માટી ભેળો.
મનમાં થાય, હવે મુઠ્ઠી મુઠ્ઠી ઓરું બીજ ચાસ વચાળ
બાપુના પરસેવે ફણગો થઈ ફૂટી નીકળશે બીજ
વેળ રહી લે'રાશે ખેતર, ને –

અટકું જરી, થાય, પૂછું બાપુને
– હેં બાપુ, મેઘાની વાટ શેં જોવી આપણે અમથી
તમારે પરસેવે હમણેં જ ખેતર તો લીલુંછમ્મ –
પણ મન પાછું પડે.
મારું ગાંડુંઘેલુ સુણી વળી બાપુનો કોપ આઠમા આભે
ને જવાબમાં પાછી ધોલ પડશે મારી પીઠે ધબાક દઈ
તે પાછો હું પડીશ પણે ઢેંફા ભેળો ધૂળ-માટી.

બે

વાળુ કરી ફાનસ અજવાળે
મા ગોદડીને ટેભાં ભરે.
બાપુ બેઠા પંગ પર પગ ચઢાવી હુક્કો ગડગડાવે.
હુક્કાની ગડેડાટીમાં મા કશું બોલે
તે બાપુને ના સંભળાય.
ને બાપુ કંઈ કહે તે માને ના કળાય
બન્ને વળી ક્યારેક અમથા અમથા અમથી વાતે
વાતવાતમાં બાખડી પડે પણ ખરા.

આ બખડજંતર હું ચોપડીમાંનું ચિતરામણ
જોતાં જોતાં સાંભળું.
વેળ રહી બાપુનું ધ્યાન મારી મેર જાય

તો પાછા પૂછી બેસે :
: શું ચોપડીમાંનું ચિતરામણ જોયા કરે ક્યારનો ?
થોડા અખ્ખર ઉકેલ, કાંઈ વેતા આવે એવું વેતર હવે. :
સાંભળી થોડું પોરસ ચડે મને. બાપુને પૂછું :
બાપુ, લો મારા સવાલનો સવળો ઉત્તર આલો.
સૂરજ ડૂબે સાંજ પડે, રાત ઢળે.
ચાંદો ડૂબે સવાર થાય.
તો શું તારા ખરે ત્યારે વળી બપ્પોર થાતી હશે ખરે જ ?

મારું સાંભળી બાપુ રાતાચોળ
હુક્કે ધખતા અંગારા જેવા.
માનો ચહેરો શિયાંવિયાં
બાપુ કાંક બોલે ચાલે તે પહેલાં જ
હું તો ગોદડીમાં મોંમાથા સમેત ગરકાવ.
વિચારું, ક્યાં સૂઝ્યું અને તે અબઘડી અમથો ઉકપું
સૂરજચાંદો તારા.
બાપુ રહ્યા ખેડૂ, એક બે ધોલ પડશે પીઠે પટ્ટાક કરતીક
તો સૂરજ ચાંદો તારા બધું ખરી પડશે પીઠેથી પટમાં.
કાલ સવારે મૂછ મલકાવતા માસ્તરને જ
પૂછી લઈશ બધું.

## ગઝલ / પુષ્પા પારેખ, મહેતા

ભીતરે એકાંત કંઈ કોળી રહ્યું,
એ જ પડઘો મન ફરી ખોળી રહ્યું,

તું નથી પાસે છતાં કોને ખબર,
કોઈ અમથું ઊર્મિરસ ઘોળી રહ્યું.

હેલ મારી લઈ નદી પનઘટ ઉપર,
પ્યાસ મારી કોણ આ ઢોળી રહ્યું ?

વ્યોમથી કોમળ કિરણ ઊતર્યું અને
ઝંપી ગયેલાં નીર ઝકઝોળી રહ્યું.

જાગતા ને ઊંઘતા આઠે પ્રહર,
આમ આવી કોણ હીંચોળી રહ્યું ?

વરસાદે વરસવું બંધ નથી કર્યું, કદાચ રીસેસમાં છે કે પછી એ વચગાળાનો આરામ કરે છે, આકાશ હજી મલમલ જેવી ભીની આડશમાં છે, સૂર્યનો નમણો તડકો એની આરપાર થઈ આછો આછો ધરતી પર આવી ગયો છે. છતમાંની છત્રી નીચે બેઠેલા પારેવાં બહાર આવી નજીક બેસી એમની મણકા જેવી આંખે આમતેમ જુએ છે, કાગડો છત પર બેસી બેઠો બેઠો પાંખ વીંઝી વળગેલી ભીનાશને ખંખેરે છે, એનો કાળો ભીનો વાન આછા તડકે પણ સરસ ચમકે છે, ધાબે વળગણી પર સુકાવા નાખેલાં કપડાં પાણી નીતારે છે, ઘરનાં માથે હવે નળિયાં નથી. વરસાદમાં નળિયાંની નાળમાંથી પાણીના શેરડા ઊતરતા, તોફાની પવન પાણીની અવિરત ગતિની ઊભી લીટીને અવળ સવળ કરી નાખતો, એકબીજીમાં ભેળવી દેતો એ કવિતા હવે સિમેન્ટના ધાબા પાસે નથી. પણ તે પોતામાં રહેલું પાણી પરનાળ દ્વારા નીચે ઉતારે છે અને પરનાળની આછી ધારા પથ્થરની જમીન પર પડીને શિકરો ઉડાડતી, ખળખળ સાદ ધરી હજી મંદ ગતિએ વહ્યે જાય છે.

આપણે એવા ગદ્યાળુ થઈ ગયા છીએ એક આ પ્રસન્નકર ભીના કાવ્યનો 'તોફાન પછીની શાંતિ' કહીને પોલિસ કોઈ કેસના કાગળિયાનો વીંટો વાળી મૂકી દે તેમ વાત વાળી લઈએ છીએ. એકાદ ઉ.જો. 'મૃદુ હાસ' તડકો જુએ છે ને કવિતા કરે છે.

ચક્રવાતનો પવન દોડતો, દોડતો અને દોડતો હતો, એની ગતિદોડ કે દોડગતિ સળંગ હતી તે તૂટી, એ આગળ ક્યાંક ચાલ્યો ગયો છે... વરસાદ બંધ પડી ગયા પછી પેલી પરનાળ આછી આછી છલકે છે.

કોઈ નારી સ્નાન પછી તડકે આવી પોતાના લાંબા શિરકેશ ઝટક્યા પછી હાથ ફેરવી ભીનાશ નીતારતી હોય એવું તો ભીનાં વૃક્ષ [illegible] નથી, હા પવન આવીને એની ડાળી અને પાનને ઝટકે છે તે સાથે વૃક્ષ પરનાં જળબિંદુ પવનની દિશામાં થોડે દૂર જઈ જમીન પર આવી પોતાના બિન્દુસ્વરૂપને વિસર્જન કરી નાખે છે. તોયે રહ્યાંસહ્યાં જળબિન્દુ વૃક્ષ પરથી અલસ ગતિએ નીતરે છે. જમીન પર જઈને 'ટપ' સાદ કરીને જમીન પરનાં પાણી સાથે

એકાકાર થઈ જાય છે. જાણે એક ઉત્સવ ઉજવાઈ ગયો. એક ઓરકેસ્ટ્રા વાગી ગયું, બધાં વાજિંત્રો મૂંગાં થઈ ગયાં, માત્ર સ્મૃતિમાં એના આછા રણકાર રહે છે. પણ એ તો માનવીય ઓરકેસ્ટ્રા ! આ તો પ્રકૃતિનું ઓરકેસ્ટ્રા ! તે બંધ પડ્યા પછી બંધ પડેલી ગતના છૂટાછવાયા ધ્વનિઓ છલકાતી પરનાળ, વીંઝાતી ભીની પાંખો, પવન વૃક્ષ પરનાં જળબિંદુ ખંખેરી જાય તે, અનાયાસ નીતરીને ટપ્ ટપ્ થાય છે. એવું અનિબદ્ધ ઓરકેસ્ટ્રા મંદ સાદે ત્રૂટક ત્રૂટક છતાં જાણે સળંગ ચાલ્યા કરે છે.

આ વરસાદી ભીનપનો ભાર નથી લાગતો ! જાણે હવામાં સૂકા ઘાસ જેવા માથાના વાળ પર ભીનપનો સ્પર્શ થતો એ છૂટા છૂટા હતા તે એક થઈને જુદી જુદી લટ બની રહે એવું બની ગયું છે. હવે વહેતા વાહનનો અવાજ અગાઉ જેવો કર્કશ નથી, શેરીનો કૂતરો શરીરને હચમચાવીને ભીનપ સ્વીકારી વધારાનું પાણી શરીરને આમતેમ હલાવી ખંખેરી નાખે છે. પેલી ગાય માત્ર પાણી હોય એટલી ત્વચાને જ ધ્રુજાવે છે અને જળબિન્દુ ખરી પડે છે. વૃક્ષનાં ખરેલાં પાંદડાંને હવે પવન, પોતાની પાગલ ઇચ્છા પ્રમાણે ઉપાડી લઈને ગમે ત્યાં પડતાં મૂકી રખડાવી શકતો નથી – કેમ કે એ ભીની ભોંય પર ભીનાં બોઝિલ થઈને પડ્યાં છે અને કોઈ કોઈ તો શું, ઘણાં ભીની જમીનસરસાં છે. ક્યાંક ક્યાંક જમીન પર પાણીનાં ખાબોચિયાં બન્યાં છે. ઝાંખો સૂર્ય એમાં પોતાનાં ઝાંખાં પ્રતિબિમ્બો જોયા કરે છે.

હજી આકાશમાં વાદળાના આકારો છે. હવે તો દૂરથી એ ડુંગર જોવા જવા માટે પગ ચાલતા, આગળ વધતાં નથી, મારી એ અવશતા પેલાં આકાશી વાદળો જાણી ગયાં છે, એટલે આંખ સામેના આકાશમાં એ વિવિધ સ્વરૂપે અલસ ગતિએ પસાર થતાં રહે છે. હું કંઈ પરેડ જોવા જતો નથી. પણ પરેડને આ અલસ ગતિએ પસાર થતાં અણસરખા આકારનાં વાદળાં જેવું રૂપ અને ગતિ આપવામાં આવે તો ? એવો વિચાર આવ્યા વિના રહેતો નથી. માથે વાદળ ઘેરાયાં છે એમ આપણે બોલીએ કે બોલી ઊઠીએ છીએ – ભયની ક્ષણે કે સમયે, પણ આ પ્રસન્નકર ભીના સમયમાં હું મૂગો મૂગો બોલી ઊઠું છું : વાદળાં પસાર થાય છે. કારણ કે જે વાદળાં પસાર થઈ રહ્યા છે તેનો વાન હજીયે ભીના સફેદ પારેવાં જેવો છે. વાદળાં આપણને ભયના સમયમાં ભયના

બોજમાં જ કેમ સાંભરે છે ? એ પૂર્વગ્રહ દૂર કરવા જેવો નથી ? વાદળાં સૂકાં તેમ ભીના હોય છે. દોડતી ગાય જેવાં, આખલા જેવાં હોય છે, પણ આ સામેથી અલસગતિએ પસાર થતાં વાદળાં તો સફેદ અને તડકે ચમકદાર છે ! માત્ર દુ:ખનાં જ વાદળાં તૂટી પડે છે ? ક્યારેક વાદળાં તૂટી પડીને આનંદની રમઝટ બોલાવતાં નથી ? આપણે રૂઢિપ્રયોગો બદલવા જોઈએ ? ના આપણે અવલોકન અને અભિવ્યક્તિ બદલવી ન જોઈએ. દેખાય તે જોવું ઘટે અને નરવી ભાષા બોલવી જોઈએ. વૃક્ષના પાંદડેથી નીતરતા નરવા જળબિંદુ જેવી ભાષા બોલતાં રાખવું જોઈએ. ધીમીગતિ એ તો આ ભીના સમયની બહારનો શબ્દ છે, અત્યારે તો સમગ્ર વાતાવરણમાં પસાર થતા સમયની ગતિ, પેલા આકાશી વાદળાની ગતિ જેવી અલસ છે. આપણને તો આળસ શબ્દનીજ યાદ એટલે તે તરત સાંભરે પણ એ શબ્દનો જે ધ્વનિ, કાકુ છે તેના કરતાં અલસ શબ્દનો ધ્વનિ અને કાકુ જુદો, ગમે એવા છે પરંતુ તમે રોજિંદા જીવનના કાર્યક્રમના કોલાહલમાં એ અલસતા નહીં જુઓ, એનો અર્થધ્વનિ નહીં સાંભળો.

રસ્તે જોઉં છું તો પ્રસન્નતાસભર નજરે જોઉં છું ! અરે, આ ભીની ભોંય પર સામાન્ય માણસો પોતાનાં પગલાંની છાપ પાડી ગયા છે ! મને થાય છે : લાવ, હુંય ઊઠીને 'ભીની ભોંય' પર પગલાં પાડું... પણ થઈ શકતું નથી એટલે આ ભીના સમય પર થોડા શબ્દો જ પાડું છું...

*ભુંસાય એ નિરખવા*
*હવે થોભવું નથી,*
*ભીનેરી ભોંયે ભીનાં ચરણ*
*એ જ ગમન હોવું જોઈએ !*

## શ્રદ્ધાનાં આંસુનું તોરણ / ડૉ.ભાનુમતી એચ.શાહ

કૉલેજથી છૂટીને શાકભાજી ખરીદું છું. સમીર ઘણા વખતથી ફાલસા તથા કેરીની જીદ કરતો, તેથી સો ગ્રામ ફાલસા (પાંચ રૂપિયાના)ને પાંચસો ગ્રામ આફુસ કેરી (વીસ રૂપિયે કિલોના ભાવની) ખરીદું છું.

આજે હજુ બારમી તારીખ થઈ છે. એટલે આવું કંઈક ખરીદી શકાય. થાકીપાકી ઘેર પહોંચું છું. પલંગમાં સૂતેલા વિયોગને પૂછું છું. 'કંઈ ટપાલ છે' ? એ કહે છે 'ના.'

કપડાં બદલવા અંદર જાઉં એ પહેલાં તો સમીર હાથમાંથી થેલી લઈ લે છે. ફાલસાનું પડીકું કાઢે છે. કેરી કાઢે છે. થોડાક ફાલસા હાથમાં લઈ ખાવા લાગે છે.

પાંચસો ગ્રામમાં ત્રણ કેરી આવી છે. સમીરને એ ત્રણ દિવસ ચાલશે, એ વિચારે ખરીદી હતી.

વિયોગ બે વર્ષથી બિમાર છે. છએક મહિના તો એમની ઑફિસે ઘેરબેઠા અર્ધો પગાર આપ્યો. પછી એ લોકોયે ક્યાં સુધી રાહ જુએ ? તેઓએ નવા માણસને રાખી લીધો ને વિયોગની નોકરી છૂટી ગઈ. અસ્થમાનો રોગ, ક્યારેક શ્વાસ એવો ઊપડે કે બેવડ વળી જવાય. આખી રાત એમ બેઠા બેઠા જ પસાર કરવી પડે.

અંદર જઈ કપડાં બદલું છું. પછી રોજના નિયમ મુજબ એક કપ ચા બનાવું છું. હું કૉલેજથી આવું એટલે હું ને વિયોગ અમદાવાદી ઢબે અર્ધી અર્ધી ચા પીએ છીએ.

ચાનો કપ લઈ વિયોગ પાસે આવું છું. વિયોગ આંખો બંધ કરી પડ્યો છે. એને કપાળે હાથ મૂકું છું. એ આંખો ખોલે છે, મારી સામે જુએ છે. પણ એની નજરમાં કંઈક અગમ્યતા છે.

હું પૂછું છું, 'તમને કાંઈ થાય છે ? બધું ઠીક નથી કે શું ?' એ કહે છે, 'ના રે, કશું નથી.'

હું કહું છું, 'સાચેસાચ' ?

એ કહે છે, 'હા સાચે જ !'

ને વળી પાછી એ આંખો મીંચી દે છે. હું કહું છું. 'અરે, પણ આ ચા તો પી લો.'

એ કહે છે, 'ના ! આજે બહુ મન નથી,' હું બહુ આગ્રહ કરતી નથી. ક્યારેક જ રુચિ ન હોય તો આમ ચા પીવાની એ ના પાડે છે.

આખો કપ ચા હું જ પી નાખું છું. રસોડામાં જઈ રસોઈ શરૂ કરું છું. વિયોગની આંખના આજના ભાવોને ઉકેલવા મથું છું. પછી બિમારી તથા અસહાયતાને જ કારણો માની મન મનાવું છું.

રસોઈ પતાવી એક કેરી સમારું છું. વિયોગ માટે કાંજી બનાવું છું, એમને પીવડાવું છું. અર્ધો કપ જ એ કાંજી પીએ છે. હું ફરી વિચારે ચડું છું. પણ એમને કંઈ પૂછતી નથી. બાકીની કાંજી અમારા સમીરભાઈ હોંશે હોંશે પી જાય છે.

પછી હું અને સમીર જમવા બેસીએ છીએ. ભાખરી, શાક અને કેરી સમીરની થાળીમાં મૂકું છું. મારી થાળીમાં એકલાં શાકભાખરી મૂકું છું. એની નજર મારી થાળીમાં પડે છે. એ પૂછે છે. 'તેં કેરી કેમ ન લીધી ?' હું કહું છું, 'બસ એમ જ બેટા ! મને કેરી ક્યાં બહુ ભાવે છે ?'

એ કહે છે, 'નહિ મમ્મી ! એમ ન ચાલે હં. જૂઠું નહિ બોલવાનું. તને તો કેરી ખૂબ ભાવે છે. મને ખબર છે ચાલ ! આમાંથી થોડી કેરી લઈ લે.'

એના આગ્રહને વશ થઈ બેચાર ટુકડા કેરીના એની થાળીમાંથી લઉં છું. એથી એ રાજી થાય છે. હું જેમ તેમ જમી તો લઉં છું. પણ મન બેચેન છે. વિયોગનું આજનું વર્તન કળી શકતી નથી.

જમી પરવારી પાછી વિયોગ પાસે જાઉં છું. વિયોગની આંખો મીંચેલી જ છે. પલંગ પર બેસી એના કપાળે હાથ મૂકું છું. એ આંખ ખોલે છે, શૂન્ય નજરે મારી સામે જુએ છે. હું છળી ઊઠું છું, પણ મૌન રહું છું.

આ ભારને હળવો કરતો સમીર આવી પહોંચે છે. એ કહે છે. 'પપ્પા ! પપ્પા ! મમ્મી આજે કેરી લાવી છે ને ? મમ્મીને કેરી ખૂબ ભાવે છે તોય એ ખાતી નહોતી. કહે છે 'નથી ભાવતી' – તમે જ કહો. મમ્મીથી આમ જૂઠું બોલાય ? પછી મેં મમ્મીને પરાણે કેરી ખવડાવી.

જૂઠું બોલવાની વાત આવતાં વિયોગ કંપી ઊઠે છે. માત્ર એટલું જ કહે

છે. 'હા બેટા ! સારું કર્યું હં હા, જૂઠું તો ન જ બોલાય ને ? કોઈનાથી જૂઠું ન બોલાય અને હાં ! ... સમીર ! આજે તારે રમવા નથી જવું ?'

સમીરે કહ્યું, 'જવું છે ને પપ્પા ! હમણાં જાઉં છું. પછી કલાકમાં પાછો આવી જઈશ. પછી ભણવા બેસીશ. હું ખૂબ ભણીશ પપ્પા ! પછી મમ્મીને નોકરી નહિ કરવી પડે.'

આમ કહી સમીર રમવા ચાલ્યો જાય છે. વિયોગની આંખને ખૂણે તગતગતાં આંસુ હું જોઉં છું. પોતાની નિરાધારીને લીધે અકળાતો ત્યારે એ ઘણી વાર આંસુ વહાવતો પણ આજની વાત જરા જુદી લાગે છે.

વિયોગ એના ઓશીકા નીચેથી એક કવર કાઢે છે. મારા હાથમાં આપે છે. માત્ર એટલું જ કહે છે, 'ચાંદ ! આજે જિંદગીમાં પહેલી વાર જૂઠું બોલ્યો, ન છૂટકે ને અરસપરસના પત્રો વાંચવાનો આપણા નિખાલસ એકરારે તો ....'

એ વધુ બોલી શકતો નથી.

હું કવરમાંથી કાગળ કાઢું છું.

વાંચવા લાગું છું. –

'દસ, બે, ત્રણ શિક્ષણપ્રણાલી અમલમાં આવતાં, પ્રિ. યુનિ.ના વર્ગો બંધ થતાં આપને આ સંસ્થામાંથી છૂટા કરવામાં આવે છે ને આપને સંખ્યાધિક અધ્યાપક તરીકે જાહેર કરવામાં આવે છે.'

મારા હાથ ધ્રૂજવા માંડે છે. આંખમાં ધીમે ધીમે આંસુનું તોરણ બંધાવા લાગે છે.

પછી એ તૂટતું તોરણ અશ્રુધારમાં પરિણમે છે. એ અશ્રુધાર વિયોગની ચાદરને ભીંજવે છે. વિયોગ આ બધું અસહાય બની જોયા કરે છે. એ મૌન છે.

હું કહી ઊઠું છું. 'વિયોગ ! વિયોગ ! હવે શું થશે ? અંતિમ તંતુ પણ તૂટી ગયો.'

હું આવેશમાં આવી વધુ બોલવા લાગું છું. 'અઢાર વર્ષ પછી હવે સંસ્થાને મારી જરૂર નથી. સંસ્કૃતની હું અધ્યાપિકા શાકુંતલ ભણાવતાં છોકરીઓની આંખમાં, ને ક્યારેક તો મારી પણ આંખમાં આંસુ આવી જતાં. એ છોકરીઓને હવે મારી જરૂર નહીં હોય ?'

વિયોગ ! મહાનુભાવો કહે છે આ નવી તરાહને લીધે શિક્ષણનું સ્તર સુધરવાનું, વ્યક્તિનો સર્વાંગી વિકાસ થઈ શકવાનો હં... પણ એ શી રીતે ? મને તો આ કાંઈ સમજાતું નથી. સેંકડો અધ્યાપકોને વેરણછેરણ કરીને આ બધું શક્ય બનવાનું ?

ને હું હૈયું વશ રાખી શકતી નથી. વિયોગના વક્ષઃસ્થળમાં માથું મૂકી ધ્રૂસકે ચડું છું.

વિયોગ કહે છે ' ચાંદ ! મારી ચાંદ આમ સાવ હિંમત હારે ? ચાલ સ્વસ્થ થા તો. સંજોગો સામે હમેશ ઝઝૂમનારી તું આમ ઢીલી થશે ?'

હું કહું છું, 'વિયોગ ! ચાંદ તો હવે ડૂબી ગયો અભિશાપના વાદળની પાછળ.'

વિયોગ કહે છે, 'ચાંદ ! પેલી પંક્તિ 'એવરી બ્લેક કલાઉડ હેઝ એ સીલ્વર લાઇન' કેમ ભૂલી જાય છે ?

હું કહું છું. 'એ બધી તો કવિતા ! માત્ર કવિતા ! કેવળ કલ્પનાનાં ઉડ્ડયનો જીવનનું વાસ્તવ તો ખૂબ બેહૂદું છે. વિયોગ ! જીવનમાં કાળાં વાદળ કાળાં જ રહે છે. એકેય સોનેરી રેખા આટલાં વર્ષોમાં આપણે જોઈ ?'

વિયોગ કહે છે, 'એમ ન કહે, ચાલ, ઊભી થા, હમણાં સમીર આવશે તો તને આમ રડતી જોઈ ડઘાઈ જશે, મોં ધોઈ લે.'

હું ધીમે ધીમે ઊભી થાઉં છું. બાથરૂમમાં જઈ મોં ધોઉં છું. જેમ વધુ મોં ધોઉં છું એમ આંસુ વધારે વહે છે. બે, ત્રણ, ચાર વખત મોં ધોયા જ કરું છું. પાણીની છાલકો મોં પર સતત છાંટ્યા કરું છું.

પછી જરાક સ્વસ્થ થઈ બહાર આવું છું. વિયોગને દવા આપું છું. એની સામે જોઉં છું. એ મારી સામે જુએ છે. અમારી પાસે શબ્દો નથી. માત્ર ભાવ ભરપૂર એવી મૌનની જ પરિભાષા છે, જે આંખોમાથી સતત વહ્યા કરે છે.

સમીર આવે છે. થોડો સમય એ એના ભણવાના કામમા ડૂબેલો રહે છે. દસેક વાગ્યે એને ઊંઘાડવા હું પ્રયત્ન કરું છું. સૂતો સૂતો એ અચાનક બોલી ઊઠે છે, 'મમ્મી ! તેં મને બોલબેટ ન જ લાવી દીધાં ને ? ક્યારે લાવી આપીશ ? આવતા પગારે ?' ને હું ધ્રૂજી ઊઠું છું.

આવતો પગાર તો હવે ક્યાંથી આવવાનો ?

હું ગુસ્સે થાઉં છું, ' હવે છાનોમાનો સૂઈ જા ને ! અત્યારે અર્ધી રાત્રે તને બોલબેટ યાદ આવ્યાં ?'

એ કહે છે, ' હં મમ્મી ! તું તો એવું જ કહ્યા કરે છે. ને હંમેશ મને ફોસલાવે છે. આવતે પગારે આવતે પગારે એમ કહીને ટટળાવે છે. મને બધી ખબર છે કે તું એ નથી જ લાવી આપવાની.'

મારાથી આ બધું વધુ સહન ન થતાં હું સમીરને ધોલ મારી બેસું છું. કહું છું, 'હા ! હા ! જા ! બહુ જીદ કરે છે તો નહિ જ લાવી દઉં.'

ને સમીર રડતો રડતો ઊંઘી જાય છે. વિયોગ આ બધું જોવા છતાં કંઈ જ બોલતો નથી. બોલે પણ શું ?

ઊંઘી ગયેલા સમીરના ગાલ પર અશ્રુના ઓઘરાળા થયા છે. પછી સાલ્લાનો પાલવ જરા ભીનો કરી એના મોંને લૂછી લઉં છું. એક ચૂમી ભરું છું. પછી ઊભી થાઉં છું. પાણી પીઉં છું. વિયોગને કપાળે હાથ મૂકી ... પાછી સમીર પાસે બેસી થોડી વાર એના વાંસામાં હાથ ફેરવું છું. પછી સૂઈ જવાનો પ્રયાસ કરું છું.

પણ આજે ઊંઘ કેવી ?

ભૂતકાળ ચિત્રાવલિની જેમ પસાર થાય છે. ઝંઝાવાતો ઘણા આવ્યા ને ગયા, વિધાતા સામે ઘણું ઝઝૂમી પણ આજે તો સાવ ભાંગી પડી છું.

કૉલેજકાળમાં નાટકોમાં ખૂબ કામ કર્યું છે. કરુણરસની જમાવટ કરી હમેશ પ્રેક્ષકોનાં હૈયાને હું વલોવી નાખી શકતી, પણ જીવનના કરુણને પચાવવો ઘણો અઘરો છે, એ આજે અનુભવે સમજાય છે.

બી.એ.ના છેલ્લા વર્ષમાં હતી ત્યારે ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'નું નાટ્યરૂપાંતર અમારી સંસ્થાએ ભજવ્યું હતું: મેં કુમુદનો અભિનય કર્યો હતો. આંતર કૉલેજ નાટ્યસ્પર્ધામાં અમારું નાટક પ્રથમ આવ્યું હતું ને મને શ્રેષ્ઠ અભિનયનું પારિતોષિક પ્રાપ્ત થયું હતું.

સરસ્વતીચંદ્રનું પાત્ર કમલે ભજવ્યું હતુ. વિયોગ એનો મિત્ર એ નાટક જોવા આવ્યો હતો, ને મારા અભિનય પર મુગ્ધ થયો હતો. કમલે વિયોગની ઓળખ કરાવી હતી. ને પછી મારી મૈત્રી ગાઢ બની. મૈત્રી લગ્નમાં પરિણમી.

એ વખતે આંતરજ્ઞાતીય લગ્નો બહુ ઓછાં થતાં. વિયોગ બ્રાહ્મણનો દીકરો ને હું વાણિયાની દીકરી. અમારા બંનેના વડીલો આ લગ્નની વિરુદ્ધ હતાં. પરંતુ વિયોગના મિત્ર કમલના જ સધિયારાથી અમારાં લગ્ન સાકાર બન્યાં.

શરૂમાં અમારાં બંનેનાં માબાપ અમને ન બોલાવતાં. પછી તો બધું થાળે પડ્યું. પણ માત્ર થાળે જ પડ્યું. હૈયાની તૂટેલી તિરાડો કદી સંધાઈ નહિ. ન એમની કે ન અમારી. માત્ર ઔપચારિક સંબંધો રહ્યા. લાગણીના તંતુ તો ક્યારનાય વીંખાઈ ગયા હતા.

બેચાર વર્ષ અમારું નાવ ઠીક ઠીક ચાલ્યું. મેં એમ.એ કર્યું હતું. શરૂમાં બે એક વર્ષ મને નોકરી ન મળી.

પછી એક કૉલેજમાં વ્યાખ્યાતાની નોકરી મળી ગઈ. ને થોડાં વર્ષો મઝામાં વીત્યાં. સમીર તો મારે ઘણે વર્ષે આવ્યો.

એ સમયે મેં તબિયતને કારણે સ્વેચ્છાએ નોકરી પાર્ટ ટાઇમ કરાવી નાખી. એ પછી પરિસ્થિતિ એમ ને એમ જ રહી. એ વખતે કલ્પના ન હતી કે આર્થિક વિટંબણા આવો જબરો ભરડો લેશે. છેલ્લાં ચારેક વર્ષથી તો આમ જ ચાલે છે. વિયોગની માંદગી, નોકરીનું આમ છૂટી જવું. દવાઓનો ખર્ચ – આ બધાંને કારણે થોડાઘણો બચાવેલો પૈસો પણ હોમાઈ ગયો.

મારી આવક માત્ર ત્રણસો રૂપિયા એમાં કેટલે પહોંચું ?

વિયોગની માંદગીને લીધે ઉજાગરા પણ ઘણા થયા. થોડીક માનસિક ત્રસ્તતા પણ મને હલાવી ગઈ હતી. પછી તો હું પણ માંદી પડી, મહિનો રજા પર રહેવું પડ્યું. જેની અસર થોડી અવળી પડી, સંસ્થાવાળાઓએ સીધું નથી કહ્યું પણ સાંભળ્યા મુજબ એમને મારી આ બહુ પડતી રજાઓ ખૂંચી હતી.

વર્ષમાં બાર રજા મળે ને ! અમારી કૉલેજના પેલા નાયક સાહેબ વર્ષમાં માત્ર બાર દિવસ હાજરી આપતા હશે. ને છતાં એમને જરા પણ આંચ ન આવે. તેઓ મોટા સામાજિક કાર્યકર ગણાય છે.

ને મારી માંદગીની રજા પણ સંસ્થાના વડાઓને કહી તેઓ મને બચાવી શક્યા હોત. બીજા બે ત્રણને એ રીતે બચાવ્યા પણ છે. પણ બીજામાં ને મારામાં ખેર !....

જે થયું એ ઠીક જ થયું છે. તેઓ મને બચાવનાર કોણ ? વળી આવડા મોટા વાવાઝોડામાં કોણ કોને બચાવે ?

હા ! નોકરી કદાચ મળશે સલામતી પણ સચવાશે પગાર મળશે, પણ પેલો મોભો સન્મા....

જો કે એ તો અહીં પણ ક્યાં હતાં ? તેથી તો હંમેશ માટે સંઘર્ષ થતો ને ! અમારી સંસ્થા શિક્ષણસંસ્થા હોવા છતાં અમારે ત્યાંના સંબંધો માલિક નોકરના જ રહેતા, માનવતાના નહિ ને આદર્શ તથા મૂલ્યની તો વાત જ નહિ કરવાની. આદર્શની વાતો કરનારની, આદર્શમાં વસનારની અહીં ઠેકડી ઉડાવાતી.

ઓહ ! કેવા કેવા વિચારો આજે સતાવે છે ? હવે જે માર્ગે જવાનું નથી એનો વિચાર શો કરવો ?

ગળામાં શોષ પડે છે. હું પાણી પીવા ઊભી થાઉં છું. પાણી પીવા લાગું છું. વિયોગ પણ હજુ જાગે છે.

એ પૂછે છે, 'ચાંદ ! હજુ ઊંઘી નથી ? આમ કેમ ચાલશે ?'

હું પણ કહી ઊઠું છું, 'તું પણ જાગે જ છે ને ?'

પાણી પીને પથારીમાં પડું છું, બારીમાંથી આકાશમાં નજર કરું છું. ત્યાંય સાચે જ વાદળાંની અંદર ચાંદ ડૂબી ગયો છે. ને હું અભિશાપનાં વાદળોમાં.

મારું નામ ચાંદની પણ વિયોગ મને હમેશાં ચાંદ કહીને બોલાવે છે.

એકાએક ઝબકારો થાય છે. અત્યારે શાકુંતલ ભણાવું છું ને ? શાળામાં ભણતી ત્યારે 'શકુંતલા વિદાય'નો અભિનય મેં કરેલો ને સૌનાં હૈયાંને મેં કરુણ રસમાં તરબોળ કરી નાખ્યાં હતાં. એ વખતે જાણીતાં સામાજિક કાર્યકર વિદુલાબહેન જજ તરીકે આવ્યાં હતાં, તેઓ મારા અભિનય પર વારી ગયેલાં. મને તેઓએ મારું પ્રથમ પારિતોષિક આપતાં હૈયાસરસી ચાંપી હતી.

સ્મરણો ઉભળવા લાગે છે. કેટલાં વર્ષો વહી ગયાં ? એમની પાસે જાઉં તો કંઈક ઉકેલ ન નીકળે ? હં .... પણ આટલે વર્ષે તેઓ મને થોડાં ઓળખે ? આજે એ વાતને લગભગ પચીસ વર્ષ થઈ ગયાં, હું એમને હજુ પણ ઓળખું. તેઓ તો મને ક્યાંથી ઓળખી શકવાનાં ?

ન ઓળખે તોય શું ?

સમાજની એક ઉદ્વિગ્ન નારી તો હું છું ને ? એ રીતે તો મને તેઓ જરૂર સાંભળશે. જાઉં તો ખરી જ.

કૉલેજ જાઉં –

ઓહ ! પણ હજુ કૉલેજમાં ત્રણ દિવસ જવાનું. શી રીતે જવાશે ! જવું તો પડશે જ ને ? કાલે કૉલેજથી બારોબાર વિદુલાબહેનને મળવા જઈશ. જોઉં તો ખરી શું થાય છે તે !

આ નવો વિચાર થોડી સ્વસ્થતા આપે છે.

મોડી રાતે થોડી ઊંઘ આવી જાય છે. સવારે થોડાક હળવા મને ઊઠું છું. સમીરને ઉઠાડું છું. વિયોગની ભાળ લઉં છું. ઘરકામ સંભાળું છું. સમીરને જમાડી લઉં છું. હું થોડુંક જમી લઉં છું. સમીરને સ્કૂલે મોકલી હું તૈયાર થાઉં છું. કૉલેજ જવાનું કાળ જેવું લાગે છે. જે સંસ્થાને માટે વધારાના છીએ – ફાજલ છીએ, ત્યાં હજુ ત્રણ દિવસ જવાનું છે.

ભારે મને કૉલેજમાં જાઉં છું.

સહાનુભૂતિ, દયા, ને આશ્વાસનના પોકળ શબ્દો ઊછળે છે. ઊછળવા દઉં છું. સમય પસાર કરી નાખું છું. ને તરત હું વિદુલાબહેનની ઑફિસે જઈ પહોંચું છું. આટલાં વર્ષે પણ વિદુલાબહેનનું વ્યક્તિત્વ એવું જ અણનમ રહ્યું છે. સમયના ચાસ મોં પર થોડા પડ્યા છે. બાકી ઠસ્સો એનો એ જ, પચીસ વર્ષ પહેલાં હતો તેવો !

હું કહું છું. ' નમસ્તે બહેન' ? તેઓ ચમકીને મારી સામું જુએ છે ! પછી કહે છે.' નમસ્તે ! આવો, બેસો ! બોલો શું કામે આવ્યાં છો ?'

આટલું પૂછતાં તેઓ મારા મુખ સામું જ જોયા કરે છે. હું એમને બધી વિગત જણાવું છું. પછી જરાક અકળાઈને કહું છું. 'બહેન ! તમારે ત્યાં વિધવાંને, ત્યક્તાને તેમ જ કોઈ પ્રકારની અનાથ સ્ત્રીને સ્થાન છે ખરું ને ? પણ મારા જેવી કે જે વિધવા નથી, નથી ત્યકતા કે અનાથ પણ નથી, ને છતાં ....

મારી આંખમાં આંસુ આવે છે. વિદુલાબહેન એ આંસુ નિહાળે છે. ને એકાએક કહી ઊઠે છે !

'મેં તમને ક્યાંક જોયાં હોય એમ લાગે છે. આ જ મુખભાવો, બોલચાલની આ જ ઢબછબ....ને કદાચ અવાજ પણ .....'

ને હુ હર્ષભેર કહી ઊઠું છું.

'બહેન ! તમારી વાત સાચી છે. આજથી બરાબર પચીસેક વર્ષ પહેલાં આપ અમારી શાળામાં નાટકનાં જજ તરીકે આવ્યા હતાં. પ્રસંગ હતો, 'શકુંતલા વિદાય'નો મેં શકુંતલાનો અભિનય કર્યો હતો. મને આપના હસ્તે જ પ્રથમ પારિતોષિક પ્રાપ્ત થયું હતું.'

ને એમને બધું જ યાદ આવવા માંડ્યું. આમેય તેઓ પ્રેમમૂર્તિ તો છે જ. ને એમાં પાછી આ સ્મૃતિએ એમાં ઉમેરો કર્યો, તેઓ અત્યંત સ્નેહવશ બની મારો હાથ પકડી કહે છે.' દીકરી ! ચિંતા ન કરીશ, સૌ સારાં વાનાં થશે. તને જરૂર કંઈક કામ આપીશ. અહીંનું કામ તને ફાવશે ? ગમશે ?'

હું કહું છું, 'અરે ! ગમે તે કામ કરવા હું તો તૈયાર છું.'

તેઓ કહે છે, 'તો જો ! મારી પાસે એક કામ હમણાં પાર્ટ–ટાઇમનું છે. પહેલાં એ તું કર, પછી તને ફાવી જશે એટલે અમે તને તારું કામ જોયા પછી ફૂલ – ટાઈમ પણ કરી આપીશું. અત્યારે તારે સાડાબારથી અઢી આવવાનું ને કેસ નોંધવાના. જાતજાતના કેસ અહીં તો આવે. બધાની સઘળી વીગતો નોંધવાની. એ નોંધતાં નોંધતાં તું વિચારી જોજે કે કોણ વધુ દુ:ખી છે ? શરૂમાં બસો રૂપિયા મળશે, પછી ધીમે ધીમે વધારી આપવામાં આવશે. બોલ, ક્યારથી આવીશ ?'

હું કહું છું. ' બે દિવસ પછી, સોળમીથી આવી જઈશ. જરૂર આવીશ.

હું અહોભાવપૂર્વક પ્રણામ કરું છું. થોડાંક આવીને અટકી ગયેલાં આંસુ પાછું એક તોરણ બાંધે છે. શ્રદ્ધાનાં આંસુ છે આ તો સ્વસ્થતાનાં ને વિશ્વાસનાં પણ.

વિદુલાબહેન એ નિહાળે છે.' મારા વાંસા પર ધબ્બો મારી કહે છે, 'અરે ! હવે શાનું રડવાનું ? ચાલ, ગાંડી ન થા.'

હું વિદુલાબહેનનો આભાર માની ઘેર આવું છું. વિયોગને બધી જ વાત માંડીને કરું છું. વિયોગની આંખમાં હર્ષનાં અશ્રુ ચમકે છે.એ કહે છે ! 'એવરી બ્લેક ક્લાઉડ હેઝ એ સીલ્વર લાઈન' – એ હવે તો માત્ર કવિતા નથી ને ?'

હું માત્ર ભાવસભર સ્મિત કરું છું. ને કહું છું. 'પણ વિયોગ ! તું જ કહે. આમાં શ્રદ્ધા ટકે એવું છે ખરું ?'

એ કહે છે. 'ચાંદ ! આપણા જેવાએ તો શ્રદ્ધાના જ એક માત્ર તંતુ પર ટકવાનું હોય ને ?'

સમીર રમીને ઘેર આવે છે', હું પણ આજે સ્વસ્થ છું. ખુશ પણ છું. નોકરી મળવાની એ કરતાંય વિદુલાબહેનના પ્રેમભાવથી આનંદસભર છું.

પેલી સંસ્થામાં અઢાર વર્ષની લાંબી નોકરી દરમ્યાન જે મને નથી મળ્યું એવું લાગણીઉછાળ સાંત્વન અર્ધા કલાકમાં વિદુલાબહેન પાસેથી મળ્યું. અમારે ત્યાં તો બધું જ પ્રોફેસનલ, ઔપચારિક, દંભી અને છીછરું.

સમીરને કહું છું. 'સમીર બેટા ! હવે ચોક્કસ આવતે પગારે તારા બૉલબેટ આવી જશે હં' –

એ કહી ઊઠે છે. 'સાચે જ મમ્મી !'

એના એ નિર્દોષ નાજુક હર્ષસભર મુખભાવ જોઈ મને ગઈ કાલે એને મેં મારેલી ધોલ યાદ આવી જાય છે, મારી આંખમાં બે આંસુ ઝળકે છે. કૉલેજના અંતિમ બે દિવસ પણ જેમ તેમ પસાર થઈ જાય છે. હા ! માત્ર પસાર થાય છે, જીવાતા નથી.

સોળમી તારીખ.

વિદુલાબહેન પાસે પોણાબાર વાગ્યે પહોંચી જાઉં છું. મળું છું. તેઓ મને મારા કામ અંગેની બધી વીગતો સમજાવે છે. કામ કરવાની પદ્ધતિનો પણ ખ્યાલ તેઓ આપે છે ને અર્ધા કલાકમાં જ હું કેસ નોંધવાનું મારું કામ આરંભી દઉં છું.

અહીં જાતજાતના પ્રશ્નો લઈને બહેનો આવતી હોય છે.

છૂટાછેટાના પ્રશ્ન, મારઝૂડના પ્રશ્ન, ત્યકતાઓના પ્રશ્ન, સ્ત્રીની મજબૂરીનો ગેરલાભ ઉઠાવવાના પ્રશ્નો – ને હું ક્ષણેક વિચારમાં ડૂબી જાઉં છું.

આઠેક દિવસ એમ પસાર થઈ જાય છે. બેત્રણ દિવસે એકાદ વાર વિદુલાબહેન મારી ખબર કાઢી જાય છે. વહાલભારી ટપલી મારી પૂછી લે છે. 'ફાવે છે ને દીકરી' ?

હું કહું છું, 'હા ! હા ! ઘણું જ ફાવી ગયું છે.' પછી તો ત્રણથી પાંચના ગાળા દરમ્યાન આવા કેસની તપાસ માટે બીજી બહેનોની સાથે પણ મારે જવું એમ નક્કી થાય છે ! આમ આઠ જ દિવસમાં મારી નોકરી ફૂલટાઈમની

બની જાય છે. પગાર છસ્સો રૂપિયાનો નક્કી થઈ જાય છે. હું આનંદઘેલી બની જાઉં છું.

ઘેર આવી વિયોગને વાત કરું છું. એ પણ ખુશ થાય છે. જૂની નોકરી ગઈ એનો હવે રંજ નહિ, હર્ષ છે.

વિદુલાબહેનના પ્રેમભીના સાન્નિધ્યમાં યાતનાના પારાવારને ઉલેચવાના એમના આ ભગીરથ તેમ જ સન્નિષ્ઠ કાર્યમાં એક આંગળું યાતના ઉલેચવાનો હુંય ગર્વ લઉં છું. ને જાતને વધુ ધન્ય, વધુ સુખી માનું છું.

પંદર દિવસ પૂરા થાય છે.

પહેલી એપ્રિલ મારા હાથમાં પંદર દિવસનો પગાર મૂકાય છે. હું ભાવવિવશ બની જાઉં છું. વિદુલાબહેનને મળું છું. પ્રણામ કરું છું. આભાર માનું છું. 'આપે મને મદદન કરી હોત તો આજે'....

એ કહે છે. 'બસ ! બસ ! ચાંદની ! એમાં શું ? મેં તો માત્ર મારી ફરજ બજાવી છે. ને તને નોકરી કરતાં કરતાં કેટલું બધું જાણવાનું મળશે એ ખબર છે ને ? આ જગતમાં વેદનાની તો કોઈ સીમા જ નથી, અન્યની વધુ વેદનાને દૂર કરતાં કરતાં જ આપણી વેદના વિસરાય એ તને અનુભવે સમજાયું પણ હશે જ, હવે તું જ કહેજે. અહીં પ્રશ્નો લઈને આવનારાઓ કરતાં તું વધુ સુખી નથી ?

પૈસાનો અભાવ એ બહુ મોટી વાત નથી. જેને કામ કરવું છે એને આછું પાતળું કામ મળી પણ રહે છે બાકી તો આંતરિક સુખશાંતિ એ જ મહાસંપત્તિ છે. ચાંદની ? પૈસા જીવનવ્યવહાર માટે જરૂરી છે ખરો, પણ એ જ કાંઈ સર્વસ્વ નથી' –

હું અત્યંત ભાવવશ બની એમને સાંભળ્યા કરું છું. મનમાં વિચારું છું. મને લાગે છે કે ખરેખર અહીં આવનારાઓ કરતાં હું વધુ સુખી છું. અહીં તો જેમના સંસારના તંતુએ તંતુ વીંખાઈ પીંખાઈ, ગયા છે તેઓ આવે છે. જેમનું જીવન સાવ વેરણછેરણ થઈ ગયું છે એવાઓ આવે છે. જ્યારે સદ્ભાગ્યે મારો સંસાર તો આટલી વિટંબણા છતાં લીલોછમ છે, સુખસભર છે – ને આમ વિચારતાં મારી આંખમાં પાછું આંસુનું તોરણ બંધાય છે.

વિદુલાબહેનને કહું છું. 'તમારી વાત સાચી છે. મારે પ્રેમાળ પતિ છે.

વહાલસોયો મઝાનો દીકરો છે, ને તમારા જેવી સ્નેહમૂર્તિનો સથિયારો છે. પછી શી ચિંતા !'

તેઓ કહે છે, 'તો પછી આ આંસુનું તોરણ શાને ? .. હં ... હં... સમજી. તે દિવસનું આંસુનું તોરણ, અને આજનું આંસુનું તોરણ બંને જુદાં ને ?'

તેઓ કહે છે. 'સુખનાં આંસુનું તોરણ તો આહ્લાદક છે'

હું કશો જવાબ આપી શકતી નથી ખુરશી પરથી ઊભી થઈ જાઉં છું. મારી આંખનાં આ આંસુતોરણને તૂટવા નથી દેતી, એમાં રહેલાં શ્રદ્ધા, અહોભાવ, સ્વસ્થતા, ખુમારી, સ્વમાનને એમ જ અકબંધ રાખીને ભીનાં તોરણે જ રીક્ષામાં બેસી હું ઘેર પહોંચું છું.

વિયોગની સામે પગારનું કવર ધરું છું. મારી આંખનાં આંસુના તોરણને એ જુએ છે, કહે છે. 'અરે, ચાંદ ! આ શું ! ફરી પાછાં આંસુ !'

ને હું એમની છાતીમાં માથું છુપાવી મારા આંસુના તોરણને તૂટવા દઉં છું. ને મારા હૈયાના બંધને પણ અશ્રુ વહ્યે જ જાય છે. ને હર્ષનાં આ આંસુને વિયોગની છાતી આનંદભેર ઝીલતી રહે છે.

બહારથી રમીને આવતા સમીરની બૂમોથી હું એકાએક સભાન બનું છું.

'મમ્મી ! મમ્મી ! આજે પહેલી તારીખ ખરું ? તારો પગાર આવ્યો ? બોલબેટ ક્યારે લાવવાની ?' – કહેતો દોડતો દોડતો ઘરમાં એ આવે છે.

સમીરના વાંસે હાથ ફેરવી કહું છું, 'હા બેટા ! કાલે જ બોલબેટ લાવીશું પણ સમીર મારી સામું જોતાં મારી આંખમાં પેલાં છેલ્લાં આંસુ નિહાળી ચમકે છે. કહે છે. 'મમ્મી ! તું કેમ રડે છે ? પગાર નથી આવ્યો ? તો કાંઈ નહિ, બોલબેટ નહિ લાવવાના, હું હવે એવી જીદ નહિ કરું –'

હું એને એકદમ છાતીસરસો ચાંપી દઉં છું. ને કહું છું 'ના રે બેટા ! એ તો અમસ્તું જ ! કાલે જ હું બોલબેટ લેતી આવીશ'–ને મને પાછાં વિદુલાબહેન યાદ આવી જાય છે. સ્વગત કહી ઊઠું છું. 'આ તો જુદું આંસુનું તોરણ છે ને ! સુખ, શાંતિ, હર્ષ, શ્રદ્ધાનાં આંસુનું તોરણ.

# જરથોષ્ટ્ર એણી પેર બોલ્યા / ફ્રેડરિક નીત્શે

અનુવાદ : શિરીષ પંચાલ

હે મહાન તારક, જેમને માટે તું પ્રકાશે છે એ જ જો ન હોત તો તારા સુખનું શું થાત ?

*

તારી સંકલ્પશક્તિને બોલવા દે : 'પૃથ્વીનો અર્થ હવે કામ કરતા માણસો હશે. મારા બંધુઓ, હું તમને પ્રાર્થું છું : આ ધરતીને વફાદાર રહેજો, બીજા કોઈ જગતની આશાઓ દેખાડનાર ઉપર વિશ્વાસ ન મૂકતા. હવે ધરતી પ્રત્યેનું પાપ ભયાનકમાં ભયાનક છે.

*

નૃત્ય કરતા તારાને જન્મ આપવા માટે માનવીના હૈયામાં અરાજકતા હોવી જોઈએ.

*

કિશોર : હું જ્યારે ટોચ પર હોઉં છું ત્યારે હું હંમેશાં એકલો પડી જઉં છું. કોઈ મારી સાથે વાત કરતું નથી, એકાન્તનું ધુમ્મસ મને કંપાવી દે છે. એટલે ઊંચે મારે શું જોઈતું હતું ? મારી ઝંખના અને મારો તિરસ્કાર એક સાથે વૃદ્ધિ પામે છે. હું ઊંચે ચઢું છું તેમ આરોહકને ધિક્કારતો જઉં છું. એટલે ઊંચે એને શું જોઈએ છે ? મારા આરોહણથી અને મારાં અડબડિયાંની મને કેટલી શરમ આવે છે ? મારા આ ત્રાસદાયક હાંફની કેવી મજાક ઉડાવું છું.

જરથોષ્ટ્ર : પર્વતીય વિસ્તારમાં આ ઝાડ એકલુંઅટૂલું ઊભું છે; મનુષ્ય અને પ્રાણીઓને આંબીને તે ઊંચે ઊગ્યું છે. જો તે બોલવા ચાહે તોય એને સમજનારું કોઈ નહીં હોય, એટલું બધું તો એ ઊંચે ફાલ્યું છે. હવે તે પ્રતીક્ષા સકરે છે – પ્રતીક્ષા કરે છે – કોની પ્રતીક્ષા એ કરે છે ? વાદળાંઓની બહુ નજીક એ છે, ખરેખર તે પહેલી વીજચમકારની પ્રતીક્ષા કરે છે.

પાડોશીના પ્રેમ કરતાં યુદ્ધે અને શૌર્યે મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. જે હતભાગી છે તેને તમારી દયાએ નહીં તમારા શૌર્યે બચાવ્યા છે.

*

બધાં જ પ્રાણીઓમાં ક્રૂરમાં ક્રૂર પ્રાણીનું નામ રાજ્ય છે.

*

જ્યારે એકાન્ત શમી જાય છે ત્યારે બજાર શરૂ થાય છે; અને બજાર શરૂ થાય એટલે મહાન અભિનેતાઓના અવાજ અને ઝેરી માખીઓનો ગણગણાટ પણ શરૂ થાય છે.

*

જો તમે ગુલામ છો તો તમને કોઈ મિત્ર હોઈ ન શકે.
જો તમે જુલમગાર છો તો તમને કોઈ મિત્ર હોઈ ન શકે.

*

જે કંઈ લખાયું છે તેમાં જે લોહીથી લખાયું છે તે મને સૌથી વિશેષ ગમે છે, લોહીથી લખો અને તમને અનુભવ થશે કે લોહી એ ચૈતન્ય છે.

*

માનવઅસ્તિત્વ ગૂઢ છે અને છતાં અર્થહીન છે, કોઈ વિદૂષક માનવીની જીવલેણતા બની શકે.

## ગાડીવાન / રોબર્ટ લિન્ડ

*અનુવાદ : શિરીષ પંચાલ*

ખરેખર કંઈ અમારે ગાડી જોઈતી ન હતી. હું મારી એક મિત્ર સાથે પશ્ચિમ વિસ્તારમાં આવેલા એક નાના નગરમાં ગયો હતો, ત્યાં એક મેળો ભરાયો હતો. અમારી ઇચ્છા ત્યાંની પ્રકૃતિ જોવાની હતી જ નહીં, અમારે તો માત્ર નિરાંતે એકાંતમાં રખડવું હતું, બેલે સાંભળવા હતા અને ડુક્કરોના – વાછરડાના ભાવતાલ આઇરીશ ભાષામાં કરતા હોય એવા દેખાવડા વૃદ્ધ લોકોને જોવા હતા.

હું ફરી કહું છું – અમારે કંઈ ગાડી જોઈતી ન હતી. આછા પવનથી સાફ થયેલા પ્લેટફોર્મ પર ટ્રેનમાંથી અમે ઊતર્યા અને મુસાફરોમાં અમે એકલા શહેરી જેવા દેખાતા હતા, એટલે એક ગાડીવાને બધી બાજી અમારા હાથમાંથી ઝૂંટવી લીધી. પથ્થરોના ટુકડા જેવું કશું અમને બઝાડવા માગતા એક લુચ્ચા જેવા, નિસ્તેજ, શંકાસ્પદ લાગતા અને માથે કાપડની ટોપી પહેરેલા ડોસાના પંજામાંથી તો બચવાની હિંમત અમે દાખવી. પછી કોઈ (આણઘડ) પ્લેટફોર્મ પર ધસી આવ્યો. મને લાગે છે કે અમે સાનભાન ગુમાવી બેઠા હોઈશું. ગમે તેમ પણ અમારી લાખ અનિચ્છા હોવા છતાં અમે એની ગાડીમાં બેસી ગયા – તેણે અમને કહ્યું કે હું તમને એક ટેકરી જોવા લઈ જઉં છું – તમે દુનિયાના ગમે તેવા ઊંચા મિનારા પરથી જુઓને તો પણ આવું ભવ્ય દૃશ્ય તો કદી જોવા જ નહીં મળે.

સદ્ભાગ્યે એ થોડો ભલો હતો. સૂકલકડી કાયા, ઊડતી મૂછો, સૈનિકના

જેવાં ભંવા ધરાવતા એ ગાડીવાને અમને રસ્તામાં આવેલી હોટલમાં, જાહેર સ્થળ, હાર્ડવેરની દુકાન કે ભઠિયારખાનું, તમારે જે નામે ઓળખાવવું હોય તેની છૂટ છે – અડધો કલાક ભોજન માટે ફાળવવાની રજા આપી.

અમે જ્યારે ફરી બહાર નીકળ્યા ત્યારે તે ખરીદનારાઓ અને વેચનારાઓની ભીડ વચ્ચેથી ઉતાવળે આગળ વધતો હતો, તેનો ચાબૂક પ્રતીકાત્મક રીતે અને ગુલામોના મુકાદમની જેમ ઉગામતો હતો. અમને અમારી જગ્યાએ બેસાડવામાં તેણે મદદ કરી, અમારા ઉપર ધાબળા મૂક્યા, તે પોતાની જગ્યાએ બેઠો અને ખોલીઓ તથા સ્વચ્છંદી પ્રાણીઓથી ઊભરાતી શેરીમાં ઘોડાને ખદેડ્યો.

તરત જ તેણે નહીં અંગ્રેજી – નહીં આઈરીશ પણ બંનેના મિશ્રણ જેવી ભાષામાં મોટે મોટેથી વાતો કરવા માંડી, મને લાગે છે કે આવી ભાષા તેણે પોતે ઉપજાવી કાઢી હશે. તેને 'મિનારાવાળા'ઓમાં ખાસ રસ હતો, જો મેં એને બોલવા દીધો હોત તો તેણે બીજી કશી વાત જ કરી ન હોત.

તેણે બોલવા માંડ્યું : મને પોતાને તો ઈંગ્લેન્ડમાં રહેવું ગમે, એ હૂંફાળો અને મજાનો પ્રદેશ છે. અહીં તો આખા શિયાળામાં ટેકરીઓની વચ્ચેથી વાતા કાતિલ પવનથી તમારું રક્ષણ કરવા કાંટાની ઝાડીઓ સિવાય કંઈ જ ન મળે. જાંબુડી રંગની ટેકરીઓ અને ભૂખરા પથરાવાળો આ તો વેરાન મુલક છે. ખેતરોમાં વાડ ન મળે, અને ખેતરો પાછાં બેઠકખંડ જેટલાં મોટાં, તેમની હદ બતાવતા થોડા આડાઅવળા પથરા પડ્યા હોય. એકાએક મારી સાથે આવેલી મિત્રને સંબોધીને તેણે કબૂલ્યું ખરું, 'બાનુ, જોકે મારે કહેવું જોઈએ કે જૂનમાં અથવા એવા કોઈ સમયે જ્યારે સૂરજ પ્રકાશતો હોય, વાતાવરણ હૂંફાળું – ખુશનુમા હોય ત્યારે તમારી ગાડીમાં મુસાફરી કરવાની મજા આવે ખરી.' વળી તેણે ખાત્રીપૂર્વક કહ્યું કે જ્યારે ઈંગ્લેન્ડમાંથી મજૂરો પાછા ફરે ત્યારે તો અહીં જલસા થઈ જાય, બધે જ ઠેકાણે નાચગાન ચાલે, ફીડલ વગાડનારાઓને ચૂકવવા માટે છોકરાછોકરીઓ ભેગા મળીને જોગવાઈ કરી રાખે. મેં એને પૂછ્યું : 'આટલામાં કોઈ ફીડલ વગાડનાર છે ? તમે અમને પેલી ટેકરી પર આવશો કે નહીં એનું પૂછ્યા કરો છો તેના કરતાં તો અમે એનું સંગીત સાંભળવાનું પસંદ કરીશું. તેણે કહ્યું, 'ટેકરી' જતી કરવી એ તો

ખરેખર સારું ન કહેવાય પણ એકાએક તેનો ચહેરો ચમકી ઊઠ્યો, 'તમે કદાચ આખી રાત હોટલમાં ગાળશો, તો તો હું કાલે તમને લઈ જઈ શકું.' અમે કહ્યું, 'કદાચ, પણ અત્યારે તો કોઈ ફીડલ વગાડનારને ત્યાં લઈ જાઓ.'

તે બોલ્યો : 'ભલે, આપણે જરા નીચે જઈએ એટલે ટોમ અને નેડનું ઘર આવશે: જો તમને એ જ વધારે ગમતું હશે તો નૃત્ય કે ગીતનો લાભ મળશે.' થોડી વારે રસ્તા પર આવેલા એક ખુલ્લા સફેદ ઝૂંપડા પાસે જઈ પહોંચ્યા. 'જો તેઓ ઘરે હશે તો આપણે અડધો ગેલન પોર્ટર જોઈશે – જેથી તેમને ગાવાની જરા ચાનક ચડે. 'અરે ટોમ ફિડલર છે કે નહીં.' ઝૂંપડા પાસેના રસ્તા પર જરા ખમચાતી ઊભી રહેલી એક નાની ઘેરા વાનની છોકરીને ગરજીને પૂછ્યું.

પેલી છોકરી ચોંકી ઊઠી, મને લાગ્યું કે એણે જે કહ્યું તે સંભળાય તેટલી નજીક તે ન હતી.

તે ફરી થોડા વધુ મોટા અવાજે અને જરા પાસે જઈને બરાડ્યો : 'ટોમ ફિડલર ઘેર છે કે નહીં ?'

પેલીએ ધ્રૂજતા અવાજે જવાબ આપ્યો – મને નથી ખબર.

'અંદર જા અને ખબર કાઢ. બહુ મોડું ના કરીશ. આ સાહેબ અને બાનુ છેક ઇંગ્લેન્ડથી એને સાંભળવા આવ્યા છે.' તેણે પેલીને હુકમ કર્યો.

પેલી તરત જ ખોવાઈ ગઈ અને અમે નીચે ઊતરીએ ત્યાં સુધીમાં તો એ પાછી આવી ગઈ.

તેણે જણાવ્યું : ટોમ ફિડલર ખેતરેથી આવી રહ્યા છે.

'સરસ' તે બોલ્યો, જાણે એ કાર્યક્રમોનો સંચાલક ન હોય તેમ કહેવા લાગ્યો : 'ચાલો સાહેબ, તમે અંદર જાઓ. બાનુ, તમે અંદર જાઓ.' પેલી છોકરીને તેણે ફરમાવ્યું : 'તું નોરાને ત્યાં જા અને અમારા માટે અડધો ગેલન પોર્ટર લઈ આવ – જોજે સારામાંનો લાવજે.' મેં આપેલા પૈસા તેણે એ છોકરીને આપતાં જરા ચેતવી. ફિડલર ટોમ તેની ઝૂંપડીની એક બાજુએ દેખાયો. લાકડી અને ઘોડી લઈને તે ચાલતો હતો. તેણે એક પગ ગુમાવી દીધો હતો અને કપાયેલા ભાગ આગળ કાળા ઊનનો પાટો બાંધ્યો હતો. તે થોડો ભૂખરો હતો, હવામાનની અસર તેના પર વરતાતી હતી અને તે ઘેરા વાનનો ઠીંગણો

માણસ હતો. એની આંખોમાં વિનોદવૃત્તિ હતી, દૃઢ મોં પર સહાનુભૂતિ દેખાતી હતી. એ મોં પોતે જ યાતનાની કથાવાર્તાસમું હતું. માથા પર કાળી, ઊનટોપી પહેરી હતી.

ગાડીવાને સહજ રીતે પૂછ્યું : 'નેડ ક્યાં છે ?'

'એ તો પથારીમાં પડ્યો છે.' જાણે વાત કરતાં પણ તેને આઘાત લાગતો હોય તેમ ધીમા સાદે બોલ્યો, ઘસડાતો ઘસડાતો એ અમારી પાસે આવ્યો.' તેને ખૂબ દરદ થાય છે – લાગે છે કે હવે મરણપથારીએ છે.' આ શબ્દો તે શાંતિથી અને દુઃખી થઈને બોલ્યો.

પણ અમારો ગાડીવાન કંઈ છોડે એવો ન હતો.

'જા, એને ઊભો થવા કહે. અહીં એક સાહેબ અને બાનુ તમારા બંનેનું સંગીત સાંભળવા કેટલે બધે દૂરથી આવ્યા છે.'

એ વૃદ્ધે ડોકું ધુણાવ્યું અને અદબથી એના ઘરમાં જવા કહ્યું.

'ચાલ, તું તારી તો ફીડલ કાઢ' અમને બારણામાંથી અંદર ધકેલતા બોલ્યો અને પેલા વૃદ્ધે પરાણે પથારી નીચેથી ફીડલર કાઢી અને સગડી પાસેની એક નરદમ પાટિયાની ખુરશીમાં બેઠો, અમારો ભોમિયો અમારી બાજુ જોઈને બોલ્યો : 'આ એક ગરીબ, ભલો અને ચોખ્ખો માણસ છે, ભૂખે ન મરી જાય એટલા માટે જે કંઈ બે પૈસા કમાય છે તે તમારી સામે જે આ ફિડલ જુઓ છો તેમાંથી મેળવે છે.'

પેલા વૃદ્ધનો ચહેરો અણગમાને કારણે જરા અમળાયો, તેણે તાર તપાસ્યો અને મેળવ્યો.

તેણે વિરોધ કરતાં કહ્યું : 'મને એનું અભિમાન છે.'

પછી તે અમારી સાથે અંગ્રેજીમાં બોલ્યો નહીં. મારી ભાંગીતૂટી ભાષામાં મેં પૂછ્યું : 'તમે તો આઇરિશ બોલો ને !' એના ચહેરા પર નવી ચમક આણીને તેણે હા પાડી. પછી તે બીજી કોઈ ભાષામાં બોલ્યો જ નહીં.

મને એવું લાગ્યું કે બીજા કોઈ પ્રસંગે તો તે અંગ્રેજીમાં સામે ચાલીને બોલવા તૈયાર થાત પણ અત્યારે તો તેણે આઇરિશ બોલવાનું જ પસંદ કર્યું જેથી કરીને પાંજરામાં પુરાયેલા કોઈ પ્રાણી જેવો ઓછો દેખાય અને માણસ જેવો વધુ દેખાય. એ સ્પષ્ટ હતું કે પેલા ગાડીવાને તેના વિશે અને તેના

મકાન વિશે જે રીતે વાતો કરી તે અને જાણે પ્રવાસીઓનું મનોરંજન પૂરું પાડવા માટે એ બધું હોય એમ માની લીધું હતું તે એને જરાય ગમ્યું ન હતું. અને દર વખતે ગાડીવાન એને કશું પણ અંગ્રેજીમાં બોલે ત્યારે એનો જવાબ તે આઇરિશમાં જ આપતો હતો.

જગમાં અમારું પીણું આવ્યું અને ગાડીવાને પલંગ પાસેના તાકામાંથી થોડા કપ-મગ કાઢીને ભરી દીધા. 'લોર્ડ લેફ્ટનેન્ટના ટેબલ પર મૂકી શકાય એટલા બધા ચોખ્ખા છે.'.એકાદ મગ જોઈતપાસીને તે ઉત્સાહપૂર્વક બોલી ઊઠ્યો. થોડી જ વારમાં ઘરમાં કેટલાક છોકરા-છોકરી અને મોટાઓ આવી ચઢ્યા અને સામી દીવાલ પરનાં લાંબા બાંકડા પર ગોઠવાઈ ગયા.

હાથમાં પોર્ટર ભરેલો પ્યાલો રાખીને ભેગી થયેલી એ મંડળીને અમારી ઓળખ ટોમની ફિડલ સાંભળવા અને આઇરીશ શીખવા માટે કેટલાય માઇલો દૂરથી આવેલા સજ્જન-સન્નારી તરીકે આપી. 'માનશો તમે ?' પોર્ટરના મગ બીજા માણસોના હાથમાં પકડાવતા તેણે કહ્યું : 'ચાલો હવે આ સાહેબલોકોની સાથે પોર્ટરનો ઘૂંટ ભરો.' એમ કહીને તે ભોંય પર વચ્ચે બેસી ગયો, ફરસ અડધી માટીની હતી અને અડધામાં ભાંગેલી લાદીના ટુકડા જડેલા હતા.

હાથમાં મગ રાખીને તેણે પોતાનું ભાષણ ઠપકારે રાખ્યું : 'તમને કહી રાખું છું, આ દેશમાં મોટા મોટા સુધારા અને ફેરફારો આવી રહ્યા છે. આઇરીશ લોકોએ આ પહેલાં ક્યારેય ન બતાવ્યો હોય એવો ઉત્સાહ બતાવ્યો છે. આપણે ખૂબ સારા લોકો છીએ એનું ભાન હવે અંગ્રેજોને ધીમે ધીમે થઈ રહ્યું છે. અને આપણા વિના તેઓ શું કરી શકે ? સૈનિકો જોઈતા હશે તો આઇરીશ લોકો વિના ક્યાં જશે ? મને ખબર પડી છે કે ઇંગ્લેન્ડના રાજા આઇરીશ લોકો ઉપર વધારે ધ્યાન અપાય એ માટે આજીજી કરી રહ્યા છે,'એમને ખબર છે કે લડાઈના પ્રસંગે આઇરીશ લોકો વિના ચાલે એમ નથી.'

બાંકડા પર વાંકા વળીને હાથમાં ટોપી ઝાલીને ફિક્કા રંગના વાળવાળા એક માણસે ઊંચે જોયું અને પૂછ્યું : 'તે ઈશ્વરના ભોજનસમારંભ પ્રસંગે (મેસ) ગયા હતા એ વાત સાચી છે ?'

મેં કહ્યું કે મને ખબર નથી.

માથું હલાવીને ફિક્કા રંગના વાળવાળા તે માણસે કહ્યું : 'મેં એવું સાંભળ્યું છે કે તેઓ ગયા હતા.'

'ચાલો ત્યારે, હવે હું તમને એક ગીત સંભળાવું.' વાતચીતના કેન્દ્રમાંથી અમારો ભોમિયો દૂર સરી રહ્યો એટલે તેણે સામે ચાલીને કહ્યું, 'અંગ્રેજીમાં ગાઉં કે આઇરીશમાં ગાઉં ?'

અમે આઇરીશમાં ગાવા કહ્યું એટલે તેણે ફરસ પર પગ પછાડતા ગાવા માંડ્યું અને દરેક પંક્તિ પૂરી થાય એટલે અંગ્રેજીમાં અનુવાદ કરે અને પાછો સમજૂતી આપે. કોઈ ડૂબી જનારી વ્યક્તિ વિશે એ ગીત હતું, બે પંક્તિની વચ્ચે તેણે મરનાર અને તેની પ્રિયતમાના બધા જ સંબંધીઓની વાત વિગતે અમને જણાવી. થોડી થોડી વારે એ ગીત ફરી ગવાતું રહ્યું ત્યારે ફીડલર સંગત કરવા માટે કશુંક ઘસરપટ્ટી જેવું કરી લેતો હતો, પણ તે જાણીબુઝીને ખોટા સમયે સૂર પુરાવતો હતો. ખરેખર આવો સારો વાદક ગાડીવાન જ્યારે ગાતો હોય ત્યારે એની સંગત સરખી રીતે કરી ન શકે એ બહુ વિચિત્ર કહેવાય, મને ચોક્કસ ખાત્રી છે કે એ આમ કરીને પોતાના ઘરને જાહેર સ્થળ બનાવી મૂકવાનું – ત્યાં ધાંધલધમાલ કરવાનું વેર વાળી રહ્યો હતો.

ગીત સંભળાવ્યા પછી તે સાહેબે અમારા લાભાર્થે નૃત્ય કર્યું – ભાંગલીતૂટલી ફરસ પર કોઈ નાનકડા જીવડાની જેમ સાવ હળવેથી મોગરાજડેલા બુટ પહેરીને તે નાચ્યો. પોર્ટર ભરેલો બીજો મગ ગટગટાવીને તેણે અમને એક બીજું ગીત સંભળાવ્યું. ઈંગ્લેન્ડવાસી કોઈ લણણી કરનારા વિશે, તેના લડાઈઝઘડા અને તેની ધરપકડ વિશે એ ગીત હતું. પછી તેણે એક બીજું નૃત્ય કરવાની તૈયારી બતાવી – આવી ફરસ પર અને આવા કસરતી નૃત્યમાં મારી સાથે આવેલી મિત્ર જામે નહિ એટલે તેણે માથે કાળી શાલ વીંટાળીને બેઠેલી એક છોકરીને ઘસડી, પેલી તો ખૂબ જ સભાન બનીને જાળવી જાળવીને એના કઢંગા બુટવાળા પગે ઠેકા લેતી રહી અને ગાડીવાળો એની આસપાસ ગોળાકારે ઘૂમતો રહ્યો.

ત્યાં જેટલા હાજર હતા તે બધા ચૂપ હતા અને જરા સંકોચ પણ અનુભવતા હતા – અમારો આ ભાગ્યવિધાતા, પોતાની મરજી પ્રમાણે અમને પોર્ટર પીવડાવનાર, નાચનાર અને એનો ઘોઘરો અવાજ સંભળાવનાર અપવાદ

હતો. શાલ વીંટાળીને બેઠેલા થોડા નાજુક, ચમકતા વાળવાળા, ખુલ્લા પગે બેઠેલા છોકરાઓ વારાફરતી અમારી સામે અને આ મહાન ગાડીવાન સામે તેમની આતુર આંખોથી જોતા હતા. ત્યાં હાજર રહેલાઓમાંથી સહેજ જાંબુડી રંગની આભા વાળમાં અને ચહેરા પર ધરાવતા એક માણસે આઈરીશ ભાષામાં એક નાનકડું અદ્ભુત ગીત ગાઈ સંભળાવ્યું, ઘડીભર માટે તો હજારો વર્ષ પહેલાંની સુંદરતા રસોડામાં પ્રગટાવી આપી. પણ તરત જ વીસમી સદીમાં મનોરંજન પૂરું પાડનારા આયોજક તરીકેની પોતાની ફરજો ગાડીવાનને યાદ આવી અને પોતાના ગળાના તથા પગના અવાજ વડે એ ઓરડો ધમધમતો કરી મૂક્યો.

એ ગાતો હતો એ દરમિયાન હું પ્રકૃતિદૃશ્ય એના કરતાં તો વધારે સારાં એમ માનીને બહાર નીકળ્યો. મેં જામલી રંગની નિર્જન ધરતીથી માંડીને દરિયા સુધી મીટ માંડી. દૂર દૂર એક બે વૃદ્ધ સ્ત્રીઓ વાંકી વળીને કામ કરતી હતી, ફલાલીનનાં કપડાં પહેરેલી એ સ્ત્રીઓ કંઈક વિચિત્ર રંગો એ દૃશ્યમાં ઉપસાવતી હતી. હું ત્યાં ઊભો રહ્યો, મારા માથા પરથી ઠંડો, સુગંધિત પવન વાતો હતો અને ત્યાં એકાએક અનેક અવાજોમાં ગોડ સેવ આયર્લેન્ડ ગીત સાંભળ્યું. એ પૂરું થયું એટલે હવે જવાનો સમય થયો છે એમ માનીને હું અંદર ગયો.

ગાડીવાન મારી પાસે ઉત્તેજિત થઈને ધસી આવ્યો અને મારો હાથ પકડી લીધો : 'તમે ગુમાવ્યું ને !' ગોડ સેવ ધ આયર્લેન્ડ. હવે અમારે તમને ફરી સંભળાવવું જ પડશે. ચાલો બધા ગાવા માંડો ત્યારે. એ ગીતમાં ભાગ લીધા વિના છૂટા પડવું સારું નહીં.'

અમે ઊભા હતા ત્યાં જ તેણે હાથ ઊંચો કર્યો અને માથાની આજુબાજુ ટોપી હલાવતો હલાવતો સમય મેળવતો હતો; અને બધા એકસાથે ગાવા લાગ્યા : 'ગોડ સેવ આર્યલેન્ડ'

તે બોલ્યો : 'ફરી એક વાર' અને એ વાહિયાત ખેલ ફરી વખત ચાલ્યો, ગાડીવાનનો અવાજ જોરજોરથી આગળ તરી આવતો હતો, અમે બાકીના બધા નિરસતાથી સૂર પુરાવતા હતા.

તેણે જાહેરાત કરી : 'સરસ ગીત છે, આપણે કેવા છીએ એની જરાય

શરમ અનુભવવાની નહીં – આપણે ભલે દુનિયાને ગમે તે ખૂણામાં હોઈએ.'

એની રીતભાત મને જરાય ગમી ન હતી છતાં મને એના માટે અચરજ થયું. આયર્લૅન્ડ કોઈ પરદેશી માણસ આગળ કેવી રીતે રજૂ થવો જોઈએ – પ્રવાસીઓ માટે આયર્લૅન્ડ – અમારી આસપાસ જુદી જુદી વાસ્તવિકતાઓવાળો આયર્લૅન્ડ મોજૂદ હતો – શાંત, કાળી મજૂરી કરનાર, કૈંક અંશે સ્વર્ગનો વિચાર કરતો તો કૈંક અંશે માંસના ભાવતાલનો વિચાર કરતો આયર્લૅન્ડ. અને અહીંનો સમુદ્ર તેના રહસ્યમય કિનારા પરના પથરા અને રેતીને અથડાઈને રહસ્યમય ધ્વનિ ગૂંજતો હતો.

('સિલેક્ટેડ એસેઝ', ૧૯૨૩ -માં ગ્રંથસ્થ)

## નવલશા હીરજીની આજકાલ –
## અલ્પથી થોડું વિશેષ / પ્રાણજીવન મહેતા

નવલશા હીરજી ધ્યાનસ્થ. હું અહીં ખુરશી પર આસનસ્થ. મને થયું ધ્યાનથી અંતર ઘણું આઘે લાગે છતાં મનમાં શંકા સળવળે કે પણે બેઠાબેઠા નવલશા શું અંતરધ્યાન થયા કે કેમ ? મને થયું નવલશાને અંતર જેવું કાંક પણ હોત તો તેઓ માથે મૂકેલ ધોળી ટોપીને મેલી ના કરત, મેલીને મેલ મેળવી મેળવી કાળી તો ના જ કરત. પણ એમણે તો મેલીઘેલી ટોપીને ધોળી ધફ્ફ કરવા કાજ સાવ જ ફેરવી તોળી આમ ઘડીકમાં. હું વિચારું ને વિચારમાં અટવાયા કરું અમથો પણ પણે બેઠેલા નવલશાના પેટનું પાણી ન હલે ને પાણીમાં તરતા પરપોટાય ના ફૂટે.

તો વાત જાણે એમ બની. નવલશાએ ધીમા ધંધાનો ધીંગો ઉલાળિયો કરી મેલ્યો. પેઢીમાં વગર ચોઘડીએ ઉઠમણાનું બેસણું થયું. ઉઠમણાની આવરદા ગ્રહદશાનુસાર કંઈ લાંબી કંઈ ટૂંકી તે ટૂંકમાં કહું તો નવલશાએ લેણદારો સામે હાથ ઊંચા કર્યા ને દેવાદારો સામે હાથ લાંબા કર્યા. ક્યાંયથીએ કંઈ કરતાં કંઈ વળ્યું નહીં. એટલે એમણે લેણદારોને દેવાદારોના હવાલા આપવા મંડ્યા/મથ્યા પણ ત્રણે પક્ષોની મતિ એકમત ન થાતાં બહુ-મતિમાં વહેંચાઈ ગઈ અને સહમત ન સંધાતા સઘળું ઠેરનું ઠેર રહ્યું.

ત્યાં બેઠા બેઠા નવલશાને શું થયું કે પછી એમનો અંતરાત્મા જાગ્યો, જાગીને જરી ડંખ્યો તે, હા, પસ્તાવો વિપુલ ઝરણું – જેવું કાંઈ મનનચિંતને એમને આપમૂળું સ્ફૂર્યું તે તેઓ ખુરશી બેઠા કપાળ કૂટવા લગ પહોંચી ગયા.

હું વિચારું, નવલશા વિચારપુરુષ, કપાળ લગ કેમના પૂગ્યા, કપાળથી તો ભલા છાતી થોડી નજીક તે વિચારીને એમણે છાતી જ કૂટવી ખપે પણ આ તો એકાએક કપાળ–કૂદકો માર્યો. મારી નવાઈ હજુ નવાઈ જ રહી અને મને આગળ સૂઝ્યું કે કપાળ કૂટવાથી અવળસવળ કપાળકુંડળરેખાઓ કંઈ સળવળી સવળઅવળ નહીં થાતી હોય, ને વળી જો હાથપંજો ખંજવાળી ખંખેરવાથી હાથરેખાઓ સીધીસટ્ટ ને ઊજળેવાન પણ નહીં જ થતી હોય છતાં અમથા અમથા આ નવલશા અમથું અમથીનું કૂટ્યા કરે કપાળ, તે મુદલે મને સમજાયું નહીં. હું એમને કંઈ સમજાવવાને પ્રયત્ન કરીશ તો મારો પ્ર-યત્ન પળ પછી યત્ન થશે અને વિપળ બાદ નવલશા યત્નને પણ ભૂલી બેસશે વા ભૂંસી નાખશે. ચપટીમાં માખી મચ્છર મસળી કાઢે તેમ. હું જો એમની નજીક ઊભો બેઠો હોઈશ તો મને પણ માખમચ્છર સમજી મારો તોલમાપ કરી મેલશે.

અંધારભરી ઑફિસની બંધિયાર હવામાંથી છટકી છૂટવા બહાર નીકળી થોડા ઉજાસમાં ઊભા રહી ફેંફસે તાજી હવા ભરવાનું વિચારતો હું ઑફિસબારા જાવા ઊભો થયો. દરવાજા મેર આગળ વધ્યો. આદત મુજબ જરી પાછા ફરી પાછળ નજર કરી જોઉં તો અંતરધ્યાન થયેલા નવલશાની અંતરયાત્રા પૂર્ણ થઈ હોય તેમ જણાયું. ચશ્મેથી બેઉ આંખોના તેજનો સરવાળો કરી ત્રીજી આંખના તેજે ત્રાટક કરતા નવલશા મારી મેર એકીટશ જોઈ રહ્યા. હું સમજ્યો અંતરધ્યાન થાવા કારણે નવલશાની દૃષ્ટિને વિશેષ તેજ પ્રાપ્ત થયું છે ને તે તેજ મારી મેર સુદર્શનચક્રસમ ફરફરતું ફેંકશે તો હું ઘડીપળમાં ઑફિસ પરિસરમાં ધૂળમાટીરાખ ઢગમાં ઢબૂરાઈ પડીશ. મારી વિચારધારા જરૂર કરતાં કે પછી મારી વિચારવાની શક્તિ વિના કારણ પરિસ્થિતિનું પૂંછડું પકડી વધુ પડતી લાંબી પહોળી થઈ એવું સમજી, હું પાછા ડગલે પાછો ફરી, નવલશા કને ખુરશીમાં જઈ બેઠો. એમને જોઈ રહ્યો. મને પાછો પડખે બેઠેલો જોઈ એમનું ત્રીજું નેત્ર મીંચાયું અને બાકીનાં બંને નેત્ર નેત્રસ્થ થયાં. નજર ચશ્માસ્થ થઈ. હું પણ સ્વ-સ્થ થયો.

નવલશાના ચહેરાને જોઈ રહ્યો. થયું, નવલશાનો ચહેરો પોતે જ એક પ્રશ્ન છે કે પછી પ્રશ્નમાં નવલશાનો ચહેરો પળપળ પ્રતિબિંબાયા કરે? મને સૂઝ્યું તે આખર મૂંઝાતે મન પૂછી જ નાખ્યું.

કાં નવલશા, શું મૂંઝાયા ? આમ પ્રશ્નચિહ્ન માફક ચહેરે અનેક ચિહ્ન ચિતરી કાં બેઠા ?

– તું આવું અટપટું ને છટપટું મને ના પૂછ. મને હવે થાક ચડ્યો છે, મારા વા'લા.

– તે ચડે જ ને વળી. ગામ આખાને થકવી મેલ્યું છે તમે ઊંધુચત્તું ઉપરતળે કરી મેલી તેનો તે થાક વરતાય જ ને. મેં ઉશ્કેરણી ભંભેરી.

નવલશા ચૂપ રહ્યા. એટલે મેં આગળ ચલાવ્યું.

– તમારી ભેળો ગુડાણો છું હું તે મને પણ થાક ચડ્યો છે તમારી સંગસંગ. પણ હું જાણું, થાકથી થાકી જાવ થોડાય તો તમે નવલશા હીરજી નહીં.

– મને હવે ઝાઝું પોરસ ચડાવ નહીં. આગળ જતાં તારું અગડમ્ બગડમ્ સાંભળી થાકથી પણ થાકી જઈશ. તારી થાક-કથા અહીં પૂરી કર, ભાઈ.

– તો નવલશા, થાકથી છૂટવા તમે શું ઇચ્છો ?

– કાં પૂછે આવું અત્યારે ? ઇચ્છાઓ તો બધી અધૂરી જ રહી ગઈ. ઇચ્છું તો હવે ઇચ્છું એક ઇચ્છામૃત્યુ.

– નવલશા, આ શું ઓચરો અશુભ શુભચોઘડિયે ? અને હા, એ જાણો, ઇચ્છામૃત્યુ કાંઈ વાટમાં થોડું પડ્યું છે તમારી વાટ જોતું, કે તમે ઇચ્છશો એટલે ઘોડે પલાણી ઠેબા ખાતું આવી પૂગશે તબડક તબડક કરતું તમારી કને ?

નવલશા ઇચ્છામૃત્યુ વિચારધારા બારામાં ઊંડું મનન કરતા હોય તેમ થોડી વાર મૌન ધારણ કરી બેસી રહ્યા. મૌન તોડતાં બોલ્યા.

– તો શું ઇચ્છું હવે ? હું તો થાક્યો છું બધે પાથી. કોઈ ઇલાજ ઉપાય નથી જડતો જીવવાને.

– જીવવાને ઇલાજ ઉપાય નથી જ જડતો એટલે શું ઇચ્છામૃત્યુ લગી હડી કાઢવાની ? એટલે લાંબે લગ જાવાની હું જરૂર ના ભાળું, નવલશા. હું, ઉમેરું, ઇચ્છામૃત્યુ આવવાનું હશે આણીકોર તમારી લગ, તો આપોઆપ આવી પૂગશે તમારી કને, તમારી વણઇચ્છાએ એ પણ જાણી રાખો જરી.

મારા ઇચ્છામૃત્યુમનનવચન સાંભળી નવલશાએ ટૂંકમાં હકારે ડોક હલાવી.

– સાંભળ, તારી સંધીય વાત સો ટચના સોના જેવી. એનો કસ કાઢવાનીય જરૂર ના જોઉં. પણ તું જાણે છે પેઢીમાં પડી રહેતી તળિયાહીણી તિજોરીયે નથી રહી હવે. વેચી મારી વખાના માર્યા. માટલું મેલભર્યું ને તળિયે નકરી લીલ લીંપ્યું પડ્યું પણે તે નથી માથે પવાલું ઘૂંટડો પાણી પીવા. હવે તો બચ્યાં છીએ આપણે બે. એક હું ને બીજો તું. હું રહ્યો મારી ભેળો ને તું તો થઈ જઈશ મારાથી અળગો. બચી છે પેલી પરભુની એક છબી ને ઘીની દીવી વાટ વનાની. બોલ શું કરીશું ?

નવલશાનો અપરિગ્રહયોગ–સંભાષણ સુણી રહ્યો. સમજાયું ત્યારે થયું નવલશા પૂર્વ જન્મે જરૂર કોઈ સાધુસંતની જમાતના જમાદાર હોવા ખપે એટલે આ જન્મે આટઆટલા કર્મકાંડ કરી ચૂક્યા પછી પણ એમને પૂર્વ જન્માનુભૂતિ થતી જણાય.

મેં પણ નવલશાની નવીન વિચારધારામાં ઘી પૂરી જ્યોત પ્રગટાવવા પ્રયત્ન આદર્યો. કહ્યું.

– નવલશા, હૈયે નિરાંત ધરો. દીવીમાં વાટ મેલી ઘી રેડી કાંડી મેલી શગ પ્રગટાવશું પછી ભાળજો તમે અજવાળું જ અજવાળું ચારેમેર.

અજવાળું થતાં પૂર્વે જ એમના મગજ ખૂણે કંઈ ભેદી ફૂંક ફૂંકાઈ ને કાળું ધબ્બ અંધારું. નિરાશ થઈ નવલશા બોલ્યા.

– શું કપાળ તારું અજવાળું. બધું કાળું કરી મેલ્યું છે મેં, એનો પસ્તાવો થાય આજ મને.

મને યાદ આવ્યું, પેલું આગળ કહ્યું તે જ, હા પસ્તાવો વિપુલ ઝરણું કે તરણું, અને એમની મનઃસ્થિતિ પામી જઈ, તરણું પકડી હું આગળ વધ્યો.

– તે કાળુંધોળું કરતાં મોરે તમે કાળાનો રંગ નહોતો પારખ્યો કે શું ?

– પારખ્યો તો મારા ભાઈ પારખ્યો હતો. મને એમ કે કાળો રંગ પણ થોડોક તો ધોળાશભર્યો હશે જ. પણ એ તો કાળમુખીનો સળંગ કાનસમો કાળો જ કાળો નીકળ્યો. નસીબ મારા. કહ્યું છે ને વિશ્વાસે વહાણ તરે તેમ આ કાળાના વિશ્વાસે મારા તો બધાંય વહાણ મધદરિયે ડૂબકી દઈ બેઠાં.

નિશ્વાસ નાખી નવલશા ચૂપ રહ્યા. ચૂપકીદી બટકાઉ. તે બોલી ઊઠ્યા.

– હા, તેં પેલી કાંડી મેલવાની કાંઈ વાત માંડી તેનું શું છે ?

– હા, કાંડી મૂકી દીવી –

મને અધવચ્ચ અટકાવી બરાડ્યા.

– રહેવા દે, રહેવા દે બધુંય. કાંડી મૂકવી હોય તો હવે મૂક કાંડી ચોપડે. જમા ઉધારે રોજમેળ ને ખાતાવહીમાં વેચાણ ખરીદવહીમાં પણ અને હા, જે કાંઈ રહી જાય તે સંધાયને કાંડી મેલી સલગાવી મેલ ને કર ભડકો કાં ભડાકો.

– ભડકો કે ભડાકો કર્યેથી રાખ થઈ જાશે સંધુંય પળના પલકવારમાં, હું એટલું જાણું નવલશા. ચોપડે કાંડી મેલ્યે તમારા લેણદારોના પેટમાં ઊકળતું સરસવનું તેલ વધુ સળવળ થાશે ને ઊભરો તમારા ઉંબર લગ આવી એની ગંધ ફેલાવશે ત્યારે તમને તમારા કાળા કરમની ધોળી ધજા આંખ સામે ફરફર ફરકતી ભળાશે એટલું નક્કી.

મારાથી ઉકળાટમાં ઘણું કહેવાઈ ગયું એનું ભાન મને કહી રહ્યા પછી થયું.

નવલશા મારી વાત સુણી સમજી મૂંઝાયા હતા તેથી વધુ મૂંઝાયા. મૂંઝવણમાં શું કરવું આચરવું તેની સૂઝબૂઝ ખોઈ બેઠા. સૂધબૂધ ખો બેઠેલા નવલશા મનોમન ખાંખાખોળા કરતા મને જોઈ રહ્યા પૂછ્યું.

– આનો કાંઈ મારગ ખરો કે નહીં ? ભલા તું ભણ ભણેસરી.

– નવલશા, મારગ એક કરતાં અનેક માંગ્યા મળે. તમે બધું ફૂંકી મારવાનું કહ્યું છે ને ફૂંકી માર્યા બાદ આપણે સાધુસંતોની જમાતમાં ભળી જઈએ. આ ભૂમિ છે સાધુસંત ફકીરોની. એમાં આપણે આપણી ઉમેરણી કરી સાધુસંત પરંપરાને થોડી ઊજળી કરીએ કાળાં કામો વિસરી જઈને.

નવલશા સાધુને વળી ઝાઝી સામગ્રીની જરૂર નહીં. લંગોટ તમારી. ભભૂત હું ક્યાંકથી ભેળી કરી લાવું. છેટું નહીં જાવું પડે. પડખેરા મસાણમાંથી જ મળી રહેશે મુઠ્ઠી બે મુઠ્ઠી. વાટમાં ખપ પડે તો થેલી/થેલો ભરી લાવું. બન્ને ભેગા મળી વાટેઘાટે ભભૂત ચોળતાં રહીશું. હા પછી ત્રિશૂળ નહીં તો બાવળશૂળથી ચલાવીશું. પગે ચાખડી નહીં તો રાખડી બાંધી/પહેરી નીકળી પડીશું આ આલમમાં આહલેક કરતાં.

નવલશા મારી સામે નવાઈભરી નજરે જોઈ બોલ્યા.

– અલ્યા, ગયા ભવમાં તું બાવો હતો કે કેમ ? તને બાવાચાર બધો મોં પાઠ.

– ના નવલશા, આ ભવમાં તમારે સંઘ રહી બાવો બનવાનો વારો જરૂર એકદી આવી પૂગશે એ ઊંડાં વિચારે મેં બધું મનોમન ઉપરછલ્લું ગોઠવી મૂકેલ તે તમારી કને રજૂ કરું.

– ચાલ ત્યારે, આપણે બાવા બનવા લગ પહોંચી જ ગયા સમજ. એ સઘળું ખરું, પછી આપણો સંઘ ક્યાં પહોંચશે ?

– પહોંચવાની ચિંતા પહેલાંથી જ શાને નવલશા ? તમને જાણ ખરી કે બાવો બહુ વિચારે તો પાછી સંસારી થઈ ચૂકે તેની ? પહેલાં બહાર તો પગ મેલીએ વેશ ધરી. પછી ભજન ગાતાં ચીપીઓ પછાડતાં પહોંચશે કાશીએ, નહીં તો ફાંસીએ.

– ફાંસીએ ? એટલે શું આપણે એવા ગુના કીધા કે ફાંસીએ ચડવું પડશે ?

– ના, નવલશા, અવું નથી. હું કાશીથી જરા આગળ નીકળી ગયો. ગુના તો આપણા ગજવે ઘણાં. ગણ્યા ગણાય નહીં ને છાબડીમાં છલકાય. ગુના બધા ગઈગુજરી કરવા તો આપણે સાધુ વેશ લેવાનું ઠરાવ્યું. નવલશા, સમજો, સંજોગથી બીવે તે બાવો નહીં. જોગી થએ જટાથી કે પછી ઝટાઝાળથી બીવું નહીં ઝાઝું.

થોડું થંભી વળી બાવા-વચની આગળ વધારી નવલશાને કહ્યું.

– ના, ના. ગુનો નથી કર્યા કાંઈ આપણે. આ તો આપણને જ્ઞાન લાધ્યું કહેવાય. હવે તો અન્ય કોઈ આચરે તે સહુ ગુનો ગણાય. આપણે આચરીએ વિચરીએ ઓચરીએ કે અંતે ચરીએ તે બધું ગનાન ગણાય.

– પણ એલ્યા એ સાધુની પૂંછડીના, તને પૂછું, તેં કાશીનું કહ્યું ત્યાં સુધી તો ઠીક ભલા, પાછું કરવત મેલાવવાનું ના કે'તો, નહીં તો મારા હાડ અતારથી છાતીમાં હાલરડાં ગાતાં થાશે તે જાણી લે.

– નવલશા, ધીરા પડો. મારે મતે હવે તમારી છાતીમાં હડકવા થાય એટલાં હાડ ક્યાં બચ્યાં છે ? અરે ભૂલ્યો, હડક-વા નહીં ધ્રૂજવા કહેતો હતો પણ જીભમાં હાડકું કંઈ આડુંઅવળું થાતાં ભળતું જ ભરડી બેઠો. તમારો ગુનેગાર ગણજો. હા, કહું, ધ્રૂજતાને ધૂણતા કરવાનો પણ મારી પાસે ઈલાજ હાથવગો. ઘડી હામ ધરો. કાન દઈ સાંભળો ને હૈયા ધબકાર મંડો ગણવા. આવા જેવાતેવા વિચારે હૈયું ધબકવાનું ભૂલેચૂકે ભૂલી જાશે તો આપણી જાતરા

આરંભાયા પૂરવે પૂરણ થાશે. પછી તો કાશીને આંહી કરવત સોતી ઘસડી લાવવી પડશે.

– એ કેમનું થાય ?

– કાં ના થાય ? પેલા શંકરદા હતા ને સરગમાંથી ગંગાને જટામાં હેમખેમ ઉતારી પટમાં પાથરી પહોળી કરી એવું જ વળી વાવડી ચસકી મુજબ કોઈ જટાધારીને કહેશું તો કાશી કરવત સોતી ખડકી મેલશે આપણી કને. કેમ બરોબર કહ્યું ને ? નવલશા ?

નવલશાએ મારી વાતનો ઉત્તર ના વાળ્યો. હું સમજ્યો નવલશા મારું કહેવું સમજ્યા નથી. ફેર સમજાવવાનો કોઈ અર્થ નથી અને ચૂપ બેસી રહેવાથી અનર્થનો વિસ્તાર થાશે. કહ્યું.

– નવલશા, બાવા બનવા અંગે ઘણું બધું વિચારાઈ ગયું. હવે આચરણમાં વિચારણાને મેલીએ તો સારું.

– તે શું કરવાનું હવે ?

– તો, લ્યો લંગોટ ને બાંધો. લંગોટ નહીં તો લેંઘો ચાલશે. હાથે ધરો ત્રિશૂળ ચીપીઓ. હવે અતારે મળે તો ઠીક નહીં તો પકડીશું કલમ-ખડિયો. હુક્કા-ચલમનો મેળ ના ખાય તો પછી ચોપડો મેલીશું ખાલી ખાંધે. બાવા જ બનવું હોય તો ના હોય એનાથી ચલાવી લેતાં શીખવું ખપે પરથમ પરથમ. બાવા બનવાને આ પ્રથમ-પાઠ ભણો ને ગણો જરી નવલશા.

– પછી ? નવલશાની પ્રશ્નમાળમણકો આગળ સર્યો.

– પછી શું વળી ? ત્રિશૂળ ભોંમાં ખોડવું. ત્રિશૂળ પાંખો ઉપરની મેર હોવી ખપે. ચીપીઓ પછાડતા રહેવો જેથી અડખેપડખેનું જાણ જાગતું રહે અને આપણી ઊંઘમાં ખલેલ ના પાડે. ત્રિશૂળ પાંખે બે ત્રણ લીંબુ મેલી દેવા. જે કારણે આપણી ગણતરી તાંત્રિક માંત્રિકમાં પણ થઈ જાય. બેઉ લાડવા આપણી હથેળીમાં અને પાછી હથેળી આપણી પોતાની પોતીકી.

– સમજાયું તારું સાધુસંતપણું મને પૂરણેપૂરણ. હજી શંકા સળવળે તે પૂછું કે આ ગામમાં લીંબુ ના મળે ક્યાંયથી કેમેય કરીને તો શું મેલીશું ત્રિશુલે ? એમને વળી સૂઝ્યું તે લીંબું આચાર સંહિતા સંદર્ભે મને સલાહ આપતાં ઉમેર્યું.
– મરે માઠા, લીંબુ ના મળે એ બારામાં આટલો તે લાંબો વિચાર કરવાનો

હોય તારે ? જો, પણે લીંમડા હેઠળ લીંબોડીઓ ઢગના ઢગ પડી હશે પથરાઈ. તે વીણી લાવ થોડી ને ભેરવી મેલ ત્રિશૂળપાંખે ભેરવાય એટલી. લીંબોડી એ લીંબુની બહેન જ વળી. ભાઈ ના ગોત્યા જડે તો બહેનથી મન મનાવી લેવું ખપે. બાવો બન્યો પણ અક્કલમાં સાવ કોથમીરથી પણ ઊતરતો ભાળું તને.

નવલશાએ મને કોથમીરતુલ્ય ગણ્યો. મારામાં રહેલું મારાપણું ઘવાયું. મને થયું કે ઘાવ ઉપર કોથમીરલેપ લગાડ્યે ઘાવ રુઝાશે નહીં. મનમાં સમસમી બેસી રહ્યો.

ત્યાં વળી નવલશાએ ફટાકડો ફોડ્યો.

– અલ્યા, આ બધી વાતમાં સાવ જ આ બારામાં વિચારવાનું વિસરી જવાયું. હું તને એમ આપણે બાવા વેશે બહાર તો પડીશું પણ કોઈ ઓળખી કાઢશે આપણને આપણી મૂળ ઓળખે તો કેમનું કરીશું ? તેં વિચાર્યું એ બારામાં કૈં કે નહીં ?

– નવલશા, એ બારામાં મેં અગાઉથી વિચારી મેલ્યું છે. આમેય બાવાને કોઈ પૂછે નહીં તું બાવો કેમનો થયો તે. તમે ધરપત રાખો. બાવાનું મૂળ ને પેઢીનું મૂળ કોઈનાથી પૂછાય નહીં ને કળાય પણ નહીં. કહેવાની વાત છેટે રહી. કોઈ ઓળખી કાઢે વણઓળખ્યે તો કેવું અમે તો બાવા. વધુ પૂછે તો મૂંગા રહેવું અથવા તો ગૂંગા થાવું. એ જ આપણી બાવા-ગત.

– આમ ભાવિકભક્તગણને પૂછપરછની પૂંછડીએ અધ્ધર લટકતો મેલી દેવો એ આપણો બાવા ધરમ તો નહીં.

– નવલશા, સમજો. આપણો ધરમ આટલો જ. બીજાઓને મૂંડી આપણે શિરે શિખા રાખવી વા જટા વધારવી. જટાએથી ઝૂલીખ જેવું જે કાંઈ ખરે કે સરે તે આપણી મૂળ મૂડી. જો કોઈ લેણદાર ભૂલેચૂકે વાટેઘાટે આપણને ભેટી જાય ભૂલથી ને ઓળખી કાઢે આપણી અસલિયત તો એને ભેટી પડી દેવું ચૂકવી દેવું પટ દઈ હાથમાં ઝૂ-લીખનું ઝૂમખું પધરાવી. પત્યું.

– અરે તેં તો ખરી વાત કહી. આમ પત્યુંથી જ જો પતતું હોય તો તે તારે પહેલેથી કેવું જોઈએ ને ? આવી રીતે જ બધું પતાવવાનું હોતે તો જનમ્યાં ત્યારથી જ વણમુંડાવ્યે જટા વધારી મેલી દીધી હોત વડ થડે લટકતી વડવાઈ સરખી અને સહુ લેણદારોને લહેરથી હીંચકે ઝૂલાવત હેતભરી.

– નવલશા, જનમથી જટાધારી રહ્યા હોત તો આજ તમને તમે જાતે પરખાત નહીં. બહુ લાંબેનું ના વિચારો ને ટૂંકમાં ટૂંકેનું આચરો તો બસ.

આખર આખરની વેળા આવી પૂગી. આગળ જતો પથ ભાળી પાછળ બધો પથારો મેલી નીકળી પડ્યા બેઉ બાવા ધૂળમાટી ને રાખભસમ ભરમની શોધમાં.

ગામ પાદર મસાણ સીમ વટાવી આગળ વધવાનું વિચાર્યું ત્યાં નવલશાના પગ ભોંયમાં ખોડાઈ ગયા. મને થયું ભોંય પર કોઈએ બાવળલીમડાના ગુંદરનું લીંપણ તો નથી કર્યું ને કે નવલશાના પગ ગુંદર-કળણમાં ખૂંપી ગયા કે શું ? નવલશા નજીક જઈ ઊભો રહ્યો. એમની દૃષ્ટિ કંઈ દૂર સુધી લંબાઈ નજીકનું ભાળી વિચારી રહી હોય એવો ભાસ થયો. મેં એ મેર જોયું. કળાઈ ગયું સંધુય. નવલશા ક્યારના એમણે ખરીદી મેલેલું પડતર ખેતર એકીટશ જોઈ રહ્યા હતા. મને થયું બાવા-બાવની અહીં જ પૂર્ણાહૂત થાશે. ત્યાં નવલશા ઉમંગે બોલ્યા.

– અલ્યા સાંભળ, બધું છાંડ્યું, હજી મને આ ખેતરમાં ભરોસો. આપણું ગયેલું બધું વ્યાજ સમેત વાળવાનું મન થાય મને.

– મૂળે મૂડીના વાંધા. ત્યાં વ્યાજ ક્યાં વલોવવા બેઠા અહીં ?

– સાંભળ. હવે બાવાવસ્થામાં મને કંઈક સૂઝ પડે છે. હું વિચારું પડતર ખેતરમાં કૂવા ખોદાવી મેલીએ. આપણાં નસીબમાં કંઈ નસીબ જેવું બચ્યું હશે તો કૂવામાંથી તેલ ફૂટી નીકળશે ફુવારા જેમ. નહીં તો પાણી તો નીકળશે જ ને વળી ?

– હં તેનું શું છે ? નવલશા.

– અરે, તેલ નીકળશે તો આપણે તેલીઆ રાજા કહેવાશું.

મને મનમાં થયું બાવાવસ્થા પૂર્વેની સ્થિતિ નવલશાના મનદ્વારે પશ્ચિમેથી પ્રવેશ કરતી લાગે. કહ્યું.

– નવલશા તેલના ભરોસે ન રહો. તેલ ના નીકળે તો તેલના રાજાને બદલે ગાંગા તેલીઆ ઘાંચીની જેમ છાજિયાં લેવાનો વારો આવશે.

– તું મારા વિચારને પાણીમાં તરતો ન મેલ હવે અને કહું તે સાંભળ અને આચર. જા અબઘડી. ને કોઈ ભોંયશાસ્ત્રી પાણીપારખુને પકડી લાવ.

જોઈએ તો ખરા આપણી ભોંયમાં શું ભરાઈ પડ્યું તે.

મને થયું હા પાડીશ તો પણ મૂંઝારો ને ના કથીશ તો મારું તેલ વગર ઘાણીએ નીકળશે. નવલશાને ત્યાં જ પડતા મેલી ગામમાં જઈ પાણીપારખુને લઈ આવ્યો ભેળાભેળ. વાટે આવતાં બધીય સમજણ અગાઉથી આગોતરી એને કાનોકાન ગોઠવી મેલી. એટલે ભૂ પારખવામાં ભૂલ ના કરી બેસે.

ભૂપારખુ ભાળી નવલશા હરખાયા. હરખમાં નવલશાના શરીરે સવાશેર લોહી, ના ભૂલ્યો તેલ ચઢ્યું. એવામાં ભૂ-પારખુએ ભોંય પર કાન માંડી પારખપ્રવૃત્તિ આદરી. આડાઅવળાસવળા સીધા કાને સરવુંનરવું મનોમન આંકે કરી આખર એણે પોતાનું ભૂ-જ્ઞાન નવલશા સમક્ષ રજૂ કર્યું.

– નવલશા, તમારી ભોંયમાં નથી ભૂ કે નથી તેલ. મને લાગે ભોંય ભીતર લાવા ઊછળકૂદ કરે. ક્યારે લાવા ફાટી બારા ફેલાશે તેનો આંક અબઘડી અંકે કરી દઉં.

વચ્ચે જ નવલશા બોલી ઊઠ્યા.

– રહેવા દો વા'લા ભૂ-દેવ. લાવાને લાવા ઠેકાણે જ રેવા દો. તમારા લાવા-જ્ઞાને ભોંયમાં તો લાવા ઊકળતો હશે તે મર ઊકળતો રહે, અહીં મનમાં લાવા રેલો ઊકળી ઊછળી બહાર ધખધખ થાવા મથે. તમને એની ઝાળ લાગે તે પહેલાં વદાય લો તો ભલું તમારું.

નવલશાના લાવાવેણ સાંભળી ભૂ-જ્ઞાની ભોંય ફાટે તો માંહે સમાઈ જઉં એવું વિચારી વહેતો થયો.

થોડી વાર થોડું ઠરીઠામ થયું. એટલે પ્રશ્નાર્થ હું નવલશા સામે જોઈ રહ્યો.

નવલશા મારો વણપૂછ્યો પ્રશ્ન કળી ગયા. બોલ્યા.

– અલ્યા, આ પડતર ખેતર જોઈ મારું મન ચલિત થયું. મને ઘડી થયું, લાવ પડતરનો ઉપયોગ થાય તે વિચારું. તેલ નીકળે આપણે માલામાલ. વળી પાછો ધમધોકાર વહેવાર વહીવટ. તિજોરી ફૂંકી મારી ફૂંકના ભાવે તે પાછી વસાવી માંહે નાણાં ખડકી મેલી રાજાનો પાઠ અને ઠાઠ બેઉ ભજવીએ. પણ આપણે કપાળે બાવાપાઠ જ લખાયો છે.

– હું તમને આવા વિચારે સાધુસંતમાંથી ચલિત થાતા ભાળું.

– જો ભલા, જાણ, ચલિત આ મારું મન છે. મારું શરીર તો અ-ચલ છે. હવે ચલાચલનું છાંડી ને વિચાર, હું વિચારું તે.

– તમે વિચારો તે જ હું વિચારું તો આપણે બન્ને શાને વિચારવું ? કાં તમે વિચારો કાં પછી હું વિચારું. નકામના બેઉના મગજને એક જ વિચારે બાંધી રાખવા ઠીક ના કહેવાય.

– ઠીક, લે, ત્યારે તું જ વિચાર હવે અને હું આચરું.

– ના નવલશા, આજ લગી તમે વિચાર્યા કર્યું છે ને મારે ભાગે તો આચરવાનું જ હોય છે. હું રહ્યો તમારો આચરણીઓ. માટે તમે ઘટતું વિચારો ને હું વધતું આચરું.

નવલશા મારા વાદવિવાદથી કંટાળ્યા હોય એવું લાગ્યું.

કંટાળેલાને વધુ કંટાળી વાટમાં કાંટા વેચવા નહીં એવું વિચારી હું પટમાં પલાંઠ વાળી બેઠો રહ્યો ચૂપચૂપ. ત્યાં વળી આખરનામું ઓચરતા હોય તેમ ગંભીર મુખમુદ્રા ધારણ કરી નવલશા એકીશ્વાસે બોલી ગયા.

– અલ્યા તેં જ ક્યાંક કહ્યું છે. સાધુસંતોએ ઝાઝું કંઈ વિચારવું નહીં. ઝાઝું વિચારવાથી વિચારશક્તિ નબળી પડે. વિચારશક્તિ નબળી પડે તો આચારશક્તિ કે શુદ્ધિમાં અશુદ્ધિ પ્રવેશે. તેથી અને માટે તને કહું, હું આજ અબઘડીથી વિચારવાનું છાંડી દઉં છું અને તું પણ આચરવાનું માંડી વાળ. સાધુ તો ભલતા જ ભલા.

નવલશાની સંતવાણી સુણી હું તૃપ્ત થયો. પલાંઠ વાળી આંખો ઢાળી પટમાં બેસી રહ્યો.

# સમાચાર

- બિહારના ભૂતપૂર્વ મુખ્યમંત્રી લાલુપ્રસાદ યાદવની ધરપકડ કરી ૧૫ દિવસ માટે તેમને જેલમાં મોકલી દેવામાં આવ્યા છે.
- પાકિસ્તાનના ભૂતપૂર્વ વડાપ્રધાન શ્રીમતી બેનઝીર ભુટ્ટોએ એવો આક્ષેપ કર્યો કે મારી હત્યા કરવાના બે પ્રયત્ન બિન લાદેને કર્યા હતા અને મને પદભ્રષ્ટ કરવાના પણ પ્રયત્ન કર્યા હતા.
- વિવાદાસ્પદ પોટો અંગે વિરોધપક્ષોનો સહકાર કેન્દ્રસરકારને મળી શક્યો નથી.
- કેતન પારેખને નિયમોના ભંગ કરવા બદલ સેબી તરફથી નોટિસ આપવામાં આવી છે.
- નેપાળમાં ત્રણ મહિનાની કટોકટી લાદવામાં આવી છે.
- કંદહારમાં અમેરિકાએ વિશિષ્ટ તાલીમ પામેલા ૧,૦૦૦ સૈનિકો ઊતારવાનો નિર્ણય કર્યો છે.
- ડેનિસ જ્યાં આગળ રેફરી તરીકે સેવાઓ આપતા હશે ત્યાં ભારત કોઈ મેચ રમશે નહીં.
- શાળાઓમાં ભણાવાતા ઇતિહાસનાં પુસ્તકોમાંથી કેટલીક વિગતો કાઢી નંખાતા વિરોધપક્ષોએ વાંધો લીધો છે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ગાલાં ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા



બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯